સંસદ્-ગ્રંથાવલિ—૬

# ગુજરાતનો નાથ

["પાટણની પ્રભુતા" પછીના સમયની વાર્તા]

લેખક

કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી એ એલએલ બી, એડવોકેટ

સોલ એજન્ટ—મેસર્સ આર. વનમાળીદાસ એન્ડ કું.

જુની ભાટીઆ મહાજનવાડી સામે, ૩૯૭

કાલબાદેવી રોડ, મુંબાઈ

તૃતીયાવૃત્તિ

મૂલ્ય રૂ. ૪—૦—૦

સંવત્ ૧૯૮૦. ઇ. સ. ૧૯૨૪

ગુજરાત

પ્રબળ અને પ્રગતિવાન્

એક અને અતુલ અને

એવાં સ્વપ્નો જે નિરંતર અનુભવતા,

તેનો ઇતિહાસ જેનું પરમ ધ્યેય હતું અને

તેની સાહિત્યસેવા જેનો જીવનમંત્ર હતો

તે મિત્ર અને મહાત્મા

સદ્ગત ભાઈ રણજિતરામનાં

પવિત્ર સ્મરણોને

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ વાર્તાને બીજી આવૃત્તિ પામવાનુ મદ્ભાગ્ય મળ્યુ છે તે વખતે જે વાચકવૃંદે એની પ્રથમ આવૃત્તિને સપ્રેમ આદર આપ્યો તેનો મારે ઉપકાર માનવો જોઈએ

અનેક ઐતિહાસિક પ્રસગો અને કથાઓની સકલના કરી આ વાર્તા લખી છે અને ઐતિહાસિક તત્ત્વો બન્યા ત્યા સુધી તેવા ને તેવાજ રાખ્યા છે

ઘણા મિત્રોએ આ વાર્તાની પહેલી ને બીજી આવૃત્તિ પ્રગટ કરવામા મદદ કરી છે ચોપડી શરૂ થઈ ત્યારે વસ્તુ મેળવવામા ના ભાઈ રણજીતરામની કેટલીક મદદ હતી રા હાજી મહમદના આગ્રહથી એ લખાઈ ને રા રવિશકર રાવળની કલાથી સુશોભિત બની રા ચદ્રશકર બુચ અને રા રામપ્રસાદ બક્ષીએ સસ્કૃત શ્લોકો રચી આપવાની મદદ કરી સાક્ષરશિરોમણિ નરસિંહરાવના ઉપોદ્ઘાતની કસોટીએ ચઢતા આ વાત કે અકાઈ અને આ બીજી આવૃત્તિની જોડણી રા લાભશકર પ્રભુરામે અનહદ ને અથાગ મહેનતથી સુધારી આ બધા મિત્રોનો હુ ઋણી છુ, તેમણે કરેલી મદદ માટે અત્યત આભારી છુ

બાબુલનાથ રો૦,<br>
તા૦ ૧૧-૮-૨૧

કનૈયાલાલ મા૦ મુનશી

# ગુજરાતનો નાથ



## ઉપોદ્ઘાત.

'ગુજરાતનો નાથ," "પાટણની પ્રભુતા," "વેરની વસુલાત" એ ત્રણ સમર્થ વાર્તાઓના લખનારને ગુજરાતી રસિક વાચકવર્ગ આગળ ઓળખાવવાની જરૂર કશી પણ રહેતી નથી તો પછી આ ઉપોદ્ઘાત શા માટે લખવો ? "ગુજરાતનો નાથ" વાંચીને મ્હારા મન ઉપર જે છાપ પડી છે તે દર્શાવવી, વાચકવર્ગના મન ઉપર પડેલી છાપ તે સાથે તેઓ સરખાવીને કોઈ સમભાવજનિત સંતોષ મેળવે,—એ પ્રવૃત્તિહેતુ આ ઉપોદ્ઘાત લખવાનો છે આશા છે કે એ અનુચિત નહિ જણાય

આ વાર્તા—'ગુજરાતનો નાથ" એ વાર્તા—વાંચવા માટે, હેનું સંપૂર્ણ સ્વરૂપ, રસમર્મ, ઇત્યાદિ હૃદયમનમાં ઉતારવા માટે "પાટણની પ્રભુતા" વાંચવાની આવશ્યકતા છે એ બંને વાર્તાઓ અન્યોન્ય શૃંખલિત હેવી છે કે પ્રથમની વાર્તા માત્ર બીજીના પૂર્વ વૃત્તાન્તનું ચિત્ર દર્શાવનાર છે એટલું જ નથી, પણ કેટલાક પાત્રોના ચરિત્રનું પૂર્ણ ઉદ્ઘાટન અને દર્શન બંને વાર્તાના સમગ્ર વાચનથી જ લભ્ય છે વાચકે પ્રથમની વાર્તા વાંચી છે એમ કાંઇક માની લઇને ચાલવાનું ધારું છું વિશદતા માટે ક્વચિત્ પૂર્વ વાર્તામાંથી વિસ્તારયુક્ત અંશો લેવા પડશે ખરા

ગુજરાતી ભાષામાં વાર્તાના પુસ્તકો ઘણી સંખ્યામાં પ્રગટ થયાંકે અને થાયછે, ભાષાન્તરોની બાબત બાજૂ ઉપર મૂકવાની છે, અપૂર્વરચનારૂપ વાર્તાગ્રન્થો પણ સંખ્યાબંધ થાયછે તથાપિ ખરી પ્રતિભાયુક્ત કૃતિયો આંગળીને વેઢે ગણાય એટલી પણ નથી એ કેવું શોચનીય છે ! પરંતુ તે સ્થિતિ માટે ખેદ અહિં અસ્થાને છે રા. કન્હૈયાલાલ મુનશીની વાર્તાકાર તરીકેની પ્રતિભાશક્તિ, કલા, સામર્થ્ય એ આજ સૂધી જણાયલા વાર્તાકારો કરતા કેટલાં વિલક્ષણ છે તે પ્રશ્ન જ આપણું ધ્યાન ખેંચે એમ છે

તે પ્રશ્નની પરીક્ષા કરતી વખતે અન્ય લેખકો વિશે કાંઈ પણ બોલવુ પડે તો તે દૂષણ દર્શાવવાના હેતુથી નહિ પણ પ્રસ્તુત વાર્તાના લેખકના પૃથક્ સ્વરૂપનુ સ્થાપન કરવા માટે જ છે એમ ન્યાયી વાચક સમઝશે જ એમ આશા રાખુ છુ

રા કનૈયાલાલ મુનશીની વાર્તાઓમા એક સામાન્ય લક્ષણ એ મ્હને જણાયછે કે વાચકને વાર્તાના વૃત્તાન્તના ઓઘમા જોસભેર રસની ઊનતા થવા ના દઇને, વશે કે અવશે, તણાવુ જ પડેછે વૃત્તાન્તના પ્રબળ વેગમા લેખકને વૃથા વર્ણનો, અનાવશ્યક પ્રસગો, પાડિત્યદર્શક અથવા ફિલસુફીમા રમનારી લાબી લાબી અપ્રસ્તુત ચર્ચાઓ, ઇત્યાદિ ખેલ માટે નવરાશ જ જણાતી નથી Digressions (પ્રસગાન્તરતાઓ) આણેછે ત્ય્હા પણ ઔચિત્ય, સયમ, વિરલતા એ ગુણો સમતોલના સાચવેછે આ એ લેખકનો એક અપૂર્વ ગુણ મ્હને તો લાગેછે આ જમાનામા વાચકવર્ગને નકામા અસબદ્ધ લખાણો ખમવાની શક્તિ નથી, ફુરસદ નથી, તે કારણથી જ નહિ, પણ કલાના ખરા તત્ત્વો માગી લેછે તે કારણથી, એ ગુણ મ્હને મૂલ્યવાન્ લાગેછે બીજો ગુણ આ વાર્તાકારને વિલક્ષણ ઉચ્ચ સ્થાન આપનારો પાત્રોના લક્ષણ સાધવાની, લક્ષણ વિકસાવવાની, કલા, અપૂર્વકલા, અને કલાના સામર્થ્યમા મ્હને જણાયો છે ત્રીજુ વિશેષ લક્ષણ વૃત્તાન્તોની ગૂથણીમા ચાતુર્ય—એ જણાયુછે આ શિવાય અનેક બીજા ન્હાના મ્હોટા ગુણોથી રા કનૈયાલાલની કૃતિયો મ્હને અતિપ્રિય થઇ પડીછે તે અહિ નોધવાની જરૂર નથી માત્ર એટલુ જ હુ કહીશ કે એ સર્વ ગુણનો પ્રભાવ, સખ્યા તેમ જ સ્વરૂપને લીધે, એટલો બધો છે કે ગુજરાતી ભાષાની શુદ્ધિ માટે આગ્રહી મ્હારુ મન છતા રા કનૈયાલાલમા ભાષાશુદ્ધિની બાબતના અનેકાનેક સ્ખલનો નજરે પડેછે તે માટે ક્ષમા તો હુ આપી સકુ એમ નથી, પણ તે સહન કરી લેવાની વૃત્તિ પ્રબળ થાયછે ખાસ કારણ એ છે કે એ સ્ખલનો રા કનૈયાલાલ કોઇ રીતની ધૃષ્ટ અનાદરવૃત્તિથી નહિ પણ પોતાની મર્યાદિત સ્થિતિને લીધે જ કરેછે એમ લાગેછે એ દૂષણો સહજ સભાળ

અને સુધારો કરવાની પ્રવૃત્તિ રાખ્યાથી નિવારી સકાય હેવા છે, તે મરણથી પણ હું મહન કરી લેવા તત્પર થાઉછુ, બાકી ખાસ તો હેમના અસાધારણ સામર્થ્ય, કલાવિધાન, માનવલક્ષણ વિશે ઊંડી અન્વેષણશક્તિ ઇત્યાદિ ગુણોથી મુગ્ધ થયોછુ તે જ કારણ છે

અતિસ્તુતિના આરોપથી ડરીને આ દિશામા વિશેષ હવે કશુ ના લખતા હવે વાર્તાના અન્તર્ગત સ્વરૂપોનુ કાંઈક દર્શન કરવુ ઊચિત ગણુછુ પ્રસ્તુત વાર્તામા મુખ્ય પાત્રો મીનલદેવી અને મુંજાલ, કાક અને મંજરી, અને કાંઈક અંશે ત્રિભુવનપાલ અને કાશ્મીરાદેવી—એ ત્રણ યુગલો છે, બાકી ઊતરતી કક્ષાએ બીજા પાત્રો પણ અનેક છે તે સર્વનુ દર્શન આ સ્થળે અસાધ્ય છે માટે મુખ્ય પાત્રો જ હાથમા લઈ સંતોષ માનીશુ એ વાત સ્મરણમા રાખવાની છે, આ વાર્તામા—વાર્તાયુગલમા—વૃત્તાન્તો તથા પાત્રો ઐતિહાસિક પાયા ઉપર રચાયલા છે ખરા, તથાપિ કલાવિધાનની માગણીને આદર આપીને ઐતિહાસિક અંશનો ત્યાગ કરીને કલ્પિત રચનાને પણ સ્થાન ચાતુર્યથી અપાયનુંછે દાખલા તરીકે—પ્રસન્નમુખી (કાશ્મીરાદેવી)નો મીનલદેવીની ભત્રીજી તરીકે સંબન્ધ મુંજાલની યુવાવસ્થામા દ્રાવિડ દેશમા મુસાફરી, ચન્દ્રપુરમા મીનલદેવી જોડે સ્નેહ-સમાગમ, મીનલદેવીનો ગુજરાતના રાજા કર્ણદેવ જોડે લગ્ન કરવામા મુંજાલના સાહચર્યનો મર્મહેતુ, સારાંશ મુંજાલ અને મીનલદેવી વચ્ચેનો વિલક્ષણ સ્નેહસંબન્ધ, આચારની વિશુદ્ધિ છતા એ બેના હૃદયોનુ અન્તર્ગત લગ્ન કીર્તિદેવ જોડનો મુંજાલનો ગૂઢસંબંધ,—આ સર્વ કવિકલ્પનાની સફળ અને સબળ ઉત્પત્તિયો છે મુખ્ય પાત્રોમા મંજરી અને કીર્તિદેવ એ કેવળ કલ્પનાકૃતિયો છે, (ગૌણ પાત્રોની વાત કરવાની જરૂર નથી) આ ઉપરાત, કેટલાક પાત્રો, જે'વા કે કાક, દેશલ, વિશલ, ઉબક,—ઇતિહાસ સિદ્ધ છતા હેમનો સમય જરાક પાછળ ખશેડી પ્રસ્તુત વાર્તાના સમયમા મૂકયોછે તેમ જ પ્રસ્તુત વાર્તાનો સમય વિ સં ૧૧૫૪ નો હોઈ કેટલાક પ્રસંગો બે ત્રણ વર્ષ આગળ પાછળ ખશેડીને, ખેંચી તાણીને, સં ૧૧૫૪

મા આણ્યાછે તે પણ વાર્તાનુ કેન્દ્રસ્થાન સાચવવા માટે કલાવિધાનની આજ્ઞાને અનુસરીને કર્યું છે આ વાર્તા છે, ઇતિહાસ નથી, ઇતિહાસની સામગ્રી લઇને રચેલી કથા છે એટનુ સ્મરણમા રાખના આટલી ઇતિહાસ માથે લીધેલી છૂટનો ખુલાસો મળવા સાથે ક્ષમા પણ મળશે જ એટલુ જ નહિ પણ એ છૂટ લેવામા કલાવિધાયકનો ચાતુર્યચમત્કાર પણ રસિક વાચકને જણાશે કારણ કે ઐતિહાસિક પ્રસંગો મુખ્ય ભાગે સાચા લીધા છે—જેવા કે, **માળવાની ચઢાઈ અને શાન્તુ મહેતા પાટણ સાચવવા** નાખેલા તે **મી**નલદેવીની જાત્રા, **નરઘણને પકડ્યો** તે એ ગારે લીધેલી ચાર પ્રતિજ્ઞા અને ત્હેનુ પ્રતિપાલન, હેમાચાર્યની દીક્ષા, ખતીબ ઉપર ખંભાતમા થએલો જુલમ, વગેરે અને કલ્પનાથી ઘડેલા પ્રસંગોની અલ્પ તેમજ ચતુરાઇથી યથાપ્રયોજન ગૂંથણી થઇછે *

આ પરિસ્થિતિને પરિણામે આ વાર્તાયુગલ વાચનારને વાર્તાકાર પ્રાચીન ગુજરાતના મંત્રુગ્ધ સમયમા લઇ જઇને, ઢાલ તલવારોના ખડખડાટ અને વીજળી જેવા ચમકારાઓમા, મનુષ્યમાથી છૂટતા લોહીના ધૂમ વાટામા, પ્રચંડ વીરપરાક્રમના પ્રસંગોમા, મૂકેછે ત્હેની જ સાથે પરંગના વિદ્યુતચમત્કાર કરતા પણ વધારે પ્રભાવયુક્ત બુદ્ધિમંગના, રાજ્યતન્ત્રના વિદ્યુતચમત્કારમા પણ મૂકે છે, જે બને—ખડ્ગ તેમ જ બુદ્ધિપ્રભાવ બને—વિદ્યુતના ઝમકારા પરસ્પર ગૂથાયલા હેના રચીને મૂક્યાછે કે એ વિરલ-કલાના દર્શનથી લણનાર આપણે મુગ્ધ થઈ જઇયે છિયે આપણી આગળ વાર્તાના પાત્રો હેના ના જીવત જ્વલત ખડા થાયછે, પરિક્રમણ કરેછે, કે રસ્તામા આપણને મળે તો ઓળખી શકીશુ એમ લાગેછે શેક્સ્પીઅર અને ડિકન્સના પાત્રોની પેઠે આ કલાવિધાયકના પેદા કરેલા પાત્રો સજીવ, ચિરજીવ, થવાનુ ભાવિદર્શન મ્હને તો ખોટુ નથી લાગતુ

* 'કીર્તિકૌમુદી,' 'પ્રબન્ધચિન્તામણિ,' 'ચતુર્વિંશતિ પ્રબન્ધ' 'રાસમાલા,' The Bombay Gazetteer માનો ગુજરાતનો ઇતિહાસ, 'દ્વ્યાશ્રયકાવ્ય' 'મિરાતે-અહમદી-હિકાયત,'—એ ગ્રન્થોમા બહુ અંશે આ વાર્તાઓની ઇતિહાસસામગ્રી જડશે

રા. કન્હૈયાલાલ વાર્તાકાર તરીકે સજીવ સૃષ્ટિ—પાત્રોની સૃષ્ટિ—પ્રગટ કરનાર સમર્થ વિધાતા છે એમ કહેવામાં મ્હને અત્યુક્તિ નથી જણાતી. એટલું જ નહિ, પણ એથી પણ આગળ વધીને હું કહું છું કે બીજા વાર્તાકારોમાં જે ગુણ પૂર્ણરૂપે નથી જણાતો તે ગુણ રા. કન્હૈયાલાલની કલાદ્રષ્ટિમાં પ્રધાનરૂપે નજર પડે છે, તે એ કે કેટલાક પ્રધાન પાત્રોનો લક્ષણદેહ પ્રથમથી ઘડીને વાચક આગળ એઓ રજુ નથી કરતા, પરંતુ, માનવજીવનમાં જેમ બને છે તેમ, પ્રસંગો, મહાપ્રસંગો તેમ જ અલ્પ પ્રસંગો, સાધનરૂપ બનીને ક્રમે ક્રમે એ લક્ષણદેહ ઘડાય છે વિકાસ પામે છે, (evolution) પામે છે. પ્રસંગોથી બનેલા વૃત્તાન્ત અને પાત્રોના સ્વરૂપલક્ષણ એ બેની પરસ્પર ગૂંથણી અદ્‌ભુત કલાવિધાન વડે કરાઈ જણાય છે. આમ વૃત્તાન્ત અને પાત્રલક્ષણ પરસ્પર સંશ્લિષ્ટ રહે છે, વૃત્તાન્તનું વાતાવરણ અસંબદ્ધ—પાત્રલક્ષણને સ્પર્શ ના કરનાર—શિથિલરૂપ, જુદું પડેલું, નથી રહેતું. રૂપાહરણ, મંજરી અને કાક, મીનલદેવી અને મુંજાલ, એ યુગલોના લક્ષણદેહનો વિકાસ આ વાર્તાયુગ્મમાં કેવો થાય છે તે તપાસવાથી જણાય એમ છે. એ તપાસ સવિસ્તર કરવા માટે અહિં અવકાશ નથી. સંક્ષેપમાં ઈશારો કરી શકાશે. તે કરતા પહેલાં એક વાત કહેવાની ઈચ્છા થાય છે. 'સરસ્વતીચન્દ્ર'ના સમર્થ રચનારની કૃતિ જોડે આ વાર્તાઓની સરખામણી કરવા માટે સમાનભૂમિ નથી, કેમકે 'સરસ્વતીચન્દ્ર' એ માત્ર કલાવિધાનનું ફળ નથી, એક સંશ્લિષ્ટ વાર્તા નથી પરંતુ, રા. આણંદશંકરે એક સ્થળે સ્તુતિરૂપે કહ્યું છે તેમ, એ 'સરસ્વતીચન્દ્ર પુરાણ' છે. આમ છતાં પાત્રસૃષ્ટિની કલાનો સમાન અંશ લક્ષમાં લેતાં એટલું મ્હને તો લાગે છે કે ગોવર્ધનભાઈની સૃષ્ટિ યદ્યપિ સજીવ છે તથાપિ રા. કન્હૈયાલાલની પાત્રસૃષ્ટિ આગળ એ સૃષ્ટિની સજીવતા ઊતરતી લાગે છે. 'સરસ્વતીચન્દ્ર'ના પાત્રો તેમજ વૃત્તાન્તો અને વર્ણનો અતિશય ભારને લીધે બોજારૂપ લાગે છે, ત્યારે પ્રસ્તુત વાર્તાઓના તે જ અંશો સુશ્લિષ્ટ, સંયમગુણથી ઘડાયલા, હોઈ પૂર્ણ કલાવિધાન દર્શાવે છે. અસ્તુ, વિષયાન્તરતામાં પડીશું નહિ.

ત્યહારે, પ્રસ્તુત વાર્તાના મુખ્ય પાત્રોનું દર્શન સંક્ષેપમાં કરિયે મંજરી અને કાક—આ જોડું જોડાયા પ્હેલાં, જોડાયા પછી જોડાયું જ્યના વિલક્ષણ ગર્વમર્યાદાને લીધે છૂટું, અને અસાધારણ સંયોગોને પરિણામે પ્રેમના, પ્રેમાચારના, અલૌકિક પ્રકારોના વજ્રલેપથી જોડાયલું, ખરેખર નવીન કલાવિધાયકના હાથ જ રચાયું છે ખંભાતમાં અત્યાચારથી મંજરીને મચાવીને આણનાર કાક તરફ મંજરી ઉપકારના સ્વાભાવિક પરિણામરૂપ આદર, પક્ષપાત, કે હેવા ભાવથી જોઈ સકતી જ નથી ઉપકાર, ત્હેનું પરિણામ આદર, પક્ષપાત ત્હેનું પરિણામ પોચો પોચો પ્રેમ,—હેવી રૂઢ પ્રણાલીમાં આ કલાવિધાયકની કલા સરકી જતી નથી હેને તો કોઇ સમર્થ, દઢ પાષાણ લઇને વજ્રપાત જેવા પણ અંદરથી મૃદુ ટાંકણાના પ્રહાર વડે, અલૌકિક પૂતળાં ઘડવાં છે, તે ઘડીને ગેલેશિયાના શિલ્પીએ જેમ હેને સજીવ કરી હતી તેમ, તેથી પણ અધિકગુણ ચમત્કાર વડે, એ પૂતળાંને જીવતાં જાગતાં ચલાવવાં હલાવવાં છે અને તેમ થયેલું આપણે જોઇયે જ છિયે વાર્તામાં આ જોડાને ઘડનાર સર્વ પ્રસંગો અહિં ગણાવી સકાશે નહિ પરંતુ આ પૂતળાં ઘડાયાં, સજીવ થયાં, તે ક્રમ જોવાય તેટલા જોઇયે મંજરીને કાકભટ્ટ નહિ પણ કાક ભટ જ જણાયો, પંડિત નહિ પણ માત્ર વિદ્યાવિમુખ લટૈયો જ નજરે પડયો, તેથી હેના આદરમાં એક ક્ષતિ પ્રગટ થઇ મંજરી પોતે અસાધારણ વિદ્યાસંસ્કારવાળી અને આ વિદ્યાહીન—એ બેનો યોગ જ ક્યહાંથી ઘડાય? ખંભાતથી પાટણ જતાં, કાકની વિદ્યાશૂન્યતા જણાયા પછી, ગર્વિષ્ઠ મંજરી કાક જોડે થોડું બોલતી, મહેરબાની કરતી હોય તેમ ગર્વથી અને દયાથી જોતી અને કાક પોતે "નન્દી પાર્વતીને જે માન આપે ત્હેવા માનથી ત્હેના સ્હામું જોઇ રહેતો," ત્હેની સેવા કરી કૃતાર્થ થતો હતો મંજરી ગર્વિષ્ટ હતી છતાં શુદ્ધ સંસ્કારી, નિખાલસ હૃદયની, આનન્દી, હતી, તેથી જડ કાકની સસંકોચ વાતોમાં કાંઈક રસ લેતી હતી કાકને માર્ગમાં મંજરીથી છૂટા પડવું પડયું, પછી અન્ય

પ્રસંગો ઓળંગી પાછા મંજરીને અને કાકને પાટણમાં આપણે જોઇયે મંજરીના આદર્શનું દર્શન કરિયે હેના પોતાના જ શબ્દો સાંભળીયે

'મા! હું ત્હમારા કાળની નથી—ત્રિભુવન ગજાવનારા મહા કવિયોના કાળની છું, હું પાટણની બ્રાહ્મણી નથી—પણ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રને ખોળામાં છુપાવવાની હોંસ ધારતી બીજી અનસૂયા છું"

"મ્હારા રૂપમાં ભયંકર શક્તિ છે એટલે લાલસાના સેવકો દુઃખ દેવા આવશે દુઃખ દેશે—રીબાવશે પણ હું કોને પરણું? જ્યહાં જોઉં છું ત્યહાં બ્હતિયાઓ નજરે ચ્હડે છે ત્હેમાંથી કોની દાસી થાઉં?"

મંજરીના તો નાથ ઘણા હતા હેણે ગણાવ્યા કવિવર કાલિદાસ હેનો નિરંતર સહવાસ, ગગનવિહારી મેઘોનું તેની સાથે દર્શન, પોતાનાં બનેનાં સંતાનો—શકુન્તલા, પુરૂરવા, માલવિકા, બીજો હેનો પતિ જામદગ્ન્ય પરશુરામ આમ વિદ્યા અને શસ્ત્રપરાક્રમના મિશ્ર આદર્શો પૂજનારી મંજરી છે હેનો આદર્શપતિ તો कैलास इव दुर्धर्ष कालाग्निरिव दुःसह હતો

કાશ્મીરાદેવીએ શંકાકનું નામ, પતિ તરીકે, સૂચવતાં મંજરી કહેછે "મા' એ તે મોટો યોદ્ધો ને એ મોટો બ્રાહ્મણ' નથી આવડતું સંસ્કૃત—નથી પૂરા સંસ્કાર—નથી મોટો યોદ્ધો' "બા' હું—હું—કાકને પરણું? ક્યહાં હું—અને ક્યહાં લાટનો ભટકતો ભટ'"

આ ગર્વભર્યાં વચનો છાનેમાને સાંભળતા કાકે મંજરીના શ્લોક ગોખવા માંડ્યા कैलासमिव दुर्धर्षम् એ શબ્દો હેના મગજમાં વાગ્યા પોતાને પરશુરામ આગળ નિઃસત્ત્વ દીઠો મંજરીને લાયક પોતે નથી એ ભાન થયું 'હું અલ્પ છું, વિશાળતા નથી "—એમ મનમાં લાગ્યું પછી અન્તરાત્મા ઊઠ્યો મનમાં નિશ્ચય કર્યો "મંજરી' ઠીક છે તું પણ જોજે, કલિયુગ આવ્યો છે, પણ મારી રગમાં શુદ્ધ, સનાતન, લોહી ફરેછે તું પણ જોજે કે કાક નિર્માલ્ય છે કે राजविमर्दन છે"

બીજો પ્રસંગ વિધિયે—વિધિના સાધનભૂત આપણા કલાવિધાયકે—ઘડ્યો મંજરીને ઉંદા મહેતાના સેવકો ઉપાડી જતા હતા તેમાંથી કાકે યુક્તિથી બચાવી બેભાન અવસ્થાવાળી મંજરીને ખભે ઊંચકીને કાક

ત્રિભુવનપાલના મહેલ તરફ લઇ જતો હતો મંજરીએ—બેભાન દશામા—નિશ્વાસ મૂક્યો, "ચન્દ્રની અપૂર્વતા શરમાવે હેવુ સુમધુર મુખ આટલુ પાસે જોઇ પ્રેમ—અર્ચનાથી તેને વધાવી લેવા" કાકનુ હૃદય તલસી રહ્યુ "પણ તેણે પ્રયત્ન કરી મન વાર્યુ" મંજરી ભાનમા આવવા લાગી કાકે કહ્યુ "મંજરી! ગભરાતી નહિ" "કોણ કાક! મને પેના પકડી જાયછે'—એમ કહી હમકભરી મંજરી કાકને વળગી પડી અજાણતા કાકે તેને છાતીસરસી દબાવી

"શુ કામ ગભરાયછે? મે બદમાશોને મારી હાકયા—હવે નિશ્ચિન્ત થા બચ્યાની ખાત્રી થતા, પૂરા ભાનમા આવતા, મંજરી કાકના હાથમાથી કૂદી પડી ભાન સાથે અભિમાન પ્રગટ્યુ કાકને ગર્વતિરસ્કારથી જોઇ રહી બોલી 'મને ક્યહા લઇ જતા હતા?"

કાક "હુ?—એમ પૂછો કે હુ ક્યહાથી લઇ આવ્યો તમને હરામખોરો ઉપાડી જતા હતા હુ અડધો કોશ દોડી તમને પાછો વઇ આવ્યો તેમા કાઇ ગુનોહ કર્યો હોય તો ક્ષમા કરજો"

મંજરી નરમ પડી કાકનો હાથ ઝાલી બોલી "કાક માફ કરો તમે મને બીજી વખત બચાવી ચાલો ક્યહા જઇશુ?"

ત્રિભુવનપાલને ઘેર તેને પ્હોચાડી, બધાએ તુષ્ટ થયા મંજરી કાશ્મીરાની સોડમા ભરાઇ કાકે કથા કહી કાશ્મીરા બોલી "મંજરી! કાકને હવે શિરપાવ આપ્યા વિના છૂટકો નથી" "શો શિરપાવ?" "આસ્તો!" કહી કાશ્મીરાએ મંજરીના જમણા હાથ તરફ હાથ ધર્યો મંજરી બ્હીકથી કાશ્મીરાને વળગી પડી કાક ગયો

સંયોગોનુ અને મિત્રોનુ દબાણ વધ્યુ મંજરી નિરુપાય બની કાશ્મીરાદેવીની યોજનાને વશ થઇ મંજરી કાકને મળી તે વખતે બોલી

'શા માટે મને દગ્ધોછો?" કાક, 'હુ દગ્ધુછુ?' મંજરી "હા તમે દગ્ધોછો, મા દગ્ધેછે, પંડિતજી દગ્ધે છે હુ નિરાધાર છુ—નમાપી છુ—મારા દાદા દૂર દેશ પડ્યાછે મારી પાછળ હજાર હાથનો રાવણ પડ્યોછે તેથી તમે મને ગભરાવો છો, તેથી મને કાઇ સુઝતુ નથી તથી મને તમારી સ્ત્રી બનાવવા માગોછો, તમે બધા આ કેર વર્તાવતા શરમાતા નથી?"

કાક "ફેર વર્તાવિયે છિયે ? તમને એમ લાગેછે ? તો મારે નથી પરણવુ " મંજરી તિરસ્કાર અને કટાક્ષથી બોલી "ના, તમે શા માટે ના પાડો ? તમે બબ્બે વખત મને મરતી બચાવી, કાશ્મીરાબા કહેછે કે તમે મારા હાથના અધિકારી થયા છો"

[હાથનો, હૃદયનો નહિ, હૃદય આપવાને મંજરી તૈયાર નથી ]

કાક "પણ હુ ક્યહા કહુ છુ ?"

મંજરી "તમે ભલે મ્હોડે નહિ કહેતા હો–મનમા કહેતા હશો"

[કાકની મૂલ્યતુલનામા મંજરી ભૂલ કરતી હતી, કેમકે]

કાક બોલ્યો "શા માટે જુઠ્ઠુ કહુ ? હુ જાણુ છુ કે ત્હમારો પતિ થવાની મ્હારામા યોગ્યતા નથી ત્હમે વિદ્વાન છો હુ વગર ભણેલો છુ, ત્હમે સંસ્કારી છો, હુ ગામડિયો છુ હુ અધિકારી નથી માત્ર દાસ છુ"

છતા પરણવા તૈયાર કેમ થયો હતો ? મંજરીના પ્રશ્નના ઉત્તરમા કાક ખુલાસો આપે છે "ત્હમારે માટે ત્હમારે માથે ચક્ર ભમે છે તે ખબર નથી ?"

મંજરી બીજાને પયણે તો ઉદો તેની પૂઠ છોડે, કારણ કે મંજરી કરતા આબરૂ ઉદાને વ્હાલી હતી

"ત્હ્મારે પરણ્યા વિના મ્હારો છૂટકો જ નથી" તિરસ્કારથી મંજરી બોલી

કાક "હા કા તો મ્હારી સાથે કે જૈન મંત્રી સાથે"

મંજરી "મ્હને પરણીને શુ કરશો ?"

કાક "તે પરણ્યા પછી કહીશ"

મંજરી "ત્હમે જાણો છો ? હુ ગર્વિષ્ઠ છુ, મ્હારા આચાર વિચાર વિચિત્ર છે ત્હમને તે કેમ રૂચશે ?"

કાક "તે મ્હારે જોવાનુ છે"

મંજરી બ્હાર જવા તત્પર થઇ કાક બારણા આગળ માર્ગ રૂંધીને ઊભો

મંજરીને લાગ્યુ કે ત્હેના સ્વાતન્ત્ર્યનો, સંસ્કારનો, ત્હેની શુદ્ધતાનો, ભવિષ્યનો વિનાશક—યમરાજ ત્યહા ઊભો હતો એ વિચાર આવતા ત્હેની હિમ્મત, ગૌરવ, દઢતા જતા રહ્યા ત્હેણે આંખપર હાથ મૂકી રડી દીધુ કાક પીગળ્યો "મંજરી ! શુ કામ રડે છે ?" "અનાથને નસીબે આસુ બીજુ શુ ?" "મ્હારે નાથ થવુ છે, ને એ આસુ સૂકવવા છે"

મંજરી (આંસુભરી આંખે કાક તરફ જોઇને) “કાક ! ત્હમે મ્હારા પર અનહદ ઉપકાર કર્યો છે” થોડી વાર જોઇ રહી કાક આંસુસરમાં તરતાં એ અપૂર્વ કમલો, નિરખી રહ્યો

“એક ઉપકાર વધારે કરશો ?”—દયામણો અવાજ, મુખચર્યા મંજરીના વચનને અજેય મનાવતા હતા કાકે કબૂલ કર્યું “જે કહેશો તે”

“મ્હને પરણ્યા પછી મ્હારા દાદાને ઘેર મૂકી આવજો.”

આ વજ્રાઘાત પડ્યો મંજરી ચાલી ગઇ આમ મંજરીએ કાક જોડે લગ્ન કબૂલ કર્યું

કાક ધર્મસંકટમાં પડ્યો ઘડભાગ મનમાં થઇ, હેનું હૃદય ત્હેમાં વળી ચડાયું નિશ્ચય કરી ઉદા મહેતાને સમઝાવવા ગયો કે મંજરીને સતાવવાનું છોડી દે,–કાકનો ઉદ્દેશ એ હતો કે ઉદો છોડી દે તો નિર્ભય મંજરીને પોતાની જોડે લગ્ન કરવાની ફરજ પડે નહિ અને એ મુક્ત રહે, અને લગ્ન વિનાની રહી સુખી થાય કાક કપટી ઉદાથી હાર્યો હેણે મન આપ્યું નહિં, તો વચનની તો વાત જ શી ? કાક આ પ્રસંગમાં મંજરી તરફના ઉદાર પ્રેમને બળે ઉદા આગળ ભોળો બની ગયો હેને યુક્તિમાર્ગ આવડ્યોજ નહિં

આખરે મંજરી અને કાક સંયોગબળના દબાણે બંધાયલી લગ્નગ્રન્થિમાં જોડાયા બસ, એટલું જ કાશ્મીરાદેવીએ મીનલદેવીને એક વાક્યમાં કહ્યું તે રીતે,—ઉદો એ છોકરીને પરણવા માગતો હતો, એટલે એ એને (કાક અને મંજરીને) કાશ્મીરાદેવીએ પરણાવી દીધાં

ખરે ! આ તે પ્રેમલગ્ન ? હૃદયલગ્ન ?—પણ કલાવિધાનકુશલ કવિ, વિધિની પેઠે જ, હૃદયના નીચેના પડ નીચે થઇને વ્હેતા ઝરણાંની ગતિ જોઇ સકેછે, અને યોગ્ય સમયે, અને યોગ્ય ભૂમિકા આવતાં, તે પ્રવાહને ઉપર ખેંચીને સર્વ હૃદયભૂમિને સીંજવેછે, પ્રેમકુસુમોને ક્રમે ક્રમે પ્રગટ કરી હસાવેછે, તે આપણે આગળ ઉપર જોઇશું એ ઝરણની ઝાંખી અણધારી આપણને થાયછે, સજ્જનમહેતાના ઘરની વાડીના પાછલા ભાગમાં કાવત્રાબાજોનું મંડળ ભરાયું હતું ત્હેમાં કાકે અપૂર્વ રાજનીતિનો ઉપદેશ ગૌરવભેર કર્યો તે વખતે, ગુપ્ત વેશે ગુપ્ત રહેલા ત્રિભુવનપાલ, કાશ્મીરાદેવી, અને મંજરી, એ ત્રણના હૃદયમાં કાકના પ્રભાવની

નવીન છાપ પડી, મંજરીના લગ્ન પછી 'આનન્દરાત્રિના અનુભવ'માં કટુ પ્રસંગોમાંના એક પ્રસંગનું સ્મરણ—કાકે ઉશ્કેરાઇ જઇને પોતાનો અધિકાર લીધો "તું મારી છે, સમઝી?" એમ કહી એક છલંગ મારી મંજરીને ભુજયુગલમાં ભીડી, "પ્રચંડ ઊર્મિઓના સત્ત્વ સરખું એક ચુમ્બન ત્હેને કર્યું" તે સ્મરણ, એ "ત્હેના હોઠના અશુદ્ધ સ્પર્શનું" સ્મરણ—મંજરીના હૃદયમાં હજી સાલતું હતું, કાક તરફ તિરસ્કારનો ભાવ ચાલૂ હતો. એ "બધી કડવાશમાં જાણ્યે અજાણ્યે એક અમીનું બિન્દુ પડ્યું"—આ અમીબિન્દુ કવિની કલ્પનાની ઉચ્ચવિહારિણી મેઘમાલામાંથી પડ્યું આગળ ઉપર રમ્યમય વનવાટિકા ખીલી, તે આ બિન્દુના પ્રતાપે

આ કાવત્રાબાજના મંડળમાં અણધાર્યું ભંગાણ પડવાની સાથે ગુપ્ત વેશે આવેલો ઉદો ગુપ્તવેશવાળી મંજરીનું હરણ કરી ગયો! કાક સોધવા નીકળ્યો ઉદાની કપટયુક્તિથી ઊંધે માર્ગે સોધમાં ગયો. ઉદાએ ગુપ્ત ભોંયરાના ખંડમાં સંતાડેલી મંજરી અને તે જ સ્થળે અન્ય ખંડમાં પૂરાયલા કીર્તિદેવ વચ્ચે સંસ્કૃત શ્લોકમાં વાર્તાલાપનું પ્રકરણ અસ્થાને જણાતું હોય તો ભલે, આપણી આ ચર્ચાનો વિષય એ પાત્રોના હૃદયવિકાસ માટે તેમાં કલાવિધાને વેરેલાં બીજ જડેછે તું કા'ની પત્ની? એ પ્રશ્નનો ઉત્તર આપતાં પ્હેલાં કાક વિષયે મંજરીની હૃદયવૃત્તિમાં જે ક્રમશઃ ફેરફાર થયે ગયાછે તે એ પ્રકરણમાં જોઇ લેવાની વાચકને વિનતિ કરવી બસ છે

આખરે કાકને બુદ્ધિની અને દૈવકૃપાની મદદથી મંજરીના કેદખાનાનો પત્તો લાગ્યો મંજરીએ કીર્તિદેવ વિના આવવાની ના કહી નિરાશ થઇ કાક પાછો ગયો બીજે દહાડે રાત્રે પાછો બંનેને છોડવવા આવ્યો, તો કીર્તિદેવે સ્મરણ આપ્યું—કાલભૈરવને મ્હારો પિતા કોણ તે પૂછી આવવાના વાયદાની આ રાત્રિ છે, તે પૂછવાને કાકને મોકલ્યો દરમ્યાન ઝીણી ઝીણી બાતમી મેળવી સવગ બનેલો મુંજાલ કેદખાનાની ગુપ્ત જગામાં આવ્યો, કાકે તૈયાર રાખેલા કૂવા ઉપરના દોરડા કપાવી

નાખ્યા, કાક કાલભૈરવને સ્થાનકેથી પાછો આવેલો મુંજાલના મન્સા સેવકોને હાથે પકડાયો. આ વખતે મુંજાલ અને કીર્તિદેવ વચ્ચે પ્રબળ દ્વંદ્વયુદ્ધ ચાલી રહ્યું હતું. મંજરી આ યુદ્ધ જોતી સતાયલી ઊભી કાકને આવવાની વાટય જોતી અધીરી બની, અને "કાક જેવા અપ્રતિમ વીરની અણમોલી જિંદગીને ત્હેણે અને કીર્તિદેવે નકામી જોખમમાં નાખી હતી" એમ ત્હેને લાગ્યું. આમ કાક તરફ વૃત્તિ બદલાવામાં બીજવિકાસનો ક્રમ ભરાયો. હૃદયભાવ અને કલ્પનાબળ બંનેના પ્રભાવથી, सौभाग्यनाथो मम જે'ને વર્ણવેશે ત્હેની તરફ હૃદય ઊલટ્યું. મુંજાલ કીર્તિદેવનો વધ કરે તે પ્હેલાં "ખબરદાર!" એમ ગૌરવયુક્ત કાકની ગર્જના થતાં ચક્કર ફરી ગયું. કાક ઉપર મુંજાલ તરવાર ઉગામી તેટલામાં તો દોડીને મંજરી વચમાં પડી. "કોણ છે તું?" એ મુંજાલના સક્રોધ પ્રશ્નના ઉત્તરમાં "હું! કાન્ભટ્ટની અધાંગના" એમ મંજરી બોલતાં, "તું અહિયાં ક્યહાંથી?" એમ પૂછ્યું એટલે–"મ્હારા સૌભાગ્યનાથની સાથે" કહી મંજરી કાકને ગળે વળગી રહી–બન્ના ખુનામાં થઈ ગયા, સમાધાન થઈ ગયા. બધા રાજગઢ ગયા.

બીજે દિવસે મંજરી તથા કાક જૂનાગઢ જવાને નીકળ્યા. રસ્તામાં મંજરીના હૃદયમાં વળી આર્દ્રતા વધવાના પ્રસંગ બન્યા. કાકનો વારો ગર્વ વરવાનો આવ્યો, મંજરીનો ગર્વ શિથિલ થયો. જયદેવ મળ્યા,— અણધાર્યા, ખેંગાર નાઠો, ત્હેને પકડવાને ત્હેની પૂંઠે પડવાનું કર્તવ્ય કાકને માથે આવ્યું, મંજરીને સોમની જોડે જૂનાગઢ હેના માતામહને ઘેર મોકલી દીધી. જૂનાગઢમાં કાક ખેંગારનો કેદી થયો. મંજરીએ બુદ્ધિ-ચાતુર્યથી ત્હેનું કેદખાનું તોડ્યું, ત્હેને છોડાવીને તેની જોડે જગતમાં પ્રયાણ કર્યું, અને કેટલાક આશ્ચર્યજનક પ્રસંગોમાં ભાગ લીધા પછી એ જોડું અણધારી રીતે પાટણ પહોંચ્યું. ग्रुनीमन्वेति श्वा એમ તિરસ્કારવચન આરંભકાળમાં, મદમત્ત દશામાં, બોલનારી મંજરી કાકની જોડે હસતી હસતી બનીને રહી. આ હૃદયપરિવર્તન અદ્ભુત છતાં વિકાસક્રમો વાતાના

પ્રસંગો વડે રચાયલા ધ્યાનમાં લેતાં ચમત્કારરૂપ તજી દેઇ, ચમત્કાર માત્ર વાર્તાકારની કલાનો જ દીપે છે

આ હૃદયપરિવર્તનમાં ત્રણ મુખ્ય ક્રમસ્થાન છે તે નજરમાં ગોઠવવાથી સમ પડે એમ છે હસ્તદાન થયા પછી પ્રથમ રાત્રિએ "આનન્દરાત્રિનો અનુભવ" એ પ્રકરણમાં પ્રથમ ક્રમ છે જેમાં કાકનો સગર્વ તિરસ્કાર કરનારી મંજરીના તીક્ષ્ણ વચનો સાંભળી કાક એકવાર બલાત્કારચુમ્બન કરે છે, તરત મંજરીના ખડખડ હસવાથી અને વિશેષ તિરસ્કારવચનોથી કાક ગ્લાનિ પામે છે, અને છેવટે પથારીમાં મંજરી અને બારણાના ઉંબર પાસે પાઘડીનું અશીકું કરીને કાક—એમ રાત્રિ ગાળી "આનન્દરાત્રિનો અલૌકિક અનુભવ બંનેને થયો" વર્ણવ્યો છે

બીજો ક્રમ, કીર્તિદેવની જોડે મુંજાલનું સમાધાન થયું, ગુપ્ત કેદખાનામાંથી મંજરી તથા કીર્તિદેવ છૂટયા અને રાજગઢમાં બધું મંડળ ગયું, તે વખત મુંજાલે કાક અને મંજરીને માટે રાજગઢમાં જુદી મેડી તૈયાર કરાવી હતી, ત્યાં પ્રગટ થાય છે અહિં કાક અને મંજરી વચ્ચેના પ્રતિવર્તનના દાવ ઉલટાઇ જાય છે ગર્વમત્ત મંજરી જતી રહી છે, કાકના પરાક્રમોથી ઊભરાતા હૃદયવાળી મંજરી પોતે કલ્પનાસૃષ્ટિમાં પરણેલા કાલિદાસ અને પરશુરામને વીસરી ગઇ છે, જીવન્ત સૃષ્ટિનો વીરકેસરી કાક હેની નજર આગળ રમી રહ્યો છે "મગજમાં અનેક ભાવો ઉદ્ભવતા હતા, અનેક રસવાક્યો ઝરતા હતા ત્હેનું હૈયું અનેરા પુષ્પે ત્હેના સૌભાગ્યનાથને આવાહના તલસી રહ્યું હતું ત્હેનો પતિ હવે પોતાને લાયક ત્હેને લાગ્યો"

કાક ઘેલાની પેઠે ઉમળકાભેર ત્હેને હૃદય સરશી લેશે એમ મંજરી આશા રાખતી હતી પણ કાક, મેડીમાં પેસતાં વાત, જુદો જ થઇ ગયો શાન્ત, સ્વસ્થ, તિરસ્કારપૂર્ણ મુખથી કાક ઉભો હવે ગર્વનો હક અને વારો કાકનો આવ્યો એક રાત્રિ પૂર્વે જ મંજરીએ કરેલું અપમાન કાક ભૂલી નહોતો ગયો, અને મંજરીની હૃદયપરિવૃત્તિ એ પારખી શક્યો ન્હોતો. ત્હેના 'ગર્વના ચૂરેચૂરા કરવાને માગતો હતો' "આનન્દરાત્રિ" ને દિવસે કર્યું હતું તેમ, પરંતુ ઘવાયલા કાકે નહિ પણ વિજયગર્વી કાકે પાઘડીનું

અશીકુ કરી માગણા આગળ નુવાને તૈયારી કરી મંજરીનુ હૃદય ઊંડુ ઊંડુ ચીમળાઇ ગયુ ધીમેથી એ પાસે આવી પ્રવ'ના ગૌરવ ને ગવ જતા રહ્યા હતા ક્ષોભથી હેની નસેનસ કાપતી હતી 'ત્હમે જૂનાગઢ જવાના છો ?" આગલુ જ મ્હીતી મ્હીતી પૂછે

કાક બેદરકારીથી જવાબ દેછે 'હા ત્હને અમાનાન્યાએ ના જવાનુ વચન આપ્યુ હતુ તે પાળીશ, ગભરાઇશ નહિ "

થયુ આર્દ્રતાની આશા વ્યર્થ થઇ' ઉલટુ અપમાન મળ્યુ મંજરીનો ગવ ઘવાયો હૃદયના ભાવો વણબોલ્યા રહી ગયા તે ખિન્ન હૃદયે પણ કૃત્રિમ દૃઢતાથી પથારીમા આવીને પડી

થાકેલા કાકે નિરાતે ઊંઘવા માડયુ હૃદયની વ્યથાથી ગૂચવાઇ રહેલી મંજરી જાગતી જાગતી પડી રહી પતિ હતો, છતા ત્હેની મેડી સૂની હતી

આ "મંજરીની મેડી" નુ બીજુ દર્શન ' કેટલા બનાવોના અતર પછી, પણ એનુ એ છતા, જુદુ આ ગવ'પ્રધાન જોડાને માટે honey-moon, વધમાસ, જુદા જ પ્રકારનો વિધિ-કવિયે, કવિ વિધિયે, નિર્માણ કર્યો હતો

એ ત્રીજા ક્રમનુ દર્શન કરતા પહેલા તે માટેની તૈયારીના બનાવો જોઇયે કાકે મંજરીને જૂનાગઢ ત્હેના દાદાને ઘેર મોકલી દીધી પોતે અણધાર્યો એ ગાગનો કેદી થયો, મંજરીએ મકટમય પ્રસગો વ્હોરી પુરુષ-વેશે જઇ કાકનુ ગુપ્ત કેદખાનુ સોધી કાઢયુ, હેને મળી, છોડવ્યો ત્યારે પણ કાક એકલો જવા તૈયાર થતા મંજરી પોતાની મેળે હેની જોડે ગઇ શુનીમન્વેતિ શ્વાનો અનુક્રમ ઉલટાઇ ગયો પાટણથી જૂનાગઢ આવતા ચાર દહાડાની મુસાફરીમા મંજરીના ગવ'નુ મર્દન થઇ ચૂકયુ હતુ, ગર્વ કાક તરફ અપમાનાદિકવાળુ વાક્ય, ઇત્યાદિ માટે પશ્ચાત્તાપ થયો મંજરીએ પોતાની ગવ'ની ભૂલ્યો જાણ, સકલ્પ કર્યો કે "હવે નવુ જીવન શરૂ કરવુ કાકને પગે પડવુ, ક્ષમા યાચવી, ત્હેની દાસી બની રહેવુ ' કેમકે પહેલા કાકની બુદ્ધિ વિશે વિચાર આવતા, ત્હેના શૌર્યને બીજા સાથે સરખાવતી, ત્હેના રૂપની બીજા સાથે તુલના કરતી, હવે નજરે માત્ર કાક જ દેખાયો પહેલા

કવિની નજરે ત્‍હેનુ રૂપ જોતી—બ્રાહ્મણ કન્યાની નજરે ત્‍હેના સંસ્કાર જોતી વીરાંગનાની નજરે ત્‍હેનુ શૌર્ય જોતી, હવે એક જ દૃષ્ટિબિન્દુ રહ્યુ—સ્ત્રીનુ ત્‍હેની અસ્વસ્થ કલ્પનાશક્તિએ ત્‍હેને માન જોયો—પુરુષોત્તમરૂપે જ પ્‍હેલા માત્ર મન સાથે રહેવાની ઇચ્છા કરતુ, હવે ત્‍હેનુ હૃદય, ત્‍હેના અંગે અંગમા છૂપાયલુ ભયંકર સ્ત્રીત્વ, ત્‍હેને માટે તલસતુ હતુ ”

આ ઊર્મિનો આવેગ જોઇ મંજરી ગભરાઇ, પોતાના ઉપર તિરસ્કાર આવ્યો, છતા કાઇ વળ્યુ નહિ એક 'સર્જનજૂના' પણ ઉદ્દામ આવેશે સામ્રાજ્ય સ્થાપ્યુ આ સ્થિતિ જોઇને "જેમ ધરતીકંપ થતા પાતાલ દેખાય તેમ સંસ્કારી મંજરી આ વિચારપાતાલ જોઇ કાપી ઊઠી, પણ આ પાતાલ દેખી ન્હાસી જવાની શકિત ન્હોતી, તેમ મન પણ ન્હોતુ ત્‍હેણે એ પાતાલમા પડતુ મૂક્યુ ”

આ પૂર્વની ગર્વમત્ત યુવતીના હૃદયના ઊંડાણમા ઊતરવુ હોય તો 'ગર્વ-મર્દન'નુ પ્રકરણ વાચવુ સાગરે એટલા જ કે આમ બદલાયલા હૃદયની મંજરી તરફ કાક તો હજી અડગ જ રહ્યોછે ગુપ્ત સ્થાનથી છૂટેલા કાક જોડે મંજરીએ જંગલમા પ્રયાણ કર્યુ, વિષમ, માર્ગહીન ભયંકર જંગલમા

આટલા વિષમ પ્રસંગોમા થઇને આવેલી મંજરીને હવે કાક પારખી હતી અપ્રાપ્ય માનેલુ સુખ હાથમા આવ્યુ, ત્‍હેના આનન્દનો પાર રહ્યો ન્હોતો મંજરીને છાતી સરસી ચાપવાને એ ઉત્સુક થયો પણ ત્‍હેનુ ડહાપણુ આ વખતે પણ ગયુ નહિ મંજરીનો સ્વભાવ એ જાણતો હતો, હાવી અધીરાઇથી હાથમા આવેલુ સ્વર્ગ તે ખોવાને ઇચ્છતો ન્હોતો મૂંગે મ્હોએ વિકટ અરણ્યમાર્ગમા ઠંડે પેટે મંજરીને દોરે ગયો મંજરી કાકની આ ઊર્મિહીન વર્તણુકથી ચીઢાઇ જીવનમા કોઇને રીઝવતા ત્‍હેને આવડતુ ન્હોતુ "કોઇ સામ્રાજ્ઞી સેવકના આલસ્યથી અધીરી બની ગુસ્સે થાય તેમ તે અત્યારે ગુસ્સે થઇ" પણ નિરુપાય બની કાક અચલ રહ્યો "સ્મરસખી હસતી નવચન્દ્રિકા" પ્રગટ થઇ વિષમ ટેકરી, ન્હાના ઝાડ, વિષમ પથરા, નીચે તળેટીમા ઝાડના ઝુંડ ત્‍હેમાથી આવતા ભયાનક પ્રાણી-ઓના શબ્દો, દૂર ગગનભેદી ગિરનાર,—આ ચિત્રભૂમિમા આ પ્રેમદર્શન-હીન પ્રેમી જોડુ આપણને કવિ દેખાડેછે કાક માર્ગ જોવાને નીચે જઇ

પાછા આવ્યો દરમ્યાન મજરીના હૃદયમા પ્રેમની માળા જ જપાતી ચાલતી હતી, પણ કાક તો હતો ત્હેવો જ અક્ષુબ્ધ! "આ ભેશ આગળ ભાગવત" એમ મનમા બબડી મજરીએ ઓઠ કરડ્યા "હેના નગારા ફાટતા હતા, હેની આખોમા મદ હતો' હેની છાતી ઉછળતી હતી '

કાકનો હાથ પકડવા ઉઠી તેમ કરતા હેને પ્રાણ ગયા જેવુ લાગ્યુ કાકને એ હાથવતી કચરી નાખવાનુ મન થયુ —એકદમ મજરીએ ચીસ પાડી 'શુ થયુ ?" કાક ગભરાયો તીક્ષ્ણ ધારવાળા પથ્થરથી મજરીનો પગ કપાયો હતો હેની વેદના કરતા અતરનો કચવાટ વધારે દુસહ હતો, આ માર્ગે તે કાઇક નીકળ્યો "પગ કપાયો !"—તિરસ્કારથી મજરી બોલી. કાકે હેને શિલા ઉપર બેસાડી "બહુ વાગ્યુ ?"—ગભરાયો મજરીનો પગ તપાસવા લાગ્યો લોહીના પ્રવાહ કરતા કાકના હસ્તસ્પર્શથી હેને વધારે દુખ થતુ હતુ કાકે ધૂળ ખખેરી, ઘા સાફ કર્યો ધોતિયુ ફાડીને પાટો બાધ્યો કાકે આ બધુ નિર્વિકાર ચિત્તે કર્યું મજરીની ધીરજ રહી નહિ દુખવાળો પગ ઊચકી મજરીએ કાકને લાત મારી 'તે પળે તે મજરી ન્હોતી—જોગમાયા બની હતી "

કાક ચમક્યો, ઝાડવા પકડી બેઠક જાળવી મજરી ભણી જોઇ રહ્યો

"ત્હમે તે માણસ છો કે રાક્ષસ?" કાક કાઇ સમઝ્યો નહિ જોઇ ગ્યો મજરીએ હાથ વડે આખ્યો ઢાકી દીધી અને પોતાના ખોળામા માથુ નાખી રોઈ પડી ઊંચા નીચા ઊછળતા ભાવોએ આ આત્મસુભગ માર્ગ લીધો

"આ શુ કહોછો ? ત્હમને આખ્યો નથી ? શા માટે રીબાવોછો ? હુ ક્યારની તલસુછુ મ્હારો જીવ જાય છે, ત્હમને હૃદય છે કે નહિ ? ભટજી ! ભટજી !"—કહી મજરી ડુસકે ડુસકે રોવા લાગી

કાકના હૃદયમા પ્રકાશ થયો હૃદયમા પ્રેમ જ્વાળા રધાઈ હતી તે બ્હાર નીકળી કૂદીને કાક મજરીની પાસે આવ્યો, હેને ભુજયુગલમા લીધી—બળજોરીથી હેનુ મુખ ઊચુ કર્યું "તે મુખ ઉપર કામદેવની કલમે લખાયલી દિવ્ય લિપિ ત્હેણે વાચી—હેને હાથમા લીધુ—છાતી સરસુ ચાપ્યુ—હેનાપર ચુમ્બનો વરસાવ્યા "

—આ વીર નીરાકૃનાનુ અલૌકિક સવનન ! આકાશમાથી દેવોએ આ સ્થળે દિવ્ય પુષ્પ વરસાવ્યા હશે તો નવાઈ નહિ

"મજરી બોલી નહિ—અગે મ્હોએ સુખનુ સિચન સહ્યુ થોડીવારે બે હાથે કાકને તમાચા માર્યા

"મ્હારો જીવ જતો હતો તે ન્હોતા જોતા ?"

'મ્હારો જીવ જતો ત્હે કેટલીવાર જોયો ? ત્હેનુ કાઈ નહિ ?"

"હુ તો મરખ હતી—મરખ" કાકની છાતીમા માથુ છુપાવી મજરીએ કરેલા પાપોનો પશ્ચાત્તાપ કર્યો

"મૂરખ ! અસસ્કારી તો હુ," કાકે કહ્યુ

"તોપણ ત્હમારી દાસી"

"ત્હેમાજ અત્યારે લાત ચ્હોડી કાઢી'

"ભટ્ટજી ' એ પાપ થયુ"

'હેનુ પ્રાયશ્ચિત કરચ"

"શુ ?"

"આ"—કહી કાકે ત્હેને ભુજયુગલમા લીધી

"કૌમુદી અમી વર્ષાવી રહી, વનપતિયે હર્ષનાદે ગગન ગજાવ્યુ એક રાની બિલાડો ઝાડીમાથી નીકળી દૂરથી જોઇ રહ્યો, અને થોડી વારે ડહાપણથી ડોકુ ધૂણાવી પોતાની સ્ત્રીને માનવ જાતિની મૂર્ખાઈની વાતો કહેવા ધીમે ડગલે ચાલ્યો"

આ ચિત્ર કેટલુ ગભીર દર્શનથી, સાદા કલાવિધાનથી કવિયે ચીતર્યુ છે ! અલબત રાની બિલાડાની નિસર્ગ સેવનારી ફિલસુફી ઊચી હશે, અને આ સરળ, અલ્પ શબ્દોમા સમાયેલી કટાક્ષટીકા (satire) ને માનવજાતિ પાત્ર હશે, તો પણ આ કવિ બીજી દૃષ્ટિથી જોશે તો કેમની સરજેલી આ માનવસૃષ્ટિમા મૂર્ખાઈ ન્હોતી અલૌકિક સામગ્રીથી ઘડાયલા, પ્રચડ ભાવો, ગર્વ, મદ, ઉચ્ચ આદર્શ વગેરેથી ભરેલા પાત્રોનો હૃદય, જીવન, સર્વનો ઘાટ આ શિવાય અન્ય માર્ગે ના જ ઘડાત કવિ' તુ પોતે પોતાને આ રાની બિલાડા મારફત અન્યાય આપે છે છતા એ રાની બિલાડાનુ ચિત્ર સત્યનુ એક પાસુ દેખાડનાર હોઇ મ્હને બહુજ ગમ્યુ છે

આ કાક અને મંજરીની અલૌકિક "મેડી" ! ઊંચે તારકમણિમંડિત નીલગગન આજૂબાજૂ જંગલના ઝાડ, પાષાણના આસનોથી ભરેલી વનભૂમિ તે પ્રેમલીલાગૃહ પ્રચંડ વનકેસરી જેવા યુગલને આથી ચઢિયાતી 'મેડી' ની શોધ સફળ ખરુ, આ પ્રસંગીમાં પણ કવિનું કલાચાતુર્ય છે મંજરી અને કાક સામાન્ય પોચી માટીના ઘડેલા પૂતળાં નહોતાં હેમનું સવનન પણ સિંહસિંહણને છાજતું જ અલૌકિક પ્રકારનું આલેખાયું છે કઠણ બાહ્યસ્વરૂપે કઠણ કવચવાળા, અંદર મિષ્ટ માવાથી ભરેલા, વનફલના માધુર્યના આસ્વાદ એ કવચ પથ્થર ઉપર ભેદીને જ મેળવી શકાય હેવો જ આ અસાધારણ પ્રેમી જોડાના પ્રેમનો આસ્વાદ હેમને મળી શકે એમ હતું આ અસાધારણ ચિત્ર ઉપર હવે વધારે નહિ થોભિયે પરંતુ, જરાક થોભી થશું ? કવિની સાથે ઉષાની સાથે—ઉષાએ શું જોયું તે જોઈશું ?

'સ્હવાર પડી ભગવાન દિવાકરની આરાધના કરતી ઉષા વ્યોમમાર્ગે સંચાર કરતાં આ જંગલ પર થોભી, અને ઝાડપાનની ઘટામાંથી પ્રકાશની રેખાઓ વર્ષાવવા લાગી '

"પ્રકૃતિમાતને નિરંકુશ ખેલવાના આ ક્ષેત્ર પર ઉષા રોજ પળીવાર વધારે થોભતી ઘટામાં લપાયેલા પંખીજનને જગાડી કલ્લોલમંત્રનો અર્ધ્ય સ્વીકારતી ઘટામાંથી તેજની આંગળીયો નાંખી સૂતેલા જગતને લાડથી ઊઠાડતી હિંસક પ્રાણીને હાંકી નસાડી મૂકતી, ને નિર્દોષ મૃગલાને રમવા આવવા કાંઈ કાંઈ ઇસારા કરતી

"આજે ઉષા વિસ્મય થઇ ચમકી, વિચારમાં પડી, આ સ્થળે કાંઈ અપરિચિત વસ્તુઓ દેખાતી

"એક નર હતો એક નારી હતી, પુષ્પવેલમાં પુરુષ માથા નીચે કામળીનું ઓશીકું કરી ચતોપાટ ઉંઘતા હતો હેની છાતી પર માથું ને ખભા ઢાળી સ્ત્રી પણ નિદ્રાવશ થઇ હતી પુરુષનો હાથ સ્ત્રીની કડની આસપાસ વીંટાયો હતો, સ્ત્રીનો હાથ પુરુષના ગળાની આસપાસ વીંટાવાની વાટય જોતો હતો

'ઉષાના અચબાનો પાર રહ્યો નહિ તેણે અનેક યુગ્મોને પ્રભાતમાં નેકાળ્યા હતા—મહેલોમાં તેમ ખેતરોને ખૂણે બાંધેલી નાની ઝૂંપડીમાં પણ આવું યુગલ તેણે કદી ભાળ્યું ન્હોતું બન્ને થાકેલાં હતાં તેમના હાથ ને પગ છોલાઈ ગયા હતા તેમનાં વસ્ત્રો ફાટી ગયાં હતાં છતાં સ્ત્રીના અપૂર્વ મુખપર લક્ષ્મી લાજે હેવું સૌન્દર્ય હતું તેની શરીરરેખાના લાલિત્યમાં રંભામાં પણ ન જડે હેવી ચિત્તભેદક મોહિની હતી પુરુષના કપાળપર બૃહસ્પતિની બુદ્ધિ દીપતી હતી મીચેલી આંખોપરથી ચાણાક્યનું નૈપુણ્ય યાદ આવતું હતું નાકના મરોડમાં વનરાજની મહત્વાકાંક્ષા સમાયલી લાગતી હતી, અને ધનુષ્યસમા અડગ પણ રસ ઝરતા હોઠમાં ગોપીજનવલ્લભ ગોવર્ધનધારીની રસિકતા રહી હોય એમ લાગતું હતું'

વાચકની જોડે આ દર્શન કહ્યાં મળી ક્યાંથી? ઉષાએ શું જોયું?" એ પ્રકરણ વાચકે મેળેજ વાંચી જોવું કવિને અભિનન્દન આપ્યા વિના રહેવાનાજ નહિ

આ પાત્રયુગલની માનસિક ઘટનાનો વિકાસ વાર્તાના વૃત્તાન્તો સાથે કેવો ગૂંથાયો છે, એ ગૂંથણીમાં કલાવિધાન કેવું નવીન છે તે હવે સ્પષ્ટ થશે એમ આશા છે

મુંજાલ અને મીનલદેવી, એ પાત્રયુગલ લઈયે એ બે પાત્રોની ઘટના માટે 'પાટણની પ્રભુતા'માં જવું પડશે તે લંબાણ અહિ અસ્થાને ગણાય માટે સંક્ષેપદૃષ્ટિ નાખીશું, અને તે પણ બન્ને વાર્તાઓને ભેગી લઈનેજ મુંજાલનો પૂર્વવૃત્તાન્ત "સ્મરણસૃષ્ટિનો અનુભવ" ("ગુજરાતનો નાથ," વિભાગ ૩, પ્રકરણ ૭) માં વાર્તાકારે કલાચાતુર્યથી સૂચવી દીધો છે સજ્જનમંત્રીની વાડીમાંથી કાવત્રાબાજ મંડળ વેરાઈ જતાં, મુંજાલ એકલો પડ્યો તે વખતે પૂર્વપરિચિત સ્થાનના જૂના જૂના સંસ્કાર એકાએક જાગ્રત થયા અને મુંજાલે જાગૃતસ્વપ્નદર્શનમાં જોયું "તે ન્હાનો છોકરો હતો, આ વાડીમાં ફૂલ ચોરવા આવતો સજ્જનનો ન્હાનો ભાઈ ને તે ગોઠિયા હતા દેવસમો દેદીપ્યમાન તે હતો ફૂલકુંવર સ્વપ્નમાં સરજેલી અપ્સરા સમી હતી તે બન્ને રમતાં, તોફાન કરતાં, આ

ભીત પર અનેક વખત ચઢતા આ બારણેથી અનેક વખત પેસનીકળી કરતા તે પરણ્યો * * * *

"ત્હેના પિતા મરી ગયા—ને નગરશેઠ થયો ત્હેણે પૈસા ઉડાવ્યા ફુલકુવર સહિત, તેમ જ વગર, મંત્રો કરી, દેશ અને પરદેશ રખડ્યો, કમાયો અને ખોયુ

"ત્હેને છોકરો થયો શુ ફૂલકુવરનો અને તેનો હર્ષ ! તે આજ બારણે વડીલોથી છાનો, ત્હેને મળવા આવતો તે લાડઘેની સુન્દરી શા ઉમળકાથી, પત્નીવ્રતથી ચલિત થયેલા પતિને પોતાનો કરવા, હાથમા લાડકડો પુત્ર લઈ હોસભરી આવતી ત્હેના પિતાની વાડીમા, એક સરવરિયુ હતુ ત્હેની તટે તે બેસતા

*

"પછી તે ચન્દ્રપુર ગયો, મીનલદેવીને મળ્યો, ત્હેનો ગુલામ થઈ રહ્યો ત્હાથી પાછો આવ્યો મીનલદેવી પાટણ આવ્યા સામ્રાજ્યના સ્વપ્ન સિદ્ધ કરવા તે મહાઅમાત્ય થયો ગણ્યતન્ત્ર હાથમા લીધુ, આકાશમા રહેલા ચન્દ્રની સાથે પ્રણય કરનારાની માફક તે મીનલદેવીને દૂરથી પૂજી રહ્યો ઘરમા રહેલી પોતાની ન્હાની પણ રઢિયાળી દીપિકા વીસરી ગયો

"ત્હેણે ફૈલકુવરની પરવા કરી નહિ તે કુમળી વેલ કરમાઈ ગઈ કરમાતા પણ પળવાર ત્હેણે ઈર્ષ્યા દાખવી તે પોતે ઝનૂની થયો—ક્રૂરતાથી તે નિરાધાર અબલાને દૂર ધકેલી—નિરાધાર પુત્રને ઘર બહાર કર્યો . .

પરિણામે પુત્ર મરી ગયો સ્ત્રી રીબાઈ રીબાઈ સ્વધામ ગઈ, ફૂલ ગયુ, સુવાસ પણ ગઈ"

મુંજાલની પાટણના રાજ્યતન્ત્રમા અનેક દિશામા પ્રવર્તતી બુદ્ધિપ્રભાવવાળી રાજ્યતન્ત્રની રમતમા આપણા મનને ગૂંથવવાને હાલ અવકાશ નથી પણ એટલુ સ્મરણમા રાખીશુ તો બસ છે કે પાટણની પ્રભુતા ભરતખંડમા સ્થાપવાની ઊંચી આકાક્ષા મુંજાલનો જીવનમન્ત્ર હતો, હેના આદર્શો ઊંચા હતા, અને બુદ્ધિબળથી પાટણનો તન્ત્ર મુંજાલે એકે હાથે કર્યો હતા,—જો કે ત્હેમા અનેક વિઘ્ન નડ્યા હતા આ સર્વ તન્ત્ર-

રચનામા પ્રેરણા કરનારી, હૃદયને તેમજ બુદ્ધિને પ્રેરણા કરનારી, મુંજાલ-
ના હૃદયની દેવી મીનલદેવી હતી મીનલદેવીએ આનન્દસૂરિને ગૌરવથી
કહ્યુ હતુ તે સાભળો "મુંજાલ મ્હારો જમણો હાથ છે ચન્દ્રપુરમા
પડેલા ગુજરાતની મોહની મ્હને હેણે લગાડી, મહારાજા સાથે લગ્નની
સગવડ હેણે કરી આપી મહારાજાએ જ્યહારે મ્હારા રૂપ પર નાખુશ થઈ
મ્હારો ત્યાગ કર્યો ત્ય્હારે હેણે સમાધાન કરાવ્યુ, અને તેર તેર વર્ષ થયા
મ્હારે પડખે નિશ્ચલ ભક્તિથી તે ઊભો રહ્યો છે"

રાજ્યતન્ત્રને અંગે ઉદ્ભવતી અનેક ખટપટોને લીધે મીનલદેવી
અને મુંજાલ વચ્ચે થોડો વખત વિરોધ ઉત્પન્ન થયો જતિ આનન્દસૂરિની
ઊભી કરેલી ખટપટથી હાથમા આવેલી ક્ષણિક "સત્તાનો નિશો' મીનલ-
દેવીના મગજમા ચઢ્યો, હિત સાધવા જનારા મુંજાલને કેદ કર્યો, તે
કેદ કરતા પહેલા આ બે જૂના સ્નેહથી જોડાયલા હૃદયોવાળા મહાપાત્રો
વચ્ચે થયેલા સંવાદમા પ્રગટ થતુ ચિત્ર જુવો

"દેવી!" છેક ધીમે ઘાટે મુંજાલે કહ્યુ "પાટણની ગાદી પર કા
તો જયદેવ બેસે કે પાટણ પડીને પાધર થાય એ સિવાય મ્હારા જીવતા
બીજુ થવા નહિ દઉં પણ ત્હમારી મતિ વિપરીત થઈ છે"

અભિમાનથી ઊંચુ જોઈ, આત્મગૌરવ ભૂલી, ક્રોધને વશ થઇ, સત્તાના
મદના જોસમા મીનલ બોલી, "મુંજાલ! મુંજાલ! વાણિયાની જાત પર
જાય છે કે? હાવી રીતે મ્હારી જોડે વર્તે છે? આટલા દિવસ વધારે છૂટ
આપી ત્હેમા કે? તુ જાણે છે, હુ કોણ છુ?"

મુંજાલ ભયંકર રીતે હસ્યો તે સ્વસ્થ અને શાન્ત હતો, 'ત્હમે'
રાણીમાતા, ક્ષમા કરો, મ્હને ભૂલવાની ટેવ નથી ત્હમે મ્હારા ખોળા
આગળ ઊછરેલા, મ્હારી મહેનતે હુશિયાર થયેલા, ચન્દ્રપુરના કુંવરી,
મ્હારી યુક્તિથી આણેલા તે, અને મ્હારી બુદ્ધિથી માનીતા કરેલા પાટણ-
ના રાણી, અને અત્યારે—અત્યારે કહુ તો" નીચા વળી મુંજાલે મીનલ-
દેવીના કાનમા કહ્યું, "સોલકીઓના રાજ્યને ભસ્મીભૂત કરવા પેદા
થયેલા જોગમાયા, અને મ્હારે મન નિમકહરામ, અવિશ્વાસી, ભાવહીન,
અને સ્નેહવિનાના ' મુંજાલ છેલ્લા શબ્દ ખાઈ ગયો "હવે કાંઈ કહેવુ છે?"

**મીન**લદેવીના ગૌરવને સખત આઘાત લાગ્યો. **મુંજા**લને ગમે પણ રીતે દબાવી દેવો—એ વૃત્તિ પ્રબળ થઈ. આસપાસ જોયું. જાતિ અને બીજા બધા હથિયારબંધ ઊભા હતા. **મુંજા**લ ચેતી ગયો. હથિયાર ફેંકી દઈ, જયદેવકુમાર તરફ ફર્યા ને કહ્યું 'મહારાજ' આ મ્હારાં શસ્ત્ર. આ હેનો સદુપયોગ કરશો તો દુનિયામાં અમર થશો. મ્હારે હવે હેનું કામ નથી. આનન્દસૂરિ! મ્હને કેદ કરો."

**મીન**લદેવીએ અંધ બની આ પ્રસંગનો લાભ લીધો. **મુંજા**લને કેદ કરવાનો હુકમ સવારોને આપ્યો.

વિપરીત વર્તનનો, પડતીનો, પશ્ચાત્તાપનો સમય જલદી આવ્યો. પાટણ ઉલટ્યું. રાણીની નિન્દા થઈ, **ત્રિભુવનપા**લનું નામ ગાજતું થયું. **મુંજા**લને મોકલીને **ત્રિભુવનપા**લને સમજાવવાની સૂચના, **મોરા**રે કરી ત્યારે **મીન**લે ગૌરવનો ડોળ કર્યો. "**મોરા**ર એ વાત જવા દે. જીવીશ ત્યાં રાણી તરીકે નહિ તો મરીશ પણ દ્રોહીઓના મ્હોડા સામું નહિ જોઉં." (હજી **મુંજા**લને દ્રોહી ગણનારી **મીન**લ છે અંતરથી—કોણ જાણે.) "જેવી આપની મરજી." રાણી ચૂપ રહી. **માલવરાજ**ની મદદ લેવાની ક્ષણવાર વૃત્તિ થઈ. **મોરા**રના ટકોરાના ઉત્તરે રાણીની આંખ ઉઘાડી. વાત હેણે બદલી. બીજા દિવસ પર રાખ્યું. આખી રાત રાણી ઊંઘી નહિ. અનેક તર્કના ગૂંચળામાં મન ગૂંચવાયું. આખર હેના મન આગળ એક મૂર્તિ ખડી થઈ. રૂપમાં, બુદ્ધિમાં, રાજ્યશક્તિમાં, ઈશ્વરસમાન લાગતી મૂર્તિ ગત પન્દર વર્ષની પીડાના પડદામાં થઈ ત્હેને ઠપકા દેતી હતી, ત્હેની મ્હોટી આંખોમાં રહેલા અદમ્ય તેજ ત્હેને મર્યાદિત કરતા અટકાવતા હતા. ત્હેનું અપ્રતિમ વાક્ચાતુર્ય, પ્રેમના, શીખામણના, ઠપકાના ક્રોધના વચનો બોલી, ત્હેને નાચ નચાવતું હતું. તે મૂર્તિને નિહાળી રાણી ત્હેમાં તલ્લીન થઈ ગઈ, ત્હેનું હાસ્ય, ત્હેના શબ્દો, તે ફરીથી અનુભવવા લાગી. ને પળની પીડામાં બિચારી **મીન**લ જાણે રાણી મટી સ્ત્રી થઈ ગઈ હોય એવું લાગ્યું. ત્હેના હૃદયપર તે મૂર્તિનો કાબૂ નિશ્ચલ લાગ્યો."

આ કાબૂને ખસેડવાને પ્રયત્ન કર્યો. નિષ્ફળ થયો. "વર્ષો રહેલા

પગ થઇ ગયેલા નાટકોના પડદા ઉપાડી હૃદય ત ભક્તિને પ્રભુ ગણવા લાગ્યુ ગણતુ હતુ તે કહેવા લાગ્યુ મોળ વર્ષના સમયનો વિનાશ કરી મન ચન્દ્રપુરના નિર્દોષ આનન્દ અનુભવવા લાગ્યુ બાપના દરબારમા મહાલેલા સુખો ફરી મહાલવા લાગ્યુ, તે સ્વચ્છન્દ આકાંક્ષી મન કુમાર અવસ્થામા હતુ કોઈ સ્વામી માટે તલસતુ હતુ ત્હેણે દરબારમા આવેલા ૂર દેશથી વ્હેપારને અર્થે આવેલા, એક નરરત્નને નિરખ્યો નવા, મોહક ઉમળકાને આધીન થઇ ત્હેના ચરણ આગળ પ્રણિપાત કર્યો તે પળના આહ્લાદો પછી અનુભવેલા પ્રસંગોના અવર્ણનીય સુખો તાજા થયા મન તે નરરત્નની વિદાય રડ્યુ ત્હેને મળવા ખાતર ત્હેણે મેઘધનુષ્યના રંગે રંગેલી દૂર આવેલી ભૂમિ તરફ પ્રયાણ આરંભ્યુ તે ભુમિના નરપતિને વરી, તે નરરત્નની સમીપ રહેવાનુ સ્વીકાર્યું અને જૂના આહ્લાદો તાજા કરતા એક અણવીસરેલી પળના અનુભવોનો ફરી અનુભવ કરાવ્યો, ત્હેના હૃદયની આસપાસ કાંઈ વીંટાય ત્હેના મ્હોડા —

' રાણી ઝબકીને જાગી, બેઠી થઇ ગઇ ત્હેનુ શરીર ધ્રૂજતુ હતુ, છાતી ઉછળી રહી હતી, આંખ્યો બ્હાવરી બની ગઇ હતી, ત્હેના મ્હોડા-પર નવોઢાનુ પ્રાણહારક તેજ પ્રસરી રહ્યુ હતુ ''

આ હૃદયભેદક સ્વપ્નામાથી જાગતા ' મુ જાલ ' મુ જાલ '' એમ હૃદયના ઊંડાણમાથી અવાજ આવ્યો મીનલ ઉભી થઇ ગઇ, જાગી ત્હેને ખરી દુનિયાનુ ભાન આવ્યુ. મુ જાલ કેદમા છે, પોતે નિરાધાર અવસ્થામા છે તે યાદ આવ્યુ ' કર્ણદેવ ' પ્રભુ ' સ્વામી '' તે મનમા બોલી પાસે પડેલા બીજા ઢોલિયામા સૂતેલા જયદેવનુ મ્હો જોયુ, ત્હેની રેખાએ રેખા તપાસી તે મુખમા, તે રેખાઓમા કાંઈ અપર્વ ચિન્તતા, કાંઈ કઠણા પણ દેખાણુ તરત મન આગળ ત્રિભુવનનુ મુખ આવ્યુ, ત્હેની મુખ-રેખાઓ જોઇ તે જોઇ હૃદય કેમ ભીનુ થતુ હતુ ? તે રેખાઓમા કિયા બીજા નરરત્નની મુખરેખાઓ દેખાતી હતી ? ત્હેના મામાની—ના ના પ્રભુ ! શુ કરવા બેઠો છે ?' × × × તે ફરીથી બેશી ગઇ માથુ ફાટતું હતુ હમણા ગાંડા થઇ જવાય એમ લાગતુ હતુ શા માટે મન મુ જાલ

માટે રટતુ હતુ ? આખ્યો ત્હેનુ મુખ જોતી હતી, કાન ત્હેના શબ્દો સાભળતા હતા ? મુંજાલના બાળપણની સખી, અને ગુજરાતની રાણી શુ એક હતા ? 'ના ના" રાણીએ ધાટો પાડીને કહ્યુ "હૃદયમા પ્રતિશબ્દ માત્ર 'હા' ના જ થયા કર્યા"–**હૃદયનો પુનર્જન્મ થયો**

આ સમર્થ હૃદયયુદ્ધના પૃથક્કરણ અને એકીકરણના અદ્ભુત મિશ્ર વ્યાપાર વડે કવિ આપણી આગળ આ પાત્રયુગ્મના હૃદયોનુ સમળ પ્રતિબિમ્બ ખડુ કરે છે, તે સાથે જ પ્રસગઘટનાના વ્યાપારનુ નિદર્શન પણ કરે છે

પણ હજી **રાણીનો** ટેક પૂરો તૂટ્યો ન્હોતો **પાટણને** ઘેરો ઘાલવો, અથવા **માલવરાજ** જોડે મળી જવુ,–તેમ કરતા વખતે જયદેવકુમારની ગાદી પણ જાય–આ વિકલ્પો ખડા થયા **પ્રસન્નમુખીએ** કહેલા બોલ સાભર્યા "રેવાતટ પર જઇને રહો" ગર્વભર્યા મનને તે ના ગમ્યુ તો શા માટે મરવુ નહિ ? કર્ણદેવ પાછળ સતી થવુ ?–હા એ ઉપાય રુચ્યો

"પણ જીવતા નહિ રહેવાય ? કોની પાછળ મરવુ ? **જેની વફાદાર સ્ત્રી રહેતાં પણ તે હૃદયમાં વશી સકયો નહિ** ત્હેની પાછળ ?"

('આ હૃદયની દ્વિધા સ્થિતિ' અથવા તો 'દેહ અને હૃદયની દ્વિધા સ્થિતિ'–વાચક ! તરત ન્યાયાસન ઉપર ના ચઢીશ, થોભજે)

મુંજાલ આખર યાદ આવ્યો તેમ જ રાત્રિના ક્ષોભમય સ્વપ્ન પછી મુંજાલને જોવાને હૃદય તલસી રહ્યુ હતુ એકદમ આજ્ઞા કરી

"**સમર ! મુંજાલ**મહેતાને મારી પાસે મોકલ"

**મીન**લનુ હૃદય ઉછળવા લાગ્યુ તત્કાળનો પ્રસગ ભૂલી ગઇ "મ્હારો મુંજાલ આવે છે"–એ જ ભાન રહ્યુ "પદર વર્ષો પાછા ધસ્યા ચન્દ્રપુરમા જે **મીન**લ હતી, ઘણે અંશે ત્હેવી જ, તે થઇ રહી, ને વર્ષો વીત્યા હતા, દુખો પડયા હતા, છતા હૃદયમા ફેરફાર થયો ન્હોતો"

બેડીઓ કાઢી નાખેલો મુંજાલ આવ્યો, દૃઢ, પ્રભાવશીલ, ચાલે ચાલતો મુંજાલ આવ્યો ત્હેનુ માથુ ઘેરેલા કરતા પણ "વધારે ગર્વથી ગગનમા વિહરતુ હતુ માત્ર મ્હોડા પર અત્યન્ત ગ્લાનિ છવાઇ રહી હતી, હોઠ ભયકર દૃઢતામા દબાઇ રહેલા હતા, આખોમા દિલગિરી દેખાતી

હતી, સાથે દયા પણ હતી ” નીચુ માથુ કરીને મુંજાલ ઊભો રહ્યો આ “ હૃદય અને હૃદયનાથ ’ ના અપૂર્વ સમાગમનુ આખુ પ્રકરણ ગમ્ભીર રસતત્ત્વના સમર્થ આલેખનથી ભરેલુ છે વાચકે તે વારવાર વાચવુ. અહિ નિર્બળ હાથે ત્હેમાથી સારોદ્ધાર કરીશુ

ગણી અને મુંજાલ વચ્ચે તીક્ષ્ણ વાગ્યુદ્ધ થયુ, ત્હેમા મીનલદેવીને વિજય ના મળ્યો મીનલદેવી આખરે દુ ખના ઊભરાને વશ થઇ, ધ્રુસકે ધ્રુસ્કે રોવા લાગી દીન થઇને બોલી

“ મુંજાલ ! હવે તો જરા ભીની આખ્યે જો આ ત્હારી કઠોર નજર તિરસ્કારભર્યુ મ્હોડુ, મ્હારુ હૈયુ ચીરેછે હુ ત્હને બીજુ કાઇ નહિ કહુ, ત્હારી પાસે બીજુ કાઇ નહિ માગુ એ બોલ નહિ કહે? તુ હાવો મ્હારી સાથે થશે એ મ્હે કોઇ દિવસ ન્હોતુ ધાર્યુ ”

મુંજાલનો ઉત્તર મૌન માનખંડિત થયેલા ધીર નાયકના હૃદયમા એકલો ગર્વ ન્હોતો, મીનલદેવી પાટણને, સોલકી કુળને, ખાડામા નાખવા તૈયાર થઇ હતી આ રીતે પોતે રચેલુ રાજ્યતન્ત્રનુ, પાટણની પ્રભુતાનુ, મહાસ્વપ્ન ખરી પડવાને વાર ન્હોતી, તે જોઇને આ વિરલ દેશભક્તને ઊંડો ખેદ થતો હતો, માટે જ મૌન

મીનલ વળી બોલી –“ મુંજાલ ! એક પળ તો ભૂતકાળ ભૂલી જા તુ ગુસ્સે થયોછે તો બે તમાચા માર અત્યારે હુ ચન્દ્રપુરના રાજાની છોકરી નથી, પાટણના મહારાજાની પત્ની નથી, નવા મહારાજાની મા નથી, હુ મીનલ છુ, પદર વર્ષપર ત્હને જોઇ ગાડી થઇ રહેનાર બાલા છુ હુ મરીશ, પણ મરતા પ્હેલા મ્હને ત્હારા બે બોલ તો સાથે લઇ જવા દે મુંજાલ ! તુ તે દિવસ ભૂલી ગયો? ત્હારા વચને લોભાઇ હુ ગુજરાતપર ગાડી બની ત્હને યાદ છે? તુ પાટણની શી લીલા વર્ણવતો હતો? મ્હને અત્યારે એકેએક વાત યાદ આવેછે મુંજાલ ! ત્હને પગે લાગુ, એક પળ બધુ વીસરી જા એક વખત હતો ત્હેવો એક પળ વાર થા હુ ગાડી થઇ ગઇ છુ, મ્હારી સાન જતી રહીછે પદર વર્ષ સુધી મ્હે ગ્મમાયા સભાર્યાં નથી હેવા બાલપણના ઉમળકા તાજા થાયછે એ

"મુંજાલ !" કહી રાણી ઉદ્વેગના જોરથી ઊભી હતી ત્હાં પછડાઈ પડી. મુંજાલ હેને પડતી અટકાવવા જરા પાસે આવ્યો, અડવે અટક્યો, પછી દૂર થઈ ઊભો રહ્યો—હજી હેનો ગર્વભંગ થયો ન્હોતો, સંયમ-ગર્વનો શોકનો, અનેક ભાવોનો પરિણામભૂત સંયમ-ત્રૂટ્યો ન્હોતો. માત્ર કાંઈક આર્દ્ર થઈને રાણીને આક્રન્દની વ્યર્થતા દર્શાવતાં કહ્યું "હમણાં તો તમે કર્ણદેવ મહારાજનાં વિધવા રાણી છો."

**મીનળે** આ તીક્ષ્ણ સ્મરણ કરાવનાર વચનનો જુદો અર્થ લીધો "મુંજાલ! ખરી વાત છે. મરતાં મરતાં પણ ખરી મનની ઊર્મિયો કહેવાનો મ્હને શો અધિકાર છે? હું પહેલેથી જૂઠી છું. **ત્હારા દેશમાં આવવા, ત્હારી પાસે રહેવા** મ્હેં પારકા હાથ સ્વીકાર્યા. હવે મ્હારે પોતાના હૃદય સાથે શો સંબંધ રહ્યો છે? મનસા વાચા જેનું જીવન અપમાન, તેને મરતાં પણ સુખ શું મળે?"

**મુંજાલે** રાણીને વળી ચેતવી "અત્યારે એ મરેલા પ્રેમ શો જીવતો કર્યે શો માન?"

**મીનળ** વલી થયેલી ઊઠતે ઊઠતે બોલી "જો છું તે, પણ મુંજાલ! ઓ મુંજાલ! હું મરું તે પ્હેલાં એક વખત તો બોલ. મ્હારી મ્હામાં હવે મ્હારે બીજું કાંઈ નથી જોતું. મ્હારા મુંજાલનું મ્હોડું જોઈ મરવું છે. મને અડકતાં ઝેર ચઢે એમ છે? તું વેર લે છે? હા, તે દિવસનો કિન્નો લે છે. મ્હારા લગ્નને દિવસ મ્હેં ત્હને હડસેલ્યો. મ્હેં ત્હને તે દિવસે કહ્યું કે, હું ગુજરાતની રાણી થઈશ, ત્હારી જનેતા થઈશ. મ્હેં ત્હને કહ્યું કે, ક્ષુદ્ર વાસનાના ત્યાગી આપણે ગુજરાતના સ્તમ્ભ થઈ રહેવું જોઈએ, મ્હેં ત્હને કાઢી મૂક્યો, તરછોડ્યો, ત્હેનું વેર લે છે?"

**મુંજાલમાં** અજબ ફેરફાર થયો. ભાવહીનતા જવા લાગી, શ્વાસ જોરથી ચાલવા, આંખ્યોમાં કુમાશ આવી, ધ્રુજતે અવાજે બોલ્યો "**મીનળદેવી**! મહેરબાની કરી એ દિવસોની યાદ જતી કરો. મ્હારો જીવ ગુસ્સામાં જાય છે."

**મીનળ** "ત્હારો ગુસ્સો જાય છે—ને મ્હારો નથી જતો? મુંજાલ! મ્હને સ્વાર્થી ગણ, તુચ્છ ગણ, બેવફાદાર ગણ. ત્હેં મ્હને ઘણી વખત

ભાવહીનતા માટે ટોકીએ, હુ તેમ નથી તે દિવસના સભારી હુ ઉત્સુ ત દિવસે કચગેલી હૃદયની ઊર્મિઓએ મ્હારૂ હૃદય ગાર્થી અને ગુ'ક મનાવી મક્યુ કે મુંજાલ ! પરણીને તગ્ન સ કેત સાચવવા હુ ગજગઢમા ઊતરી તે યાદ છે? તે પણ યાદ આવતા હુ બફલાઈ જાઉંછુ તે વખતે ત્હે શુ કર્યું—"

"મીનલદેવી ! મીનલદેવી !" ઓખગે ધાટે મુંજાલ બોલ્યો 'બસ કરો દરેક મનુષ્યના ધૈર્યનો પણ અ ત હોયછે મ્હારાથી વધારે નથી ખમાતુ "

"શુ કામ ખમેછે? હુ તેજ માગુછુ એક પગ, તે ગતે, મુજાલ હતો ત્હેવો થઇને રહે, હુ સુખેથી કાલે મરીશ મુજાલ ! ઓ મુજાલ !" કહી રાણી પાસે આવી, મુંજાલના હાથ પકડવા ગઇ, મુજાલ એકદમ પાછો હઠયો મીનલની આખ્યમા જ્વલત અગ્નિ દીઠો, જ્વાળા તેના હૃદયને પણ લાગી એ ધ્રુજી ઊઠયો ત્હેની આખ્ય આગળ ફેરેલની મીનલ આવીને ઊભી રહી" શાન્ત થવા પ્રયત્ન કર્યો, વ્યર્થ નીવડ્યો "રાણી ! શુ કરો છો?"

'મુંજાલ ! તુ મ્હારો કેમ મટી ગયો?" "ત્હમે મ્હને તે દિવસે દૂર કર્યો, ફરીથી પરમ દિવસે દૂર કર્યો"

"પણ તુ કેમ પલટાયો? મુંજાલ ! હુ અધમ છુ, તુ નથી'

"હુ નથી પલટાયો"

'ખરેખર?'—મીનલની આખોમાથી ભયકર વિદ્યુત્ ઝરી અનરા મુંજાલ હૃદયના ઊંડા ભાવપ્રવાહને તાબે થયો "દેવી ! મીનલ—" ત્હેણે નિરાધારથઇ બૂમ પાડી ત્હેના અવાજમા પુષ્પધન્વાના ધનુષ્યનો ટકાર હતા

મીનલ મુગે મ્હોડે બ્હાવરી બનીને ઊભી રહી જાણે ગાડો થઇ ગયો હોય એમ મુંજાલ આગળ ધસ્યો, મીનલને પોતાના ભુજયુગલમા લીધી, કચડી નાખી, બીજીજ પળે બળથી ત્હેને દૂર ધકેલી ભાય પર પટકી, અને મુંજાલ નાઠો

વાચક ! ફરી વિનતી કરુછુ, ન્યાયાસન ઉપર એકદમ ના ચઢી બેશીશ ક્ષણભર માનવ હૃદયના ઊંડા સ્રોતોની નિરીક્ષા કર્ય, હેના પરસ્પર

યુદ્ધ, મિશ્ર વહનો, તપાસ્ય,—ને પછી પણ ન્યાયનિર્ણય આપને થોભજો જો આ પુષ્પધન્વાના ધનુષ્યના ટંકારમા ક્ષુદ્ર વાસનાના ધ્વનિ નથી ઉલટી ૩૬ રીતિયે પુષ્પધન્વાને અપાયલા સ્થાનકેથી હેને ઊચ્ચ સ્થાનમા ચઢાવનાગે એ ટંકાર કવિયે કલ્પ્યોછ મુંજાલ અને મીનલદેવીનો જમાનો ધ્યાનમા રાખવો ભૂલવાનો નથી, અને માનવહૃદયની ગૂઢ કલના જાણનાર તો એક સર્વજ્ઞ વિધાતા શિવાય કોઇ નથી છતા જરાક સૂક્ષ્મ દૃષ્ટિ નાખવા મથીશુ ફૂલકુવરને પ્રથમ સાચા સ્નેહથી ચ્હાનાર મુંજાલે હેની ઉપેક્ષા કરી ખરી, હેનુ પ્રાયશ્ચિત્ત પણ જીવન પર્યંત હૃદયમા ઊંડા ધગતા અગ્નિની જ્વાળામા હેણે કર્યું ચન્દ્રપુરની રાજકન્યા—રૂપમા ખાસ આકર્ષક નહિ, પણ અગમ્ય અન્ય આકર્ષણથી આકર્ષક બનેલી રાજકન્યા—જોડે વિધિયે હેનો હૃદયયોગ કરાવ્યો આરમ્ભમા પ્રેમ પ્રગટ્યો વ્યવહાર દૃષ્ટિ આ વિષમ સયોગ ના ખમે તેથી કુવરીએ નવોજ તોડ કાઢ્યો મુંજાલની સમીપ રહેવા મુંજાલના રાજાની રાણી થઇ મુંજાલે હૃદયલગ્નનો દાવો સ્થાપવાને રાણીના વ્યવહારલગ્નની રાત્રે જ પ્રયાસ કર્યો, રાણીએ સ્થિતિ બદલાયાનો સયમ સભાર્યો, સભાળ્યો, સભળાવ્યો પદર વર્ષ સુધી સયમનિયમમા આચાર રાખી બનેએ દૃઢ વ્રત સાચવ્યુ હૃદયના ઊંડા ઝરણા સૂકવી નાખી રાજ્યતન્ત્રના કર્તવ્યની શુષ્ક પાષાણભૂમિના પડ ચઢાવી દીધા આટલ વર્ષે વિષમ પ્રસંગે એ પાષાણના પડ ભેદાઇ ગયા, હૃદયમાથી ગૂઢ ઝરણા શતગુણ બળથી ધોધની પેઠે ધસી આવ્યા —છતા એ ક્ષણિક ઉત્પાત લુપ્ત થયો મુંજાલ અને મીનલ પૂર્વવત વ્રતબદ્ધ રહ્યા વ્રતભગમા—ભગાભાસમા—સતતવ્રતબદ્ધ રહ્યા અધ પતન થવાને પ્રસંગે ઉચ્ચભાવના વિજય પામી યુદ્ધમા વિજય મળ્યો આ દૃષ્ટિથી ક્ષણવાર, જોઇને ન્યાય આપવાની વિનતિ, વાચક બન્ધુ ! હ્મને ફરીને કરુ છુ

આ વ્રતની ઉગ્ર ગતિ 'ગુજરાતનો નાથ" એ વાર્તામા સવિશેષ તેજમા દીપી નીકળેછે પરતુ તે થોડીવાર પછી હજી પાટણની પ્રભુતામાનુ છેલ્લુ તેજસ્વી પ્રકરણ—આ યુગલના જીવનને દીપાવનાર પ્રકરણ—બાકી છે, તે જોવાથી વધારે ન્યાયયુક્ત નિર્ણય સભવેછે "ના જાઓ

તજી હમને " એ પ્રકરણ જુવો પાટણ અને મીનલદેવી વચ્ચે સમાધાન કરાવીને મુંજાલ નિવૃત્તિની આશાએ આબજી જઈ વસવાનો ઠરાવ કરે- છે આ જાણીને રાણી ગુપ્તવેશે એક જ અનુચરને લઈને રાજગઢ તજી પોતાને ઘેર—પંદર વર્ષે પોતાને ઘેર—જઈ રહેલા મુંજાલ કને જઈને હેતે એ વિચાર ફેરવવા માટે મથન કરેછે ને પ્રસંગે આ બે હૃદયોના ગૂઢ પડ પાડ ઊઘડેછે

તું આટલે વર્ષે રાજગઢ છોડીને અહિંયાં કેમ આવ્યો ?"

મીનલદેવી ' આપણે ગયા પુરાણું ઉકેલીશું ત્હેમાં શો ફાયદો ? હવે મ્હારે ને રાજ્યખટપટને શો સબંધ ' બધું પૂરં થયું હવે હું આબજી જવાનો સંસારની વિટમ્બનામાં બહુ વાર વીંટાઈ રહ્યો "

' મુંજાલ ' એ બધું તું કોને સમઝાવેછે ? હું ત્હને ઓળખતી નથી ? સંસારની વિટમ્બનાથી પરવારવા માગેછે ? ત્હારામાં હજૂ પાંચ સંસાર જીતવાનું જોર છે ત્હારામાં હજૂ ભરતખંડનું તન્ત્ર ચલાવવાની શક્તિ છે હું શું તે નથી જાણતી ?"

રાણી ' મ્હારામાં આટલા દિવસમાં ઘણા ફેરફાર થઈ ગયાછે જ્યહારે ત્હમે મ્હને કેદ કર્યો ત્યહારે મ્હારા ગુસ્સાનો પાર ન્હોતો, ત્હમે મ્હને બોલાવ્યો ત્યહારે મ્હારામાં નિરાશા હતી, પણ પાટણની હિમ્મત સાંભળી મ્હારી નિરાશા ગઈ, પણ ઉત્સાહ આવ્યો નહિ દેશને ખાતર, મ્હારી જીવનભર સંઘરેલી આશાઓને ખાતર મ્હેં સમાધાન કરાવ્યું, છતાં મન તટસ્થ રહ્યું, અત્યારે ચાળીસ વર્ષનો નથી છતાં ઘરડો ડાહ્યો હોઉં એમ ત્હમારા દંડનાયકને જતો અટકાવ્યો પણ જીવનમાં રસ પડ્યો નહિ "

ત્રિભુવનપાલને પાટણ તજીને જતો અટકાવ્યાની હકીકત કહીને મુંજાલે કહ્યું "હવે પાટણ ઠેકાણે પડ્યું, એટલે મ્હને નિરાંત છે"

રાણી "હે ત્હારો ઇતિહાસ કહ્યો, મ્હારો સાંભળવો છે ? વિખ- રામાં દુઃખ પડ્યું ત્યહાં સુધી હું પાપી હતી, સત્તાના શોખમાં હું વધારે ને વધારે પતિત થવા માંડી હતી એક રાત્રે મ્હને સ્વપ્નું આવ્યું અને હું બચી, મ્હારો પુનરુદ્ધાર થયો,—કોણે પુનરુદ્ધાર કર્યો તે ખબર છે ? જ્યહારે હું પ્રસન્ન જેવડી ચન્દ્રપુરમાં હતી ત્યહારે મ્હારં મન જેણે હર્યું હતું ત્હેણે."

રાણીની આંખોમાં ભયંકર વીજ ઝબકી મુંજાલે નીચું જોયું

"નીચું જોવાની જરૂર નથી તું મ્હોટો માણસ છે વિરાગી થઈ ગયો છે હું તો ક્ષુદ્ર છું વાસનાની દાસ છું હમને સ્ત્રીઓને વૈરાગ્ય વ્હેલો પ્રાપ્ત થતો નથી"

મીનલદેવીએ પુર્વવત્ રહેવાની સુચના કરી તે મુંજાલે નાપસંદ કરી, તે જોઈને મીનલ કહે છે

"તું ભયને એમ કહે તે દિવસે વિપ્રરાટમાં જ્યહારે ત્હેં મ્હને રોકી દીધી, ત્યહારે મ્હને ખાત્રી થઈ કે તું હતો ત્હેવો જ છે, અભિમાનને લીધે જુદો થવા મથે છે ત્હારું હૈયું તો ત્હેવું જ છે"

[મીનલની આ હૃદયપરીક્ષા ખરી હતી ? કાંઈક મુંજાલના ઊંડા હૃદયમથનને એ અન્યાય ન્હોતી આપતી ?–અન્યાય આપતી હતી છતાં સ્ત્રીની તીક્ષ્ણ બુદ્ધિથી ગૂઢ સત્ય પણ જોતી હશે,–વખતે]

મુંજાલને વાત ના ગમી રાણીએ ત્હેને એક વચનથી બાંધ્યો "પાટણ છોડવાનો વિચાર જવા દે"–પાટણમાં રહીને હવે શું કરું ? એ પ્રશ્નનો ઉત્તર મીનલદેવી આપે છે "શું કરું ? મીનલદેવીના રાજ્યમાં તું શું કરે ? તું માલેક થઈને રહે"

"ના, ના, હવે એમ નહિ રહેવાય આખી દુનિયાના દેખતાં જે થયો, હવે મ્હારાથી કેમ એમ મનાય ? હું ઠપકો નથી દેતો, મહેણું નથી મારતો પણ તે પ્રસંગ મ્હારાથી ભૂલાતો નથી"

"તે હું ભૂલાવવા જ આવી છું ત્હુંને માટે પ્રાયશ્ચિત્ત કરવા આવી છું"

પ્રાયશ્ચિત્ત કેમ કરવાનું તે મીનલ કહે છે

"કેમ કરીશ ? તું કહેતો હોય તો ત્હારે ચરણે પડીને મુંજાલ ! ત્હણું જાણે કેમ, તે દિવસથી મ્હારા લગ્નનો પ્રસંગ મ્હને સાંભરે છે, તે દિવસે રાત્રે આપણે કરેલા નિશ્ચય યાદ છે ?"

'હા, અને એ નિશ્ચય ત્હમે અત્યારે તોડવા મથો છો આપણે ભાઈબ્હેનના નિર્મલ સ્નેહથી વર્તવાના સમ ખાધા હતા, 'કોઈ પણ જાત્યના સ્ખલનથી ગુજરાતના ગૌરવને દૂષિત નહિ કરવું, રાજ્યકારભારના પ્રસંગ વિના નહિ મળવું, ત્હેની કર્કશ વાતચીત વિના બીજી વાતચીત

પણ નહિ કરવી,'–હેવી હતી પ્રતિજ્ઞા લીધી હતી ચૌદ પંદર વર્ષે આજે ત્હમે પ્રતિજ્ઞા તોડી રાજ્યકારભાર વિના માગવા આવ્યા ત્હમે તો દેવી છો પતિતપાવની છો, આ ત્હમને ઘટે ?"

[ અહિં આ વિરલ યુગ્મની વાસ્તવિક વિશુદ્ધ વર્તનની સ્પષ્ટ નિશાની જણાયછે હૃદયની વિશુદ્ધિ તેટલી હતી ? નિર્ણય નહિ પણ કાંઇક સત્યની ઝાંખી આગળ ઉપર થશે ]

**મી**નળે તણી પોતાની આજીજી ચલાવી "મુંજાલ! ધારય કે હું ચન્દ્રપુરમાં છુ, ન્હાની છુ, ધારય કે, તે વખતે હુ હતી તેવી માત્ર ત્હારી સોબતવેલી સખી છુ, ત્હને વીનવુ છુ, માન્ય આપણે જુદા કેમ રહી સકિયે ? અહિંયા ત્હારા વિના મ્હારા વિયોગનું કોણ સાથી થાય એમજ ?"

"રાણી!"

"ના, **મી**નલ—"

"ઠીક, **મી**નલદેવી! હુ વિચાર કરીશ, બનશે તો માનીશ"

"ના, વચન આપ, અત્યારે પાછો ચાલ્ય રાજગઢ સુનો છે"

મુંજાલે રાણીની મ્હામું જોયુ ત્હેના પ્રેમઘેલા મુખપર અદ્‌ભુત છાયા પડી રહી હતી ત્હેના હાથ, જે મુંજાલના હાથ પકડી રહ્યા હતા તે થરથર ધ્રૂજતા હતા "**મી**નલદેવી! ભલે, હુ એમ કરવા ખુશી છુ"

"વચન ?"

"હા, વચન"

"ઓ મ્હારા મુંજાલ!" કહી રાણી મુંજાલને વળગી પડી ડુબતો માણસ આશા છોડી પ્રવાહને શરણે થાય, તેમ મુંજાલ શરણ થયો

પાંચ પળ હેની વહી ગઈ [વ્રતભંગ ? વ્રતભંગ નહિ, પણ આભાસ છતાં, તે આભાસ પણ અનિષ્ટ, તેથી]

"**મી**નલદેવી! આ નહિ પાલવે. હુ અહિંયાં રહુ તો તે દિવસની પ્રતિજ્ઞા પાળવી પડશે, જે નિર્મળ જીવને લોકોના મ્હોડા પણ બંધ કર્યા હતા, ત્હેમના શંકાશીલ હૃદયમાં શ્રદ્ધા આણી હતી, તે જીવન ફરી સ્વીકારવું પડશે"

' હા, હા, કબૂલ છે કબૂલ છે મ્હોટાઈનો દંડ બનશે તેટલો દઈશ–પણ તું મ્હારી આંખ્ય આગળ રહે "

આમ હૃદયના ગૂઢ સ્નેહને દાબી દઈ " મ્હોટાઈનો દંડ ' દેવાનો નિર્ણય આખર થયો રાજ્યપ્રતિષ્ઠાએ સ્નેહસરિતાને પોતાના શુષ્ક રાનમ મૂકી મૂકવી ' ' તું મ્હારી આંખ્ય આગળ રહે "–એ ઇચ્છાના રૂપમા એ સરસ્વતીની ગુપ્તસેર એ રેતીના રણ નીચે ન્હોતી વ્હેતી ? આપણે તે માટે દોષ દેવાને ઊભા નહિ રહિયે આગળ એ પ્રવાહનું શું થયું તે જોઈયું હાલ આટલું તો પ્રત્યક્ષ થાયછે, વર્ષો વીતી ગયા ને પૂર્વે ચન્દ્રપુરમા સ્નેહથી, કાંઇક બાલયૌવનના સ્નેહથી, આ યુગ્મ જોડાયું, તે બળને વશ થઈ મીનલ ગુજરાત આવી રાજકુંવરીના વ્યવહારમર્યાદાને લીધે પ્રજા-જનના અગ્રણી મુંજાલ જોડે લગ્નસબન્ધ અશક્ય હતો તેથી ગર્જા કર્ણ દેવની રાણી થવાનું મીનલે સ્વીકાર્યું મુંજાલ " મ્હારી આંખ્ય આગળ રહે–"–એટલું બસ હતું આ સાથે જ મુંજાલનો સ્નેહોપચાર, લગ્નની રાત્રિયે જ, તરછોડી રાણીએ રાણીપણાનું, વ્યવહારસતીપણાનું ગૌરવ ધારણ કર્યું બંનેએ દૃઢ પ્રતિજ્ઞા લીધી, પાળી પંદર વર્ષ બળથી દાબી રાખેલું ભૂત જાગી ઊઠ્યું, ક્ષણિક સ્ખલન–સ્ખલન ? સ્ખલન–જેવું–થયું પાછી દૃઢ પ્રતિજ્ઞા લેવાઈ, ખરા મનની લેવાઈ " તું મ્હારી આંખ્ય આગળ રહે '—એટલું જ બસ હતું આપણે આ વિષય હૃદયસંકટમા જીવન ગાળતી દેવીને આટલી નિર્દોષ ઇચ્છા માટે દોષ નહિ દઈયે સંજોગોને દોષ દઈનું ? શું કામ ? સંજોગો જીવનને ઘેરેછે, પણ તે ક્યહારે ? જીવનભોક્તાઓ સંજોગોને બહુ અંશે ઊભા કરેછે ત્યહારે —પણ બહુ ઊંડી તત્ત્વપરીક્ષા માટે અહિં અવકાશ નથી

" ગુજરાતનો **નાથ** '–એ વાર્તામા આ યુગલનું સ્થાન, જીવનવ્હેણ જોઈ જઈયે " પાટણની પ્રભુતા " છેવટે કાયમ રહી તે વાર્તાના અંત પછી આજ ચાર વર્ષ થઈ ગયા હતા આ મુદતમા " મીનલદેવીમા ત્રણો ફેરફાર પડયો હતો હેનું શરીર પ્હેલા કરતા જરા જાડું થયું હતું જુવાનીમા પણ ત્હેના મુખ પર ગૌરવ તો હતું જ, હવે તે પ્રાકટ થયું

હતુ અને સત્તા અને અડગતાની રેખાઓએ કુમાશ ને સાદાઇ તે ઉપરથી કાઢી નાખ્યા હતા ત્હેની આખોમા તેજ પ્હેલાના જેવુ હતુ માત્ર તે સ્થિર થયુ હતુ ત્હેમાથી પ્રતાપ સતત વ્હેતો—પ્હેલાની માફક વધતો ઓછો કે ભયકર ભાગ્યે જ થતો ”

પ્રસગોએ ઘડેલી મૂર્તિ આ હતી મુંજાલ સબન્ધે પણ હેની ગજઢારી વૃત્તિ બદલાઇ હતી, હેનુ હૃદય પૂર્ણરૂપે હવે હેણે જાણ્યુ હતુ, હેના મુત્સદીપણામા હેને પૂર્ણ વિશ્વાસ હતો, તેથી તે કશામા વચ્ચે પડતી ન્હોતી પરતુ જાણનારા જાણતા કે મુજાલ અને મીનલ—બનેનો પ્રભાવ સરખો ભયકર હતો ‘ બને અતરમા એક હતા તેથી જ એ પ્રભાવોનો વિરોધ ન્હોતો થતો ”—ચાર વર્ષ પૂર્વે મુજાલને કેદ કર્યો ને વિરોધનો પ્રસગ ભૂતકાળમા વિલીન થયો હતો હવે બને હૃદયોનો એ અનુભવના અગ્નિમા પ્રવેશ થયા પછી જુદો ઘાટ ઘડાયો હતો દૃઢ નત ’ભતા, અથવા તો દૃઢ વ્રત વડે જ, અદ્દભુત બળ પામેલા સ્નેહને યોગે બને અતરમા એક હતા આ સ્થિતિમા કાશ્મીરાદેવીના સુભગ અટકચાળામાનુ એક નવુ અટકચાળુ વૃત્તાન્તના ઘાટ ઘડવાને પ્રગટ થયુ મામાજીને લગ્ન કરાવવુ, એ કલ્પના મનમા સ્ફુરવાની સાથે જ કાશ્મીરાદેવીએ કાર્ય સાધવાના પ્રયાસ આરભ્યા, કન્યા પસદ કરી,—મુંજાલના સાળા સજ્જનમહેતાની સુન્દર પુત્રી સોમસુન્દરી અને મીનલદેવીના મનમા આ વાતની દૃઢતા ઉતારી મીનલે મુજાલને સમજાવવાને બહુ પ્રયાસ કર્યો, અને તે પ્રશ્ન ચરચવામા પોતાના હૃદયસબન્ધને વિલક્ષણ રીતે ગૂથ્યો મુજાલ માનતો ન્હોતો તે વખતે મીનલ જોસથી કહે છે

“ દરેક દૃષ્ટિયે મ્હે વિચાર કર્યોછે, રાજમાતા તરીકે, ત્હારી ’—કહી ખરો શબ્દ ગળી જઇ કાઇક રૂપાન્તર કરી કહેછે—“ માલિક તરીકે મ્હારુ શાસન છે હવે શુ ?” રાણીએ મુજાલનો ઉત્તર સાભળવાને ના પાડી, ત્હેની ઉશ્કેરાયલી સ્થિતિ જોઇને મુજાલે ચેતવણી આપી

“ દેવી ! ત્હમે આટલા જુસ્સામા આવી બોલોછો તે શુ બતાવે છે તે ખબર છે ? મીનલદેવીને હાવા આપખુદી કોઇયે જોયાછે ?—તે જ બતાવેછે કે નથી મ્હારુ હૈયુ બદલાયુ કે ત્હમારુ ”

**મીનલને** ત્હેનુ મહત્ત્વ ના જણાવાથી મુંજાલે સ્પષ્ટતાથી કહ્યું

"એક ફૂલકુંવરને તો રીબાવી રીબાવી મારી નાખી બીજીને મારી નાખવાનું મ્હારામાં જોર નથી"

આ સખત આઘાત જેમ તેમ ખમતી **મીનલને** મુંજાલે કહ્યું

"એટલા પોપડા ઉખાડવા નહિ ચાલે તેમ ચાલવા દેવામાં જ માલ છે"

"મુંજાલ! મ્હારી બ્હીક લાગે છે?"

'ના--મ્હારા પોતાના હૃદયની'

આમ મ્હાર હજી હૃદયનો વિશ્વાસ રહે એટલો સંપૂર્ણ વિજય મળ્યો ન્હોતો નિર્બળ માણસ પ્રબળ પ્રેમની જોડે યુદ્ધ હજી કર્યા કરતો જ હતો એમકે **મીનલે** ઉત્તરમાં પૂછ્યું

"આ પશ્ચાત્તાપપરથી નથી લાગતું કે હવે વખત નહિ આવે?"

ત્હેના પ્રત્યુત્તરમાં મુંજાલ માવચેતી સૂચવે કે

"અત્યારે આપણા હૈયાપરથી નથી લાગતું કે હવે વખત જરૂર આવે?"

રાણીનું દૃષ્ટિબિન્દુ જુદું જ હતું

"ના, ના મ્હે ફૂલકુંવર ત્હેને ખોવડાવી બીજી મ્હારે અપાવવી જ જોઈયે"

આ હેની દૃષ્ટિ હતી "કાશ્મીરાદેવીના સચોટ વચનથી ત્હેના વિચારો જુદી જ દિશામાં વળ્યા હતા અને તેમ થવાથી નવાં દૃષ્ટિબિન્દુ, નવા ભાવો, નજરે ચઢયા હતા **ત્હેના વિશુદ્ધ પ્રેમનું વધારે શુદ્ધ પ્રેમમાં રૂપાન્તર થયું હતું**, અને તે રૂપાન્તરથી મુંજાલને પરણાવવા-નો ત્હેનો નિશ્ચય દૃઢ થયો હતો"

આપણે યાદ રાખવાનું છે કે 'રાણી અને મુંજાલનો સંબંધ નિષ્કલંક અને શુદ્ધ હતો, ત્હેમની પવિત્રતા કલંકને સ્વપ્ને પણ આવવા દેતી નહિ"

આ વિરલ વિશુદ્ધ પ્રેમની દેવી ઊંઘ ના આવવાથી, અગાશીમાં મુંજાલ સુતો હતો ત્યહાં ગઈ,–ઉપરની ચર્ચા થઈ છૂટા પડ્યા પછી પાછી

તરત ગઈ ફરી એ જ આગ્રહ, ઉભય પક્ષ વચ્ચે ખેચતાણનો આગ્રહ ચાલ્યો મીનલદેવીને પોતાના "પાપનુ પ્રાયશ્ચિત" કરવુ હતુ, રાણીનુ સ્વાર્થીપણુ મોટા મનના મુંજાલને જણાતુ ન્હોતુ, તે પ્રગટ કરવાને મીનલ કહેછે

'મ્હારે અત્યારે બધુ ભર્યું પૂર છે સ્નેહસમર્પણ કરવા મહારાજની યાદ કે કલ્પનાનો આનન્દ ભોગવવો હોય તો તુ છે" શો અગમ્ય હૃદયગર્ત આ 'પ્રેમનુ આ અલિપ્ત સ્વરૂપ' પ્રેમ વિના સ્વીકારેલા કર્ણદેવનુ સ્મરણ સ્નેહ સમર્પવાનુ ઠામ અને પ્રેમનુ પરમ આધારસ્થાન મુંજાલ તે તો કલ્પનાના આનન્દનો વિષય'—અને એમ જ કાંઈક ખરુ હતુ-અનહદ મોટી દિવાલ એની વચમા ચણી હતી છતા આ કાંઈક સત્યની એક બાજૂ જ હતી, ને તે નબળી બાજૂ] "મ્હારે હૈયુ ઠારવા જયદેવ જેવો જાયો છે—માન ને ભક્તિની ભૂખ પૂરવા વહૂઓ છે અને ત્હુ કોઈ નથી"

દેવીને મુંજાલનુ અસહ્ય એકલાપણુ ટાળવુ હતુ એ એકલાપણાનું ભાન પ્રગટ કરવાને, કૃત્રિમ હાસ્યથી મુંજાલે "કેમ કોઈ નથી? તમે છો—જયદેવ છે—ત્રિભુવન છે"—એમ હૃદયના ઊંડા તેમ જ ઉપરના પડમા વસનારા પાત્રો ગણાવ્યા ત્હારે, મીનલે સ્પષ્ટ કહ્યુ

"નામના—કહેવાના ત્હને બધાની ખોટ છે તુ તો અરણ્યમાં એકલા ઊભેલા તાડ જેવો અટુલો છે"

આ splendid isolation ખરુ જોતા બનેનુ હતુ તે ઉપરાંત એ અટુલી સ્થિતિ બને વચ્ચે વિશાળ ગર્ત પ્રગટ કરતી હતી 'સસાર, મર્યાદા, નીતિ મ્હને ત્હારાથી દૂર રાખેછે" એ વિચારથી પોતાની પણ અટુલી સ્થિતિ કરતા એ 'વધારે અટુલી સ્થિતિ" મુંજાલની હતી ને રાણીને વધારે સાલતુ હતુ "ત્હારી ધાક બીજાને દૂર રાખેછે એટલે તુ તો એકલો ને એકલો જ'

આ એકલાપણુ હવે વળી લગ્ન કર્યાથી લુપ્ત થશે? આપણને શકા થાયછે તે જ શકા મુંજાલે બતાવી, ને પૂછ્યુ "કેવી રીતે?" તો મીનલ કહેછે "ત્હને સસાર જોડે સોનાની સાકળે બાધશે"

બન્ને દૂર એક બીજાથી બેઠા હતા, સંયમથી વાત કરતા હતા  છતાં “હેમના નયનોમાં અનિવાર્ય પ્રેમના પ્રતિબિમ્બો પડતા હતા” એ પ્રેમના સંયમ સાથે દેવી પૂછેછે  ખરું કહે, ત્હને પોતાને નથી લાગતું કે તું એકલો અટુલો થઈ ગયોછે ?”

મુંજાલે આખરે ખરું કહ્યું સજ્જનમહેતાની વાડીમાં ‘સ્વપ્નસૃષ્ટિના અનુભવ” થયેલા તે કાંઇક પ્રગટ કર્યા

‘ત્હારા મ્હારા જીવ ઉંચે ચઢ્યો હતો  મ્હને રોહાણી યાદ આવ્યાં જો ત્હેનો છોકરો જીવ્યો હોત તો મ્હને આટલું લાગત નહિ”

આમ છતાં કહેછે  ‘પણ આગલી ઉમરે નવા પ્રયોગો  કરવાની હિમ્મત નથી’ કારણ ? કારણ—‘પછી આપણું શું ?” એ પ્રશ્ન હજી મુંજાલને મૂંઝવતો હતો  હૃદયે હૃદયને હજી જીત્યું ન્હોતું  મુંજાલની શક્તિને પ્રેરણા આપનાર, હેના બાહુને શક્તિ આપનાર, એક **મી**નલદેવીની હૃદયમાં વસેલી મૂર્તિ જ હતી ત્હેનો ત્યાગ અશક્ય લાગતો હતો, કેમકે એ પ્રેરણા અને એ શક્તિ મુંજાલના ‘જીવનના તંતુએ તંતુ સાથે વણાઈ ગયા” હતા  તેથી જ હવે “નવો વણાટ વણવાની હિમ્મત ચાલતી ’ ન્હોતી, ને ‘મન પણ” ન્હોતું થતું

પણ વધારે અલિપ્ત દૃષ્ટિથી જોનારી **મી**નળ કહે છે “આપણે ખાતર જ ત્હારે પરણવું જોઇયે,” સોમના સંબંધ વચમાં પ્રવેશ પામતાં આ બે હૃદયોનો કલંકિત સંબન્ધ લુપ્ત થશે એમ **મી**નલની માન્યતા હતી “જ્યહાં સુધી તું આમ એકલો રહેશે ત્યહાં સુધી આપણાં હૃદય કલંકિત રહેવાનાં” મુંજાલ ચમક્યો  **મી**નલે વધારે ઝીણું પૃથક્કરણ કરી બતાવ્યું  ‘તું નથી પરણતો કારણ કે ત્હારાથી ચન્દ્રપુરની **મી**નલકુંવરી વીસરાતી નથી, હું મ્હારા ખરા હૃદયથી ત્હને પરણાવવા નથી માગતી કારણ કે તું ચન્દ્રપુર આવેલો જુવાન નગરશેઠ જ છે એમ મ્હારું હૈયું માનવા માગેછે **અને વિચારમાં પાપ છે** ”

‘પાપ’ શબ્દ મુંજાલને ઔચિત્યબાધક ભયંકર લાગ્યો, પણ આચારવિચારની તત્ત્વમીમાંસાએ ચઢેલી દેવીએ તત્ત્વ બતાવ્યું

"હા આપણે ડાહ્યા છિયે–નીતિમાન છિયે–છતાં પાપી છિયે એ દેવા એક તાને નાચેછે,—એટલુ જ નહિ પણ એમ નાચ્યા કરવા માગેછે એ બધ કરવુ જોઇયે"

મુજ્જલને આ અશક્ય લાગ્યુ **મીનલે** બતાવ્યુ—'એ એક તાલે નાચતા દેવાની સુગમતા શા માટે આપવી ?" હુ સતીઓમા શ્રષ્ટ થાઉં ને ત્હાર જેવુ જોઇયે"

"અને તમે છો જ દેવી ' આટલો પ્રેમ છતા, આટલી સુગમતા છતા, આટલા પ્રસગ છતા, હાવુ સતીત્વ કોણ માચવી રહ્યુંછે ?"

મુજ્જલની આચારના સતીત્વ ઉપર દૃષ્ટિ હતી પણ **મીનલની** વિચારના સતીત્વ તરફ પ્રજાભાવની નજર હવે હતી

"તુ કોઇ બીજાનો થાય તે મ્હને સાલેછે, કારણ હુ ત્હને મ્હારા ગણુ છુ જ્યહા સુધી એ હૈયુ સાલેછે ત્યહા સુધી તે નિમકહરામ છે કોઇ જાણતુ નથી પણ એ જીવતુ જાગતુ કલક છે એ કલક ત્હને પરણીને મ્હારે દૂર કરવુ છે'

આમ આ સ્નેહમાધ્યા હૃદયોને શુ છાડી દેવા જ—કલક દૂર કરવાના આ ઉપાયનુ પરિણામ તો એ જ કરી ? મુજ્જલને એ ભય થયો 'એટલે ? તમારે માગ પરથી હક દાવો ઉઠાવવો છે ?"

**મીનલનો** ઉત્તર નવા દૃષ્ટિબિન્દુથી પ્રેરાયનો વિરોધાભાસભર્યો—પ્રેમના અગમ્ય સ્વરૂપમા જ જે વિરોધાભાસની કચી ગુપ્ત રહેલીછે એવા વિરોધાભાસભરેલો—મળેછે

'ના, તુ મ્હારો જ છે—કાચા સતરને તાતણે બાધેલો '

આ વિરોધાભાસની કૂચી આપણને તરત આપીછે

'પણ મ્હારે એ તાતણો શુદ્ધ અને દૈવી બનાવવોછે હેમા મ્હારે અપવિત્રતાનો અશ પણ જોઇતો નથી **મ્હારા હૈયાની મ્હારે આહુતિ આપવીછે"**

આ વિરલ **હૃદયયજ્ઞ** કરવા કરાવવા સજ્જ થયેલી દેવી, એ વિષમ યજ્ઞના મુખ્ય ઋત્વિકસ્થાને દીપતી, **મીનલના** હૃદયસ્વરૂપને કોણ હવે પ્રણામ નહિ કરે ?

કેને તો એ જ હતું કે—એ હૃદયયજ્ઞ કર્યા વિના મહાન મતીત્વ કેમ સિદ્ધ થાય? આપણી પ્રતિજ્ઞા કેમ પળાય?"

સમાન તથા સ્નેહ ભરેલો નિર્ગ્રાહિ માન્દરના દ્વારના ઉંબરા ઉપર ગભેલા મુંજાલ ઉદ્‌ગાર કાઢે છે

"દેવી! હમે ગુરુઓના પણ ગુરુ છો આપણી પ્રતિજ્ઞા પાળતા ના દેવાના દીપેટીપા સૂકાઈ જશે"

કા મૂકાય એ પ્રકારે જ હૃદયોમા નવી દિવ્ય વાડીની લીલોતરી ખીલશે તેમ એ વિષમ પ્રયોગ કરવાનુ અધિકારી પણ આ વિરલ યુગ્મ જ હતુ

'મુંજાલ' હાની પ્રતિજ્ઞા આપણા જેવા જ કરે ને આપણા જેવા જ પાળે એમા જ આપણી મ્હોટાઈ છે—એમા જ આપણે ગયવુ જાણે"

મુંજાલને પણ એ જ દૃષ્ટિ ગમી જો આપણને મુબુદ્ધિ નહિ આવી હોત જો આપણે કલંકિત થયા હોત, તો આજે પાટણનુ નામ નિશાને ન હોત, આજે દેખાતા સૂર્યસમા તેજસ્વી ભવિષ્યનુ ક્યહારનુ એ ગ્રહણ થઈ ગયુ હોત'

મન વાચક જોશે કે આ "હૃદયયજ્ઞ"ના ઉચ્ચસ્થાન પર આવવા માટે અધિકારનુ બીજ આ યુગ્મના સંયુક્ત જીવનના આરમ્ભમા જ વવાયનુ હતુ આચારશુદ્ધિનુ વ્રત, ક્રમે ક્રમે, ઉલટપાલટ હૃદયયુદ્ધ પ્રસંગોમા થઈ ને મન શુદ્ધિ—હૃદયયજ્ઞના અગ્નિમા થઈ પ્રાપ્ત કરેલી હૃદયશુદ્ધિ—ના શુદ્ધ કાચનરૂપે દીપી સક્યુ

સોમ સાથે લગ્ન કરવાની સંમતિ મીનલે માગી હજી મુંજાલ ચૂપ રહ્યો અને ઊભા થયા મીનલ પાસે ગઈ, મુંજાલના ખભા ઉપર હાથ મૂક્યો 'મુંજાલ' ખેદ કરવાનુ કામ નથી"

એ ખેદ કરતો નહોતો વિષમ હૃદયસંકડામણની દશામા એક વિષમ પ્રશ્ન ઉકેલવા મથતો હતો

"હુ તો એક મુનિમહારાજનો પ્રશ્ન સભારુ છુ—'ત્યાગ મ્હોટો કે તૃપ્તિ?'"

મુંજાલની હૃદયમથનદશાથી આસુભીના નયને મીનલે પૂછ્યું "તું શું ધારે છે ?"

મુંજાલ પોતાના વિચારનો સ્વતંત્ર અધિકાર છોડી આ વિનય ધર્માચાર શીખવનાર ગુરુની આગળ પ્રપત્તિ જ લઇ ગણે કે 'ત્હમારી આજ્ઞા છે કે ત્યાગ મ્હોટો'

'પણ તું શું ધારે છે ?"

'હું ધારતો નથી-હું ત્હમારી આજ્ઞા પાળું છું ત્યાગ મ્હોટો, તૃપ્તિ નહિ" આમ વિશુદ્ધપ્રેમે બુદ્ધિને પણ પ્રેમપૂજ્યપાત્ર આગળ સોંપી દઇને માત્ર આચારની નહિ પણ વિચારની પણ સ્વાધિનતા અર્પી દીધી માન, પૂજ્યભાવ ઇત્યાદિ દિવ્ય ભાવથી સ્થિરનયને મીનલ ભણી જોઇ રહેતા મુંજાલ બોલ્યો "દેવી ! ત્હમે પાટણના ખરખરા જગદમ્બા છો !"

લક્ષણદર્શક ઉત્તર મીનલનો આટલો જ હતો "મુંજાલ ! તે ત્હારે જ લીધે' આમ કહી ત્યાંથી એ ઝપાટાબંધ ચાલી ગઇ

આમ આ "હૃદયયજ્ઞ"ની પવિત્ર વેદિ ઉપરથી બને જણા યજ્ઞફલ પ્રાપ્ત કરીને છુટા પડ્યા "હૃદય અને હૃદયનાથ"વાળા પ્રસંગે પુષ્પધન્વાનો વિજય હતો તેથી બ્હાવરી, મૈનભરી, ઊભી રહેલી મીનલને ઉન્મત્તવત્ ધસતા મુંજાલે ભુજયુગલમાં ભીડી તરત દૂર ધકેલી દીધી, એમ ક્ષણિક વિવશતા અને સત્વર પશ્ચાત્તાપને તાબે થઇ મુંજાલ છૂટો પડ્યો હતો 'ના જાઓ તજી હમને" એ પ્રસંગને અને "ઓ મ્હારા મુંજાલ !" કહી મુંજાલને કોટે વળગી પડેલી મીનલને મુંજાલે પ્રતિજ્ઞા, વ્રત, એ વાતનું સ્મરણ કરાવી સંયમ સાચવી બને છૂટા પડ્યા હતા તે જ મીનલ અને મુંજાલ આજ પ્રેમને અધિકતર દિવ્ય કક્ષાએ ચઢાવનારા હૃદય યજ્ઞની વિશુદ્ધ દીપ્તિ વડે તેજસ્વી થઇ, માનુષ પ્રેમોપચાર વિના છૂટા પડ્યા — આ ત્રણ ક્રમ સુજ્ઞ વાચકની નજરમાં ઠરી રહેશે એમ આશા છે વાચકે એ પણ જોયું હશે કે ચન્દ્રપુરમાં મીનલ અને મુંજાલ બંનેના હૃદય સરખા બળથી, સરખા સ્નેહાકર્ષણથી, પરસ્પર જોડાયા હતા, પાટણના મહારાજા સાથે વ્યવહારલગ્નથી જોડાતા વાત, મીનને એ આકર્ષણને વ્યવહારે

માગેલી મર્યાદામાં પૂરી દીધું ત્હારે મુંજાલ તેટલો સંયમી નહોતો રહી શક્યો. મીનલે વ્રતથી ત્હેને બાંધ્યો. પંદર વર્ષ તે વ્રત બંનેએ સંયમથી આચર્યું. આખરે મીનલના 'હૃદયનો પુનર્જન્મ' થતાં એ વિજયી થઈ, પણ મુંજાલ દૃઢ રહ્યો,—માત્ર ક્ષણવાર પ્રબળ હૃદયયુદ્ધમાં નમતું મૂકી 'હું નથી પલટાયો' એ વચનને પ્રેમોપચારની મુદ્રા આપી તરત ફર્યો. વળી થોડા જ વખતના અંતરે "ઓ મ્હારા મુંજાલ!" કહી ઉપકારવૃત્તિના પડમાં ગૂઢ અગૂઢ રહેલા પ્રેમબળનો ઊભરો મીનલથી કઢાઈ જતાં મુંજાલે વ્રતનું સ્મરણ કરાવી દૃઢતા ચાલૂ રાખી,—પણ તે પછી ચાર પાંચ વર્ષને અંતરે મુંજાલના હૃદયે ઉથલો ખાધો, પરંતુ મીનલદેવીના હૃદયે ઉન્નત માર્ગ લીધો તે સાથે મુંજાલને પણ તે માર્ગે ખેંચી લઈ હૃદયયજ્ઞમાં બંનેના હૃદયની પૂર્ણાહુતિ કરી—આમ ઉભયના હૃદયની ઊલટપાલટ ઉથલપાથલ થતી દશાઓના ક્રમ હૃદયશાસ્ત્રના ઊંડાણમાં આપણને ઉતારે છે.

આ યુગલના હૃદયોનો ઇતિહાસ મંજરી અને કાકના હૃદયોના ઇતિહાસથી જુદા પ્રકારે જ રચાયો છે એ વાત ઉપર પણ લક્ષ રહે છે. મંજરી અને કાક કાંઈક જુદી જ માટીના ઘડેલા હતા. તેમને મુંજાલ મીનલ જેવો વ્યવહાર અને હૃદયવ્યાપાર વચ્ચે વિરોધનો વિષમ પર્વત નડ્યો નહોતો—એ પ્રસંગ જ નહોતો. તેમ વળી એ બંને યુગલોના લક્ષણબંધારણ પણ ભિન્ન હોવાથી એક યુગલના પ્રસંગો બીજા યુગલને પ્રાપ્ત થતાં પરિણામો જુદાં જ આવત એમ સહજ કલ્પી સકાય એમ છે. આ બે યુગલોના લક્ષણભેદમાં અન્વેષણ કરવું રસયુક્ત થાય એમ છે પણ સ્થલસંકોચને લીધે આટલા દિગ્દર્શનથી જ સંતોષ માનવો પડે છે.

એટલું માત્ર કહું છું કે આ દર્શનમાં સ્પષ્ટ રીતે રા. કનૈયાલાલની પાત્રસૃષ્ટિ ઊભી કરવાની વિરલ કલા પ્રગટ થાય છે. શેક્સપીઅર જેવી શક્તિ મ્હેં કહી છે તે માત્ર આ વિષયમાં. શેક્સપીઅરના અન્ય મહાન્ ગુણો, તત્ત્વદર્શનનાં ઊંડાં તત્ત્વોને કવિત્વકલાના સુન્દર પ્રદેશમાં ગૂંથવાની શક્તિ, નાટકકથામાં સમાવેલા ઊંચા હેતુઓની દૃઢ રીતે પ્રવર્તતી પ્રતિભા ઇત્યાદિ એ વિશ્વના મહાકવિના ગુણો તો અપ્રાપ્ય જ છે એ કહેવાની

જરૂર નથી તથાપિ ગ કનૈયાલાલની સ્રષ્ટૃત્વશક્તિનુ એક વિલક્ષણતા સાધક સ્વરૂપ અહિ નિદર્શન રૂપે નોધવાનુ મન થાયછે રા કનૈયાલાલના સર્જેલા પાત્રોની વ્યક્તિતા સુરેખ, અનન્ય, અનન્વયરૂપ (incommensurate), ટકાયલી, त्वष्ट्रेव शाणोल्लिखिता विभाति, વિશ્વકર્માએ સરાણ ઉપર ઉતારી કાપી કાઢેલી હોય તેમ દીપેછે મુંજાલ કાક, મંજરી, મીનલદેવી, ઇત્યાદિ પાત્રો તે અન્યની ઉપમાથી પરિચય અપાય હેવા નથી, એ તે એ જ, અન્ય નહિ—એમ અનન્વયઅલંકારનુ તત્ત્વ હેમની વ્યક્તિતામા પ્રવિષ્ટ થયેલુ નજર પડેછે એ પાત્રો અનિશ્ચિતરેખાવાળી શિથિલ વ્યક્તિતાના નથી, અમુક વર્ગના type–નમૂના–રૂપ નથી જગતમા શોધવા જઈએ ને જરાક શ્રમ લઇએ તો વિદ્યાચતુર, માનચતુર ગુણસુન્દરી, વગેરે તો શુ પણ બુદ્ધિધન અને સરસ્વતીચન્દ્ર અને કુમુદસુન્દરી પણ જડે ખરા, એ અમુક વર્ગના type–પ્રતિનિધિભૂત–રૂપ છે, સમર્થ હાથથી ઘડાયલા છતા વ્યક્તિતાના અંશમા અનન્વય પામનારા, અનન્ય નથી, જ્હાર ગ કનૈયાલાલની સૃષ્ટિમા વ્યક્તિતાના ઉપર કહેલા વિલક્ષણ ગુણો મ્હોટા જણાય છે

ઉપર ચર્ચેલા પ્રચંડ 'હૃદયયજ્ઞ પછી મીનલ અને મુંજાલના જીવનતંત્રની શી દશા થઇ હશે ? કવિએ એ જીવનપ્રદેશમા ડાઇંક ઝાંખી કરાવી છે. સોમસુન્દરી જોડે લગ્ન કરાવીને એ યજ્ઞનુ પ્રકરણ પૂર્ણ કરવાનો પ્રયાસ નિષ્ફળ જ ગયો સોમસુન્દરી અણધાર્યા પ્રસંગોના ભારથી દબાઇ જ ગઇ, લગ્ન ના જ થયુ આ પરિણામ લાવવામા કવિનુ કલાચાતુર્ય પ્રગટ થાયછે સોમની સાથે લગ્ન કરાવ્યુ હોત, તો મુંજાલના હૃદયની સરિતાનો પ્રવાહ બદલી નાખી બધુ કવિ કથળાવી નાખત—એમ થાત આ તો એ મહાન્ હૃદયનો અગાધ સાગર અગમ્ય જ રહેછે

ક્ષણભર આ સુરેખ સોમસુન્દરીની મધુરમૂર્તિ જોવાનુ મન થાયછે વાર્તામા ગૌણ સાધનરૂપે હેના વૃત્તાન્તની ગૂથણી છે, છતા હેનો ચમત્કાર આકર્ષક છે, હેનો વૃત્તાન્ત સહેતુક વણાયોછે સજ્જન મંત્રીની વાડીમા કૃષ્ણદેવરૂપે ગુપ્તવેશે આવેલા એ ગાર જોડે સોમસુન્દરીનો અકસ્માત્ સમાગમ થતા લાજાળ મુગ્ધાના હૃદયમા અજ્ઞાત આછુ પ્રેમકુતૂહલનુ બીજ

કાંઇક ગેપાયું, પરંતુ તે પછી કાંઇ પ્રસંગો આપણા જોવામાં આવતા નથી. કૃષ્ણદેવ તો ગજખટપટ માટે આવેલો નગરચર્ચા અને નગરનારીઓની ચર્ચાની વચ્ચે વખત ગાળતો જણાય છે, પછી કાશ્મીરાદેવી સોમસુન્દરીનું માગું કરી આવે છે—માગું કરતી નથી, પણ યુક્તિથી એ મનોરથ સોમની માના હૃદયમાં નાંખી જાયછે. પણ વિધિની યોજના જુદી છે— કાવત્રાબાજોના મંડળમાં ભંગાણ પડ્યા પછી મુંજાલ સોમસુન્દરી તથા હેના ભાઇ લક્ષ્મણને કૃષ્ણદેવ જોડે વાત કરતા દેખે છે, સોમસુન્દરીમાં ફૂલકુંવર કોઇની સૌંદર્યરેખાઓ મુંજાલ જુવે છે અને કાંઇક અજ્ઞાત આડના સાથે અજ્ઞાત અંકુર ફુટે છે—પણ તે કુસુમફલરૂપ લે એટલા બળમાં નહિ. લક્ષ્મણ ચારપો જાય છે. સોમ છાનીમાની પાછી આવેછે—કૃષ્ણદેવે સોમ જોડે સબન્ધ વધારે કળવી હેની જોડે લગ્ન કરવાનું વચન લીધું હતું. એ વચન પાળવાની માગણી કૃષ્ણદેવ કરેછે, હેને ક્તિાનળ છે એ ખેંગાર તરીકે ઓળખાઇ જાય તેથી પાટણ છોડી જવું છે પણ જતાં જતાં પાટણની સુન્દરીનું હરણ કરી જવું છે. સોમને ખેંગારની ઓળખ પડતાં લગ્ન તરફ વિમુખતા થાયછે. ખેંગાર બળથી હરણ કરી જવા મથે છે,—તે જ ક્ષણે ગુપ્ત રહી સઘળા ખેલ જોઇ રહેલો મુંજાલ ખેંગાર જોડે ખડ્‌ગયુદ્ધમાં જોડાયછે. ખેંગાર હારેછે, સોમ છુટેછે, ઘરમાં જતી રહે છે, અહિં વળી પેલા અંકુરને થોડુંક જલસિંચન આ પ્રસંગથી થાયછે—પણ પોષક પ્રસંગ ભાવિમાં સંતાયલો છે. બીજો પ્રસંગ વળી વધારે પ્રબળ આવ્યો. ખેંગારની યુક્તિયોને પરિણામે સોમસુન્દરી પિતૃભક્તિ તથા પાટણ તરફ પ્રેમ એ બળ કરતાં જુનાગઢની ગાદી અને ખેંગારની મોહની એ બળના સંવેગ પ્રભાવને વશ થઇ ખેંગાર સાથે છાનીમાની જતી રહેવા નીકળી, ખેંગાર અને સોમસુન્દરી નગર બ્હાર પડ્યાં તે પછી તરત જ અન્ય પ્રયોજને નીકળેલો મુંજાલ અણધાર્યો આવી ચઢતાં ખેંગાર મુંજાલ ઉપર તરવાર ઉગામી પ્રહાર કરવા જાયછે. ત્હાં, મુંજાલને ઓળખી "ભૂવા!" કહી સોમ વચમાં તૂટી પડી અને ખેંગારની તરવાર સોમને જ વાગી. સોમ ઘવાઇ, બેશુદ્ધ થઇ પડી, ખેંગાર નાઠો, મુંજાલે સોમને ઓળખી ન્હોતી. મોડે થકી ઓળખી હેને ગજગઢ લઇ ગયા—આ પ્રસંગે

વિશેષ જળસિંચન કર્યું પરંતુ વખત વીતી ગયો હતો સોમ આ માંદગી-
માંથી બચી નહિ પ્રબળ સંનિપાતની વચમાં વેદની માત્રાથી ક્ષણિક
સ્થિરતા આવતાં સોમે મુંજાલને જોતાં “ કૂવા ” એટલું સંબોધન કર્યું
“ એ, બ્હેન હું છું ” મુંજાલે આર્દ્રતાથી કહ્યું, “ કેમ છે ? ” સોમ પાછી
સંનિપાતની લવરીએ ચઢી “ દોડો, દોડો, કૂવાને પેલો ખેંગાર મારી
નાખશે ” “ અત્રે બેશી શું રહ્યા છો ?—એ—એ—ખમા—મ્હને નહવા
દ્યો—એ પેલી તલવાર કાઢી—ખસો ” ‘ તમને કોઈને શું ? કૂવા ’ જો
પેલો આવ્યો એ—એ—કૂવા જશે તો પાટણનું શું ? પકડો—પકડો—
એ—એ—” આ લવારાને અંતે સોમસુન્દરી મરણવશ થઈ

સોમસુન્દરીએ લવારામાં કહી દીધું હતું તેમ મુંજાલ અને પાટણ
એ અભેદ્ય જોડાયલા હતા, અને પાટણનું ભાવિ ઘડનાર મુંજાલ હતો
એ ભાનથી પણ સોમનું હૃદય મુંજાલમાં જોડાયલું હશે. પાટણની રક્ષના
ભાવનો ઇશારો એ વચનમાં છે અને ખેંગારને ઓળખતાં હેનાથી પ્રથમ
પ્રસંગ વખત સોમ છૂટી તે વખતે મુંજાલે સ્વગત કહ્યું હતું

“ હારી છોકરીઓ હશે ત્હાં સૂધી જ પાટણનો જયવારો છે

આ સોમસુન્દરી આમ આખર ટકી નહીં મંજરી, મુંજાલ, ઇત્યાદિ
પાત્રોની સઘન દૃઢતા આ સુકુમાર કુસુમકળીમાં ન્હોતી, તેથી તે ખરી
પડી અને કવિની યોજના સહેતુક જ છે મુંજાલના હૃદયને ઘડવા માટે
આ એક આડકતરો પ્રસંગ આપવા પુરતી જ આછી ચન્દ્રલેખા જેવી
આલેખાઇછે કલાશેષ ચન્દ્રલેખાની પેઠે આકાશમંડળમાં જરાક આવી,
જરાક વારમાં લુપ્ત થઇ એ ચન્દ્રલેખા લુપ્ત થતાં, મુંજાલના સંયમી હૃદય
માં છાનાં આંસુ પડ્યાં હશે તે ગણ્યાં નથી, આંખ્યમાંથી એક જ આંસુનું
ટીપું પડ્યું—એમ કવિ કહેછે મીનલે મુંજાલને બ્હાર મોકલ્યો પાછળથી
આવી મીનલે ખૂબ રોતાં રોતાં કહ્યું “ મુંજાલ ! બહુ ખોટું થયું ’
રુવે જ, સોમના મરણની સાથે મુંજાલના હૃદયની સ્થાપનાના બધા
મનોરથ મીનલના ભાગી પડ્યા

ટાઢાશથી મુંજાલે જવાબ વાળ્યો “ મ્હેં શું કહ્યું હતું ? મ્હને
સુખનો અધિકાર નથી ”

ધર્યુ ' આ હૃદયના ઉપર કાળીનુ આવરણ ઢાકાયુ મીનલે કહ્યું હતુ તમ એ અરણ્યમા ઊંચા તાડના જેવો અટુલો રહ્યો વાર્તાને અન્ત, લાટને જીતવાના, લાટને ગુજરાત બનાવવાના, ભારે કામ માટે મોકલેલા કાક તથા ત્રિભુવનપાલ અને અવન્તી પાછા જવાની પ્રબલ ઇચ્છાને માન આપી મુંજાલે અનુજ્ઞા આપેલો હેનો નવો પ્રાપ્ત થયેલો, હમેરાનો ખોવાનો, પુત્ર કીર્તિદેવ એક હોડીમા બેશી સરસ્વતી ઓળગતા ચાલ્યા બીજી હોડીમા ચાર પાચ યુવતીઓ જોડે બેઠેલી કાશ્મીરાદેવી તથા મંજરી ટાળ ટોપા ચલાવતા હતા, મંજરીને મન પાટણના બધા નર બેહુતિયા હતા એક સિવાય—તે વચન ઉપર આનન્દવાર્તા થતી હતી, તે વખતે ' આવારા પર ધારેલી નિરાળો, ટટાર બની પાટણની સત્તાનો પ્રતિનિધિ, દુ ખ-ભાર્ત આ બ્યે જોઈ રહ્યો હતો તે સ્વસ્થ લાગતો (હતો)—અરણ્યમા એકલુ એક મહાવૃક્ષ ઊભુ હોય તેમ, પણ તે સ્વસ્થતા, તે એકલતા, દયાજનક લાગતી હતી '

ત્રિભુવનપાલ, કાક અને કીર્તિદેવનુ નાવ ચાલ્યુ કાશ્મીરા અને મંજરીવાળા મંડળનુ નાવ ચાલતુ હતુ,—

'અને, મુંજાલે દેખીતી સ્વસ્થતાથી દૂરને દૂર જતી નાવડીઓ તરફ જોયા કર્યું "

[ મન ' પોતાના હૃદયની ઊંડી, મધુરી સભાવનાઓ જીવનસ્રોતમા દૂરને દૂર સરી જતી હતી, સરી ગઇ હતી, ત્હેનુ આ નાવડીઓ સ્થૂલ પ્રતિબિમ્બ જ હતી ' ]

બિચારા મામા છે ત્હા સુધી એકલા જ રહેવાના," ત્રિભુવનપાલે નાવમા બેઠે બેઠે કહેલા આ આર્દ્ર વચનના ઉત્તરમા કાકે કહ્યુ –

પણ એ છે ત્હા સુધી જ પાટણનો પ્રતાપ રહેવાનો '

આમ " ગુજરાતનો નાથ "* એકલવૃક્ષ પેઠે ઉભેલો જોઇને આપણે હવે ત્હેની સાથે મૌન ધારણ કરીશુ **નરસિંહરાવ ભોળાનાથ.**

* " ગુજરાતનો નાથ ' કોણ ? જયદેવ ? કે ત્રિભુવનપાલ ? કે કાક ? કે મુંજાલ ?—આ કોયડો વાચક આગળ આ વાર્તાકારે મૂક્યોછે, મ્હને કોયડાનો ઉત્તર જડ્યો તે પ્રમાણે અહિ દર્શાવ્યોછે—ન ભો

# અનુક્રમણિકા

| વિષય | પૃષ્ઠ |
|---|---|


## વિભાગ બીજો

| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|
| ,, | ૩ જુ–મુંજાલ મહેતાનું હૃદય | ૧૪૭ |
| ,, | ૪ થુ–વિધિ અને તેના સાધનો | ૧૫૪ |
| ,, | ૫ મુ–કોણ માલીક ? | ૧૬૧ |
| ,, | ૬ ઠુ–કાકનો ભાવ કેમ વધ્યો ? | ૧૬૭ |
| ,, | ૭ મુ–મંજરીના સ્વામીઓ | ૧૭૨ |
| ,, | ૮ મુ–બે જુના મિત્રો | ૧૮૦ |
| ,, | ૯ મુ–કીર્તિદેવ કેમ આવ્યો ? | ૧૮૪ |
| ,, | ૧૦ મુ–મધ્યરાત્રિની મૈત્રિ | ૧૮૯ |
| ,, | ૧૧ મુ–હીંગળાજ ચાચરનો ઓવારો | ૧૯૬ |
| ,, | ૧૨ મુ–મંજરીએ લગ્ન કેમ કબુલ કર્યું ? | ૨૦૬ |
| ,, | ૧૩ મુ–કાકને પોતાના વાક્ચાતુર્ય પરથી શ્રદ્ધા ઉઠી જાય છે | ૨૧૪ |
| ,, | ૧૪ મુ–સત્તાના સૂત્રો | ૨૧૮ |
| ,, | ૧૫ મુ–પ્રતાપના બીજ | ૨૨૫ |
| ,, | ૧૬ મુ–કાલડીનો દેવડો | ૨૩૧ |
| ,, | ૧૭ મુ–રાજ્યસભા | ૨૩૬ |

## વિભાગ ત્રીજો

| | | |
|---|---|---|
| પ્રકરણ | ૧ લુ–કીર્તિદેવનો નિશ્ચય | ૨૪૬ |
| ,, | ૨ જુ–કાકનું સહેજ કામ | ૨૪૮ |
| ,, | ૩ જુ–કીર્તિદેવનો મુંજાલ સાથે મેળાપ | ૨૫૬ |
| ,, | ૪ થુ–કાશ્મીરાદેવી ગુરુપદે | ૨૬૬ |
| ,, | ૫ મુ–આનંદની રાત્રિનો અનુભવ | ૨૭૧ |
| ,, | ૬ ઠુ–કાવત્રાબાજ | ૨૭૬ |
| ,, | ૭ મુ–સ્મરણસૃષ્ટિનો અનુભવ | ૨૮૮ |
| ,, | ૮ મુ–જળકુંડની જાત્રા | ૨૯૪ |
| ,, | ૯ મુ–ઉદાની શોધમાં ઉદાના ઘોડાએ કરેલી મદદ | ૩૦૦ |
| ,, | ૧૦ મુ–પાતાળ નિવાસ | ૩૦૮ |
| ,, | ૧૧ મુ–તપાસ | ૩૧૫ |
| ,, | ૧૨ મુ–શાસન | ૩૧૯ |
| ,, | ૧૩ મુ–હૃદયયજ્ઞ | ૩૨૩ |
| ,, | ૧૪ મુ–બે કેદીઓ | ૩૩૦ |

| | વિષય | પૃષ્ઠ |
|---|---|---|

# નોંધ

પંચાસરના રાજા જયશિખરીનો વીર પુત્ર વનરાજ ગુજરાતના મધ્ય કાલના ઇતિહાસનો સૂત્રધાર છે સવત ૮૦૨ મા તેણે અણહિલવાડ પાટણ (હાલનુ કડી પાટણ) સ્થાપી, ભાવી ગુર્જર સામ્રાજ્યનુ પાટનગર સ્થાપ્યુ સવત ૯૯૮ મા સોલકી વશના શૂરવીર મુળરાજે મામા પાસેથી ગાદી પચાવી પાડી, ગુજરાતને સંસ્કૃત કરવા બ્રાહ્મણોને દૂર દેશથી નોતર્યા, અને ગિરનાર ગ્રહરિપુને તાબે કરી, કચ્છના લાખાને મારી, લાટના સેના-પતિ બારપને હરાવી, પાટણની સત્તા વધારી તેના પુત્ર ચામુંડે લાટની રાજ્યધાની ભરુચ લઈ લાટ સર કર્યું સને ૧૦૮૦ મા તેના પૌત્ર ભીમ-દેવના સમયમા મહમદ ગીઝનીએ સોમનાથ પર સ્વારી કરી ને પાટણ લીધુ મહમદ પાછો ગયો એટલે શૂરવીર ભીમે પાટણ પાછુ લીધુ ને તેની સત્તા વધારી ભીમની વણીક સ્ત્રી બકુલાદેવીથી મોટો પુત્ર ક્ષેમરાજ થયો ક્ષેમરાજ વાનપ્રસ્થ થયો અને દધિસ્થલીનુ સસ્થાન લઈ, પાટણનુ રાજ્ય નાના સાવકા ભાઈ કર્ણને આપ્યુ કર્ણના મરણ સમયનો ઇતિહાસ મે મારી પાટણની પ્રભુતામા ગુથ્યો છે એ ગુથણીના છેડા આ વાતો જોડે જોડ્યા છે

એ વાત સિદ્ધરાજ જયસિહના પિતા કર્ણદેવ મરવા પડ્યા તે સમયની છે તે સમયમા ક્ષેમરાજનો પુત્ર દેવપ્રસાદ રજપુત સામતોનો અગ્રેસર હતો અને પાટણનો દડનાયક બનવા તલસતો હતો, છતા તેની સત્તા સામે તોફાન કરી રહ્યો હતો ચદ્રાવતીમા જૈનોએ સ્વતત્ર સત્તા સ્થાપી હતી, અને તેઓએ પાટણની સત્તા હાથ કરવા આનદસૂરિ નામના જતિને મોકલ્યો હતો

પાટણમા મીનળદેવી પાટણના નગર શેઠ મુજાલ મહાઅમાત્યની મદદથી પાટણની સત્તા એકચક્રે સ્થાપવા પ્રયત્નો કરી રહી હતી મુજાલ મીનળનો ભક્ત હતો, તેણે જ તેને કર્ણદેવ જોડે પરણાવી હતી એ બે વચ્ચે શુદ્ધ સ્નેહ સબધ પણ હતો

દેવપ્રસાદ કાકની માંદગીના સમાચાર સાંભળી પોતાના ત્રીજા પુત્ર ત્રિભુવનપાલ (કુમારપાલના પિતા)ને લઈ પાટણ આવે છે

આનંદસૂરિ મીનળદેવીને હાથ પર લે છે અને રાજાના મરણ પછી, મુંજાલને બદલે શાંતુ મંત્રીને પાટણનો દંડનાયક બનાવે છે અને દેવપ્રસાદને કેદ કરવા મથે છે અપમાન પામેલો મુંજાલ પાટણ છોડે છે, ને ક્રોધે ભરાયેલો દેવપ્રસાદ પાટણનો ગેર કુદાની દધિસ્થલી જઈ પાટણ પર હુમલો કરવાની તૈયારી કરે છે

દેવપ્રસાદની સ્ત્રી અને મુંજાલની બહેન હંસાને મીનળદેવીએ કેદ કરી રાખી હતી અને એવી લોકવાયકા ચલાવી હતી કે તે મરી ગઈ આ વખતે રાણી તેને છોડે અને દેવપ્રસાદને પાટણ પર આવતો અટકાવવાનું વચન લે છે

મુંજાલની બેદરકારી અને દેવપ્રસાદના ધાક એ બેથી નિરાધાર બનેલી મીનળદેવી ન પાટણના લોકની બીક લાગી હોવાથી તે છાનીમાની જય દેવ સહિત શહેર છોડી, ચંદ્રાવતિના સૈન્યની છાવણીમાં જાય છે અને મુંજાલને કેદ કરે છે પોતાની સલાહ આટલી સફલ થઈ તે જોઈ જતિ જૈન ધર્મના કટ્ટા દુશ્મન દેવપ્રસાદને દધિસ્થલિમાં મારી નાખે છે

પણ પાટણના લોકો ઉશ્કેરાય છે, રાજગઢ કબજે કરી, ત્રિભુવનપાલને બધી સત્તા આપે છે, ને રાણીનો બહિષ્કાર કરે છે રાણી ગુંચવાય છે, આખરે મુંજાલની મદદ લે છે નવજીવન થયેલા સ્નેહને લીધે મુંજાલ પાટણને સમજાવે છે, ને પટ્ટણીઓ રાણીને અને જયદેવને સ્વીકારે છે, નિષ્ફળ બનેલો જતિ માનભંગ થઈ પાટણ છોડે છે

જયદેવ ગાદીએ બેસે છે ત્રિભુવનપાલ રાણીની ભત્રીજી પ્રસન્ન (કાશ્મીરાદેવી) જોડે પરણે છે, અને મુંજાલ પાટણની ધજા ગુજરાત પર ફરકાવવાનો પ્રયાસ આરંભે છે ત્રિભુવન લાટ (સાબરમતિથી દમણ સુધીના પ્રદેશ)નો દંડનાયક નીમાય છે, અને ઉદા મંત્રીને કર્ણાવતી અને ખંભાતની સત્તા આપવામાં આવે છે

આ વાતો ચાર વર્ષ થઈ ગયા હતા

# ગુજરાતનો નાથ

[ "પાટણની પ્રભુતા" પછીના સમયની વાર્તા ]

## પ્રકરણ ૧ લું

### સરસ્વતીને તીરે

સંવત્ ૧૧૫૪ના શીઆળાની એક રાતે કડકડતી ઠંડી પડતી હતી પાસે વહેતી સરસ્વતીના નીરનો ગંભીર રવ રાત્રિની શૂન્યતામાં ભયજનક લાગતો હતો, તેના સીકરોથી શીતલ થયલો પવન, શીઆળો ભુલાવી ચોમાસાની હીકળનું ભાન કરાવતો હતો રાત્રિ એવી હતી કે ઘરને ખુણે કે પ્રિયતમાની સોડમાંજ પડયા રહેવું પસંદ પડે, છતાં ચારસો પાંચસો માણસ પાટણને સામે કીનારે ઉઘાડામાં પડ્યા હતા છુટીછવાઇ તાપણી કરી ટાઢ ઉરાડવાનો પ્રયત્ન કેટલાક કરી રહ્યા હતા, બાકીના તાપણીઓની આસપાસ સુઈ ગયા હતા, અથવા તો સુવાનો પ્રયત્ન કરતા હતા, ગણ્યા ગાઠ્યા ઉંઘવાનો વિચાર નહીં હોવાથી ટુંટીઉં વાળી બેસી રહ્યા હતા અંધારામાં તાપણીના અસ્થિર બળતા વિચિત્ર ઓળાઓ પાડી રાત્રિને વધારે ભયંકર બનાવતા હતા આખો દેખાવ જાણે પિશાચોનું સંમેલન હોય એવો લાગતો હતો

આમાંની એક તાપણી આગળ એક જુવાન પગ લંબાવી અડધો આડો પડ્યો હતો તેણે ભોંય પર પડેલી ઢાલ પર માથું મુક્યું હતું તેનો માથાનો ફેંટો, તે સોરઠ તરફનો હોય તેમ સૂચવતો હતો તેની તરવાર મોં આગળ પડી હતી, અને તરવાર બાંધવાનો બેસ તેના પર પડ્યો હતો પણ તેની આંખોમાં ઉંઘ નહોતી તે હાથમાં લાકડાના છોડીઆ લઈ તાકીતાકીને દેવતામાં મારતો હતો એની તાપણી આગળ બીજા કોઈ માણસો નહોતા

થોડે દૂર એક ઝાડને અઢેલી બે માણસ ટુંટીઉં વાળી બેઠા હતા કોઇ કોઇની સાથે બોલતુ નહોતુ

આ યુવક પચ્ચીશેક વર્ષનો લાગતો હતો તેનુ મોઢુ જરા શ્યામળુ પણ રુપાળુ હતુ, તેની આખો મોટી ભભકદાર હતી, અને થોડીથોડી વારે જાણે મજાકમા નાચતી, તેનુ શરીર સશક્ત અને ઘાટીલુ હતુ અને તેનો પહેરવેશ, તેને હાથે પહેરેલી પોંચીઓ અને બાજુબધ, કાનમાના કુડલ અને ડોકમાનો નાનો સોનાનો હાર તે કોઈ સુખી માણસ હોય એમ દેખાડતા હતા અને તેની બેસવાની છટા, અને મુખ પર પથરાયલી નીરાત અને બેદરકારી તે કોઈ ઉચ્ચ કુટુબનો સુભટ હોય એમ સૂચવતા હતા

થોડી વારે એક દોડતી આવતી સાઢણીના પગલા સભળાયા તરત તે સાઢણી ભોયે પડી હોય એવો અવાજ આવ્યો પછી શાતિ પ્રસરી રહી તાપણી આગળ બેઠેલો યુવક તેમનો તેમ બેસી રહ્યો તેને મન દેવતામા છોડીઆ નાખવા કરતા વધારે આકર્ષક કામ કૈં પણ હોય એમ દેખાતુ નહોતુ

જે દિશામાથી સાઢણી પડ્યાનો અવાજ આવ્યો હતો તે તરફથી એક પુરુષ ઉતાવળો આવ્યો અને આ યુવકને જાગતો જોઈ તેના તરફ વળ્યો

નવો આવનાર વીશ બાવીશ વર્ષનો લાગતો હતો તે શસ્રથી સજ્જ હતો, તેની કમરે તરવાર અને જમૈયો, ખભા પર ઢાલ અને હાથમા મોટી લાકડી હતી તે બેઠેના યુવક તરફ ફર્યો, અને પલ વાર બને જણ એક બીજાને જોઈ રહ્યા માથાના ફેંટા શીવાય બનેના પહેરવેશ સરખા હતા, માત્ર નવા આવનારને શરીરે ઘરેણા નહીં જેવા હતા બને ઉંચા, કદાવર, સ્વરૂપવાન્ હતા, બનેની આખમા તરવારની ધારો ચમકતી બનેના ભવ્ય કપાલે સુખડના ત્રિપુડ્ર શોભતા, બને ગુજરાતી યોદ્ધાઓ લાગતા, બને, જે યોદ્ધાઓએ સોલકીઓની સરદારી હેઠળ દિગ્વિજય કરવા માંડ્યો હતો તેમાના દેખાતા હતા છતા એ બેમા ફેર ઘણો હતો બેના વ્યક્તિત્વ જુદા જ હતા નવો આવનાર જરા ઉંચો હતો, તેની આખો નાની અને વધારે તેજદાર હતી, તેનુ શરીર વધારે કસાયલુ અને સુકકુ લાગતુ હતુ બેઠેલા યુવકનું ગોળ મોઢુ, મોટા નસકોરા ને પહોળી આખો મૃગપતિની હીંમત અને સત્તાનો શોખ

સૂચવતા નવા આવનારની અણીઆળી આખો, દૃઢ ને સખત મુખ, બાકડુ તીણુ નાક, ગરુડરાજની સચોટ તરાપ, શક્તિ ને સાવધાનતા દર્શાવતા એક નીડર ને શાત લાગતો, બીજો દૂરઅદેશી ને સ્વસ્થ જણાતો પશુરાજ અને ખગરાજ—સિંહ અને ગરુડ—એ બેનીજ મુખમુદ્રા ચારિત્ર્યશાસ્ત્રી મનુષ્યોની હોય છે એ બને પ્રકારના આ નમુના હતા

"ભાઇ!" નવા આવનારે બેઠેલા યુવાનને પુછ્યુ "પાટણના ભીમનાથના આરાનુ ઉતરાણુ અહીંઆ કે?"

બેઠેલા યુવકે હાથમા લીધેલુ છોડીઉ જરા વાર તોળ્યુ, અને જરા પણ હાલ્યા વિના શાતિથી જરાક ટોળમા જવાબ વાળ્યો "જી હા! પુછવાનુ કૈ કારણુ?"

"મારે પાટણુ જવુ છે હોડી ક્યા આગળ હોય છે? અહીંઆજ કે?" જરા અધીરાઇથી નવા આવનારે કહ્યુ

સામે બેઠેલો યુવક જરા મજાકમા હસ્યો અને પોતાની પોચી ઉચી ચઢાવી બોલ્યો "ત્યારે તમારુ ધારવુ એવુ છે કે અમે બધા મૂર્ખ છીએ?"

નવા આવનારે ભ્રુકુટિ ચઢાવી બેઠેલા યુવકની શાત મજાકથી તેની અધીરાઇએ ગુસ્સાનુ સ્વરૂપ પકડયુ "કેમ?" તેણે સખ્તાઇથી પુછ્યુ, "હોડી ક્યા ગઇ?"

"પેલે પાર છે ત્યા જશો તો હોડી મળશે"

"ત્યારે કેમ જવાય? મને ઘણુ જરુરનુ કામ છે"

"એક રસ્તો છે"

"શો?"

"વિમાને ચઢીને જવાનો" બેઠેલા જુવાને જવાબ આપ્યો, "બોલો, છે વિચાર?"

"મશ્કરી કરો છો?" નવા આવનારે જરા ગુસ્સાના આવેશમા પુછ્યુ તેની ઉડી આખો ચમકી રહી

"જુઓ, ગુસ્સો કરવાનુ કામ નથી ટાઢ છે ને આખી રાત આમ ગાળવી છે એટલે ગમ્મત વિના વખત કેમ જાય? આવો. આમ બેસો"

આમ કહી બેઠેલા જુવાને ભોંય પર પડેલી પોતાની તરવાર પાસે ખેંચી લઇ જગ્યા બતાવી "પાટણ હમણા ખુણો લઇ બેઠુ છે" કહી તિરસ્કારથી તે ફરીથી હસ્યો અને હાથમાનુ છોડીઉં અગ્નિમા નાખ્યુ

"શુ?" જરા દૂર અધારામા ઝાડ નીચે બે જણ બેઠા હતા તેમાનો એક જણ બોલ્યો બને યુવકો તે તરફ ફર્યા પેલા બે જણ ઓઢીપોઢી, મોઢુ ઢાકી બેઠા હતા એકની પાઘડી સફેદ હતી અને બીજાની લાલ હતી એટલુજ તેઓ પારખી શક્યા લાલ પાઘડીવાળો આ શબ્દો બોલી ઉઠયો હતો, પણ વધારે બોલતા તેને બીજાએ હાથ ખેંચી અટકાવ્યો

"એટલે? મારે જરુર અત્યારે પાટણ જવુજ જોઇએ અહીંઆથી તરીને પાર જવાય તેમ નથી?" અનુભવી તરનારની નજરથી નદીનો પટ માપવાનો પ્રયત્ન કરતા નવા આવનારે કહ્યુ

"હા બરાબર છે પેલે કીનારે તાપણી વિના ઠુઠવાઇ મરશો, ને ગામમા પેસશો તો હુકમવિરુદ્ધ નદી ઓળગ્યા માટે હાથીના પગ તળે જઇ પડશો" જરા હસતા બેઠેલા યુવકે કહ્યુ

"ત્યારે શુ કરુ?"

"બેસો ઉતાવળ તે કૈં તમને એકલાને છે? દરરોજ આટલા લોકો આવીને પાછા જાય છે તેમા આજ તમે વધારે"

"પણ આમ રસ્તો અટકાવવાનુ કૈં કારણ?"

"પુછો જઇને સર્જન મત્રીને માલવાનો રાજા ચઢી આવ્યો છે તે ખબર નથી?"

"તે તો ખબર છે" નવા આવનારે કહ્યુ "તેમા તો હુ ત્રિભુવનપાલ મહારાજનો સદેશો લઇ લાટ * થી આવ્યો છુ પણ એમ તે માલવસેના કેટલીક પાસે આવી છે?"

"પાચ હાથ આવી હોય કે પચાસ ગાઉ વાણીઆના રાજ્યમા બધુજ સરખુ"

---

* દમણથી સાબરમતી સુધીનો દેશ તે લાટને નામે ઓળખાતો—તેનુ મુખ્ય નગર ભરુચ હતુ

"ત્યારે શું તે મેદાને નથી પડ્યા?" નવા આવનારે બેસી, તાપવા માંડતાં કહ્યું

"નારે! સજ્જનશાને પાટણ સાંપી શાન્તુ મહેતા સમાધાન કરવા ગયા છે"

"સમાધાન! મારા મહારાજ તો લશ્કર લઇને આવે છે"

"ત્યારે તેને કહો કે જાઓ પાછા—જ્યાંથી આવ્યા હો ત્યાં"

"જયદેવ મહારાજ—"

"તે પાપ ધોવા ગયા છે સાભળ્યું છે કે દ્વારકા આગળ આનંદ કરે છે પછી અવંતિનાથને યુદ્ધ આપવાની કોને પુરસદ હોય? એ તો ઠીક છે, પૈસા છે એટલે ગમે તેમ વાણીઆવિદ્યા કરી સેનાપતિ* ઉબકને પાછો મોકલીશું" પહેલાં બેઠો હતો તે યુવકે તિરસ્કારથી હસીને કહ્યું, "વારુ! પણ—તમે ક્યાંના?"

"લાટનો તમે?"

"હું સોરઠનો છું જુનાગઢ—જુનાગઢ પાસે વથલી છે ત્યાંનો છું તમારું નામ શું? મારું તો કૃષ્ણદેવ"

"મારું નામ કાક" નવા આવનારે જવાબ આપ્યો "આ તો જુલમ છે મેં આજે વીશ દિવસ થયા શ્વાસ ખાધો નથી, અને અહીંઆ તો સમાધાનની વાતો ચાલે છે મારા મહારાજ પણ દોડની સ્વારીએ આવી પહોંચશે"

"તે શું હાથી પર બેસીને આવે છે? આવશે ત્યારે માલવીઓ તો પાછા જશે"

"ના હું સમુદ્રવાટે ખંભાત થઈને આવ્યો તે પગરસ્તે લશ્કર સાથે નીકળ્યા છે"

જરાક મજાકમાં આંખ મીંચી કૃષ્ણદેવે પુછ્યું "કેમ ઉદાકાકા આનંદમાં?"

"તમે શ્રાવક છો?"

* 'ઉપગવ'—દ્વાશ્રય

જવાબમા કૃષ્ણદેવ ખડખડ હસ્યો "નારે ભાઇ!' જ્યારે તેણે હસતુ ખાળ્યુ ત્યારે જવાબ દીધો, "હુ તો પાટણ પહેલીજ વખત આવુ છુ ને આ બધાના તો મેં માત્ર નામ સાભળ્યા છે–જોયા પણ નથી પણ ઉદા મહેતાની ખ્યાતિ તો ઘણી સાભળી છે એ તો ખભાતનો માલીક થઈ પડયો છે એની ખ્યાતિ ખરી છે કે માત્ર વાતો?"

"એના ખરા દમામ આગળ ખ્યાતિનો હીસાબ નથી પાટણનો ધણી તો નથી જોયો, પણ ખભાતના ધણીની સત્તા ને સમૃદ્ધિ આગળ કોઈનો હીસાબ નથી"

"આવા બધા છે તેમા જ પાટણના ધણીનુ કે ચાલતુ નથી તો"

"કેમ?" કાકે પુછ્યુ

"શાતુ મહેતો રાજા, ઉદો મહેતો રાજા, મુજાલ મહેતો રાજા–પછી બીચારા જયદેવ મહારાજને રાજા થવાનો વારોજ ક્યાથી આવે?"

"કૃષ્ણદેવ! પાટણને પાદરે બેસી પાટણનાજ રાજાની નિંદા કરો છો કે?" કૃષ્ણદેવના આનદી સ્વભાવને ખીલવવા કાકે ઠપકો દીધો પણ અચાનક પાછળ ફરતા ઝાડને ઓથે બેઠેલા પેલા બે જણને કૈં કાનમા વાત કરતા તેણે જોયા

"નિંદા શાની? ભલે ને જોઇએ તો જયદેવ મહારાજ સાભળે"

"જો તમે કહો છો એમજ હોય તો ઘણુ ખોટુ એના કરતા તો અમારા લાટમા મહારાજની આણ વધારે ફરે છે"

"દૂરથી ડુગર રળીઆમણા"

કાકને કૈં વહેમ પડયો તેથી તે ઝાડ તરફ ફર્યો અધારામા બેઠેલા પેલા બેમાથી એક જણ બીજાનો હાથ ઝાલી કૈં ધીમેથી પણ આગ્રહ થી કહેતો હતો કાકને લાગ્યુ કે આ લોકો એમની વાત ઘણાજ ધ્યાનપૂર્વક સાભળતા હતા "પેલા આપણી વાત સાભળે છે હોં" ધીમેથી તેણે કૃષ્ણદેવને કહ્યુ

"ભલેને! જોઇએ તો નાકકાન કાપી લે" તેણે મોટેથી જવાબ આપ્યો

"તમને પાટણ ગમતુ નથી ત્યારે અહીંઆ શા માટે આવ્યા છો?" કાકે પુછ્યુ

"બાલપણથી મેં પાટણની સુંદરીઓ વીશે એટલુ સાભળ્યુ છે કે—"

ગભીરાઇથી કાકે વાત બદલી અને કહ્યું "જો અમારા ત્રિભુવન-પાલ મહારાજ અહીંઆ રહે તો મહારાજાને કૈં કૈં શીખવે"

"આપ મુઆવગર સ્વર્ગે કોઈ ગયુ છે?"

"અરે એ તો ઠીક, પણ મારુજ કહ્યું જો મહારાજા સાભળે તો કૈં ને કૈં કરી નાખે"

"હુ પાટણનો રાજા હોઉં તો સાભળુ, પણ નથી એટલે અફસોસ! પણ મને તો આ બીચારા લોકોની દયા આવે છે" કહી કૃષ્ણદેવે ટાઢમા સુતેલા લોકો તરફ હાથ કર્યો

"કેમ?"

"બાપડા ધણી વગરના ઢોર જેવા લાગે છે આવે વખતે પાટણના કોટમા મધાને લેવા જોઇએ, તેને બદલે દરરોજ આટલા લોકો ત્રાસથી નાસી આવે છે ને દરવાજા મધ જોઈ પાછા જાય છે રક્ષણ નહીં કરવુ હોય તો કોટ શા કામના?"

"બરોબર છે ત્રિભુવનપાલ મહારાજ તો પાટણને પૃથ્વીનુ મધ્ય-બિંદુ ગણે છે"

"હમણા તો પાણીનુ મધ્યબિંદુ છે ચારેગમથી ખાઇઓ ખુલ્લી કરી દીધી છે એટલે જ્યા દેખો ત્યા જલજલાકાર છે" કૃષ્ણદેવે કહ્યું

"એવુ જાણત તો દોડાવી દોડાવી મારી સાઢણીનો દમ નહીં કાઢી નાખત આખરે બીચારી પડી ગઈ"

"ચાલો હવે નીરાતે ઉંઘશો? મને તો ઉંઘ આવે છે" કહી કૃષ્ણદેવે તરવાર માથા નીચે મુકી અને ઉંઘવાની તઆરી કરી

## પ્રકરણ બીજું

### ઝાડ નીચે બેઠેલા બે માણસ

કૃષ્ણદેવની જીભમા જુઠ નહોતુ, માત્ર તીખાશ હતી તે પહેલી વાર પાટણ આવતો હતો, પણ કોઈ પાકા ભેદુએ તેને માહીતી બરાબર આપી હતી

જ્યારે ચાર વર્ષ પર જયસિંહદેવ સોલકી પાટણની ગાદીએ આવ્યા ત્યારે રાજ્યતત્ર બરાબર નહોતુ પણ મહાઅમાત્ય મુજાલ અને રાજમાતા મીનલદેવીનો એકમત થયો હતો, દેવપ્રસાદની નડતર જઇ તેના લોકપ્રિય પુત્ર ત્રિભુવનપાલ જેવો રાજભક્ત દડનાયક બન્યો હતો, આનદસૂરિ સાથે જિનશાસન પ્રવર્તાવવાનો શોખ પણ ઘણોખરો અદૃષ્ટ થયો હતો, અને ત્રિભુવનપાલને રાજ્યનો સ્તભ બનેલો જોઇ રજપુત મડલેશ્વરોએ મહાઅમાત્યના શાસનો સ્વીકારવા માડયા હતા આ કારણોને લીધે રાજ્યતત્ર સુધારતા મુજાલની બુદ્ધિને વાર લાગી નહીં

રાજ્ય વધ્યુ હતું અને મુજાલે તેને એક તતુએ બાધ્યુ હતુ તે બધન મજબુત કરવા મહારાજા અને રાજમાતા રાજ્યમા પર્યટને નીકળ્યા હતા અને વૃદ્ધ અમાત્ય શાતુ મહેતા પાટણ સાચવવા રહ્યા હતા

ત્રિભુવનપાલ લાટના દડનાયક હતા અને તેને સર કરવામા તે ગુથાયા હતા

ઉદા મહેતાને પહેલા કર્ણાવતી * અને સ્તભતીર્થ† બે સોપવામા આવ્યા હતા પણ આખા રાજ્યમા આ બે શહેર ઉતરતા હોય તો માત્ર અણહીલવાડ પાટણથીજ એટલે તેના પતિએ ચાર વર્ષમા અઢળક ધન અને અમાપ સત્તા ભેગી કરી હતી એમ કહેવાતુ હતુ મુજાલની રાજ્યનીતિને તે રુચ્યુ નહીં તેણે કર્ણાવતી નાગર મત્રી દાદાકને સોપ્યુ અને ઉદયનના હાથમા માત્ર ખભાતજ રહ્યુ

મજજન મત્રીને કેટલાક વર્ષ થયા સોરઠ સોંપવામા આવ્યુ હતુ,‡ પણ તેમની તબીઅત હાલ નાદુરસ્ત હોવાથી તે પાટણમા આવ્યા હતા સોરઠમા પટ્ટણી સત્તાના કેદ્રસ્થાન વથલીમા હાલ સત્તાધીશ તેનો પુત્ર પરશુરામ હતો

એટલામા અવતિનાથ લક્ષ્મવર્મા લશ્કર લઇ ગુજરાતની સરહદ પર તુટી પડયો તેના સેનાધિપતિ ઉબકના હુમલાથી એક પછી એક કીલ્લાઓ પડવા લાગ્યા આ વખતે મુજાલ, રાજા અને રાણી પ્રભાસ થઇ દ્વારકા તરફ ગયા હતા પાટણ નધણીઆતુ હતુ એટલે ઉબકના અતરમા તેના ધણી થવાની આશાઓ ઉદ્ભવી હતી તે રાજનગર તરફ ધસતો આવતો હતો

* હાલનુ અમદાવાદ † ખભાત ‡ જુઓ 'પ્રબધચિંતામણિ'

શાતુ મહેતા ગભરાયા, ચારેગમ મદદ માગવા માણસો દોડાવ્યા, પાસે હતા તેટલા માણસો લઇ સામા ગયા અને સજ્જન મ ત્રીને પાટણ સોંપ્યુ એકજ લડાઇ થઇ ન થઇ અને શાતુ મહેતાએ શૌર્ય વીસારી ડહાપણ સ્વીકાર્યું અને પૈસા આપી માલવાની સેના પાછી કાઢવાની યુક્તિ રચવા માડી મહાપ્રતાપી ભીમદેવે એક વખત પૈસા લઇ માલવા જીત-વાનુ કાર્ય પડતુ મુકયુ હતુ, તેના પૌત્રના પ્રધાને તે પૈસા વ્યાજ સાથે પાછા આપવાનો વિચાર કરવા માંડ્યા

સેનાપતિ ઉબકને ગુજરાત પર ધસી આવતો જોઇ ગામડાની ગરીબ પ્રજા પાટણના કોટ પાછળ ભરાઇ બેસવાની ઇચ્છાથી અહીંઆ દોડી આવતી હતી પણ શાતુ મહેતાને મોટી બીક એ હતી કે ઉબક પાટણ-ને ઘેરો ઘાલશે અને એમ થાય તો ઘણા દિવસ ટકવા માટે શહેરમા જેમ ઓછા માણસો હોય તેમ સારુ એમ ધારી તેણે દરવાજા બધ કર-વાનો હુકમ આપ્યો હતો પરિણામે દરરોજ આજની માફક સેંકડો લોકો આવતા—ત્રાસમાથી છુટવાને બદલે વધારે ત્રાસી, નિરાધાર બની પાછા જતા, અને ભયથી વ્યાકુલ બનેલી તેમની કલ્પનાશક્તિ જાણે તેઓ જીવતા મુઆજ છે એમ તેમને ખાત્રી કરી આપતી રાકડી પ્રજાનો પ્રભુ દૂર હતો, તેમનો વિનાશક આગળ વધતો જતો હતો

સવાર પડતા એક હોડી આ પાર આવતી અને કોઇ જાણીતા માણસો કે કૈં સદેશો હોય તો તેને લઇ જતી ને હોડી આવે ત્યા સુધી કાકને અહીંઆ પડી રહ્યા વિના છુટકો નહોતો

કાકે ઉંઘવા માડયુ આસપાસ પડેલા લોકો પણ મધ્યરાત્રિ પછી ઉંઘવા માડ્યા તાપણીના ભડકા શમ્યા, માત્ર બળતા અગારા જ રહ્યા. એટલામા શા કારણથી તે સમજાયુ નહીં પણ કાક જાગ્યો બાહોશ શીકા-રીની ચપલતાથી તેણે કાન માડ્યા અને વિચાર કરવા લાગ્યો કે શાથી પોતે જાગ્યો? બે જણ કૈં ધીમેથી વાત કરતા હતા

"આપણે જેમ બને તેમ વહેલા ગામમા જવુ જોઇએ" એક છોકરાના જેવો અવાજ આવ્યો

"હા અને લોકો જાગે તે પહેલા" બીજો સત્તાશીલ, શાંત અવાજ આવ્યો

"તૈઆર થયા? ચાલો રસ્તો બતાવું"

"હા ડુંગરને ઉઠાડું?"

"ના"

બંને જણ સજ્જ થયા અને જવા નીકળ્યા કાકને સંશય પડ્યો આવી વખતે બે માણસો છાનામાના રાજશાસન તોડી નદી ઓળગવા જાય એ ઘણું અજબ જેવું તેને લાગ્યું કાકનો સ્વભાવ ખંતીલો હતો, અને તેના મનમાં એક વાર જે વાત ભરાઇ તે નીકળવી ઘણી મુશ્કેલ હતી તે એક પલમાં ઉઠ્યો, અને પેલા બે પુરુષો જે દિશામાં જતા હતા તે તરફ પાછળ પાછળ ગયો જંગલમાં વાઘ જેમ શીકાર પાછળ લપાતો, સંતાતો દોડે તેમ તેણે થોડી વારમાં પેલા બેને પકડી પાડ્યા, અને તે કૈં બોલે તો તે સાંભળવા પ્રયત્ન કર્યો પણ પેલા બે મુંગા મુંગા જ ચાલ્યા કરતા હતા

બે ઘડી બંનેએ ઝપાટાબંધ ચાલ્યા કર્યું, પાછળ કાક પણ લપાતો ચાલ્યો થોડી વારે મોટાએ કહ્યું "આ બાજુ પર" અને બંને આડ-ફાટા ચાલ્યા જરા વારમાં એક દશ પંદર ઝુંપડીનું માછીમારનું ગામડું આવ્યું ત્યાં મોટો માણસ થોભ્યો અને તેણે નાનાને થોભવા સૂચવ્યું કાક ઝાડને ઓથે ઉભો રહ્યો

મોટા માણસે પહેલી જ ઝુંપડીનું બારણું ઠોક્યું પહેલાં કૈં પણ અવાજ આવ્યો નહીં આખરે એક અવાજે પુછ્યું "કોણ?"

"બારણું ખોલ" પેલા માણસે જવાબ દીધો આખરે માછી ધ્રુજતો ધ્રુજતો આવ્યો, જરા બારણું ઉઘાડ્યું અને માત્ર ડોકું બહાર કાઢ્યું અને પુછ્યું "કોણ છે?"

'તારી પાસે તરાપો છે કે?"

માછીએ બારણાં બંધ કરવા માડ્યાં અને જવાબ દીધો "ના"

"તુમડાં?"

"અત્યારે તેનું શું કામ પડયું છે ?"

"પેલે પાર જવું છે"

"પેલે પાર જવાય નહીં મહેતાજીની દાડી છે અત્યારે તુમડી કેવી ને વાત કેવી ?"

પેલા માણસે જરા વધારે અંદર ડોકું ઘાલ્યું ને માછીના કાનમાં કંઈ કહ્યું, અને તેના હાથમાં કંઈ ટકા * અપાતા કાકે સાંભળ્યા. તરત માછીએ બારણું ઉઘાડી નાખ્યું. તેનો કઠોર અવાજ માનથી ધ્રુજવા લાગ્યો અને તે બોલ્યો. "અન્નદાતા! તુમડા છે. કહો તો લાકડ બાંધી તરાપો કરી આપું."

"હા ચાલ જલદી કર"

પણ માછીને કંઈ ખાત્રી થઈ નહીં. એટલે તે અંદર ગયો અને કોડીઉં ઉંચકી બહાર આવ્યો, દીવાને અજવાળે આ માણસને જોયો અને તરત દીવો મુકી કામે વળગી ગયો.

કાક ત્રણે વિસ્મિત થયો. આ કોઈ માલવાના જાસુસ હોય કે પછી કોઈ મોટા હોદ્દેદાર હોય એમ તેને લાગ્યું. મોટા હોદ્દેદાર હોય તો આમ એકલા, છાનામાના શું કામ રખડે? તેને લાગ્યું કે જરુર આ કોઈ જાસુસ હોવા જોઈએ. ને એમ હોય તો તેમને આમ જવા દેવા એ ઠીક લાગ્યું નહીં. જો કોઈ સત્તાધીશ હોય તો તેને રોકવામાં કંઈ વાંધો લાગ્યો નહીં. આ લોકો કોણ હશે તેનો વિચાર કરતો કાક માછી અને પેલા બે માણસો પાછળ પડયો. કાકે તેમની પીઠ પરથી પારખવા યત્ન કર્યો કે તે કઈ પંક્તિના માણસ હશે, પણ તે કંઈ નિશ્ચય કરી શક્યો નહીં. રાત અંધારી હતી એટલે પહેરવેશની કીંમત પણ કરી શકયો નહીં. મોટો પુરુષ જેણે ધોળી પાઘડી પહેરી હતી તે ટટાર, દૃઢ ચાલે ચાલતો, તેનું માથું ગૌરવમાં ઉંચું રહેલું લાગ્યું, છતાં તે નાનાની સાથે માનથી વર્તતો હોય એમ જણાયું. તેણે સાંભળ્યું હતું કે ઉબકની સાથે માલવાના રાજાનો ભાઈ નરવર્મા પણ લશ્કર સાથે આવ્યો હતો. આ તે બે જણા તો નહીં હોય? અને તે બે એકલા આવે તો શું પાટણનો ગઢવી ફુટયો હશે? સર્જનમંત્રી દગલબાજ થયો હશે?

* તે અરસામાં ચાલતી સોનાની તથા રુપાની મહોર

તરાપો તૈઆર થયો અને પેલા બે પુરુષો અને માછી તે પર બેઠા માછીએ વાંસ વતી પાણી કાપવા માંડયું જરાક દૂરથી કાકે પણ પાણીમાં ઝંપલાવ્યું અને અવાજ ન થાય તેમ તરાપાનીજ દિશામાં તરવા માંડયું કાકને સીધા જવું જરા અઘરું લાગ્યું, કારણ કે સરસ્વતીનાં નીર જોરથી વહેતાં હતાં

"કોઇનો તરવાનો અવાજ આવે છે?" છોકરાએ પુછયું તરત કાક સ્થિર થઇ ગયો

"ના"

"બાપુ! કોઇ લાગે છે ખરું" માછીએ તાકીને જોવા પ્રયત્ન કર્યો

"હશે આપણે આપણું કામ કરો"

કાકે જાણ્યું કે વધારે વખત છુપા રહેવાશે નહીં એટલે ઝપાટા-બંધ હાથ મારી તે સામે કીનારે જઇ પહોંચ્યો અને તરાપો જેવો કીનારે આવ્યો કે પેલા માણસોની સામે જઇ ઉભો

"કોણ છે?" ધોળી પાઘડીવાળા માણસે આગળ આવી સત્તાપૂર્ણ અવાજે પુછયું

"તમે કોણ છો? જયદેવ મહારાજનો હુકમ તોડી અત્યારે નદી પાર કેમ આવ્યા?" કાકે પુછયું

"એ તો ત્રિભુવનપાલનો ભટ *" છોકરાએ કહ્યું

"હા તેજ કાલ રાતે તમે વાત ઠીક સાંભળી લાગે છે તમે કોણ છો? આમ ચોરીછુપીથી પાટણમાં કેમ પેસવા જાઓ છો?"

"છોકરા!" મોટાએ સખત અવાજે કહ્યું, "અજાણ્યાની વાતમાં પડીએ નહીં અમને જવા દે"

"અજાણ્યાને હાલ પાટણમાં પેસવાનું નથી પાછા જાઓ નહીં તો ભારે થશે" કહી કાકે તરવાર કાઢી

અંધારામાં પણ પેલા માણસની આંખ કાંઇ ચમકતી જોઇ, તેના સાથીએ તરવાર અડધી મ્યાનમાંથી કાઢી

* યોદ્ધાઓ સો માણસનો નાયક હોય તે ભટ હજારનો નાયક ભટરાજ કહેવાતો

"તારી બડાશ રહેવા દે" પેલા માણુસે સ્વાસ્થ્ય રાખીને કહ્યુ "તુ જાણે છે કે તુ કોની સાથે વાત કરે છે?" શબ્દ કરતા અવાજમા ધ્રુજાવે એવો પ્રભાવ લાગતો હતો કાક એક ડગલુ આગળ આવ્યો

"હુ બડાશ મારતો નથી" કાકે જવાબ વાળ્યો "અને હુ કોની સાથે વાત કરુ છુ તે પણ જાણતો નથી, પણ ધારી શકુ છુ"

"શુ?" જરા તિરસ્કારથી પેલા માણસે પુછ્યુ

"સેનાપતિ ઉબક અને યુવરાજ નરવર્મા" કાકે કહ્યુ જવાબમા પેલો માણુસ ખડખડ હસ્યો તેનુ હાસ્ય આકર્ષક હતુ તે પહેલી વખત કાકને લાગ્યુ

કાકના હાથમા નાગી તરવાર હતી તેની દરકાર કર્યા વિના પેલો માણુસ પાસે આવ્યો તેણે શાતિથી તેના ખભા પર હાથ મુકયો અને પુછ્યુ

"તેં મુજાલ મહેતાનુ નામ કદી સાભળ્યુ છે?"

કાકને કૈં સમજ પડી નહીં તેણે કહ્યુ "હા"

"મારુ નામ મુજાલ મહેતા" પેલા માણુસે કહ્યુ

કાક બે ડગલા પાછળ હઠયો તેની અક્કલ બહેર મારી ગઈ "પૃથ્વીમાતા! મને માગ દે" એ શબ્દો કાકને યાદ આવ્યા પૃથ્વીએ માગ તો ન દીધો, પણ માગ દેવા જાણે ચકર ચકર ફરતી હોય તેમ લાગ્યુ. આ કોનુ અપમાન કર્યું? કોની સાથે બાથ ભીડી? પાટણના નગરશેઠ ને મહા અમાત્ય, ત્રિભુવનપાલના મામા અને જયસિંહદેવથી પણ રાજ્યમા વધારે સત્તા ધરાવનાર મહાપુરુષ સાથે?

"પ્રભુ! ક્ષમા—"

આ ગભરાટમા કાકને રહેવા દઈ મુજાલ મહેતા આગળ જવા ગયા, પણ કાક હાથમા આવેલી બાજી જવા દે એમ નહોતુ તે એકદમ આગ્યો અને બોલ્યો

"પ્રભુ! ક્ષમા કરો પણ ખાત્રી શી કે આપ મુજાલ મહેતા જ છો? આ વખત વિકટ છે એટલે ભુલથાપથી ગમે તેને પાટણમા જવા દેવા તે સારુ નહી"

"બરાબર છે, ચાલ મારી સાથે માછી! તુ પણ ચાલ "

સાથે સાથે બધા ચાલ્યા કાક વિચારમા પડયો કે જો આ મુજાલ હોય તો આ સાથેનુ કોણ? શુ જયસિંહદેવ પોતે? તેને આ પ્રસગ સ્વપ્નવત્ લાગ્યો આ ધૃષ્ટતા માટે મુજાલ મહેતા શુ શિક્ષા કરશે તે વિચાર કરતો કરતો તે પાછળ પાછળ ચાલ્યો આખરે પાટણના એક બાજુ પરના દરવાજા આગળ તેઓ પહોચ્યા

"કડુ ઠોક" મુજાલે હુકમ કર્યો

"જી" કાકે કડુ ઠોકયુ એટલે થોડી વારે ડોકાબારીમા બહાર જોવા માટે રાખેલા કાણા આગળ એક ચોકીદાર આવ્યો

"કોણ છે?" તેણે પુછયુ

"હુ–મુજાલ મહેતો અહીંઆ નાયક કોણ છે?"

"વાસેશ્વર ભટ" ચકિત થયલા ચોકીદારે ગભરાયલે અવાજે જવાબ આપ્યો

"ઝીંઝુવાડીઓ?"

"જી હા"

"તેને બોલાવ"

વાસેશ્વર ભટ મશાલચી સાથે આવ્યો, અને કાણામાથી મશાલનુ અજવાળુ આવ્યુ

"કોણ વાસેશ્વર? એ તો હુ મુજાલ બારી ઉઘાડ"

બીજી પળે ધ્રુજતે હાથે ચોકીદારોએ બારી ઉઘાડી મશાલના અજવાળામા કાકે મુજાલ સામે જોયુ તેની ભવ્ય મુખરેખા, તેજના અબાર વર્ષતી આખો ને આછી મુછોની છાયા નીચે રહેલુ ગર્વમુદ્રિત મુખ એ તેણે જોયાં મત્રીવરના સાભળેલા વખાણ યાદ આવ્યા, ઓછા લાગ્યા તેણે જુવાનીમા જીતેલા હૃદયોની કથાઓ યાદ આવી, અને સત્ય લાગી તે હાથ જોડી, શીશ નમાવી ઉભો રહ્યો

"કાક ભટ!" મત્રી કાક તરફ ફર્યો "તુ આ માછી જોડે જ્યા હતો ત્યા પાછો જા પણ આજની વાત કોઇને કહેતો નહી ખબરદાર!" કહી મત્રીએ પોતાના સાથીને આગળ કર્યો અને પાછળ પોતે બારીમા પેઠો

આટલેથી છૂટ્યો એમ પ્રભુનો ઉપકાર માની કાક માછી જોડે પાછો આવ્યો તેને એટલો તો સંતોષ થયો કે પાછળ પાછળ આવ્યો તો આટલું જાણવાનું અને જોવાનું મળ્યું જ્યારે તે પાછો આવ્યો ત્યારે કૃષ્ણદેવ ઉંઘતો હતો

# પ્રકરણ ત્રીજું

## પાટણમાં

પહો ફાટવાની વખત થવા આવી હતી કાક ઉંઘવાનો વિચાર છોડી પાછો સરસ્વતીમાં ઉતર્યો અને સંધ્યાસ્નાન કર્યાં તે પાછો આવ્યો ત્યારે કૃષ્ણદેવ આળસ મરડતો હતો "ક્યાં ગયા હતા ?"

"વહેલો ઉઠયો ત્યારે જરા સંધ્યાસ્નાન કરી લીધાં નીરાંતે ઉંઘ આવી હતી કે ?"

"હા તમને તો પાટણના સ્વપ્ન આવતા હશે ?"

"ના રે હું તો ઘસઘસાટ ઉંઘ્યો" કાકે કહ્યું

આ વાત કેટલી ખરી હતી તેનો વિચાર કૃષ્ણદેવે કંઈ કર્યો નહીં, અને બોલ્યો "ચાલો, હું પણ ખોળીઉં બોળી આવું"

કાક પોતાને મળેલા અનુભવનો વિચાર કરતો બેઠો બાલપણથી તેને સ્વાશ્રયી થવાની ટેવ પડેલી હતી એટલે નવા સંયોગોમાં કેમ વહાણ હંકારવું તે તેને આવડતું હતું પણ ગઈ રાતના અનુભવથી તે પણ જરા ગભરાયો હતો લાટમાં બેઠાબેઠા તેણે મુંજાલ મહેતાનું નામ ઘણું સાંભળ્યું હતું, તેના નાયક ત્રિભુવનપાલને પણ આ માણસના ગુણોએ અંજાયલો અને તેના શાસને ધ્રુજતો જોયો હતો પાટણની સત્તા એક હાથે કરનાર આવા મુત્સદ્દીને દબડાવવાની ધૃષ્ટતા કરી હતી તે માટે તે પસ્તાવા લાગ્યો મુંજાલ મહેતા રોષે ભરાયા હોય તો પાટણમાં કેટલો વખત રહી શકાય ?

કાક એક રીતે સંતોષ પામ્યો હતો તેણે મુંજાલને જેવો નરસિંહ ધાર્યો હતો તેવો જ તે નીકળ્યો તેનું ગૌરવશીલ મુખ તેના મન આગળ રમી રહ્યું રાજ્યતંત્રમાં તેનું અને બીચારા બાલક જયસિંહદેવનું શું સ્થાન હશે તે તે વિચારવા લાગ્યો

કાકની વિચારમાલા થોડી પલમા તુટી એકદમ પૂર્વ દિશામા ઉષાનુ આગમન થયુ, પૂર્વ દિશા લાલ રંગે રંગાઇ ગઇ, અંધકાર ઓગળી તેનો ધગધગતો રસ ચારે ગમ પથરાઇ જવા લાગ્યો કાકે ઉંચુ જોયુ અને સામે નજર નાખતા જાણે તેનો શ્વાસ રુંધાઇ જતો હોય તેમ લાગ્યુ

તેણે સરસ્વતીના સપાટાબંધ વહેતા લાલ થઇ રહેલા પાણી જોયા, પાટણની ખાઇઓ ખુલ્લી મુકેલી હોવાથી તેના પાણી કોટની ત્રણ તરફ પ્રસરેલા જોયા અને તપ્તસુવર્ણની હોય એવી જલની મેખલામા કોઇક અપ્સરાનો અમર દેહ ઓપે તેમ પાટણને ઓપતુ જોયુ તેનો ચોરસ કોટ ચોમેરથી જલતરંગે વીંટાયલો હતો તેને મથાળે અદ્ભુત કોતર કામે કોરેલા કાગરા સફેદ સંગેમરમરના હતા સામે ભીમનાથના ઓવારાના સો પહોળા પગથીઆ–જાણે સ્વર્ગે ચઢવાની સીઢી હોય એવો ભાસ કરાવતા ઓવારાની બે બાજુએ આરસના બે નાના મંદિરો અચેતન દ્વારપાલની ગરજ સારતા વચ્ચે મેડીવાળો મોટો દરવાજો નકશીથી અને નાનામોટા ઘુમટે શણગાર્યો હતો અંદરથી તાડના ઝાડની ઘટા કોટના કાગરા પર ઝાલર મુકી હોય તેમ સમીરની લહેરમા નાચતી હતી પાટણ પૃથ્વી પર ઇંદ્રપુરી ઉતારી હોય એવુ લાગતુ હતુ પણ જાણે એટલેથી તેની મહત્ત્વાકાંક્ષા વિરમી ન હોય એમ વિશ્વકર્માની કલાને વીસરાવે એવા સુંદર જુદાજુદા રંગના સેંકડો મંદિરશિખરો, કોટના કાગરાથી પણ ઉપર વધી, અમરાવતીનેજ ઉપાલંભવા ગગનભેદી સ્વર્ગના દ્વાર આગળ પોતાની પતાકાઓ ફરફરાવી રહ્યા હતા આ શિખરો પર શોભતા સોનેરી કળશો ઉગતા સૂર્યના લાલ ઝળહળાટમા અગારા સમા ચમકી રહ્યા હતા પાટણના કવિઓ કહેતા કે, 'પાટણના શૂરાઓની સમશેર અને મંદિરોના કળશ એ બેના તેજે સૂર્ય પણ ઝાંખો થતો' એ વાત કાકને સત્ય લાગી માત્ર સૂર્યનારાયણને વધારે નહીં દુભવવા માટે કળશના તેજ ધજાઓએ ઢાંકયા હતા, અને સમશેરની ચમક કાણા મંત્રીઓની બુદ્ધિએ આવરી હતી

જે દૃશ્ય કાકે જોયુ તેનુ આજે નામનીશાન પણ રહ્યુ નથી હાલનુ પાટણ મુસલમાનોનુ સ્થાપેલુ શહેર છે, હાલની સરસ્વતી તે પણ



કાકે જોયેલું પાટણનું દૃશ્ય [ પૃષ્ઠ ૨ ]

કાળે કરી જુદી રીતે વહે છે શૂરવીર સોલકીઓનુ અણહીલવાડ પાટણ હાલના શહેરની પશ્ચિમે ઘણા ગાઉ સુધી વિસ્તાર પામી રહ્યુ હતુ આજ માત્ર જુના ખ ડીએરમા હેમાચાર્યની પોષધશાળા, અસલી અણહીલવાડ જે પાછળથી પાટણનુ એક પરુ થઇ રહ્યુ હતુ તેનો અપભ્રંશ ધારતુ એનાવાડા કરીને એક નાનુ ગામ અને તેથી દૂર પાટણના વેપારીઓનો કહેવાતો ઘી કાંટો–આટલા જ તે પ્રતાપી શહેરના વિસ્તારની સાખ પુરે છે જે સરસ્વતી આજે પૂર્વથી પશ્ચિમ સીધી વહે છે, તે પહેલા હાલના ઘુમડી દરવાજા આગળ થઇ, હીગળાજ ચાચરના ઓવારા આગળથી સીધી રાણીની વાવ તરફ વહેતી હોય એમ માનવાને કારણ મળે છે ભીમનાથનો ઓવારો રાણકી વાવની ઉત્તરે હતો

આ સપાટ થઇ જતા ખ ડીએરો હજારો માણસો ચાપીને જાય છે, અને તેમને ભાન પણ નથી રહેતુ કે આ ઇંટ મટોડા નથી પણ પુનિત સ્મરણચિન્હો છે, પથ્થરો નથી, પણ પ્રતાપી નગરના પૂજ્ય અસ્થિ છે, માત્ર રખડતા ઇતિહાસ–સ શોધકોને નીહાળવાના ક્ષેત્ર નથી, પણ ગુર્જરોના પ્રભાવ, બુદ્ધિ અને શૂરે આદરેલા અશ્વમેધનુ મહાતીર્થ છે નષ્ટ થએલા સામ્રાજ્યોની આ સ્મશાનભૂમિ છે

લાલ ઉષા સોનેરી થતા શહેર વધારે સ્પષ્ટ થયુ સોને મઢેલા કળશો ફરીથી સોને મઢાયા કાક આ ભવ્યતા એકચિત્તે જોઇ રહ્યો

"કેમ કૈં ઘણો વિચાર કરો છો?" કૃષ્ણદેવે નાહી આવી પુછ્યુ. કાકે મુગે મોઢે પાટણ તરફ આગળી કરી

"ઘણુ રુપાળુ છે નહીં?" પછી ધીમેથી તેણે ઉમેર્યું "ઉભક આવે તો તેને તોડવાની મજાહ પડે"

"અ ?" કાકે જરા સખ્તાઇથી સવાલ કર્યો

'નારે ! બીજુ કૈં નહીં, માત્ર આ શહેરથી હુ થાકી ગયો છુ, ઘણા વર્ષ પહોચ્યુ" કાકને સમજ નહીં પડી કે કૃષ્ણદેવ મજાકમાજ બોલતો હતો કે નહીં તેની આખો મજાકમા નાચતી હતી. તેના અવાજમા કૈંક ગ ભીર અર્થનો રણકાર હતો "આ કોટનો ઇતિહાસ

શો છે તે તમને ખબર છે? ચારસો વર્ષ પર વનરાજે પહેલા માગીને બંધાવ્યો, રત્નાદિત્યે ફરીથી બંધાવ્યો, મૂલરાજ—"

"મૂલરાજદેવ" આ તોછડી રીતની વાત નહીં પસંદ પડવાથી કાકે સુધાર્યું હોઠ કરડી કૃષ્ણદેવ બોલ્યો

"જી ભુલ થઇ, ભાઇ કાકજી! મૂલરાજદેવે પથ્થરનો ચણાવ્યો અને તેનો નાશ થયો"

"ક્યારે?"

"ગજન દેશના યવનો આવ્યા, સોમનાથ પડ્યું * અને ભીમદેવ કંથકોટ નાઠો ત્યારે"

"પછી આ કોણે બંધાવ્યો?"

"ભીમદેવે યવનોને મારી હઠાવ્યા ત્યારે તેના—એક આ મુંજાલ મહેતાનો મસો વિમલમંત્રી ને બીજો દાદાકનો દાદો દામોદર એમ બે અમાત્યોએ"

"દાદાક મંત્રી તો નાગર છે?"

'હા હાલ કર્ણાવતીમાં છે તે ઉદાકાકાને ત્યાંથી પાણીચું મળ્યું અને દાદાક મહેતા ત્યાં નીમાયા" કૃષ્ણદેવે કહ્યું "પછી કોટ નાનો પડ્યો એટલે થોડો ઉતરાવી મુંજાલ મહેતાએ વધારે મોટો કરાવ્યો હવે માત્ર એકજ વાત રહી છે તે થાય તો કથા પુરી થાય'

"શી?"

"કોટ તુટે તે"

"કૃષ્ણદેવ! તમે આવું શું બોલો છો? કોઇ સાંભળશે તો—'

"સાંભળશે તો જ્ઞાની થશે ઉત્પત્તિ હોય તેનો લય થવોજ જોઇએ પાટણ પડવાનું હોય તો પ્રભુ કરે ને તે યશ મને મળે" દાંત વચ્ચેથી બોલતા કૃષ્ણદેવે કહ્યું, અને પછી મજાકમાં બોલ્યો હોય તેમ ખડખડ હસવા લાગ્યો અને બોલ્યો "એ તો બધી વાતો હાલ તો જયસિંહદેવ મહારાજની જય"

---

* ગીઝનીના સુલતાન મહમદ ઈ સ ૧૦૨૪

કાક આ વિચિત્ર માણસ સામે જોઇ રહ્યો એને કે સશય પેદા થયો, પણ ગઇ રાત્રે વહેમમા એણે એવા ખત્તા ખાધા હતા કે કૈં વધારે વહેમાવાની તેનામા હીંમત રહી નહોતી

"તમે પાટણ નથી આવ્યા પણ તેનો ઇતિહાસ તો ઠીક જાણો છો"

"પાટણ વીશે બધુ જાણવુ જ જોઇએ ને ? એ તો દુનીઆનુ પાટ નગર !" જરા તિરસ્કારથી કૃષ્ણદેવે કહ્યુ "અરે પણ આ શુ ?" કહી તેણે પેલા કીનારા તરફ આગળી કરી

કૃષ્ણદેવ તો ચકિત થયો, પણ કાકને સમજ પડી

સામા ઓવારાના દરવાજા એકદમ ઉઘડી ગયા અને જાણે શાતિનો જ સમય હોય તેમ મેડી પરથી ઢોલ અને તુરીના ચોઘડીઆ શરુ થયા ઉઘડેલા દરવાજામા એક બે હાથી પર બેઠેલા માડલિકો અને કેટલાક લોકો આવ્યા અને થોડાક માણસો બેત્રણ હોડીઓ બાધેલી પડી હતી તે છોડી, તેમા બેસી, ઝપાટાબધ હલેસા મારતા આ પાર આવવા લાગ્યા

કાકની આસપાસ પડેલા લોકોએ આ બનાવ હર્ષઘેલા થઇ જોયા કર્યો કોઇને આનુ કારણ જડયુ નહીં, માત્ર કાકજ સમજ્યો કે આ કોના હુકમથી બધુ થતુ હતુ

હોડીઓ આ પાર આવી અને લોકો તેમા બેસવા લાગ્યા કૃષ્ણદેવે એક ખલાસીને પુછ્યુ

"કેમ ભલા ! આટલી બધી એકદમ હીંમત આવી તેનુ કારણ ?"

"અન્નદાતાનો હુકમ છે"

"અન્નદાતા બહુ મોડા જાગ્યા" કૃષ્ણદેવ ખલાસી ન સાભળે એમ બબડયો તે અને કાક એક હોડીમા બેઠા

"કેમ કાક ! તમે કયા જવાના ?"

"મને મહારાજે ફરમાવ્યુ છે તેને મળવા તમે કયા જવાના ?"

"હુ એક મિત્રને ત્યા જવાનો" કહી કૃષ્ણદેવે ટુકે પતાવ્યુ

"હમણા પાટણમા રહેવાના છો ?" કાકે પુછ્યુ

"છુટકો છે કે ?"

બને પાસે આવતા ઓવારા તરફ જોઇ પોતાના વિચારોમા લીન થયા આખરે હોડી ઓવારે આવી પહોચી "જય જય" કહી કૃષ્ણદેવ કુદ્યો પડી બીજા ઉતારુની ભીડમા ચાલ્યો ગયો

કાક તેના તરફ જોઇ રહ્યો તેને એના શરીરની છટા, બોલવાની રીત અને સ્વભાવની ઉચ્ચતાએ જરા આજી નાખ્યો હતો તેના ભેદભરેલા વચનોએ તેને વહેમી બનાવ્યો હતો અને એ કોણ છે તે જાણવાની ઉત્કંઠા તેને ઘણી થઇ હતી, છતા તે પોતાની ફરજ યાદ લાવી, જ્યા જવુ હતુ તેની તપાસમા રોકાયો

દરવાજા આગળ ઘોડા પર બેઠોબેઠો એક જુવાન સુભટ બધા આવનારને ધ્યાનથી જોતો હતો. કાક તેની પાસે ગયો તે જાણતો હતો કે મુ જાલ મહેતા પાટણમા છે, છતા ગઇ રાતની વાત જાણે તે જાણતોજ નથી એમ ડોળ કરવામાં તેને ડહાપણ લાગ્યુ

"ભટરાજ ! સજ્જનમ ત્રીનુ ઘર કયા ?"

"તમે કોઇ પરદેશી છો ?" પેલા માણસે કાક તરફ એક તીક્ષ્ણ દૃષ્ટિ નાખી પુછ્યુ

"હાજી હુ ત્રિભુવનપાલ મહારાજનો સ દેશો લઇ આવ્યો છુ મારે મ ત્રીમહારાજને મળવુ છે"

"તમે લાટથી આવો છો ?"

"હા"

"ઠીક મારી સાથે ચાલો હુ પણ મ ત્રીના ઘર તરફજ જાઉં છુ" કહી ઘોડેસ્વારે ઘોડાનુ મોઢુ ફેરવી શહેરનો રસ્તો લીધો કાક તેની સાથેસાથે ચાલ્યો

ઘોડો ચલાવતા પહેલા ઘોડેસ્વારે ઉતારુઓ તરફ જોયા કર્યું, અને તે કોઇ પણ પ્રકારે નિરાશ થએલો કાકને લાગ્યો કાકે સ્વાભાવિક ચપલતાથી આ માણસની મુખમુદ્રાને આધારે તેનો સ્વભાવ કેવો હશે તે કલ્પવાનો પ્રયત્ન કર્યો આ માણસ ઉંચા કુટુબનો રજપુત લાગતો હતો, પણ તેની ભાવહીણી ઝીણી આખ, સાકડું કપાળ અને મોઢાપરના ભાવથી તે ઘણો અવિશ્વાસુ ને મુરખ લાગ્યો

"તમે પાટણનાજ હશો? શુ ભટરાજ છો?"

"હા હું પાટણનોજ છુ—સોલકી છુ, મહારાજાનો ભાયાત છુ તમે કેવા છો? રજપુત છો?" ઘોડેસ્વારે પુછ્યુ તેની બોલવાની રીતમા ચોખ્ખો દભ દેખાતો હતો

"ના, હુ બ્રાહ્મણ છુ"

"તમે પાટણ પહેલી વાર આવો છો નહીં? અમારા લાટના દડ-નાયક કેમ છે? આવવાના છે કે નહીં?"

જાણે આ સવાલ ન સાભળ્યો હોય તેમ કાક એક પાસે આવેલા ભવ્ય મદિર સામે જોઇ રહ્યો

"આ કોનુ મદિર છે?"

"તમને ખબર નથી? ક્યાથી હોય' આ મુજાલેશ્વર મહાદેવ અમારા મહાઅમાત્ય છે કેની, તેમણે કરાવ્યા છે" ઘોડેસ્વારે 'મહા-અમાત્ય' શબ્દ પર જરા ભાર મુકયો

"તમારા પાટણના મકાનોની ભવ્યતા અદ્‌ભુત છે આ ભાગને શુ કહે છે?"

"આ માતીચોક અહીંઆથી થોડે દૂર ચાપા* મહેતાનો વાડો આવશે, ત્યા સજ્જન મત્રીની હવેલી છે અરે હા, તમાર નામ શુ?"

"કાક, અને તમારુ?"

"મારુ નામ વિશળદેવ સોલકી" જરાક ગર્વથી ઘોડેસ્વારે જવાબ દીધો એટલામા પાલખીમા બેસી એક સામત જતો હતો તેને જોઇ વિશળદેવે ઘોડો તે તરફ વાળ્યો પાલખીમા બેસનારાએ પાલખી ઉભી રખાવી અને ઘોડેસ્વારને પુછ્યુ "કોઇ?"

"ના રે, કોઇ નથી"

પાલખીમા બેસનાર સુકકો અને ઉચો હતો, તેનુ મોઢુ જરાક ખેચાઇ ગયલુ લાગતુ હતુ, તેની આખોમા કેટલાક રોગીઓની આખમા જે તેજ ચમકે છે તેવુ તેજ હતુ, તેને મુછ મોઢામા રાખીને બોલવાની ટેવ હતી, અને તેના મોઢાનો ઘાટ વિશળદેવના જેવો હતો

* વનરાજ ચાવડાનો મત્રી અને સજ્જનમત્રીનો પૂર્વજ

"ચલાવ!" તેણે પાલખીવાળાને કહ્યું

"હું જરા સજ્જનમંત્રીને ત્યાં જાઉં છું" ઘોડેસ્વારે ઉમેર્યું

"હા" કહી બે જણ છુટા પડ્યા

"આ ઓળખ્યા? અરે હા! તમે ક્યાંથી ઓળખો? આ મારા મોટાભાઇ મંડલેશ્વર દેશળદેવ બહુ શૂરા સામંત છે અમારું કુલ બહુ મોટું ગણાય છે"

"હા એ તો લાગે છે ને" કાકે શાંતિથી પૂર્તિ કરી

"એ તો ખરું પુછો તો જેવા ત્રિભુવનપાલ તેવા અમે ઉલટા કહીએ તો અમે પાસેના."

"એમ કે? તે કેમ?" કાકે જરા હસીને પુછ્યું

"કર્ણદેવ મહારાજના એક નાના કાકા હતા, તેના અમે પૌત્ર"

"પણ તેમ તો ત્રિભુવનપાલ મહારાજથી વેગળાસ્તો. તે તો કર્ણદેવ મહારાજના સગા ભત્રીજા'

"હાહાહા!' જાણે કાકમાં બુદ્ધિ ઓછી હોય એમ તે ખંધાઇભર્યું હસ્યો

"કેમ?"

"તમે ક્યાંથી જાણો? ત્રિભુવનપાલની મા તે શ્રાવક-મુંજાલની બ્હેન-ને એના દાદાની મા મંકુલાદેવી તે—'

દેવપ્રસાદની મા મંકુલાદેવી પૂર્વાવસ્થામાં સારા કુટુંબની નહોતી એ વાતનો ઇસારો જોઇ કાકને ગુસ્સો ચઢ્યો, પણ બને ત્યાં સુધી કોઇને દુશ્મન ન કરવા એવો તેનો નિશ્ચય હતો અને આ વાચાલ છોકરા પાસે એને ઘણું જાણવાનું મળતું હતું એટલે એણે તેને વાત ચલાવવા દીધી

"હા! હા! હવે હું સમજ્યો વાહ! મારા શા ધનભાગ્ય! પાટણમાં પગ મુકતાં તમારા જેવાની ઓળખાણ થઈ પણ ત્યારે ત્રિભુવનપાલ મહારાજ દંડનાયક કેમ થયા'"

"મુંજાલ મહેતાના ભાણેજ અને પ્રસન્નબા બાની ભત્રીજી તેથી આજ કાલ મામા માસીનાં રૈ ઓછાં થાય છે?"

"કોણ કાશ્મીરામા'"

"હા"

"હવે હુ સમજ્યો"

કાક આ વાતમા જેમ ધ્યાન આપતો હતો તેમ ચારે તરફ જોતો પણ હતો તેણે પાટણના ભવ્ય મકાનો, ગગનવિહારી મદિરો ને ધનાઢયોની વાટિકાઓ જોઇ, તેમજ લડાઇને લીધે બધ કરેલી દુકાનો, ટોળેટોળા વળી ફરતા લોકો, ચારે તરફ ફરતા યોદ્ધાઓ, ઘોડાઓ અને હાથીઓ એ બધા ગભરાટ અને તૈયારીઓના ચિહ્ન પણ જોયા

"લો! મજ્જન મત્રીનુ ઘર આવ્યુ ચાપા મહેતાનો વાડો તમને ખબર છે? આ પેલી ચાપા મહેતાની હવેલી હવે તો આ નવી હવેલીમા મજ્જન મહેતા રહે છે"

"આ અહીંઆ ધજા કેમ ફરકે છે?"

"તમને ખબર નથી? અમારે અહીંઆ કરોડાધીશ હોય તેને બારણે ધજા હોય છે"

કાકને ખબર નહોતી કે પાટણમા પૈસાદારના ટોટા નહોતા, અને કોણ કઇ પક્તિનો છે તે જણાવા માટે દરેક લાખ ટકે એક દીવો વધતો, કરોડ ધજા ફરકતી અને છપ્પન કોટીએ બારણે ભુગળો ફુકાતી

કાક અને વિશળદેવ હવેલીમા પેઠા પરસાળમા એક ચૌદેક વર્ષનો છોકરો હીંચકા ખાતો હતો

"કેમ ધનપાલ! બાપા કયા છે?"

"મુજાલ મહેતાને મળવા ગયા છે" છોકરાએ હીંચકા પરથી ભુસ્કો મારીને ઉતરતા કહ્યુ, "હમણા આવશે ભાઇ! તમે કોણ છો?"

"હુ લાટથી મત્રી પર સદેશો લઇ આવ્યો છુ મત્રીજી કયા રાજગઢમા મળશે?"

"હાસ્તો પણ તમારુ પોટલુ તો મુકતા જાઓ, પછી હુ તમને રસ્તો બતાવા આવુ દાદુ! પગ ધોવાનુ પાણી લાવ" કહી ધનપાલે કાકના હાથમાથી પોટલુ લઇ નોકરને આપ્યુ "આવો તમને બતાવુ વિશ્વળભા! તમે પણ આવો તમારા સોરઠના પણ એક મેમાન આવ્યા છે"

કાકને પાટણમા ઉતરવાને બીજુ સ્થાન નહોતુ એટલે છોકર

નોતરું સ્વીકાર્યું અને તેની સાથે ચાલ્યો "તમે સોરઠના કેમ ?" જરા ફરીને તેણે વિશળદેવને પુછ્યુ.

"અરે હા, હુ ભુલી ગયો અમે બને રીતે કુલવાન્ છીએ સોરઠના રા' નવઘણુ તે અમારી માના બાપ"

"એમ કે ?" કાકે જોયુ કે આ સગપણની બડાશથી ધનપાલનો હોઠ જરા ગર્વમા મરડાયો કાક આ ગર્વનો મુદ્દો સમજ્યો. સજ્જન મત્રી અત્યાર સુધી સોરઠના દડનાયક હતા અને ત્યાના રા'ને તોબા પોકરાવતા હતા, તે ઉપરાત પાટણના ગર્વિષ્ઠ ધનાઢ્યો આગળ રાજાઓનો પણ હીસાબ નહોતો

આગલી પરસાળ છોડી, અદરના ઓરડામા થઇ, બધા મેડીએ ગયા, અને એક બે સોને મઢેલા કહેવાય એવા ભભકદાર ઓરડાઓ છોડી એક મેડીમા પેઠા જેવા તેઓ તેમા ગયા કે કાક બોલી ઉઠ્યો

"કોણ કૃષ્ણદેવ ?"

કૃષ્ણદેવ એક રુપે જડેલા પલગ પર નીરાતે પડયો હતો તે ધીમેથી ઉઠ્યો, નવા આવનારાને એકજ દૃષ્ટિપાતે જોઇ નાખ્યા અને સ્વાસ્થ્યથી તેમજ ધીમેથી વિશળદેવ તરફ જોઇ બોલ્યો "કૃષ્ણદેવ નહીં તો બીજુ કોણ ?"

કાકની ચપલ આખો વિશળના મુખ પર પડી તેના પર થયલો રફાર અને તેની આખમા પલવાર પેઠેલો ગભરાટ જોઇ તેને અજાયબી લાગી કૃષ્ણદેવ શાત હતો, પણ વિશળ અસ્વસ્થ દેખાયો બને જણ એકમેકને ઓળખતા નહીં હોય એવો ડોળ કરતા હતા, છતા એક બીજાને ઓળખતા હતા એ વાત કાકને સ્પષ્ટ લાગી

"તમે ઓળખો છો કે શુ ?" ધનપાલે કાક તરફ ફરીને પુછ્યુ 'ચાલો એના જેવુ એકે નહીં કૃષ્ણદેવજી ! આ પણ તમારી સાથે રહે તો હરકત નથી ને ?"

"જરા તો કહો' જરાક તિરસ્કારભર્યા અવાજે કૃષ્ણદેવે કહ્યુ

કાક વધારે બોલ્યો નહીં તેને ઉતાવળથી જવુ હતુ એટલે ધનપાલને લઇને તે જવા તૈયાર થયો

"ત્યારે હુ તો અહીંઆજ બેસુ છુ" જરા ક્ષોભથી ધ્રુજતા અવાજે વિશળે કહ્યુ "મત્રી હમણા આવશે, નહીં?" કાકને લાગ્યુ કે વિશળ કૈં કારણુસર પાછળ રહ્યો

કાક અને ધનપાલ ઘોડે બેસી રાજગઢ તરફ જવા નીકળ્યા છોકરો, કાકનુ મજબુત ઘાટીલુ શરીર, તેના માસલ બાહુ અને તેની લાબી તરવાર સામે જોઇ રહ્યો

"ભટજી! તમે લડાઇમા ઉતર્યા છો?"

"હા, ઘણીએ વાર"

છોકરો થોડી વાર મુગોમુગો ચાલ્યો

"ત્રિભુવનપાલ મહારાજ ક્યારે આવવાના છે?" છોકરાએ ફરીથી પુછ્યુ

"થોડા દહાડામા કેમ?'

"કોઇને કહો નહીં તો કહુ"

"હા, શુ?"

"ત્રિભુવનપાલ મહારાજ બાપાને કહી ગયા છે કે હવે તે આવીને લાટ પાછા જશે ત્યારે મને લઢવા લઇ જશે મને તો હવે ચૌદમુ બેસશે'' પોતાની લાયકાત અને શૌર્યની ખાત્રી આપતા ધનપાલે કહ્યુ



## પ્રકરણ ૪ થુ

### પાટણના રાજ્ય-કર્ત્તાઓ

કાક અને ધનપાલ ઝપાટાબધ રાજગઢ તરફ ગયા સદેશા લઇ અનેક સ્વારો ગઢમાથી દોડને ઘોડે આવતા હતા, ગામના મહાપુરુષો કોઇ ઘોડે, કોઇ પાલખીએ તો કોઇ હાથીએ ચઢી મુજાલ અને મહારાજને મળવા જતા હતા, અને યુદ્ધના પ્રસગને લીધે ધમાચકડી તો ચાલતીજ હતી આથી આખુ પાટણ ઘર બહાર નીકળ્યુ હોય એમ કાકને લાગ્યુ ધનપાલ વાચાલ છોકરો હતો તેણે બને તેટલાને ઓળખાવ્યા અને કેટલાકના ઇતિહાસો પણ કહ્યા

આખરે તેઓ રાજગઢ આગળ આવી પહોચ્યા ત્યા કૈંક શાતિ દેખાઇ

"અહીંઆ આટલા લોક છે પણ જરા ધમાચકડી થાય છે!" કાકે ધનપાલને કહ્યું

"કોની મગદુર છે કે કરે? મુંજાલ મુઆ ખાઇ જાય"

"મહેતાજી તમારા કુઆ થાય?" કાકે પુછ્યુ

"હા તમને ખબર નથી! મારા મોટા ફોઇ હતા–"

"ક્યારે સ્વર્ગવાસ થયો?"

"ઓહો! ઘણાય વર્ષ પહેલા જયદેવ મહારાજ આવ્યા તે અરસાના ગુજરી ગયા" છોકરાએ ઝપાટાબંધ વાત ઉડાવવાનો પ્રયત્ન કર્યો "આ ગઢ હમણાજ બંધાયો–જોયો?"

"મુંજાલ મહેતાને કે છોકરા નથી!" કાકે નિર્દોષપણે પુછ્યુ છોકરાને આ વાત કરવી નહોતી ગમતી, પણ કાકને તો પાટણથી માહીતગાર થવુ હતુ, અને આટલા લોકની વાત કહી પોતાની કરતા છોકરાને જરા અચકાતો જોઇ તેને વધારે રસ પડયો.

"ના, કે નથી"

"હાલ કેટલી સ્ત્રીઓ છે?"

છોકરાની આંખ કૈંક ચમકી, તેનો હોઠ જરા ધ્રુજ્યો અને તેણે ધીમે સાદે કહ્યુ "ફોઇ મરી ગયા પછી તે પરણ્યાજ નથી"

કાકે એ વાત પડતી મુકી "આ ગઢ નવો ક્યારે થયો?"

"ગયે વર્ષેજ પહેલા તો નાનો નરખો હતો"

ધનપાલનુ કહેવુ ખરુ હતુ જે ગઢ ગઇ વાતમા આપણે જોયો હતો તેમા મીનળદેવીએ ઘણા ફેરફાર કરાવ્યા હતા પહેલા તે માત્ર મજબુત હતો, હવે તે ભવ્ય, રોનકદાર અને સંગેમરમરનો પ્રાસાદ થઇ રહ્યો હતો દરેક ઝુકતે છજ્જે અદ્ભુત કારીગીરીની વેલો લચી રહી હતી દરેક ઓરડે મોને મઢેલી છતોના પ્રતિબિંબો ભોંયના કાચ જેવા આરસામા પડી રહ્યા હતા પહેલા સોલંકીઓનો ગઢ શાહુકારોના ઘરો કરતા પણ સાદો હતો, હવે તે તેમને આદર્શરૂપ થયો હતો જે ગુર્જર સામ્રાજ્ય વધાતુ હતુ તેનુ હૃદય પાટણ થયુ હતુ અને તેના આત્માના નિવાસસ્થાન તરીકે આ ગઢ નિર્માયો

હતો જેવી શરીરની સબલતા હતી તેવીજ હૃદયની ભવ્યતા હતી, અને આત્માનુ મંદિર પણ તેટલેજ અંશે સુંદર હતુ

રાજગઢની આગળ એક મંદિર આવી રહ્યુ હતુ અને તેની આગળ એક અદ્દભુત કીર્ત્તિસ્તંભ ઉભો કરવામા આવ્યો હતો તે વટાવી તેઓ રાજગઢના વિશાલ ચોકમા થઇ, મહેલના ઓટલા આગળ ઘોડા પરથી ઉતર્યા ઓટલા પર અનેક શૂરવીરો ફરતા હતા-કેટલાક બેઠા હતા, થોડાક સુતા હતા, પણ બધા જરા ચિંતાતુર દેખાતા હતા

"કેમ વિનયભાઇ?" ધનપાલે એક ભીંતને અઢેલીને ઉભેલા આધેડ વયના યોદ્ધાને પુછ્યુ "તમે ખંભાતથી ક્યારે આવ્યા?"

તમે દેખો છો ત્યારે હુ આ હોડીએજ ઉતર્યો"

"ખુશી તો ખરા?"

"હા

"મારા બાપા ક્યા છે? કૈં ખબર છે?"

"હા મહારાજ પાસે છે"

"ઠીક" કહી ધનપાલ અંદર જવા લાગ્યા વિનયે તેના હાથ ઝાલી રોક્યા "કેમ?" છોકરાએ પુછ્યુ

"અંદર કૈં તોફાન ચાલે છે' ધીમેથી વિનયે કહ્યુ

"શુ?"

"મહારાજા કે માના બાપા ઉપર અને મંજજન કાકા ઉપર ગુસ્સે થયા છે હમણા જવા જેવુ નથી'

વિનયચંદ્ર શાંતુ મંત્રીનો છોકરો થતો હતો અને ઉદો તે વૃદ્ધ મંત્રીની નાની છોકરી જોડે પરણ્યો હોવાથી અત્યાર સુધી તે ખંભાત રહેતો હતો

"બાપાએ સલાહ કરી તેથી જયદેવ મહારાજ ઘણા નારાજ થયા છે"

"પણ આ ભટ લાટથી સંદેશો લઇ આવ્યા છે અને તે જરુરનો છે" કહી અડધો સંદેશાને લીધે અને અડધો અંદર શુ ચાલે છે તે જોવાના ઇરાદાથી ધનપાલ અંદર ગયો

"આપ શાંતુ મહેતાના ચિરંજીવી થાઓ?" કાક મીઠાશથી પુછ્યુ.

"હા તમે ત્રિભુવનપાલ મહારાજના સુભટ છો?"

"હા તેમણે મને મોકલ્યો છે ઉદા મહેતા લશ્કર લઇ ક્યારે આવે છે?"

"એ બીચારા પાસે ક્યા બહુ લશ્કર છે કે લઇને આવે"

કાકે થોડા દિવસ પરજ ખભાતની પ્રતાપી સેના જોઇ હતી તે આ જુઠાણુ સાભળી ચમક્યો, પણ જાણે જાણતોજ ન હોય તેમ તેણે પુછ્યુ 'એમ?"

"હા "એમનુ ઘણુખરુ લશ્કર તો કર્ણાવતીમા રહ્યુ"

"અરરર! ત્યારે મહારાજે ઉદા મહેતા પાસેથી કર્ણાવતી લઇ લીધુ તે કેવી ભુલ કરી? અત્યારે એમની પાસે તે હોત તો કેટલી મદદ કરી શકત?" કાકે વાત કઢાવવા કહ્યુ

"ખરેખર ઉદા મહેતાએ તો મુજાલ મહેતાને કેટલુએ સમજાવ્યા, પણ તે વખતે માન્યુ નહીં હવે જુઓ આ–"

"બરોબર છે" કાકે કહ્યુ

એટલામા ધનપાલ પાછો આવ્યો અને કાકને કહ્યું કે મહારાજ બોલાવે છે વાત અધુરી મુકી કાક ગજમદિરમા ગયો

પાટણના રાજ્યકર્ત્તા વીશે કાકે ઘણુ સાભળ્યુ હતુ, તેમના ઉપર તેનો પોતાનો ઘણો આધાર હતો, અને ગઇ રાતે તેમનામાના શ્રેષ્ઠનુ તેણે અપમાન કર્યું હતુ આ કારણોથી તેને જરા ક્ષોભ થયો સામાન્ય રીતે કાકનો સ્વભાવ ગભરાય એવો નહોતો એ પાચછ વર્ષ થયા યુદ્ધોમા અને રાજ્યખટપટમા ઘુમતો હતો એટલે સ્વભાવે તે નીડર હતો બ્રાહ્મણ હોવાને લીધે તે પોતાની ઉચ્ચતાનો અભિમાની હતો, પોતાના જન્મ અને સસ્કારની શ્રેષ્ઠતામા શ્રદ્ધા હોવાથી તેને વગર સત્તાએ સ્વાથ્ય અને પ્રભાવ સ્વાભાવિક થઇ ગયા હતા, અને અનેક પ્રસગે પોતાની બુદ્ધિ અને બાહુના બળથી તેણે વિજય મેળવ્યો હતો એટલે તે આત્મનિષ્ઠ હતો આવા સ્વભાવ, સસ્કાર અને જીવનને લીધે તેને જરા ક્ષોભ લાગ્યો હતો, છતા તે બહારથી શાત અને સ્વસ્થ રહી શક્યો

જે ખડોમાથી તે જતો હતો તે કોતરકામ અને રસેલી નકશીથી ભરપુર હતો પણ જે વિમલશાહના દહેરા જોઇ હાલનો જમાનો દીગ

થઇ જાય છે તેના કારીગરોએ તૈયાર કરેલા રાજમંદિરનું સૌદર્ય કે વૈભવ જોવામા તેનું ધ્યાન નહોતુ તેની તીક્ષ્ણ નજર માત્ર રાજમહેલમા શુ શુ ચાલી રહ્યુ હતુ તેજ જોવામા રોકાઇ હતી

થોડી વારે ધનપાલ તેને એક મોટા ઓરડામા લઇ આવ્યો તે ખડનુ અડધુ ભોયતળીયુ બે હાથ ઉંચુ રાખવામા આવ્યુ હતું અને તે ચોરાને સોનાના સળીઆ હતા આખા ચોરા પર ગાદી પાથરેલી હતી અને તેના પર પાચ માણસ બેઠા હતા

કાક ચોરા આગળ જરા ઉભો રહ્યો અને તેના પર બેઠેલા માણસો તરફ એક સર્વગ્રાહી નજર તેણે નાખી એક પલમા તેણે દરેકની કીંમત આકવાનો પ્રયત્ન કર્યો

ગાદીની વચ્ચે એક જરીનો તકીઓ હતો અને તે ઉપર જાણે અધીરાઇમા બેસી ગયો હોય એમ એક સોળ સત્તર વર્ષનો છોકરો બેઠો હતો તે શરીરે એકવડો હતો, તેનો રગ ઘઉંવર્ણા કરતા જરા શામળો હતો, તેના પહોચા કાળા હતા, તેણે જરીની મોટી કોરનું ધોતીયુ પહેર્યુ હતુ અને તેનું આખુ અગ અલકારોથી ઝગમગતુ હતુ, તેના ચચલ મોઢા પર ગુસ્સાનુ વાદળ ઘેરાયુ હતુ, તેના ભવા ચઢેલા હતા અને તેની મોટી આખોમા લાલ નમો તરી આવી હતી કાક તરત સમજી શકયો કે આ પાટણના પતિ જયસિંહદેવ મહારાજ હોવા જોઇએ

એની જમણી બાજુએ મહાઅમાત્ય મુજાલ મહેતા બેઠા હતા કાલે રાતે તે મને જોયા હતા તેના કરતા દિવસના અજવાળામા તેમની ભવ્ય મુખરેખાઓ તે બરોબર જોઇ શકયો તેણે પાઘડી પગ આગળ રાખી હતી અને જરા બેદરકારીમા તકીઆ પર હાથ ટેકવી, આડા પડ્યા-પડ્યા જે વાત થતી હતી તે તે સાભળતા હતા

સામે ત્રણ જણ બેઠા હતા પહેલો માણસ વિશળનો મોટો ભાઇ દેશળદેવ જે તેને રસ્તે પાલખીમા જતો મળ્યો હતો તે લાગ્યો તેની ઉંડી આખો અત્યારે વધારે ઉંડી જણાતી હતી અને બીલાડીની ચપલતાથી તે બધા તરફ ફેરવતો હતો કાકે ધાર્યું કે રાજ-કુટુબ જોડે નિકટ સબધ

ધરાવતો હોવાથી તે અહીંઆ અત્યારે આવ્યો હશે કાકનું ધાર્યું ખોટું નહોતું જે ખેંગાર મંડલેશ્વરને અંઇ વાતમાં આપણે મળ્યા હતા તેનો એ મોટો પુત્ર હતો ખેંગાર મંડલેશ્વર સ્વર્ગસ્થ કર્ણદેવ મહારાજના પરમ મિત્ર હતા અને ઘણી ટુંકી પેઢીના પીત્રાઇ હતા તેમણે પોતાના શૌર્યથી સૌરાષ્ટ્રમાં એક મોટું મંડલ જીતી તેના પર સર્વોપરી સત્તા જમાવી હતી અને જુનાગઢના રા' નવઘણુ જેવા અભિમાની રાજાની બહેનને પરણ્યા હતા ખેંગાર બધા મંડલેશ્વરો જેવા તોફાની નહોતા અને જીવતા સુધી તેમણે પોતાનું મંડલ બીજા મંડલેશ્વરોની માફક સ્વતંત્ર નહીં બનાવતા પાટણના રાજાને તાબે રાખ્યું હતું

ખેંગાર મંડલેશ્વર ત્રણ વર્ષ થયા ગુજરી ગયા હતા અને દેશળદેવ મંડલેશ્વર થયો હતો મુંજાલની રાજ્યનીતિના પ્રાબલ્યે ઘણાખરા મંડલેશ્વરો પાટણની સત્તા કબુલ કરતા હતા એટલે દેશળને પણ તે કબુલ કર્યા વિના છુટકો થયો નહોતો

એની પાસે, જરા આગળ ધસી આવીને, ઉંધે પગે એક શસ્ત્રસજ્જિત યોદ્ધો બેઠો હતો તેનું શરીર પ્રચંડ હતું અને તેની ભુજાઓ લાંબી હતી જેમ "નર-સિંહ" સમાસ થયો તેમ જો "નર-હસ્તી" સમાસ થાય તો તે આવાજ કોઇ માણસને લાગુ પડે એમ કાકને લાગ્યું તેણે આખે શરીરે બખ્તર સજ્યું હતું, અને તેની લાંબી તરવાર સામે પડી હતી તેના મોટા મોઢાને તેના લાંબા થોભીઆ ને મોટી આંખો કંઈ અદ્ભુત પ્રભાવ અર્પતા, છતા તેના મોઢા પર ભલમનસાઇ અને નીખાલસપણું દેખાતું તે ઉપરાંત અત્યારે તેનું મોઢું શરમથી કરમાયલું અને આંખો ગળગળી થયલી જોઇ કાકને વિચિત્ર લાગ્યું આ યોદ્ધાના વર્ણન અને પરાક્રમ તે અરસામાં એટલા જગજાહેર હતા કે કાક તેને તરત ઓળખી શક્યો તે સજ્જન મંત્રી હતો

વનરાજદેવના જે મંત્રી ચાંપાએ ચાંપાનેર વસાવ્યું હતું તેના સજ્જન મંત્રી વંશજ થતા હતા પાવાગઢ જેવા દુર્જય થાણાના પતિ, ચાંપા જેવા પ્રતાપી પૂર્વજની ખ્યાતિના વારસ અને પાટણના ધનાઢ્યોમાં એક અગ્રણી એવા આ સજ્જને પોતાના મોભાથી પાટણને પણ પ્રખ્યાત કર્યું હતું

કર્ણ દેવે આર ભેલા વિગ્રહોમા તેના પરાક્રમ અદ્ભુત હતા તે સમરાગણમા ચાલતો તો ગજેન્દ્રની માફક ધરણી ધ્રુજાવતો, હોકારતો તો ઘનદલની ગર્જનાના પડઘા પાડતો, મહારતો તો શકરના તાડવનૃત્યનુ ભાન કરાવતો જેવો પાવાગઢ દુર્જય તેવોજ તેનો પતિ લેખાતો

પણ તેનુ હૃદય બાલકથી પણ કોમળ હતુ, તેનો સ્વભાવ ભોળો અને ભલો હતો, તેનો હાથ ઉદાર હતો આ બધાને પરિણામે પાટણમા તેનો ધાક પડતો નહોતો અને સોરઠનો રા' નવઘણ તેને છેતર્યા કરતો ખાનગી વ્યવહારમા બધા એને લુટતા અને તેનુ ઘર અતિથિઓથી ભરેલુ રહેતું અત્યારે આ વીર નરમ પડી ગયલો લાગતો હતો

એની બાજુએ એક વૃદ્ધ ત્રિપુડ્રધારી મત્રી બેઠો હતો તે સ્વસ્થ ચિત્તે બધુ જોતો હોય એમ કાકને લાગ્યુ કાક તેને ઓળખતો નહોતો તે મૂલરાજદેવના દેવયુ મત્રીના વશનો સોલકીઓનો પેઢીધર મત્રી લુલો * હતો તે નાગર હતો અને જૈનેતર મત્રીઓમા તેનો એકડો પહેલો ગણાતો હતો ને ઘણો ઘરડો થવા આવ્યો હતો છતા પાટણની રાજ્ય–સભામા એની બુદ્ધિ નિરતર ખપ લાગતી

કાક મહારાજાને ગુસ્સે જોઇ ચોરા આગળ થોભ્યો, પણ જેવી તેના પર નજર પડી કે જયસિહદેવના કપાળ પરથી કરચલી ઓછી થઇ અને મુજાલ જરા ટટાર થયો આ જોઇ તે ચોરા પર ચઢ્યો તણે મહારાજ આગળ જઇ દડવત્ પ્રણામ કર્યા

"તને ત્રિભુવનભાઇએ મોકલ્યો છે ?" જયસિહદેવે પુછ્યુ 'તારુ જ નામ કાક ?"

કાકે હાથ જોડી બને પ્રશ્નનો જવાબ દીધો "હા, પ્રભુ !"

'ત્રિભુવનભાઇનો પત્ર તો વાચ્યો બીજુ કૈ કહાવ્યુ છે ?"

"હા, મહારાજ !" કાકે કહ્યુ 'મડલેશ્વર મહારાજે કહાવ્યુ છે કે તેઓ કર્ણાવતી આગળ થોભશે અને આપનો સદેશો આવે માળવા તરફ જશે "

"એમની પાસે કેટલુ લશ્કર છે ?" મુજાલ મહેતાએ પુછ્યુ કાકે તેની સચોટ નજર અને સવાલ પુછવાની રીત જોઇ, અને રાતનો

* પ્રભાસપાટણનો શિલાલેખ–સવત ૧૨૭૨

પ્રસગ યાદ આવવાથી તે જરા ગભરાયો "મહારાજ ! મ ડલેશ્વર મહારાજ પાસે ચાર હજાર પાળા અને બસો હાથી છે"

"જુઓ ત્યારે આપણી પાસે ચૌદ હજાર પાળા ને સાતસો હાથી તો થયા સજ્જન મહેતા !" જયદેવે કહ્યુ

"બાપુ ! મ ડલેશ્વર મહારાજની તો હમણા ખબર આવી" સજ્જને ધીમેથી જવાબ દીધો, "અને ઉબક પાસે તો વીસ હજારથી ઉપર ઘોડા છે ને અગીઆરસો હાથી—" પણ આ પ્રશ્ન અને ઉત્તર પર ધ્યાન આપ્યા વિના મુજાલે પ્રશ્ન કરવા માડયા

"તુ કયાથી આવ્યો ? ખભાતથી ?"

"જી હા"

"તુ કેટલા વર્ષ થયા લશ્કરમા છે ?"

આ સવાલનુ કારણ શુ હશે તેની કાકને સમજ નહીં પડી તેણે જવાબ દીધો "પાચ"

"તારા ધાર્યા પ્રમાણે ખભાતમા કેટલુ લશ્કર છે ?"

કાકને આગલા સવાલની સમજ પડી તેણે થોડો વખત વિચાર કરી કહ્યુ "મહારાજ ! મને લાગે છે કે પાચ હજાર પાળા તો સહેજે નીકળી શકે"

"અને હાથી કેટલા ?" જયદેવે પુછયુ

"ત્રણસો હશે"

"ત્યારે ઉદાએ કેમ લશ્કર મોકલવા ના પાડી ? એનુ લશ્કર આવત તો આપણે લઢી શકત" જયદેવે કહ્યુ

"અન્નદાતા ! આપે એની પાસે કર્ણાવતી લઇ લીધુ તેથી એને ખોટુ લાગ્યુ છે" સજ્જન મ ત્રીએ સાચી વાત કહી દીધી

મુજાલને કપાળે કરચલીઓ પડી "ઉબક પાટણ પર ચઢી આવે છે ત્યારે એવી ચુક કાઢવાનો વખત છે ?" તેણે તિરસ્કારપૂર્વક કહ્યુ

"એટલે માલીક કોણ હુ કે ઉદો ?" ગુસ્સામા જયસિહદેવે કહ્યુ "હુ એને અને શાતુ મહેતાને બ નેને દેખાડો આપીશ"

"એ વાત પછી હાલ આપણે માલવીઓને પાછા કાઢવાની વાત તો કરીએ" મુંજાલે શાંતિથી કહ્યું

"હવે શું બાકી રહ્યું છે? શાંતુ મહેતાએ ક્યારનું સમાધાન કરી દીધું હશે" તિરસ્કારથી મહારાજે કહ્યું

"હજુ સમાધાન કર્યું છે એવો સંદેશો નથી આવ્યો"

લુલા મહેતા પહેલીવાર બોલ્યા તેનો અવાજ ધીમો અને ઘડપણે ધ્રુજતો હતો

"ત્યારે આપણે લશ્કર મોકલીએ તો શાંતુ મહેતા હજુ લઢી શકે" દેશળદેવે તીણે વાટે કહ્યું

"હા એ વાત પણ સારી છે તમે અત્યારે હઝાર માણસ લઇને જશો? સાંજના અમે બધા બાકીનું લશ્કર લઇ આવી પહોંચીશું" મુંજાલે એકદમ દેશળદેવને પુછ્યું મુંજાલના તેજસ્વી નયનોનો પ્રતાપ દેશળદેવને દઝાડતો હોય તેમ લાગ્યું તે ફીક્કો પડી ગયો આ ફેરફાર કાકે જોયો

"હુ—હું" જરા ગભરાયલે સ્વરે દેશળે પુછ્યું

"હાસ્તો, તમે નહીં જશો ત્યારે કોણ જશે? શાંતુ મહેતા સલાહ કરતા હશે તોપણ તમારી સલાહ કામ લાગશે, અને વિગ્રહમાં તો પુછવુંજ શું?" મુંજાલે કહ્યું "ધનુ-" "જી" જાણે ઉંઘમાથી ઝબકીને જાગ્યો હોય તેમ સજ્જનનો છોકરો ગભરાઇને બોલી ઉઠ્યો તે અત્યાર સુધી બધાથી દૂર બેઠો બેઠો જે કોઇ બોલતું તેના મોઢા સામું જોયા કરતો હતો

ભીમા નાયકને કહી આવ કે મધ્યાન્હે બે હજાર માણસ તૈયાર કરે"

"પણ-પણ-" દેશળે બોલવા પ્રયત્ન કર્યો

"શું કહ્યું?" જરા સખ્તાઇથી મહાઅમાત્યે પુછ્યું તેની આંખોમાં નિશ્ચલતા પ્રકાશી રહી, તેના અવાજમાં દુર્જય સત્તા સ્પષ્ટ જણાતી હતી, અને જ્યારે તેનું આ સ્વરૂપ પ્રકાશતું ત્યારે પાટણમાં તેની સામું થઇ શકવાની કોઇની પણ હીમત ચાલતી નહીં દેશળે હોઠ કરડ્યા અને વાત ફેરવી કહ્યું 'પણ-હું એમ કહું છું કે ત્રિભુવનપાળજીને મંદેશો કહાવીએ તો કેમ?"

"શો?"

"કે જલદીથી એ પણ શાતુ મહેતાને આવી મળે"

"હા એ પણ રસ્તો સારો છે" જયસિંહદેવે કહ્યુ

"ઠીક" મુંજાલે કહ્યુ અને તે કાક તરફ ફર્યો "કાક! ભાટ તુ મુસાફરી કરી થાકી ગયો હશે"

"જો આપનો કૈં હુકમ હોય તો તૈયાર છુ" કાકે કહ્યુ

"વારુ, ત્યારે સાજના કર્ણાવતી જા, અને મંડલેશ્વર મહારાજને કહેજે કે ભોગપુર તરફ આવી અમને મળે કેમ બરોબર કેની?" દેશળદેવને મુંજાલે પુછ્યુ

તે કૈં વિચાર કરતો પકડાઇ ગયો એટલે ઉતાવળથી "હા-હા" જવાબ દઇ દીધો

"વારુ ત્યારે તુ જા તુ કેવો છે?"

"હુ વિપ્ર છુ"

"એમ? ત્યારે તુ-તમે"-મુંજાલે કાકને બ્રાહ્મણ જાણી વચન બદલ્યુ "રાજગઢમાજ જમજો"

"જો સજ્જનમંત્રીની રજા હોય તો એમને ઘેર ઉતર્યો છુ"

"મારુ ઘર—" રખેને અતિથિ ચાલ્યો જાય જાણી સજ્જન વચ્ચે બોલવા ગયો

"તમારા આતિથ્ય આગળ રાજગઢનો પણ હીસાબ નથી" હસતા હસતા મુંજાલે કહ્યુ "વારુ એમ રાખો ચાલો દેશળદેવજી! તૈયારી કરો" કહી મુંજાલે પાઘડી ઉંચકી માથા પર મુકી 'કાકભટ' તમે જાઓ"

"જેવી આજ્ઞા" કહી કાક પગે લાગી ત્યાથી ગયો આટલો વખત જયસિંહ ઉંડા વિચારમા બેસી રહ્યો હતો બીજા બધા ઉઠયા, પણ લુલો ઉઠતા ઉઠતા મુંજાલ પાસે પાનની થાળી પડી હતી તેમાથી પાન લેવાને બહાને આવ્યો અને ધીમેથી પુછ્યુ "પણ પાટણનુ?-"

"મારા ધ્યાનમા છે નચિંત રહો" મુંજાલ મહેતાએ ધીમેથીજ જવાબ આપ્યો જાણે કૈં વાત થઇ નથી એમ લુલો સજ્જન અને દેશળ સાથે ત્યાથી બહાર નીકળ્યા

"જયદેવ વિચારમા ગરકાવ થઇ ગયો હતો તે અજાણ્યે તકીયા પર બેઠો હતો ત્યાથી સરી પડયો અને તેણે એક ઉડો નીસાસો મુકયો મુજાલ થોડો વખત એની સામુ જોઇ રહ્યો "કેમ બાલારાજા! શો વિચાર કરી રહ્યા છો ?"

"બીજુ શુ ? મને લાગે છે કે સોલકી કુલને કલક લગાડવા હુ જન્મ્યો છુ" નિરાશાભર્યે અવાજે જયદેવે કહ્યુ

"કેમ ?" મુજાલે ટકોરમા પુછયુ તેનુ મોઢુ વાત્સલ્ય-ભાવે દીપી રહ્યુ

"તમે શુ જાણો ? તમે અમાત્ય છો પણ તમે સોલકી નથી, તમે પાટણના પતિ નથી અત્યારે પાટણનુ નાક કપાય છે તેમા જેટલુ મને લાગે એટલુ બીજા કોને લાગે ?" જયસિહ અકળામણના ઉદ્દગાર કાઢી બોલ્યો

મુજાલના મોઢા પર અજબ ફેરફાર થયો તેનુ હસવુ, તેનો વાત્સલ્યદર્શક ભાવ અદૃષ્ટ થયો અને તેને બદલે તેના ચહેરા પર સખ્તાઇ પ્રસરી રહી તેની તેજસ્વી આખમા અવર્ણનીય શોકના ઓળા પડયા તેણે ન કળાય એવો ધીમો નીસાસો મુકયો અને ખેદયુક્ત અવાજે કહ્યું

"ખરી વાત છે આખરે અમે તેવો પણ હુ પ્રધાન, તમે રાજા રાજ જેટલુ તમારુ તેટલુ કૈં મારુ છે ?"

જયસિહમા આ માર્મિક વચનનો અર્થ સમજવા જેટલી પહોચ નહોતી "હાસ્તો! નહીં તો તમે આમ બેસી રહો ? શાન્તુ મહેતા પૈસા આપી સમાધાન કરે, ઉદો મારા હુકમની અવગણના કરે, પેલો કાક ધારે કે ઉગક અને નરવર્મા તો પાટણમા આવી લાગ્યા! આથી મારી કીર્તિને શી વધારે ધુળ ભેગી કરવી છે ?"

"તેથી તો હુ તમને કયારનો કહ્યા કરુ છુ કે તમે બાલક કયારે મટશો ? શા માટે તમે રાજ્યતત્ર ચલાવવા નથી મથતા ?"

"કેમ મથુ ? મને તો કૈં સમજ નથી પડતી"

"કયારે સમજ પડશે ? કાલે ઉઠીને હુ મરી ગયો તો ? એ તો ઝપલાવો, બધી સમજ પડશે."

"કેવી રીતે ઝપલાવુ ?"

"કેવી રીતે! તમારે 'कालस्य कारणम्' થવુ જોઇએ ત્યારે રાજા થવાય."

"કૈં ભુલ થઇ જાય તો? આપણુ તંત્ર તે કૈં એવુ છે?"

ધીમે ધીમે મુંજાલે કહ્યું, "હુ સુધારનાર બેઠો છુ ને જયદેવ! જ્યારે તમે બાલક હતા ત્યારે દેવીને મે વચન આપ્યુ હતુ કે તમને ચક્રવર્તી બનાવીશ. ગમે તેમ કરી તે વચન પાળવાની સામગ્રી મે એકઠી કરી છે. પાટણ અત્યારે સબલ બન્યુ છે, તેનુ સૈન્ય સજ્જ છે; તેના વીરો બાહોશ છે. હવે માત્ર એકજ વસ્તુ રહી છે."

"શી?"

"તમે ચક્રવર્તી થવાનો સંકલ્પ કરો તે. જયદેવ! તમે મને અત્યારે રાજા અને અમાત્ય વચ્ચે ભેદ બતાવ્યો, હશે. પણ મારા જેવો મંત્રી કોઇ રાજાને મળ્યો નથી અને મળશે નહી." મુંજાલે ગર્વમાં માથુ ઉંચુ કર્યું અને તેના સત્કારી અવાજમાં સત્તા ગાજી રહી. "બીજો કોઇ હોત તો છેલ્લા ચાર વર્ષમાં લખલુટ ધન ભેગુ કરત અને પોતે ચક્રવર્તી બની જાત, અને મારા માસા વિમલ મંત્રીની માફક કોઇક ચંદ્રાવતી* જઇ સ્વચ્છંદે સત્તા ભોગવત. પણ હુ તેમાં મુર્ખાઇ સમજુ છુ. પાટણની મહત્તાથી મારે મારી મહત્તા સાધવી હતી—અને તે મે સાધી છે. કર્ણદેવના વખતના નમાલા સૈન્યો કોને લીધે સબલ થયા? તોફાની મંડનેશ્વરો કોને લીધે તાબે થયા? લાટ આજે કોની નીતિથી ગુજરાતમાં ભળી ગયુ છે? રા' નવઘણ કોની યુક્તિથી મંડળમાં રહ્યો છે? આ બધો પ્રતાપ, જે અમાત્યને તમે પાટણને માટે દરકાર નહીં રાખવાનો ઠપકો દીધો, તે અમાત્યનો."

મુંજાલ થોભ્યો. તેના શબ્દો આગળ જયદેવ ઠીંગ થઇ ગયો. મંત્રીના મોઢા પર જે દિવ્ય તેજ પ્રકાશી રહ્યુ હતુ તેજ તે જોઇ રહ્યો.

"હા, હુ અભિમાની છુ," મુંજાલે વિચારમાં માથુ હલાવી આગળ ચલાવ્યુ. "સત્તા મને પ્રિય છે. પણ એ સત્તા મે સર્જાવી છે તો, શા

---

* આબુની પાસે એક શહેર. ભીમદેવના વિમલ મંત્રીએ પાછળથી પાટણ છોડી ચંદ્રાવતીમાં સ્વતંત્ર સત્તા જમાવી હતી—વિમલપ્રબંધ.

માટે હુ ગર્વ નહીં ધરુ ? છતા-છતા હુ તમને વીનવુ છુ કે જેવી હુ સત્તા ચલાવુ છુ તેથી પણ વધારે તમે ચલાવો, અને આમ મારા ઓથામા રહી અલ્પ ન બનો લ્યો, અત્યારેજ ભારે પ્રસગ છે-એનો તોડ કાઢો આજથીજ રાજા બનો"

જયસિહ નરમ પડી ગયો અને ઉછળતે હૈયે તેણે મુન્જાલના હાથ પર હાથ મુકયો

' મહેતાજી! મહેતાજી! મને ક્ષમા કરો ઉતાવળમા મારાથી બોલાઇ ગયુ તમે જે મારે અને પાટણ માટે કયુ છે એ હુ કેમ વીસરુ ? ગમે તેવો પણ હુ તમારો શિષ્ય"

"એ વિચારજ કાઢી નાખો તમે મારા રાજા જુઓ, તમે અત્યા-રની સ્થિતિનો વિચાર કરતા હતા નીરાતે વિચાર કરી જુઓ, અને કૈં રસ્તો કાઢો"

"મહેતાજી!" જયદેવે કહ્યુ "જો જો પછી હુ કૈં કરીશ તો ભારે પડશે મારે તો આ બધાને શિક્ષા કરવી છે"

' ભલે કરોની" જરા હસીને મુન્જાલે કહ્યુ "પણ એક વાત યાદ રાખજો"

"શી ?"

"શક્તિ વિના શિક્ષા નહીં કરવી શક્તિહીણની શિક્ષા અને નિર્ધનનુ દાન,-એ બનેને અતે-હાસી" કહી મુન્જાલ ઉભો થયો "તમે વિચાર કરી જુઓ, પછી આપણે વાત કરીશુ

મુન્જાલ ત્યાથી ગયો-પણ જેવો તે ત્યાથી નીકળ્યો એટલે તેની આખોમા ખેદ જણાયો અને તેનુ માથુ જરા નીચુ નમ્યુ, તેનુ હૃદય બેચેન બન્યુ હતુ

મુન્જાલ ગયો એટલે જયદેવે પણ ઉંડો વિચાર કરવા માડયો, પણ એટલામા એક અઢારેક વર્ષનો કાતિવાન છોકરો તેની પાસે આવ્યો

"બાપુને ઘણી ખમા"

જયદેવે જવાબ નહીં આપ્યો

"જાત્રા જઇ આવીને શો રોફ આવ્યો છે? અમારો તો ભાવજ નથી પુછતા!" છોકરાએ કહ્યું તે લુલા મંત્રીનો પુત્ર અને જયદેવનો મિત્ર હતો

"શોભ! ચુપ રહે, હું વિચાર કરૂં છું"

"હું પણ વિચાર કરૂં છું"

"શાનો?"

"તમે પહેલા કહો—પછી હું કહું"

"હું હવે ખરેખરો રાજા થવાનો છું મુંજાલ મહેતા કહે છે કે હવે બધો કારભાર મારે ચલાવવો બોલ! હવે તું શો વિચાર કરતો હતો?"

"હું પણ એજ તમે ખરેખરા રાજા થાઓ તો મુંજાલ મહેતાને પાણીચું ને બદલે મહાઅમાત્ય" માકડા જેવું મોઢું કરી શોભ બોલ્યો

"બામણા" કહી જયદેવે તેનો કાન આમળ્યો "તારી મજાકો રહેવા દેશે?"

"આ રહી ત્યારે"

"એક કામ કર"

"બે બોલો"

"બહાર એક લાટથી સુભટ આવ્યો છે, તેનું નામ કાક છે તેને છાનોમાનો બોલાવી લાવ કોઇ જાણે નહીં હો"

"એ કામ માર" કહી શોભ ત્યાથી દોડ્યો



# પ્રકરણ ૫ મું

## કૃષ્ણદેવે કેમ વખત ગાળ્યો

ધનપાલ અને કાક રાજગઢ ગયા એટલે વિશાળદેવ જ્યાં કૃષ્ણદેવ હતો ત્યાં પાછો ચઢ્યો કૃષ્ણદેવ નીરાતે હાંચકા પર પડ્યો પડ્યો ઉંઘવાનો પ્રયત્ન કરી રહ્યો હતો વિશાળ આવ્યો તે કૃષ્ણે ટુંકે પેટે જોયા કર્યું અને પુછ્યું "કેમ?"

"અમે તમારી કેટલી વાટ જોતા હતા મોટા ભાઇ તો અધીરા

થઇ ગયા " વિશાળે કહ્યુ કૃષ્ણ આગળ તેનો આડંબર જતો રહ્યો હતો અને એક દાસની માફક તે વાત કરતો હતો

કૃષ્ણ જરા ટોળમા તેની સામુ જોઇ રહ્યો અને થોડી વારે બોલ્યો 'નશીબ તેના "

"પણ પેલાનુ શુ ?"

"કશાનુ કશુ નહીં" કહી તિરસ્કારમા કૃષ્ણે પીઠ ફેરવી

"ત્યારે મોટાભાઇને શુ કહુ ?'

"કે સાંજે મને મળે"

' ક્યા ?"

' કર્ણેશ્વર મહાદેવમા "

"વારૂ જયજય"

કૃષ્ણે કૈં પણ જવાબ દીધો નહીં અને કૈં વધુ વાતનો પ્રસગ મળવાની નિરાશા લાગી એટલે વિશાળ બીચારો પાછો ગયો તેના ગયા પછી કૃષ્ણના મહોપર થોડીવાર હસવુ રહ્યુ પછી કૈં ચેન નહીં પડવાથી તે પાછલી બારીએ જઇ ઉભો.

ઘરનો આ ભાગ ઘણો જુનો હતો તેમ બહુ વપરાસમા પણ આવતો નહોતો અને એની આ બારી પાછલી વાડીના જે ભાગમા પડતી હતી તે પણ નિર્જન હતો ખરુ જોતા આ વાડી નહોતી, પણ તરુ અને લતાઓના સ્વચ્છદી વિકાસને લીધે તે વન લાગતુ એક મોર, પત્નીઓ સહિત, આ બધા ફુલફુલોનો માલીક હોય તેમ આનદે વિહરતો હતો કૃષ્ણ થોડો વખત જોઇ રહ્યો અને પછી સામે આવી રહેલા આકર્ષક દેખાવનુ ખેચાણ વધવાથી તે બારીમાથી ભુસ્કો મારી, નીચે વાડીમા પડ્યો તેને આવી અસસ્કારી રીતે ઉતરતો જોઇ, કલાપી માથુ ઉચુ કરી વિચારમા પડ્યો અને તેણે ઢેલોને ભેગી કરી જતા રહેવાનો નિશ્ચય દેખાડ્યો

કૃષ્ણદેવે વાડીમા ભટકવા માડ્યુ ઘડી બે ઘડી ફરતા પણ વાડીનો અત ન આવ્યો એટલે આખરે તેણે પાછા ફરવા માડ્યુ થોડુક ચાલતા એક નાનો જલકુડ દેખાયો

તે સ્થલ રમણીય હતુ જલકુડની આસપાસ ઝાડોની ઘટાએ શાત

શીતલ મંડપ રચ્યો હતો. જાણે બીજો ધંધો જ ન હોય તેમ કૃષ્ણ ત્યાં ઉભો રહ્યો અને થોડીવારે સુવાનો વિચાર કરી એક વાડને ઓથે આડો થયો. ઉંઘ આવતાં પહેલાં તેને વિચાર આવ્યો કે આમ નિરર્થક વખત ગુમાવવાથી, આમ પડી રહેવાથી તેના હિતને નુકશાન કે તેની યોજનાઓને હાનિ તો નહીં પહોંચે? પણ સ્થલના સૌંદર્ય અને શાંતિનો નીશો તેની રગોમાં પ્રસરી રહ્યો હતો. તેણે આંખો મીંચી નીરાંતે ઉંઘવા માંડ્યું.

થોડીવારે—કેટલીકવાર થઇ તેનું તેને ભાન રહ્યું નહીં—કંકણના અવાજથી તે જાગ્યો. તે સુતો હતો ત્યાંને લાજ ફર્યો. સામે જલકુંડમાં એક બાલા નહાતી હતી. બીજી પલે બાલા ફરી, અને એક સુંદર, તેજસ્વી મુખની કૌમુદી ત્યાં પ્રસરી રહી. કૃષ્ણનું સ્વસ્થ હૃદય પણ અસ્વસ્થ બન્યું.

બાલા નાની હતી—આશરે ચૌદ પંદર વર્ષની લાગતી હતી. તેના લાંબા વિખરાયલા વાળના બનેલા વસ્ત્રમાંથી તેના અંગોનું મનોહર લાલિત્ય અડધું દેખાતું હતું—અડધું સુચવાતું હતું. આટલી નાની ઉમ્મર છતાં મુખપર મસ્તાનપણાની મોહક રેખાઓ હતી. આંખોમાં ઉન્મત્તતાનો આરંભ થવા માંડ્યો હતો. કૃષ્ણ રસિક હતો, સૌંદર્યનો અનુરાગી હતો. તે આ બાલાને જોઇ ગાંડો થઇ ગયો. તે નાગકન્યા છે કે મૃત્યુલોકની માનવબાલા, તેનો વિચાર કરવા લાગ્યો.

તે નાગકન્યાની નજર લતા અને પત્રોમાંથી ચમકી રહેલી કૃષ્ણની આંખો તરફ ગઇ અને તે ગભરાઇને જોઈ રહી.

"એ કોણ છે?"

"એ તો હું" કૃષ્ણે જરા હસીને કહ્યું અને બેઠો થયો.

"હું તે કોણ?" જરા રોફમાં બાલાએ પુછ્યું.

"અરે પણ ગુસ્સે શા માટે થાઓ છો?" કહી કૃષ્ણ ઉભો થયો અને તે છોકરી સામું જોઈ રહ્યો. છોકરી આ સ્વરૂપવાન, મશ્કરી પુરુષને જોઈ અડધી શરમાઈ અને અડધી ગભરાઈ. તેણે માત્ર નીચું જોયું.

"મેં જાણ્યું નાગકન્યા ભુલી પડી કે શું? હું તો બીધો" કહી કૃષ્ણદેવ હસ્યો. પછી જરા નફટાઇથી તેણે ઉમેર્યું "હું જરા નાગકન્યાઓથી બહુ બીહું છું."

એના શબ્દો ગુસ્સો પેદા કરે એવા હતા, કોઇ બે વર્ષે મોટી બાલા આ શબ્દો સાંભળતાં અપમાન પામત પણ આ છોકરી બાલક હતી, તેનામાં નવયૌવનાઓ કરતાં સહનશકિત વધારે હતી અને કૃષ્ણદેવનો મોરલી જેવો અવાજ નાગને પણ વશ કરે એવો હતો,—પછી આ તો નહોતી નાગકન્યા એ હતી માત્ર મૃત્યુલોકની એક નિર્દોષ બાલિકા એ બીચારી કૃષ્ણના મનોહર મુખ સામું જોઇ રહી તેના સંસ્કારી, મશ્કરી કરતા અવાજના સૂરના, તેના મોહભર્યા હાસ્યના પાશમાં તે ગુંચવાઇ ગઇ તેણે પહેલા તેને કોઇ નોકર કે હલકા વર્ગનો માણસ ધાર્યો હતો—પણ હવે તે ગભરાઇ, પોને કેવી રીતે પાણીમાંથી નીકળવું તેની સમજ પડી નહીં, આ પુરુષને દૂર જવાનું કેવી રીતે કહેવું તે સુઝયું નહીં

કૃષ્ણદેવ આ બાલાના ગભરાટનું કારણ સમજ્યો, પણ તે ત્યાંથી ખસ્યો નહીં તેની તેજસ્વી આંખો બાલાના અંગેઅંગની છાપ અંતરમાં પાડતી હતી ગભરાટથી તેના મો પર આવતા ભાવોની રમણીયતા જોઇ તે ખુશ થતો હતો આખરે છોકરી શરમમાં, બાલપણની ગભરામણમાં, નિર્દોષતાથી હસી સામું કૃષ્ણ પણ હસ્યો

બે પલ રહીને કૃષ્ણ બોલ્યો "તમારે બ્હાર આવવું છે ? ઉભા રહો હું પેલા ઝાડ આગળ ઉભો રહું પણ જો જો અલોપ થઇ ન જતા મને ખાત્રી નથી કે તમે મૃત્યુલોકના છો"

બાલા પાછી હસી કૃષ્ણદેવ પોતાના મનની વાત સમજી ગયો માટે રાજી થાય એવી તે મુગ્ધા નહોતી કૃષ્ણ ઝાડ આગળ ઉભો રહ્યો અને બાલાએ ઝપઝપ કપડાં પહેર્યાં

આખરે તે કૃષ્ણ પાસે આવી ત્યારે તે દૂર જોઇ, સીસોટીથી સંગીત ચલાવતો હતો

"આહા ! તમે સજ્જન મંત્રીની દીકરી, એમ ?"

"હા" પોતાનો અંબોડો ઠીક કરતાં બાલાએ કહ્યું

'તમારું નામ શું ?'

'સોમસુંદરી તમે કયે દેશથી આવો છો ?'

"જે દેશમા તમારા બાપે હાક વર્તાવી ત્યાથી" જરા તિરસ્કાર મા કૃષ્ણે કહ્યુ

"સોરઠમાથી' હુ પણ ત્યાજ જન્મી હતી" સોમે કહ્યુ

"તે વગર આટલુ રૂપ હોય નહીં"

"સોમ હસી ત્યારે તો તમે મોટાભાઇને મળ્યા હશો?"

"કોણ ભટ્ટરાજ પરશુરામને? ના હુ આવ્યો ત્યારે મળી શક્યો નહીં' કૃષ્ણે આ એટલા તિરસ્કારપૂર્વક કહ્યુ કે સોમે પણ ઉંચુ જોયુ તે જોઇ તરત કૃષ્ણે સવાલ કર્યો "તમારા બાપા ખુશીમા છે? વચ્ચે માદા હતાને?"

"હવે ઠીક છે" સોમને આ માણસ જાણે ઘરનોજ હોય તેમ લાગ્યુ "સાચુ પુછો તો એ કૈં માદાજ નહોતા પણ ઘણા વર્ષ થયા પાટણ નહોતા આવ્યા તેથી" સોમ હસી તેના હાસ્યમા નીખાલસપણુ હતુ

"તમે કોને ત્યા પરણ્યા છો?" કૃષ્ણે પુછ્યુ. તેની પુછવાની રીત એવી સ્નેહાળ હતી કે ગમે તેને વિશ્વાસ પેદા થાય

"ના હુ હજુ નથી પરણી'

"ત્યારે વેવીશાળ તો થયુ જ હશે સજ્જન મત્રીની છોકરી કૈં એમની એમ રહે'"

સોમ શરમાઇ નીચુ જોઇ રહી અને સ્વભાવે ભલી હોવાથી જરા ખિન્ન બની તેને નાનમ લાગી "મારુ વેવીશાળ થવાનુ છે"

"તમે દરરોજ અહીંઆ નાહાવા આવો છો?"

"હા મને ઘણો શોખ છે ચાલો હુ ઘરમા જાઉં મારી બા મને વઢશે આજે હુ ઘણી મોડી થઇ ગઇ"

' તેમા શુ? માબાપોનો વઢવાનો ધર્મ છે છોકરાઓનો વઢાવવાને માટે ઉંધા ચાલવાનો ધર્મ છે કૃષ્ણે કહ્યુ સોમને હસવુ આવ્યુ તેણે ઝપાટાબધ ઘર તરફ ચાલવા માડયુ

"તમારા ભાઇ પરશુરામ હાલ ક્યા છે? તેની કૈં ખબર છે'"

"છેલ્લી ખબર તો વથલીથી આવી હતી"

"એમ? ત્યારે અહીંઆ સજ્જન મત્રીને બહુ મહેનત પડતી હશે લશ્કર ઘણુ હશે" કરી કૃષ્ણે પુછ્યુ "કેટલુ હશે વારુ?"

"મને શી ખબર!"

"હત તમારુ ભલુ થાય સજ્જન મત્રીની છોકરી થઇ એટલુ જાણતા નથી? તમારે તો બધી ખબર રાખવી જોઇએ"

"ખરી વાત છે!" સોમે કહ્યુ "મારા દેખતા વાત તો ઘણી થાય છે પણ એ પચાત મારે શી?"

"એમ તે હોય? મે સાભળ્યુ છે કે ત્રિભુવનપાલના પટરાણીએ તો એક વખત પાટણ પડતુ બચાવ્યુ હતુ" તિરસ્કારથી કૃષ્ણે કહ્યુ

"પ્રસન્નબા તો ઘણા હુશીયાર છે"

"સોમ—એ સોમ—બ્હેન!" કાઇ પુરુષનો અવાજ જરા દૂર સભળાયો

"કોણ એ—લક્ષ્મણ! તુ ક્યાથી લક્ષ્મણ!" સોમે સામી બુમ પાડી તેની બુમમા સ્નેહોર્મિઓ હતી થોડી પલમા એક પચ્ચીશેક વર્ષનો જુવાન શસ્ત્રાસજ્જિત યોદ્ધો દોડતો આવ્યો, પણ કૃષ્ણને જોઇ, તે ખચાઇને ઉભો

"આ આપણે ઘેર અતિથિ છે સોરઠથી આવ્યા છે" સોમે લક્ષ્મણને કહ્યુ લક્ષ્મણે જરા અભિમાનથી જોયા કર્યુ "તુ કયારે આવ્યો?"

"તુ દેખે છે ત્યારે"

"કેમ માલવી સેનાપતિ કેટલો દૂર છે?"

"બહુ દૂર છે તુ કેમ ગભરાય છે?" કહી લક્ષ્મણ પાસે આવ્યો

"આ સમાધાનની વાતો આવે છે તે ખરી કે ખોટી?" કૃષ્ણે પુછ્યુ

"ખરી નથી ને ખોટીયે નથી" લક્ષ્મણે કહ્યુ

"તુ બાપાને મળ્યો?"

"હા ચાલ હવે તુ વહેલી પગ ઉપાડે છે કે નહીં મને ભુખ લાગી છે' કહી લક્ષ્મણે ઉતાવળ કરી એટલામા ઘર આવ્યુ અને કૃષ્ણને બીજી તરફ વિદાય કરી, ભાઇ અને બહેન અદરના ભાગમા ગયા

## પ્રકરણ ૬ ઠ્ઠું

## જેમાં કાકને એવી ખાત્રી થાય છે કે તે પોતે પાટણનો રાજા થયો છે

પાટણના રાજ્યકર્તાઓ પાસેથી બહાર જતા કાકના મનમા કૈં કૈં વિચારો થવા લાગ્યા તેની તીક્ષ્ણ બુદ્ધિ પાટણના રાજ્યતત્રમા શા શા રગ છે તે પારખવાને મથી રહી હતી

બહાર નીકળતા તેણે વિશળદેવને રાજગઢમા પેસતો જોયો એટલે જઇને તેને મળ્યો

"કેમ ક્યાથી આવ્યા તમે ?"

"મોટાભાઇનુ કામ છે અદર બેઠા છે ?"

"હા હમણા તમારાથી જવાય તેમ નથી પણ તમે તો સજ્જન મત્રીને ત્યા બેસવાના હતા ને ?"

"હા પણ હુ શુ કરૂ ? મને જરૂરનુ કામ છે" વિશળે ઉતાવળથી કહ્યુ તેને કાઈ ઘણી જરૂરી તેના ભાઇને વસ્તુ કહેવાનીછે એમ કાકને લાગ્યુ વખત છે ને તે કૃષ્ણદેવ સબધી તો ન હોય ?

"હવે એવુ તે શુ મોટુ કામ છે ? પહેલા ઉબકને મારી હાકવાની તો વાત કરે, પછી બીજી"

"અરે તમે શુ જાણો ? લ્યો આ આવ્યા ' કહી દેશળ મડલેશ્વર બહાર નીકળતા હતા તેના તરફ વિશળ ગયો કાકે ધ્યાનથી એ બે ભાઇ-ઓની વાત સાભળવા પ્રયત્ન કર્યો, પણ તે કાઇ સફલ થયો નહીં પણ દેશળદેવના મોઢા પર કાઇક ફેરફાર થયા તેણે જોયા

એટલામા એક અજાણ્યા છોકરાએ આવી તેને ખભે હાથ મુકયો "કાક ભટ્ટ તમે ?"

"હા કેમ ભાઇ ?"

"જરા મારી સાથે આવવાની જરા કામ છે"

"શુ કામ છે ?"

"મહારાજ બોલાવે છે" છોકરાએ નીચા વળી કાનમા કહ્યુ કાક ચમકયો તેને લાગ્યુ કે કાલની રાતની વર્તણુક માટે કાઇ શિક્ષા ાની, પણ મુગે મોઢે તેની સાથે ગયો શોભે બીજો રસ્તો લીધો અને જે ખડમા એ પહેલા ગયો હતો તેનાથી બીજી દિશામા આવેલા એક ઓરડામા તેઓ ગયા

એક સોને મઢેલા હીંચકા પર, અધીરાઇથી જયદેવ હીંચતો હતો તેના મોઢા પર ચિતા અને નિશ્ચય બે દેખાતા હતા કાક આવ્યો અને હાથ જોડી ઊભો રહ્યો એટલે તેણે હીંચકો ગભ્યો

"શોભ, જરા તુ બહાર જઈ ઉભો રહે કોઈ આવે તો કહેજે"

"જેવી આજ્ઞા" કહી શોભ બહાર ગયો

"કાક ભટ! તમે પત્ર લાવ્યા તેમા ત્રિભુવનભાઈ લખેછે કે તમે ઘણા વિશ્વાસુ અને બાહોશ માણસ છો"

"જી" કાકે કહ્યુ

"મને લાગે છે કે એ વાત ખોટી છે" ધીમેથી રાજાએ કહ્યુ કાક જરા વિસ્મિત થયો શુ આટલા માટે એને પાછો બોલાવ્યો ' તે કંઈ બોલ્યો નહીં "કાલે રાતે તમે ઘણા ગપ્પા મારતા હતા"

"ક્ષમા કરો અન્નદાતા!" જરા કાકે ગર્વથી કહ્યુ "હુ ગપ્પા નહોતો મારતો, જે કહેતો હતો તે ખરૂ કહેતો હતો"

"ત્યારે એમ કે હુ નામનોજ રાજા છુ નહીં?" જરા ગર્વથી રાજાએ પુછ્યુ

"બાપુ!' કાક ચેતી ગયો કે રાજાને કંઈ ગરજ છે એટલે તેણે પોતાનુ પ્રાબલ્ય દેખાડવા માડયુ

"ત્રિભુવનપાલ મહારાજે જ્યારે મને સલાહકાર બનાવ્યો ત્યારે અભય વચન આપ્યુ હતુ સત્ય કહેવાની રજા ન હોય તો સલાહ લેવી નહી"

જયદેવે ઉચુ જોયુ તેને લાગ્યુ કે આ માણસ તેનુ માન ભગ કરે છે પણ કાકની સામુ જોતા એવુ કે દેખાયુ નહીં સ્વાસ્થ્ય અને વિનય ની મૂર્તિ સમો, હાથ જોડી, પોતાનુ મજબુત, છટાદાર શરીર માનભેર સકોચી તે ઉભો હતો મહારાજાએ નખશીખ તેને નીહાળ્યો, તેના માસલ અગો, તેની છટાભરી ઉભા રહેવાની રીત જોઈ તેનાપર શ્રદ્ધા આવી પણ અજાણ્યા માણસ પર એકદમ વિશ્વાસ મુકવો તેને ગમ્યો નહીં

"મારે સલાહ નથી લેવી" તેણે કહ્યુ માત્ર ત્રિભુવનભાઈ અત્યા હોય તો શુ કહે તેટલુજ જાણવા માગુ છુ"

"જેવી આજ્ઞા"

"તમે એમ ધારો છો કે આ શ્રાવક શેઠો મને નમાલો કરી મુકે છે?"

"ના બાપુ! હુ એમ માનુ છુ કે એમના વડેજ પાટણની સત્તા છે'

જયસિહદેવને વહેમ ગયો, તેણે કાક સામુ ઝીણી નજરે જોયુ "એટલે?"

"ત્રિભુવનપાલ મહારાજનો અને મારો બંનેનો એ જ અભિપ્રાય છે આજે આપણું રાજ્ય ટક્યું છે તેનું કારણ આટલું જ કે શ્રાવકોને નવા રાજ્યો સ્થાપવાની આકાંક્ષા નથી, તેઓ પાટણના મંત્રીઓ બની સંતોષ પામે છે, અને ગમે ત્યાં પૈસો મેળવી આખરે પાટણમાં આવી રહે ત્યારેજ તેઓ રાચે છે

"તમે નાગર છો?"

"ના જી"

"તમે નાગરોની સત્તા દુર્જય માનો છો?"

"અન્નદાતા! એમ હું માનતો નથી ત્રિભુવનપાલ મહારાજ કહેતા હતા કે મૂલરાજદેવ મહારાજે નાગરોની સત્તા વધારી જો એમ હોય તો મૂલરાજદેવ મહારાજની બુદ્ધિને ખરેખર ધન્ય છે"

"કેમ?"

"એ લોકોને પણ પાટણ પર સ્નેહ છે શ્રાવકો જેટલો સ્નેહ નથી, છતાં જૈન સત્તાને કાબુમાં રાખવાનું તેઓ સબલ હથીયાર છે એ તો એક બીજાથી જ મહાત થઇ રહે એમ છે"

કાક! આટલી બધી માહીતી તમે ક્યાંથી મેળવી?"

"આજે ત્રણ વર્ષ થયાં મંડલેશ્વર મહારાજ મારી સાથે જરાએ જરા વાતનો વિચાર કરે છે"

જયદેવ વિચારમાં પડ્યો આ માણસપર તેને વિશ્વાસ આવ્યો "એમ છે ત્યારે હું નામનો રાજા છું એમ કેમ તમે કહેતા હતા?"

"બાપુ! મને શિક્ષા કરવા માટે આ બધું પુછો છો? ત્યારે શું કામ નકામી તસ્દી લો છો જે શિક્ષા દેશો તે હું સહન કરીશ"

જયદેવ હસ્યો "કાકભટ' તમારી શંકા ખોટી છે ત્રિભુવનભાઇને મળું ત્યાં સુધી મારે કોઇ વાત કરનાર નથી માટે પુછું છું તમને શિક્ષા કરવા નથી પુછતો."

"આપને સલાહકારની શી ખોટ?" કાકે પુછ્યું "મહાઅમાત્ય ક્યાં કોઇથી ઉતરે તેવા છે?"

જયદેવે હોઠ કરડ્યા "મે એક નિયમ કર્યો છે હવે મારે મુજાલ મહેતાની સલાહ વગર રાજ ચલાવવુ છે."

કાક વહેમાયો મુંજાલની સામુ કાવત્રામા જોડાવુ એટલે ઉંધાજ ગણપતિ બેસાડવા જેવુ થાય તેને એવી મુર્ખાઈ કરવી નહોતી

"અન્નદાતા! ક્ષમા કરો પણ જે ખ્યાતિ ખરુ કહેતી હોય અને એ પ્રસગે મારો પોતાનો થયલો અનુભવ ખરી સાક્ષી પુરતો હોય તો એકજ વાત કહીશ એ વિચાર માડીજ વાળો. જે દિવસે મહાઅમાત્ય આપની વિરુદ્ધ થયા, તે દિવસે શુ થશે તે હુ કલ્પી પણ શકતો નથી આપ ગાદી પર આવ્યા ત્યારે મુજાલ મહેતા વિફર્યા હતા તે આપને યાદ હશે?"

"હા,—હા,—હા!" કહી મહારાજ ખુબ હસ્યા "તને કોણે કહ્યુ કે મુજાલ મહેતાની સામો હુ થવાનો છુ! ગાડા! એમને તો હુ પિતાતુલ્ય ગણુ છુ એમણે જે મારે માટે કર્યુ છે તેટલુ તો કોઇએ નથી કર્યુ આ તો એ મારી કસોટી કરવા બેઠા છે—અને મારે ઓછા ઉતરવુ નથી"

"જી"

"હવે મારે શુ કરવુ?" નિખાલસ હૃદયે જયદેવે પુછ્યુ "એક આ શાતુ મહેતા સમાધાન કરી આવ્યા બીજુ ઉદાએ મારુ નાક કાપ્યુ મારી આબરુ જાય નહીં અને એને શિક્ષા થાય એવો કાંઈ રસ્તો જોઇએ હવે હુ વધારે વખત આ સહન કરવાનો નથી"

"બાપુ! શાતુ મહેતાએ જે કર્યુ તે ઠીકજ કર્યુ"

"શુ ઠીક કર્યુ—કપાળ!"

"અન્નદાતા! શાતુ મહેતા લડવા નીકળ્યા હોત તો પાટણ નવઘણ રા'એ ક્યારનુ લીધુ હોત"

"સોરઠનો!" રાજાએ ચકિત થઈ પુછ્યુ

"ઉદા મહેતા નફ્ટ થઇને બેઠા, દાદાક મહેતાએ કર્ણાવતીમા નામના માણસ રાખ્યા છે, મોઢેરામા કૈં લશ્કર નથી અહીંઆનુ લશ્કર ઉબકની સામુ જાય—પછી સોરઠીઓ આવે ત્યારે પાટણનુ શુ થાય?"

"પણ રા'ને તો પરશુરામ સાચવે છે?" રાજાએ પુછ્યુ

"બાપુ! મને તો એ ભ્રમ લાગે છે રસ્તે હુ આવ્યો તે તપાસ રાખતો આવ્યો છુ માનો નહીં માનો પણ નવઘણ રા' તો આ તકનો લાભ લઈને દડમજલ પાટણ પર આવે છે"

"આ વાતની કોઈને કૈં ખબર કેમ નથી? એમ હોય તો મામલો ગભીર છે"

"મને તો ખાત્રી છે કે મહાઅમાત્ય બધુ જાણે છે" કાકે કહ્યુ "આજે આપે નહીં જોયુ? દેશળદેવ મહારાજને તેણે પાટણમાથી કેવી યુક્તિસર બહાર કાઢ્યા? મને લાગે છે કે એનુ કારણ પણ એજ"

મહારાજા દિગ થઈ ગયા તેને કેટલોક વહેમ પડયો હતો તે ખરો ઠર્યો "પણ આજે સાજે તો અમે પણ પાટણમાથી લશ્કર લઈને જવાના છીએ, તેનુ કેમ?"

"મને પણ એની જરા સમજ નહીં પડી વખતે સાજના મહાઅમાત્ય ના પણ પાડે પણ મને ખાઈને શા સારુ બોલાવ્યો છે તે હુ જાણુછુ"

"શા સારુ?"

"દેશળદેવને ખાતર મારે મોઢે જુદુ કહ્યુ, પણ ખરો સદેશો તો મડળેશ્વર મહારાજને મારી જોડે એટલોજ કહાવશે કે તેણે, કા તો કર્ણાવતીમા લશ્કર લઈ રહેવુ, નહી તો વઢવાણ તરફ પ્રયાણ કરવુ કાકે ભવિષ્ય ભાખવા માડયુ

"ત્યારે દેશળદેવ હરામખોર છે?"

"મને લાગે છે કે એ કૈં ગડબડ મચાવી ગયા છે ખરા હુ થોડા દિવસમા ખોળી કાઢીશ"

"જો તુ કહે એટલુ ખરુ નીકળે તો, કાક, તુ પણ જબરો છે પણ ઉદા મહેતાનુ કેમ?"

"એને મહાત કરવો અઘરુ કામ છે આપની રજા હોય તો હુ કર્ણાવતી જઈ ત્યાંથી ખભાત જઈ આવુ કૈં રસ્તો સુઝશે ખરો"

"હા જરૂર જજે એને ઠેકાણે કરવો પડશે એનુ માથુ ખસી ગયુ છે" જયદેવે કહ્યુ થોડીવારે તેણે ઉમેર્યુ "દેશળદેવને જવા દેવો—"

'જેમ બને તેમ ઉતાવળે" કાકે ઉમેર્યું

"હા અમારે જવુ નહીં પણ પાટણમાજ રહેવુ, ને તમારે ત્રિભુવન-ભાઇને કહેવુ કે ઉબક સામા નહીં જતા રા' નવઘણ સામે જવુ" રાજાએ ગોખવા માડયુ,—પણ વધુ ગોખાઇ રહે તે પહેલા શોભ આવ્યો

"બાપુ! મહેતાજી આવે છે"

"કોણ મુન્જાલ?" રાજાએ જરા ગભરાઇ કહ્યુ "કાક! તુ પેલા છજામા જતો રહે"

એક શબ્દ બોલ્યા વિના, એક ફલગ મારી કાક ત્યા ભરાઇ ગયો જયદેવ નીરાતે બેઠો હોય એવો ડોળ કરી હીંચકા ખાવા લાગ્યો તેનુ હૈયુ હર્ષે નાચવા લાગ્યુ અને તેનુ મગજ મુન્જાલ અને કાકની બુદ્ધિનો વિચાર કરવા લાગ્યુ

મુન્જાલ હસતો હસતો આવ્યો તેને ખાત્રી હતી કે જયદેવ નિરાધાર થઇ બેઠો હશે અને આખરે શુ કરવુ તે તે શીખવશે તે આવ્યો અને શોભ સામે જોયુ શોભ ત્યાથી ચાલ્યો ગયો

'કેમ મહારાજ! શુ વિચાર કર્યો?" મુન્જાલ હીંચકા પર બેઠો એકાતમા આ બે વચ્ચે રાજા પ્રધાનનો સબધ જરા પણ રહેતો નહીં કાકે છજામાથી કાન માડી સાભળવા માડયુ

"દરેક બાબતની પણ તમારે મને ખબર આપવી પડશે કેટલીક બાબતની બાતમી તમને મળે છે તે મને નથી મળતી"

"હા કહો તેની કહુ" મુન્જાલ જેમ છોકરાને લડાવે તેમ બોલવા લાગ્યો

"શાતુ મહેતાના શા સમાચાર છે?'

"હમણા સજ્જન મહેતાનો લક્ષ્મણ આવી ગયો તે કહે છે કે ઘણુ ખરુ સમાધાન થઇ ગયુ. પછી કૈ?"

"રા' નવઘણ કયા છે?"

મુન્જાલ ચમકયો "કયા છે તે મને ચોક્કસ ખબર નથી

"એણે પાટણ પર સ્વારી કરવાની શરુઆત કરી છે" જયસિંહદેવે જરા ડોળ ઘાલી કહ્યુ મુન્જાલ વધારે ચમકયો, આ વાત જો બહાર પડી જાય તો લોકોમા ગભરાટ વધે એમ એનુ માનવુ થયુ

"અને અહીંઆ કાવત્રાબાજો પાટણને દગો દેવા તૈયાર છે"

"શું કહો છો?" રાજાને મળેલી ખબર કેમ અને કોણે આપી તે ન સમજાતા મહાઅમાત્ય જરા ગુંચવાયા

"વિચાર કરતા મને લાગે છે કે મારી ભુલ હતી શાંતુ મહેતાએ બાહોશી અને દુરઅંદેશી વાપરીનેજ આ સમાધાન કર્યું હોય એમ દેખાય છે"

"જયદેવ! આ ડહાપણ ક્યાથી આવ્યું?"

"તમારા જેવા મંત્રીના સહવાસથી" જયદેવે રોફબંધ હસીને કહ્યું છજામા કાક પણ હસવા લાગ્યો મુંજાલ જીંદગીમા પહેલી વખત ગુંચવાડામા પડી આસપાસ જોવા લાગ્યો "વારુ પછી?" તેણે કહ્યું

"મને ખાત્રી થઇ છે કે અત્યારે વધારે ભય રા' નવઘણનો છે, માટે એને પાધરો કરવો જોઇએ આપણે સાજે શાંતુ મહેતાને મળવા લશ્કર લઇ નથી જવુ અને દેશળદેવ છો જતો એને જમવાનુ નોતરુ કહાવીએ કે એ અહીંઆથી સીધોજ જાય" જયદેવે સત્તાથી પોતાના ફરમાનો કહેવા માંડ્યા

મુંજાલ મુગે મોઢે જોઇ રહ્યો

"અ—બીજું" જયદેવે આગળ ચલાવ્યું "પેલા ત્રિભુવનભાઇએ માણસ મોકલ્યો હતો—એનુ નામ શુ?"

આ જુઠાણાથી કાકનુ હસવુ માયુ નહીં, તેનો શિષ્ય તેને ઉસ્તાદ લાગ્યો

"કાક" મુંજાલે કહ્યું તે જરા દીંગજ થઇ ગયો આ બુદ્ધિ બાળા રાજામા ક્યાથી આવી?

"હા. કાક તેને તમે કહી દેજો કે ત્રિભુવનભાઇને કર્ણાવતી રહેવાનુંજ કહે નહીં તો વીરમગામ તરફ જાય"

"જયદેવ! જયદેવ!" મુંજાલે હીંચકા પરથી ઉતરી તેની સામુ ફરતા કહ્યું, "જો આ વિચારો તમારાજ હોય તો મારો ધન્યવાદ, તમારા આગળ ચક્રવર્તીઓ પણ ધુળ ચાટશે તમારી નજર બરોબર છે આજે પાટણનો રાજા પાટણને લાયક થયો ખરો"

કાક મનમા ફુલાયો, આ ઘડીએ પાટણનો રાજા તો તે પોતે હતો

"મંત્રીરાજ! તમે પણ આમજ ધારો છો?"

"હા ! મને તો લાગે છે કે મારા વિચારોજ તમે ચોરી ગયા "
"ગમે તેવો પણ તમારો શિષ્ય ને" જયદેવે ગર્વથી હસતા કહ્યુ
"ઠીક ત્યારે હુ જાઉ છુ શોભને મોકલી દેશળદેવને બોલાવજો "
"હાસ્તો "
મુ જાલ ઓરડામા ચારે તરફ તીક્ષ્ણ દૃષ્ટિ નાખીને બહાર ગયો. મનમા ને મનમા તે બબડયો "આ કોણ પાકયો છે ? જરા ધ્યાન આપવુ પડશે "
તે ગયો એટલે રાજા છજામા જોવા ગયો. કાક બીજે છેડે ઉભો ઉભો કમરબધ ફરીથી બાધતો હતો.
"કાક ?"
"બાપુ !"
"મે મુ જાલ મહેતાને કહ્યુ છે કે તારી જોડે શો મ દેશો મોકલવો મને લાગે છે કે રા' નવઘણનો બહુ ભય નથી "
કાક મનમા બબડયો "જો જુઠ્ઠો" મોઢેથી તેણે કહ્યુ "જી "
"તુ કર્ણાવતી થઇ ખભાત જજે, અને મને સ દેશો કહાવજે,"
"જેવી પ્રભુની આજ્ઞા" કહી તે પગે લાગ્યો અને રજા લીધી

---

# પ્રકરણ ૭ મુ
## કાશ્મીરાદેવી

કાક પોતાની ચતુરાઇથી' હરખાતો મહેલમાથી આગલા ચોકમા નીકળ્યો. દહાડો ચઢવા લાગ્યો હતો એટલે તેને પણ ભુખ લાગી હતી પણ સજ્જન મહેતાના ઘરનુ અન્નજલ લેવાનુ તેના નશીબમા હજી લખ્યુ' નહોતુ.
એક પાર્શ્વક સામે આવ્યો.
"ભટજી ! લાટથી આપ આવ્યા છો ?"
'હા ભાઇ કેમ ?"
'મારી સાથે ચાલો બા બોલાવે છે "
"કાક જરા ચકિત થયો. કોણ મીનળબા ?"
"પાર્શ્વક હસ્યો, ના ! કાશ્મીરાબા."

"એ અહીંઆ છે? મારા મનમા કે તે મીનળબા સાથે હશે ચાલો આવ્યો" કહી કાક પાર્શ્વકની સાથે ત્રીજી વખત મહેલમા પેઠો તેણે પાટણમા આવતાજ નવા નવા ચમત્કાર જોયા હતા, અને આ કેવો નીકળશે તેનો તેણે વિચાર કરવા માડ્યો

ત્રિભુવનપાલનો તે વિશ્વાસુ નોકર હતો, એટલે તેની સ્ત્રી કાશ્મીરાદેવીની ખ્યાતિથી તે અજાણ નહોતો "પાટણની પ્રભુતા"મા વર્ણવેલી તેની બાલ્યપણની કારકીર્દિ પટ્ટણી યોદ્ધાઓ પાસે તેણે સાભળી હતી મડલેશ્વર મહારાજ પોતાની અર્ધાંગનાને કેવા નિશ્ચલ પ્રેમથી પુજતા હતા તેની તેને ખબર હતી, અને પોતાના સેનાપતિની આવી બાહોશ સ્ત્રીને જોવાની તેને હોસ હતી

ત્રિભુવનપાલની માનીતી સ્ત્રી, અને મીનળદેવીની ફટવેલી ભત્રીજી કાશ્મીરાદેવીનુ પાટણમા સ્થાન અદ્ભુત હતુ બધા પટ્ટણીઓ તે જાણે પાટણની રાજ્યલક્ષ્મી હોય એમ માનતા હતા શૂરવીરો, મુત્સદ્દીઓ, ધર્મધુરધરો, કવિઓ અને ચારણો બે જણને એકમને અગ્રસ્થાન આપતા પુરુષોમા મુજાલ—સ્ત્રીઓમા કાશ્મીરાદેવી

તે જયદેવને નચવતી, મીનળબાને કેટલીક વખત હફાવતી, મત્રીઓના મુત્સદ્દીપણાને ઉધુ વાળતી, યોદ્ધાઓને આયુધો વાપરતા શીખવી શરમાવતી, કારભારીઓને પજવી તોબા પોકરાવતી, છતા દરેક જણ સ્નેહભરી, માનભરી, આખે તેનો આદર કરતા પાટણની રાજ્યસત્તાની મૂર્તિ સરખો મુજાલ પણ પોતાના શાસનો કાશ્મીરાદેવીને તોડવા દેતો

અનુચર કાકને મહેલના પાછલા ભાગમા લઇ ગયો ત્યા એક રૂપવતી સ્ત્રી બેઠી હતી તેના પગ વચ્ચે એક ત્રણ ચાર વર્ષનો છોકરો જબરજસ્તીથી તેણે ઉભો રાખ્યો હતો છોકરો પગમાથી છટકી જવા ફાફા મારતો હતો, અને યુવતી એક હાથે તેના વાખા વાળ પકડી, બીજે હાથે એક સોને મઢેલી કાસકી સાહી, વાળ હોળવાની તૈયારી કરતી હતી

કાક ઉમરાપર જરા થોભ્યો, આ સ્ત્રી કોણ હશે તે તે જાણતો નહોતો એટલે અદબમા દૂરજ ઉભો રહ્યો

"બા!" અનુચરે કહ્યુ

"કેમ ?" યુવતીએ ઉચુ જોયુ "અહો! કોણ ભટજી? આવ" ગૌરવથી કાકને આદર આપતા સ્ત્રીએ કહ્યુ

કાકે તેને પ્રણામ કર્યાં કાશ્મીરાદેવી ઉચી અને સશકત હતી, તેના મોઢાની રેખાઓ ગૌરવશીલ અને ભરેલી હતી વીસ વર્ષની ઉમ્મરે પણ તે આધેડ વયની હોય એવી લાગતી છતા તેના હાસ્યમા અને આખમા વિદ્યુતનો ચમકારો હતો, તે ચમકારાએ શબ્દો કરતા પણ વધારે સત્કાર કર્યો

"તુ લાટથી આવ્યો?" તેની બોલવાની રીતમા આતુરતા હતી, છતા કૈંક મુજાલ મહેતાની સત્તાદર્શક રીતનુ આછુ અનુકરણ દેખાતુ હતુ

"હા બા! મડલેશ્વરમહારાજ ખુશી આનદમા છે અને પ્રભુ કરશે તો થોડા વખતમા આવી લાગશે"

"કૈં કાગળ પત્ર નથી આપ્યો?"

"મારા મહારાજે ધાર્યું કે આપ મોટાબા સાથે જાત્રાએ ગયા હશો" કાકે મીઠાશથી ઉમેર્યુ

"મારા શા ભોગ લાગ્યા છે?" અરે લુચ્ચા!—આ છેલ્લા શબ્દો કાશ્મીરાદેવીએ પેલા છોકરાને સબોધ્યા તે આ વાતનો લાભ લઇ દેવીના પગ વચ્ચેથી નાઠો અને આઘે એક ખુણામા જઇને ઉભો તે આ છુટકારાથી આનદ પામી હસતો હતો

"ઉભો રે કુમારીયા!" કાશ્મીરાદેવીએ કહ્યુ, અને તેણે કાકને કહ્યુ, "જરા એને અહીંઆ લઇ આવ તો"

'હા જી" કહી કાક છોકરા તરફ ગયો છોકરાની મુખરેખા તેના બાપના જેવી હતી, અને તેનુ બુદ્ધિદર્શક તેજ આકર્ષક હતુ કાકને પોતાના માલીકના પુત્ર તરફ હેત આવ્યુ

"ભાઇ—ભાઇ! આવો જોઇએ"

છોકરાએ મુઠીઓ વાળી, અને ખુણામાથી કાકની સામે ડોળા ધુરકાવવા માડયા

"મારીશ!" તેણે કાકને ધમકી દીધી કાક ધીમે ધીમે તેની પાસે ગયો

"ભાઇ! ચાલો તો ખરા તમારા બાપુએ કૈં કૈં મોકલ્યુ છે જુઓ આવો!"

"બાપુ ગામ ગયા છે" છોકરાએ જવાબ દીધો

"અરે જોયા શુ કરે છે? એ વળી આમ માનવાનો છે? પકડની એને" પાછળથી કાશ્મીરાદેવીનો હુકમ થયો કાક તેને પકડવા ગયો, પણ તે સટકી ગયો

"એ એમ નહીં માને પકડ"

કાકે છોકરાને પકડયો. કાકને પોતાના માલીકના છોકરાને હાથમા લેતા જરા ક્ષોભ થયો તેમા છોકરાએ જોરથી કુદાકુદ કરવા માડી, હાથ અને પગ વડે જેટલા પ્રહારો કાકને કરી શકયો તેટલા કર્યા, અને મોઢેથી કાન ફાડી નાખે એવા "મુકીદે—મુકી દે"ના ચીસાડા પાડવા માડયા કાકને હાથમા લઇને આવતા મહા મુશ્કેલી પડી તેને ખબર નહોતી કે તે પોતાના હાથમા ગુજરાતના ભાવિ સમ્રાટ્ કુમારપાલને ઉચકી જવાનુ મહા કાર્ય કરતો હતો કાકની મુશ્કેલી જોઇ કાશ્મીરાદેવી હસવા લાગી

એકદમ પાછળથી એક સવાલ આવ્યો "કુમાર આ શુ કરે છે?"

"કાક ચમક્યો, અને ક્ષુભિત થયો, કુમારપાળની ચીસો એકદમ શાત થઇ ગઇ કાશ્મીરા એકદમ હીંચકા પરથી ઉભી થઇ છેડો સ કેલવા મડી ગઇ મુજાલ મહેતાએ કાકને કહ્યુ

"કાક ભટ! એને ભોયપર મુકીદો"

કાકે કાશ્મીરા સામે જોયુ, પણ તે કઇ બોલ્યા નહીં એટલે કુમારને ભોય પર મુકયો તે પણ તદ્દન ચુપ થઇ ગયો હતો

"કેમ અલ્યા! તોફાન કરે છે કે હુ? આમ આવ" છોકરો ધાકનો માર્યો, ડાહ્યુ મોઢુ રાખીને ગયો "મામા હવે તોફાન નહીં કરુ"

"ઠીક ચાલ ત્યારે ચોટલી હોળાવ" એટલામા કાશ્મીરાદેવીએ પાસે પડેલો બાજઠ મુકયો, અને મુજાલ મહેતા તેના પર બેઠા થોડે દૂર બેસી કાશ્મીરાદેવીએ ડાહ્યા થઇ ગયલા કુમારના વાળ હોળવા માડયા

"કેમ કાકભટ ક્યાથી આવ્યા?"

"મે બોલાવ્યા"

"હુ પણ તે ખબરજ કહેવા આવ્યો હતો ત્રિભુવનનો પત્ર હતો કાકભટ તો એના મિત્ર થાય બેસો, બેસો" મત્રી મીઠુ હસ્યા કાક જરા

મલકાયો, મહાઅમાત્ય પણ તેના પર ખુશ હતા કાક પોતાના પતિનો માત્ર સુભટજ નથી પણ મિત્ર છે જાણી, કાશ્મીરાદેવીએ પણ એક હાસ્યકિરણ તેના તરફ ફેંક્યુ કાક વિનયથી દૂર બેઠો

"તમે રાજગઢમાજ છો? મારા મનમા કે તમે સજ્જન મહેતાને ત્યા ગયા હશો"

"ના જી હજુ નથી ગયો"

"તમે જયદેવ મહારાજા પાસે ગયા હતા?"

"ના જી" કાકને તદ્દન જુદુ બોલવુ ઠીક નહીં લાગ્યુ 'મને તેમણે બોલાવ્યો હતો"

"ત્રિભુવન ભોગપુર ન જાય પણ વીરમગામ જાય એવી તમે સલાહ આપી હતી?"

કાકે જાણ્યુ કે મુંજાલ, તેણે ખાનગી સલાહ આપી તેની ચોરી પકડતો હતો પણ તેમાથી કેમ બચવુ તે સુઝયુ નહીં આખરે તેણે વાત ફેરવી

'આપને ખબર તો હશે કે નવઘણ રા' ગુજરાતપર ચઢાઈ કરવાની તૈયારી કરી રહ્યો છે?"

હા અને હુ એમ પણ જાણુ છુ કે તેણે કોઈ છુપો ભેદુ અહીંયા મોકલ્યો છે, તે તમારો દોસ્તદાર થાય છે, તે તમારી સાથે સજ્જન મહેતાને ત્યા ઉતર્યો છે, અને અત્યારે તમે ત્યા જવા એકે પગે થઈ રહ્યા છો એવી શીખામણ આપી અમને ફસાવવા નહીં માગતા હો તેની શી ખાત્રી?"

મત્રીની આખમાથી જાણે તેજના ફુવારા ફુટતા હોય એમ લાગ્યુ

કાકનો ફુલાટ જતો રહ્યો, મુંજાલની સચોટ પ્રશ્નાવલિએ તેના અભિમાન પર ઘા પર ઘા કર્યા રાજ્યકર્તાઓએ આવો સારો આદર આપ્યો, જયદેવ મહારાજે તેને સલાહકાર બનાવ્યો, તેમની સલાહથી મહાઅમાત્ય પણ ઢીંગ બની ગયા— આ બધા અનુભવોએ પેદા કરેલો તેનો ગર્વ ન રહ્યો તે ગભરાઈ ગયો અને કહેવા માડયુ

"અન્નદાતા! મડલેશ્વર મહારાજનો પત્ર—"

"હા એ બીચારો ભોળો છે તમે કાલે કહ્યુ હતુ કે ભુલ થાય કરવી કહી ગભીર છે'

"મહારાજ! આપને ખબર નથી કે મંડલેશ્વર મહારાજની મે કેટલી સેવા બજાવી છે" માનભંગ થયેલા કાકે ગરવાઇ જઇ જવાબ આપ્યો "શું કરું કે તે છે નહીં આપને જે ખાત્રી જોઇએ તે આપું"

સામે બેઠેલો આ તેજસ્વી નર-સિંહ—જે અત્યારે પાટણની સત્તાની મૂર્તિ બની પોતાનો પ્રતાપ તેને દાખવતો હતો—તેના તેજમાં કાક અંજાયો તે પોતાની લઘુતાથી શરમીન્દો બન્યો તેને થયું કે આ મુત્સદ્દી મંત્રી આગળ તે એક કાચી, ટુંક બુદ્ધિના બાલક જેવો હતો

"શા માટે તમે મહારાજને એવી સલાહ આપી કે અમારે ભોગ-પુર તરફ નહીં જવું?"

"રા' પાટણપર ધસી આવે છે એમ માર માનવું છે તેથી" કાકે કહ્યું તે ભુલી ગયો કે મંત્રીએ ચતુરાઇથી તેની પાસેથી જાણી લીધું હતું, કે તેણેજ મહારાજને સલાહ આપી હતી

"એનું પરિણામ શું તે તમને ખબર છે?" મંત્રીએ પુછ્યું "ઉબક સાથે સમાધાન કરવું પડશે"

"મારા માનવા પ્રમાણે મહારાજ, હાલ એ ખોટું નથી"

"કોણે કહ્યું? તમને પાટણની કૈં ખબર છે!" ઠપકો દેતો હોય તેમ મુંજાલે કહ્યું "પાટણના ઘણા યોદ્ધાઓ અને બધા અમારા શ્રાવકો એ સમાધાનથી ખુશ થશે એમને સમાધાન જ જોઇએ છે!"

'ત્યારે એમાં શું–'

"શું ખોટું?" જરા ભ્રુકુટી ચઢાવી મુંજાલે કહેવા માંડ્યું તું અજાણ્યો માણસ છે, તને કહેવામાં શું માલ? ઠીક પણ તું ત્રિભુવનનો મિત્ર છે એમ ધારીને કહું છું' કહી મુંજાલે એક નટની ખુમીથી ગુસ્સાનો આવેશ છોડી જરા હસવા માંડ્યું આ એકાએક ફેરફાર જોઇ કાક ચકિત થયો માણસને મહાત કરવાના શા શા દાવો મુંજાલ મહેતાને આવડતા હતા તેનું એને હજુ ભાન નહોતું મુંજાલે અવાજ ધીમો કરી આગળ ચલાવ્યું

"આ સમાધાન થશે તો પાટણમાં એક માલવાનો પક્ષ છે તે સબલ થશે, અને સાધુઓ અમારી * પુરાણુ શરૂ કરશે તેનું પરિણામ ખબર છે?"

* અહિંસા

"ના જી"

"માલવા મોટુ છે, તેમા એક તત છે, તે પાટણને ખાઇ જશે અને અમારા શ્રાવકો અમારીનુ ભજન કરી અવતીના પરમારોના દાસ થઇ રહેશે"

કાક ઉંડા વિચારમા પડયો આ પ્રકરણનો તેને જરાએ ખ્યાલ નહોતો મત્રી જરા થોભ્યા એટલે કાક વચ્ચે બોલ્યો "પણ હમણા શાતિ કરીએ, પછી જોઇ લેવાશે"

"ગાડા! શાતિ એટલે સ્મશાનની તૈઆરી જયદેવ મહારાજને ચક્રવર્તી થવુ હોય તો એકજ રસ્તો છે જાલધરની માફક સોમનાથ પ્રભુ પાસે માગી લે કે વઢો નહીં તો વઢનાર આપો, સમજયો?" કહી મુજાલ હસ્યો તેણે કાકને ઠેકાણે આણ્યો હતો, પોતાના મુત્સદ્દીપણાની સત્તા તેના પગ બેસાડી હતી, અને કાકની પોતાના બુદ્ધિબલમા શ્રદ્ધા તદ્દન જતી રહી હતી

"આપનો અર્થ હુ સમજયો' ઉંડા વિચારમા ડુબેલો હોય એમ કાકે જવાબ આપ્યો મુજાલે પોતે તેની સલાહને ત્યારે શા માટે વખાણી હતી? એ પ્રશ્ન એટલો ગહન લાગ્યો કે તેનો નિર્ણય કરવો તેણે છોડી દીધો માત્ર મત્રીનુ વ્યક્તિત્વ, તેની બુદ્ધિ અને તેનુ વાક્પાટવ જોઇ તેણે અત્યારે સતોષ માન્યો.

"રાજ્યકારભાર એ કૈં છોકરાઓની રમત નથી એમા સલાહ આપવી એ સહેલ નથી"

"પ્રભુ! કયા આપ અને કયા હુ? આપની બુદ્ધિ આગળ દશ-દિશાના રાજ્યો કાપે તો મારુ શુ ગજુ?"

"આનું નામ ખુશામત" મુજાલ મહેતાએ જરા તિરસ્કારમા કહ્યુ અને પછી ઉમેર્યું "ભટજી! તમે હોશીઆર છો તમારી રીતભાત મને ગમે છે પણ કુદાકુદી કામની નહીં"

કાકનુ હૃદય અલ્પતા પામ્યુ હતું, અને પોતાનું અને મત્રીનુ સ્થાન કયા હતું તેનુ ભાન થયુ હતુ નીચે મોઢે તેણે શીખામણો સાભળ્યા કરી



# પ્રકરણ ૮ મુ

## મામાજી અને ભાણેજવહુના પ્રશંસનીય નિર્ણય

"ચાલો ત્યારે તમારી વાત કબુલ રાખીએ અમે અહીંઆજ રહીશુ, અને તમે ત્રિભુવનને કહી આવો કે વીરમગામ નહીં પણ નવકાંઠા તરફ જાય એ જગ્યાએ નવઘણ આવે તો પકડવો સહેલ થશે"

જેવી અન્નદાતાની આજ્ઞા"

"પ્રસન્ન!" કાશ્મીરાદેવી અત્યાર સુધી મુગે મોઢે કુમારનુ માથુ હોળા બેસી રહી હતી તેના તરફ ફરી મુંજાલે કહ્યુ "હવે કૈં ત્રિભુવનને કહાવવુ છે?"

'ના" જરાક હસીને કાશ્મીરાદેવીએ કહ્યુ

ચાલ કુમાર' અહીંઆ આવ' જરા ટોળમા મુંજાલે કહ્યુ "આ ભૂદેવને જેજે કર તો જો તારા બાપુ પાસે જાય છે તારે જવુ છે?"

કુમાર તેની મા પાસ બેઠો હતો તે ઉઠયો અને મુંજાલ પાસે આવી અધવચ્ચે ઉભો "બાપુ પાસે" તેણે પોતાની ઇચ્છા દર્શાવી

'નહીં" મુંજાલે હસીને કહ્યુ તને તો હુ રાખવાનો તને તો હુ મારો દીકરો કરવાનો છુ આમ આવ–અરે! મારી પાસ તો આવ" કહી નીચા નમી મંત્રીએ તેનો હાથ પકડયો અને પાસે ખેંચ્યો ધાકનો માર્યો કુમાર પાસે આવી શકયો નહી, તેમ તેનાથી ના કહેવાઇ નહીં આખરે તે ધસડાઇને આવ્યો અને મંત્રીએ તેને છાતી સરસો ચાપ્યો

'તુ મોટો થશે ત્યારે આ કાકભટ સાથે લડવા મોકલીશુ વારુ! કાકભટ' તમારા લાટમા હવે કેટલુ તોફાન રહ્યુ છે?"

અન્નદાતા' ઘણોખરો ભાગ તો સર થયો છે પણ છુટાછવાયા ગજ્યો હજી બહુ પજવ્યા કરે છે'

"એનો અંત ક્યારે આવશે?"

"તે કેમ કહેવાય? સેનાપતિ ધ્રુવ છે ત્યા સુધી કે કહેવાય નહીં"

"એ ક્યા છે?"

'તેજ કળાતુ નથી જબુસરથી તે તાપી કાંઠા સુધી તેની હાક

વાગે છે અને સાથે મૃણાલકુંવરીને લઇને ફરે છે એટલે અમારા લોકો તો તેને જુના મહારાજાઓનો પ્રતિનિધિ માને છે"

"મૃણાલકુંવરી તો પદ્મનાભ મહારાજની છોકરી ને? પદ્મનાભ તો પેલો—જેને મે માર્યો હતો તે" કાશ્મીરાદેવી જાણતી નહીં હોય એમ ધારી મુંજાલે તેને સમજાવ્યુ

"એમ કે!"

"ના જી" કાકે કહ્યુ "પદ્મનાભ મહારાજના કુંવરની"

"ત્યારે એનો રસ્તો એ કે મૃણાલકુંવરીને પાટણ લઇ આવીએ ને ધ્રુવને સેનાપતિ બનાવી માલવે મોકલીએ"

"અન્નદાતા! એવુ કૈં કર્યા વિના લાટનુ તોફાન શમવાનુ નથી મૃણાલકુંવરી જ્યા હોય ત્યા લાટનુ જુનુ ગૌરવ સતેજ થાય છે પણ તેને પાટણ કેમ લવાય?"

"એકજ રસ્તો છે ત્રિભુવનને કહીએ કે પરણી જા કેમ કુમાર! તારે નવી બા આવે તો કેવુ?" કહી મંત્રીએ કાશ્મીરાદેવી સામુ જોયુ તે જરા શરમાઇ નીચુ જોઇ રહી હતી પણ તેની આંખો અને મોઢાનો ભાવ તોફાની થઇ ગયા હતા

"એ વાતની સૂચના તો મે મંડલેશ્વર મહારાજને કરી હતી"

"ત્યારે શુ વાંધો? કેમ પ્રસન્ન! તારે કે વાંધો છે?"

"માલીકની મરજીમા આવે તેમ કરે એમા હુ શુ કહૂ? પણ હુ તો જાણતી હતી કે એક પર બીજી બૈરી કર્વી બહુ ખરાબ વાત છે" કાશ્મીરાદેવી હસી મુંજાલ મહેતા ફરીથી પરણવાનો વિચાર નહોતા કરતા અને તેથી તેના ઘણાખરા સગા અસંતોષમા રહેતા અને લાડકી દીકરી જેવો છુટ લે તેવી છુટ લઇ પ્રસન્ને આ ટાણો માર્યો હતો તે તે સમજ્યો જવાબમા મંત્રી હસ્યા કાક આ શબ્દોનો અર્થ સમજ્યો નહીં, પણ મંત્રીનુ સ્નેહાળ હસવુ તેને ઘણુ આકર્ષક લાગ્યુ પણ તેના અવાજમા જરા કંપતા હતી

"એમ?" મંત્રીએ મજાકમા પુછ્યુ "તુ તો બધુજ જાણે તો ઠીક છે, ત્રિભુવનને આવવા તો દે કાકભટ? ત્યારે ઉંડો લાટનું પણ કૈં કરશુ

કાકે નમસ્કાર કર્યા અને ત્યાથી રજા લીધી પણ મંત્રીએ સામા નમસ્કાર કરવા હાથ લીધો કે કુમાર જે અત્યાર સુધી તેના ખોળામા કેદ થઇને બેઠો હતો તે ઉઠીને દોડી ગયો

"અરે તારી! તુ પણ મારી પાસે નહીં રહેવાનો! વાર" કહી મંત્રી હસ્યા અને ઉઠયા પણ તેના હસવામા ખિન્નતા હતી

"મામાજી! તમારી તબીઅત કૈં ઠીક નથી લાગતી?"

"કોણે કહ્યુ?" જરા ગર્વથી પોતાના સશક્ત, સ્નાયુવાળા, ઘાટીલા શરીર તરફ નજર નાખી મંત્રીએ પુછ્યુ

"તમે ચિંતાતુર લાગો છો" ગંભીર અર્થભરી દૃષ્ટિએ મુંજાલના મોઢા સામે જોઇ પ્રસન્ને પુછ્યુ

"નારે બ્હેન! કૈં નથી આ ખટપટોની દુગ્ધા ઓછી છે?" કહી મંત્રી ત્યાથી ગયા કયાસુધી કાશ્મીરાદેવી જોઇ રહી ઘણા વખતથી તે એક વિષય પર વિચાર કરી રહી હતી અને તે વિચારમાલા પાછી તેણે આજે લીધી તેની આખોમા જે તોફાન ચમકતું હતુ તેજ તેના વિચારનુ કૈં પ્રતિબિમ્બ પાડતુ હતુ

કુમારને આ મૌન પસંદ નહીં પડયુ, તેણે કાશ્મીરાદેવીનો છેડો માથા પરથી ખેચી કાઢયો તેનાથી પોતાનુ માન નહીં વધ્યુ એટલે એક લટ લઇ ખેચવા માડી

"શુ કરે છે?" પ્રસન્ને પુછ્યુ

"કેમ બોલતી નથી?"

"કેમ તે કારણે સ્તો એક મામીજી લાવવી છે."

* * * * *

મુંજાલ મહેતા ત્યાથી નીકળ્યા ત્યારે તે લાટમા ચાલતા તોફાનોના વિચાર કરતા હતા, અને કાકને ઉપયોગમા લેવાય તેવી યુક્તિ શોધતા હતા થોડીવારે તે બબડયા "એજ વાત ઠીક છે મૃણાલકુંવરીને ત્રિભુવન જોડેજ પરણાવવી જોઇએ"

## પ્રકરણુ ૯ મું

### જેમાં વિશળભા વિજયાદેવીનુ શરણુ લે છે

કાક સજ્જનમત્રીને ત્યા ગયો ત્યારે કૃષ્ણુદેવને દીઠો નહીં, અને એક બે જણુ પાસે તપાસ કરાવી પણુ તે કયા છે તે કૈ જણુાયુ નહીં પણુ ધનપાલ તેને રાધવાની સામગ્રી આપવા ઘરના પાછલા ભાગમા લઇ જતો હતો એટલામા વિશળદેવ હાફ્લોફ્લો આવ્યો, અને કાકની સાથે બોલ્યા વિના જ તે ઉતર્યો હતો તે તરફ જવા લાગ્યો

' કેમ ભાઇ! આમ ઉતાવળા ?'' કાકે પુછ્યુ

" જરા કામ છે "

" પણુ કૃષ્ણુદેવ ત્યા નથી જરા બેસવુ પડશે " જરા ટોળમા કાકે કહ્યુ " બેસોની અહીંઆજ "

" ના, ના, મારે હાલ તો જરુરી કામે જવુ છે "

" ત્યારે ફરીથી આવજો કેમ તમારા મોટાભાઇ ગયા ? "

" ના રે રાજગઢમાથી નોતરુ આવ્યુ છે અને ત્યાથી બારોબાર જવાના છે "

" અહો શુ જુલમ છે ? નકામા બીચારાનો સુખનો જીવડો દુ ખમા નાખે છે "

" અરે એ વાત જ જવાદોની " ઘણોજ કચવાઇ ગયો હોય એમ વિશળે કહ્યુ

" કાકભટજી! આમ આવજો " બીજા ઓરડામાથી ધનપાલનો અવાજ આવ્યો

" એ આવ્યો " કાકે કહ્યુ " વિશળદેવજી! ચાલો ત્યારે હુ તો જાઉ છુ કૃષ્ણુદેવને કૈં સ દેશો કહેવો છે ? " તીક્ષ્ણુ દૃષ્ટિથી વિશળના વિચાર પારખવાનો પ્રયત્ન કરતા કાકે કહ્યુ

" ના રે માત્ર—ના કૈં નહીં " કહી વિશળ ગયો ત્યારબાદ કાકે રાધ્યુ અને જમ્યો, અને પછી સજ્જ થવા તે ગયો ત્યારે કૃષ્ણુદેવ તેને મળ્યો

" કૃષ્ણુદેવ! વિશળદેવજી તમને મળવા આવ્યા હતા. તમે કયા ગયા હતા ? "

"એટલે મારે અહીંઆ જ ખીલીની માફક ખોસાઇ રહેવુ?"

"એને કૈં ઘણુ જરુરનુ કામ હતુ કે વાત કહેવી હતી"

"મારી જોડે?" કૃત્રિમ આશ્ચર્ય દેખાડી કૃષ્ણે પુછ્યુ

"હા એ તો એમ કહેતો હતો

"હશે"

"તમે દેશળદેવ મડલેશ્વરને ઓળખો છો કે શુ?"

"હા." કૃષ્ણદેવે કહ્યુ "મારૂ ગામ એના મડલમા જ છે તમે રાજગઢ જઇ શુ કરી આવ્યા?"

"કૈં નહીં માત્ર દેવોના દર્શન પામ્યો હજુ ફરીથી જવાનુ છે" કાકે કહ્યુ

બન્ને જણે થોડી વાર ઉપર ટપક વાત કરી અને કાક પાછો રાજગઢ તરફ જવા નીકળ્યો

કાકને કૃષ્ણદેવ વીશે વહેમ તો પહેલેથીજ હતો અને તેમા મુજાલ મહેતાની વાતોથી તેને પૂર્તિ મળી હતી અત્યારે વિશળદેવ આવી ગયો હતો તેથી તે વહેમ સાચો છે એમ તેને લાગ્યુ કૃષ્ણદેવ કોણ છે, કેમ અહીંઆ આવ્યો છે, વિશળદેવ શુ પુછવા માગે છે તે વીશે તેણે અનેક તર્ક—વિતર્કો, કર્યા, પણ તે કૈં નિર્ણય કરી શકયો નહીં અને જેમ નિર્ણય ન થયો તેમ એ ભેદ પામવાની તેની ઇચ્છા વધતી ગઇ

મુજાલ મહેતા જોડે વાત કરતી વખતે તે મુઝવાઇ ગયો હતો, અને મત્રીના તેજસ્વી વ્યક્તિત્વ આગળ તે ઝાખો બન્યો હતો તે ગઢમાથી નીકળ્યો ત્યારે મત્રીના પાદ પુજવા જેવી પૂજ્ય બુદ્ધિ તેનામા પેદા થઇ હતી પણ બહાર નીકળી જ્યારે એકલો વિચાર કરવા લાગ્યો હતો ત્યારે તેને એક તો ખાત્રી થઇ હતી કે તેણે મહારાજાને દર્શાવેલા વિચારોજ ખરા હતા, મહાઅમાત્ય તેમા સમત હતા, અને તેમ છતા માત્ર પોતાને ગભરાવવા ખાતરજ મત્રીએ આવી રીતે વાત કરી, તેને આજી નાખ્યો હતો કાકને મત્રી માટે પૂજ્ય બુદ્ધિ હતી પણ તેણે એના મુત્સદ્દીપણા માટે જે અભિપ્રાય દર્શાવ્યો હતો તે એને રુચ્યો નહીં મનમા ને મનમા તે બબડવા

લાગ્યો "મત્રીરાજ! તમે પણ મને ઠીક દબાવ્યો હરકત નહીં યાદ રાખજો, તમારી પાસે એક દિવસ કબુલાવીશ કે કાક મુત્સદ્દી છે તમે મહાપુરુષ છો, સર્વસત્તાધિકારી છો, તો ભલે પણ તમને થાપ આપુ, તમને પણ દેખાડુ કે લાટનુ પાણી કેવુ છે, અને તમારી પાસેજ રાજ્ય તત્રમા મારો એકડો સામેલ કરાવુ ત્યારે મારુ નામ કાક પણ એ કરવુ કેમ? મહારાજાને તો ખાત્રી આપી છે ને ઉદા મહેતા જો સાડસામા આવે તો તો બેડો પાર આ કૃષ્ણદેવનો ભેદ કે છે ખરો જો એ મળે તો પણ સારુ પેલા વિશળ વગર કે પત્તો ખાવાનો નથી વિશળજ્ઞા! તને પણ પ્રભુએજ મેળવ્યો છે" આમ બોલતો બોલતો કાક રાજગઢ જવાને બદલે દેશળદેવ મડળેશ્વરનુ ઘર પુછતો પુછતો ત્યા ગયો તેનો મહેલ રાજગઢની બાજુમાજ હતો તપાસ કરતા કાકને માલમ પડ્યુ કે દેશળદવ પાટણથી મધ્યાન્હે નીકળી ચુકયા હતા, અને તેને ઓવારા સુધી વિદાય કરી આવી વિશળદેવ પોઢી ગયા હતા કાકને મનમા જરા હસવુ આવ્યુ જ્યારે માલવસેના પાટણ પર ધસતી આવી હતી, જ્યારે રણવીરો દુદભિઓના નાદથી થનથની ઉઠ્યા હતા ત્યારે વિશળદેવ મહા રાજ નીરાતે ઉંઘતા હતા ઘડી એક ત્યા કાકે વાટ જોઈ આખરે તે વધારે ધીરજ ધારી શકયો નહીં, અને જરુરનુ કામ છે એમ બાનુ કાઢી વિશળને ઉઠાડવા એક રજપુત નોકરને સુચવ્યુ અરધી ઘડીએ વિશળદેવ ઉઠીને આવ્યો

"કેમ વિશળદેવજી! થાકયા-હાર્યા સુતા હતા કે શુ? મારે જરા જરુરનુ કામ હતુ તે ઉઠાડ્યા"

"શુ છે? આજે જરા હુ તો જંપીને બેઠોજ નથી" વિશળદેવે બગાસું ખાતા કહ્યું "કેમ શુ કામ છે?"

"મને મહારાજે અત્યારે જવાનો હુકમ ફરમાવ્યો છે, એટલે મારા મનમા એમ કે હું જરા તમને મળી લઉં તમારા જેવાની—"

"હા મને ખબર છે મને ભાઈ કહેતા હતા ત્રિભુવનપાલને ભોગપુર જવાનુ કહેવા જાઓ છો નહીં?"

"તમે પણ સારી ખબર રાખો છો હો" કાકે કહ્યુ

"હાસ્તો! અમે નહીં રાખીએ તો પછી કોણ રાખશે? ત્યારે આજે તમે જવાના? એકલા છો કે કોઇ બીજુ છે સાથે?" જરા ચિંતાગ્રસ્ત મુખે વિશળે પુછ્યુ

"ના હુ તો એકલોજ છુ મને કોણ ખાવાનુ હતુ? કેમ?"

"ના અમસ્થો હમણા તો વખત એવો છે કે એકલુ જવુ મુસ્કેલ પડતુ હશે?"

કાકને લાગ્યુ કે આ સવાલો અમસ્થા પુછે એવો ભલો વિશળ નથી, એટલે તેણે ચાતુરીથી કામ લેવા માડયુ

"હા હમણા તો લડાઇનો વખત છે જરા એકલુ જવુ ગભીર તો ખરુજ પણ શુ કરવુ? પછી અમારા કૃષ્ણદેવ મડલેશ્વરને મળ્યા?

"અરે ના રે એ પણ એના ભાગની પીડા વધારે છે મારે હજુ"—બોલતા તો બોલાઇ જવાયુ, અધવચ્ચે ભાન આવતા વિશળ અટક્યો

"હા તમારે હજુ તેને મળવાનુ રહ્યુ છે ને તે પણ તમારી વાટજ જુએ છે" કાકે તેની બાજી રમવા માડી, અને વિશળ ધીમે ધીમે ફસાતો ગયો

"એમ હા હમણા સાજ પડશે તમે કૃષ્ણદેવને ક્યાથી ઓળખો?"

"હુજ નહીં ઓળખુ?" કહી કાક હસવા બેઠો તેને કૃષ્ણદેવ કોણ હશે તેનુ જરાએ ભાન નહોતુ, પણ તેના હસવાથી વિશળને વિશ્વાસ બેઠો 'પણ તમારા ભાઇ તો મળ્યા નહીં હવે શુ થશે?"

"એજ પીડા છે ને ચાલો હવે તમારે જવાનો વખત થતો હશે' વાત ઉડાવી નાખવાનો પ્રયત્ન કરતા વિશળે કહ્યુ

"હા હવે તમારે પણ કૃષ્ણદેવ પાસે જવુ હશે જય જય! મારા જેવુ કામકાજ છે કે?"

"ના સાજે નીકળો છો?'

"હમણાજ કહી કાક ત્યાથી નીકળ્યો અને રાજગઢ ગયો જતા જતા તેણે જોયુ કે તરતજ વિશળ મહેલમાથી નીકળી, પાલખીએ ચઢી, સજ્જન મત્રીના ઘર તરફ વળ્યો

કાક થોડી વાર, પોતાની સાઢણી અને શસ્ત્રો તૈયાર કરવામા રોકાયો, અને પછી કૈંક વસ્તુ સજ્જન મત્રીને ત્યાં રહી ગઇ છે તે લઇ આવુ એમ કહી ત્યા જવા નીકળ્યો બપોર વીતી જવા આવી હતી, છતા કૃષ્ણદેવ ઉંઘવાનો ઢોગ કરી પડયો હતો કાકે તેને ઉઠાડયો નહીં અને તે પાછો રાજગઢ આવ્યો વિશળદેવ ત્યા આવી ગયો હતો એમ તેને ખાત્રી થઇ

કાક પોતાની સાઢણી લઇ ભીમનાથને ઓવારે ગયો સરસ્વતી પાર જવા હવે હોડીઓ આવતી જતી થઇ હતી, પણ ભીમનાથના ઓવારા સીવાય બીજા બધા ઓવારાઓ બધ હતા સાથે આવેલા સાઢણીવાળાને સાઢણી પાસે બેસાડી દર્શન કરવાને મિષે કાક ભીમનાથના મંદિરમા જઇને બેઠો હોડીઓ પેલે તીરેથી પાટણ તરફ ભરાઇને આવતી હતી, પણ ભાગ્યે જ કોઇ માણસ પાટણથી જતુ હતુ એટલે કોણ જાય છે તેના પર નજર રાખવી સહેલુ કામ હતુ કાકને ખાત્રી હતી કે કા તો વિશળ કે કાઇ તેનો માણસ મધુપુર જવાનો જ, અને ત્યા દેશળને મળી કૃષ્ણનો સદેશો કહેવાનો એ શુ સદેશો હતો તે કોઇ પણ પ્રકારે જાણવો એ કાકનો દૃઢ નિશ્ચય હતો સૂર્યાસ્ત થયો પણ કોઇ આવ્યુ નહીં કાક અધીરો બન્યો એ વખતસર નહીં નીકળ્યો એમ મુજાલને કે મહારાજાને ખબર પડે તો તે ઠપકાને પાત્ર થાય એમ હતુ કાકે પોતાની સાઢણી પેલે પાર મોકલી અને થોડીવારમા નીકળવુ એમ નિશ્ચય કરી બેઠો

ભીમનાથ મહાદેવની આરતી થઇ કાક ચુસ્ત શિવભક્ત હોવાથી આરતી વખતે મહાદેવના લિગ આગળ ઉભો રહી સ્તવન ઉચ્ચારવા લાગ્યો એકાએક તેણે એક પરિચિત પુરુષ સાથે આરતી ગાતો જોયો તેનુ સ્તવન અડધુ જ રહ્યુ, ને તે ધીમે ધીમે તે પુરુષની પાસે ગયો તેના મોઢાનો નીચલો ભાગ બુકાનીથી બાધેલો હતો કાકનુ હૈયુ હરખમા નાચવા લાગ્યુ

"ચાલો ભાઇ! નહીં તો છેલ્લી હોડી ચાલી જશે" બુકાની બાધી ઉભો રહેલો પુરુષ વિશળ હતો, તેણે કૈં જવાબ દીધો નહીં

"કેમ વિશળભા! આવે વેશે ક્યા મધુપુર ચાલ્યા?"

વિશળને હવે બોલ્યા વિના છુટકો થયો નહીં આરતીના ઘંટનાદમાં તેણે પુછ્યું ' કાક ભટ્ટ ' હજુ તમે ગયા નથી ? "

" ના રે અનિવાર્ય કારણથી રોકાઇ ગયો ચાલો તમે આવ્યા તો મારે પણ સોબત થશે "

' તમે મધુપુર જાઓ છો ? " વિશળે પુછ્યું

" હાસ્તો ભાઇ ! પણ તમે ક્યાંથી નીકળ્યા આવે વશે ?

" કાક ! દોસ્ત ! હાલના સમયમાં જે કરવું પડે ત બોલ્યું

" તમારા ભાઇને મળવા જતા હશો ' " કાકે અટકળ કરી

" કોણે કહ્યું ? "

' હવે તે ... અહીં કહેવાય ' તમે જાણો છો ને તમે કૃષ્ણદેવને મળવા ગયા પછી તરત હું ગયો મારાથી કૈં અજાણ્યું હોય ' જરા હસતા હસતા કાકે કહ્યું

' ત્યારે તમ હતા ત્યારે મને શું મરવા મોકલ્યો ? '

' મને પણ તે જ આશ્ચર્ય લાગે છે, લાવોની તમે કહેતા ... તો સંદેશો હુંજ લેતો જાઉં ' કાકે સુચવ્યું

' નારે ' મારો ભાઇ મારો જીવ કાઢી નાખે ને મારી મા મને ઘરમાં નહીં રહેવા દે "

" હવે એવી તે શી હુંડી મોકલાવવી છે ? "

' છે તો કે નહીં લો આ આરતી પુરી થઇ ચાલો હવ જઇએ "

" અરે ઉભા તો રહો શંભુભોળાનો પ્રસાદ તો લઇએ ' કહી કાકે આરતીની આરકા લીધી, જળાધારીમાંથી બીલીપત્ર લીધું અને પાસેની ઓસરી પર ભાગ વાટવા ઓરશીયા પડ્યા હતા ત્યાં વિશળને લઇ ગયો વિશળને વિલંબ થતો હતો તે રુચ્યું નહીં, પણ કાકની સોબત છોડી એકલા જવાની હીંમત તેનામાં હતી નહીં એટલે તે બેઠો અને કાકે જેટલી પાઇ તેટલી ભાગ પીધી વિજયાની અસર વિશળ પર જેમ જેમ થઇ તેમ તેમ તેની જીભ ખુલી



# પ્રકરણ ૧૦ મુ

## કૃષ્ણદેવે કહાવેલો સંદેશો

વિજયા ગગનવિહારી ગંધર્વોનુ પાન છે અવનિને અમરાવતી બનાવે છે અરસિકમા રસ પેદા કરી કાવ્યમયતાને શિખરે લઇ જાય છે, ગમગીનીમા ગરકાવ થઇ ગયલાઓને અખુટ હાસ્યનો અધિકાર અર્પે છે, પાષાણ હૃદયોને આર્દ્ર બનાવી વિરહાશ્રુ પાડવાની રજા આપે છે દારુ નિર્લજ્જ બનાવે છે, અફીણ એદી બનાવે છે, ગાંજો ધુની બનાવે છે, પણ ભાંગ કલ્પનાશક્તિને ઉત્તેજી પીનારને વ્યોમમા રચાઇ રહેલી સોનેરી સૃષ્ટિનો માલીક અને ભોક્તા બનાવે છે

વિશળદેવ વિજયાની આરાધના કરી આ પદવી પામ્યા એનુ હૃદય વિશાલ થતુ લાગ્યુ, એનુ મનોબલ માથામા કુદાકુદ કરતુ લાગ્યુ, એની નજર ઝીણી ને સવગ્રાહી થતી લાગી, એની બુદ્ધિએ નવા નવા તંત્રો રચવા માંડ્યા એને લાગ્યુ કે તે પોતે દુર્જય હતો, દેશળ તદ્દન મૂર્ખ અને અભિમાની હતો, જયસિંહદેવને રાજ્યનો અધિકાર હતોજ નહીં, મુંજાલ ઉંધી મતિનો મંત્રી હતો એની આકાંક્ષાઓ નવા સ્વરૂપે, પણ સચોટ ભાષામા બહાર પડવા લાગી, તેના વિશાળ મગજમા કૈં કૈં નવી યુક્તિઓ ઉદ્ભવી, કૈં કૈં કાવતરા રચાયા અને તેનો નાયક તે પોતે બન્યો, જયસિંહદેવ આજે માત્ર તેનેજ આધારે રાજ્ય કરે છે એમ તેણે ખાત્રીપૂર્વક માન્યુ

આ બધી વાતો વિશળના ઉત્તેજિત મગજમાથી નીકળવા લાગી ઉત્તેજન માત્ર ભાંગનુ નહોતુ, કાક પણ ધીમે ધીમે તેને વાતો કરાવતો હતો આનુ પરિણામ એ થયુ કે વિશળની કાક પર શ્રદ્ધા વધતી ગઇ વિશળને મન તે દીલોજાન દોસ્ત લાગ્યો, તેની સાથે તેને પૂર્વજન્મનો ઋણાનુબંધ છે એમ ભાન થયુ, પોતાની મહાન યુક્તિઓમા તેની સહાય માગી કાક પાછી પાની કાઢે એમ નહોતો તેણે પણ વિશળની સાથે સદાના મિત્ર થઇ રહેવા વચન આપ્યુ અને બંને વચ્ચે કેટલુ મળતા-

પણ છે તેના પર વિવેચન કર્યું કાકે સોગંદ ખાધા કે જીવતા સુધી તે વિશળનો મિત્રજ થઈ રહેશે

આ મિત્રાચારીના બંધનો આવી રીતે દઢ થવાથી કાકે સોરઠની વાત કાઢી કૃષ્ણદેવ કોણ છે તે પોતે જાણે છે એમ સુચવ્યુ, અને અત્યારે વિશળ જેવા મહારથી પાટણ છોડી જાય તેથી શુ હાની પહોચે તેનો ખ્યાલ આપ્યો પોતાની મહત્તાની આટલી બધી કદર જોઈ વિશળે પણ પોતાનો અભિપ્રાય એવોજ છે એમ ઘણીજ ખાનગી રીતે કહ્યુ જે ખાનગી સ દેશો વિશળ લઈ જતો હતો તે જો કાકને વિશળ કહે તો કાક ચુક્યા વિના, જરુર તે દેશળદેવને જઈ કહી આવે એવી કાકે ખાત્રી આપી વિશળે એમ કરવા પોતાની રાજીખુશી દેખાડી, પણ તેથી તેના મોટાભાઇ ઘણાજ ગુસ્સે થાય એવો ધાક બતાવ્યો

આ પ્રમાણે વાતો કરાવતો કાક વિશળને નદી પર જ્યારે લઈ આવ્યો ત્યારે છેલ્લી હોડી નીકળી ચુકી હતી, એટલે તરીને ગયા વિના છુટકો નહોતો રાત પડવાથી ટાઢ શરુ થઈ હતી, અને વિશળ પાવરધો તારો હતો નહીં આથી વિશળને નદીપાર તરીને જવુ વસમુ લાગ્યુ

આખરે કાકે તેને ફરી સમજાવ્યો શા માટે વિશળ જેવા સામતે આમ નકામા ધક્કા ખાવા? શા સાર પાટણમા રહી ત્યા ધ્યાન ન રાખવુ? શા માટે તેના મોટા ભાઈ જેવા એકલપેટાઓ માટ નિરર્થક, ટાઢમા ઠુઠવાતા નદી ઓળગવી?

આ વાત વિશળને ગળે ઉતરી ગઈ થોડો વખત થયાજ તેનો ભાઈ તેને મદદમા લેતો હતો એટલે કોઈ ઉસ્તાદના પઝામા તે આજ સુધી સપડાયો નહાતો

"કાક! દોસ્ત! ત્યારે આટલુ કામ કરશો?"

"જરુર જ્યા તમારો બોલ ત્યા મારુ માથુ"

"ત્યારે મધુપુરને પાધરે નીલકંઠેશ્વર મહાદેવના મદિરમા જજે"

"વારુ"

"ત્યા મધરાત પછી ભાઈ આવશે કે કોઈ તેનો ખાસ માણસ આવશે તેને આટલુજ કહજે"

"શું?" ધ્યાનપુર્વક કાકે પુછ્યું

"મહાવદ બારશ પાચાલેશ્વરની જય યાદ રહેશે?"

"અરે હા બરોબર!"

"જો જે પણ આ વાત કોઇને કાને જાય નહીં"

"અરે જાય શું? જાય તો તેનો કાન કાપી નાખું વિશળદેવજી! હવે તમે નિરાતે સીધાવો"

"દોસ્ત! મારી સેવા બરોબર ઉઠાવ, તારો બેડો પાર કરી દઇશ"

રાત્રિના અંધકારમા કાકના હોઠ તિરસ્કારમા ભરડાયા તે વિશળે જોયા નહીં

"કાક! ત્યારે હું જાઉ છું"

"સુખેથી"

કહી કાક વિશળથી છુટો પડયો અને પેલે પાર જવા નદી તરફ ગયો તે નાસીપાસ થયો હતો કારણ કે સંદેશો કૈં સ્પષ્ટ નહોતો વિશળને ફોસલાવવા કરેલી બધી મહેનત તેને વ્યર્થ લાગી આ અર્થ–વગરના દેખાતા સંદેશામા અર્થ ખોળવા તે પ્રયત્ન કરી રહ્યો નદી ઓળંગવા તેણે કચ્છોટો માર્યો, પણ પાણીમા પગ મુકવા તે જતો હતો એટલામા થંભીને ઉભો રહ્યો અને પગ ઠોકયો

"હત્ત મૂર્ખા! આટલી સમજ નથી?" કહી તે એકદમ પાછો વળ્યો અને વિશળ ઓવારા પર હતો કે કેમ તે જોવા લાગ્યો ઓવારો નિર્જન હતો કાક કચ્છોટો છોડી નાખી, ઝપાટાબંધ શહેરમા પાછો પેઠો, અને બને તેટલી ત્વરાથી રાજગઢ તરફ જવા લાગ્યો

રસ્તા પર લોકોની અવર જવર હતી નહીં એટલે ઘણોજ ઝપાટા બંધ તે જઇ શકયો

રાજગઢના દરવાજા આગળ થોડાક રક્ષકો બેઠા હતા "ભાઇ! કોઇ જઇ મંત્રીપુત્ર શોભ મહારાજને બોલાવશો?"

કાકને સદ્ભાગ્યે એક જણે તેને ઓળખ્યો

"કોણ? તમે તો ત્રિભુવનપાલ મહારાજના ભટરાજ!"

"હા, હું તેજ જરા ઉઠોની"

એક રક્ષક ફઠીને ગયો અને થોડીવારે પાછો આવી કાકને અંદર બોલાવી લઇ ગયો મહેલના ઓટલા પર શોભ ઉભો હતો

"કેમ ભટજી! તમે હજુ ગયા નથી?" જરા ગરમ થઇ શોભ પુછ્યુ

"મહારાજ! એ પુછવાનુ કામ આપનુ નથી" શાંતિથી કાકે જવાબ દીધો મારે એક કામ છે"

"શુ?" જરા નરમ થઇ શોભે પુછ્યુ

"મહારાજને મારે મળવુ છે'

'તે અત્યારે કેમ બને?"

"તે વગર મારે ચાલે એમ નથી, મને મહારાજે બોલાવ્યો હતો

"ઉભા રહો જાગતા હોય તો પુછી આવુ'

"નહીં જાગતા હોય તો ઉઠાડજો કોઇ બીજુ જાણે નહી હો' ટાઢે પેટે કાકે કહ્યુ

જયસિંહદેવ જ્યારથી કાકની જોડે ખાનગીમા વાત કરી હતી ત્યારથી શોભના મનમા તેનો દરજ્જો વધ્યો હતો તેણે ઝપાટાબંધ અંદર જઇ જયસિંહદેવ બેઠા હતા ત્યા વાત કરી

જયદેવ પહેલા ગુસ્સે થયો, પણ વગરકારણે કાક પાછો આવે નહીં એમ ધારી તેને પાછલે દાદરે ઉપર બોલાવવાનો હુકમ શોભને કર્યો જેવો કાક ઉપર આવ્યો કે મહારાજે ડોળા કાઢી તેને પુછ્યુ

"તમે હજુ ગયા નથી?"

"સબળ કારણ વિના આપના હુકમનો અનાદર હુ કદી કરૂ નહીં' હાથ જોડી કાકે કહ્યુ અને શોભ તરફ જોયુ

"શોભ, તુ બહાર ઉભો રહે કોઇને આવવા દેતો નહીં"

શોભ ગયો અને મહારાજે કાકને પુછ્યુ "બોલ હવે શુ કામ તુ રહ્યો?"

"અન્નદાતાને એક બાતમી આપવી છે'

"તેમા મારી પાસે આવવાનુ?" જરા સખતાઇથી જયદેવે પુછ્યુ "મહેતાજી નહોતા?"

"એમ જો અન્નદાતાને લાગતુ હોય તો હુ પાછો જાઉ" શાંતિથી કાકે કહ્યુ "મહારાજે મને આજે કેટલીક વાત કરી તેથી મે જાણ્યુ કે

મહાઅમાત્ય કરતાં આપને બાતમી કહું તો તે વધારે રુચશે મારી ભુલ થઈ હોય તો ક્ષમા કરો હું અન્નદાતાની રજા લઉંછું” કહી કાક પ્રણામ કરવા ગયો

જયદેવ વધો જિજ્ઞાસુ થઇ ગયો હતો અને કાકને જતો જોઇ તે નરમ પડયો

‘ મારા કરતા મહેતાજી જાણે તો વધારે સારુ ને તે બધુ જાણે છે ”

“ મહાઅમાત્ય પાસ અનેક જાસુસો છે મે જાણ્યુ કે—”

“ ઠીક ત્યા હવે આવ્યો છે ત્યારે કહે ”

“ અન્નદાતાની રજા હોય તો હુ મહાઅમાત્યનેજ બધુ કહુ ’

જયદેવ હોઠ કરડ્યા “ચાલ ચાલ ! મનેજ કહે ’

“ જેવી આજ્ઞા સોરઠના રા’ ગુજરાત પર ચડી આવે છે એ વાત સાચી છે ’

“ તમા નવુ શુ કહ્યુ ? ”

“ પ્રભુ ’ નવઘણ કાઠામા એ પોતાના મળતીઆઓ ભેગા કરે છે

“ એમ ? ”

“ જી હા પાચાલેશ્વર આગળ ”

‘ હે ! ’ જરા ચકિત થઈ જયદેવે પુછ્યુ

“ મહારાજ ! મહા વદ બારશે એ ત્યાથી નીકળી ગુજરાત પર આવી પડવાનો ” ધીમે અવાજે કાકે કહ્યુ

“ તુ શુ કહે છે ? તે ક્યાથી જાણ્યુ ? ”

“ બાપુ ! હમણા આપને તે કહુ તો બધુ ચુથાઇ જશે અન્નદાતાની રજા હોય તો પછી કહીશ પણ વાત તદ્દન ખરી છે, અને નવઘણ રા’ ને શિક્ષા કરવાનો આવો લાગ બીજો આવવાનો નથી ”

“ હા ! હુ મુજાલ મહેતાને પુછી જોઇશ ”

“ જેવી અન્નદાતાની મરજી પણ એના કરતા આપ મારી જોડે મંડલેશ્વર મહારાજને કહાવો કે નવઘણ રા ને ઠેકાણે પાડે, તો કેવુ ? ’

‘ ખોટુ નહીં ”

"અને આપ તે વખત ત્યા આવી પહોચ્યો તો—" કાક જરા આખ ઝીણી કરી ઉમેર્યું

જયદેવને સમજ પડી શા માટે કાક અત્યારે આમ આવ્યા હતો, શા માટે તે મુંજાલ પાસે નહીં ગયો, અને કાકની શીખામણ માનવાથી પોતે કેવો યશ મેળવી શકશે એ બધા વિચારો તેને એકદમ આવ્યા જો જયદેવ પોતેજ જઇ નવઘણને હરાવે તો મુંજાલ મહેતા પણ જયદેવનો પ્રભાવ જાણે, અને શાતુએ કરેલી સંધિનુ કલંક દ્ધ ઓછુ થાય આ પરિણામનો ખ્યાલ આવતા ગાજનાજાનુ મો મલકાયુ

"ઠીક છે હુ જોઇશ" પોતાનો મલકાટ મનમાજ શમાવતા જયદેવે કહ્યુ "પણ તુ જલદી જા"

"આ વાતની મુંજાલ મહેતાને ખબર આપુ?" હાથ જોડી કાકે પુછ્યુ જયદેવે જોયુ કે કાક તેની મશ્કરી કરતો હતો તેણે જરા ભવા ચઢાવી જવાબ દીધો "તુ તારે જા મને યોગ્ય લાગશે તે હુ કરીશ"

"જેવી પ્રભુની આજ્ઞા" કહી કાકે ત્યાથી રજા લીધી

---

# પ્રકરણ ૧૧ મુ

## કાકે કહેલો સદેશો

કાક જ્યારે મધુપુર પહોચ્યો ત્યારે મધ્ય રાત્રિ વીતી ગઇ હતી, અને નીલકંઠેશ્વર મહાદેવમા ચાર પાચ પુજારીઓ જેવા દેખાતા માણસો સુતા હતા કાક વિચારમા પડયો કે અત્યારે દેશળદેવને કેમ ખોળી કાઢવો આખરે કંઈ ન સુજવાથી તે ઓટલા ઉપર બેઠો

થોડીવારે એક ઘોડેસ્વાર આવ્યો તેણે ઘોડો બહાર બાંધ્યો અને મંદિરમા આવી મહાદેવજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા નવા આવનારે આખે શરીરે બખ્તર પહેર્યું હતુ, અને મોઢે બુકાની બાંધી હતી પોતે કોણ છે તે છુપાવવા તેણે આટલા બધા પ્રયત્ન કર્યાં હતા તો પણ કાકને ખાત્રી થઇ કે આ દેશળદેવ પોતેજ હતો, પણ રખેને કંઈ ભુલ થઇ જાય એવી બીકથી કાક જાણે ઝોકા ખાતો હોય તેમ બેસીજ રહ્યો

નવા આવનારે ચારે તરફ નજર નાખી, અને આખરે તે કાકને ટીકી ટીકીને જોવા લાગ્યો નવા આવનારે બોલવુ કે નહીં બોલવુ તેનો ક્યા સુધી વિચાર કર્યા કર્યો, અને પછી ધીરજ નહીં રહેવાથી તેણે પુછ્યુ

"ભટજી! આપ પાટણથી આવ્યા છો?"

જાણે ઉંઘમાથી જાગ્યો હોય તેમ કાક બોલ્યો

'મને પુછો છો?"

"હા" નવા આવનારે પુછ્યુ "પાટણની શી નવા જુની છે?" કાકે અવાજ પારખ્યો નવો આવનાર દેશળજ હતો

"મહારાજ! આપના નીકળ્યા પછીની કૈં ખબર નથી'

દેશળ ચમકયો "હુ નીકળ્યો' હુ પાટણ ગયોજ નથી' જગ સખત અવાજે તેણે કહ્યુ

"એવુ શુ કામ બોલો છો? આપ કોણ છો તે મને ખબર છે"

'કેમ?"

' આપનેજ મળવા આવ્યો છુ તેમ"

"કોણે જયદેવ મહારાજે મોકલ્યો છે?" જરાક મીકભર્યા અવાજે દેશળે પુછ્યુ

"ના વિશળદેવજીએ!" છેક ધીમેથી કાકે કહ્યુ દેશળ ચમકયો અને તેના ભવા ચઢ્યા

"કૃષ્ણદેવ મહારાજનો સંદેશો કહેવા"

"વિશળદેવ કેમ નહીં આવ્યો?"

"કૃષ્ણદેવ મહારાજે મારી જોડે સંદેશો કહાવવાનુ દુરસ્ત ધાર્યુ હુ એમનો મિત્ર થાઉ છુ"

"તુ તો ત્રિભુવનપાલનો મિત્ર થાય છે?"

"બને જણના મિત્ર થતા શુ વાંધો?" જરા હસી કાકે પુછ્યુ અને ઉમેયુ 'આપ પોતે બનેના મિત્ર નથી?"

"શુ સંદેશો લાવ્યો છે?"

'ફાગણ સુદ ચોથ પાંચાલેશ્વર" કાકે બનાવટી મ દેશો ધીમેથી કહ્યો. તેને બરોબર યાદ રાખવા દેશળ ધીમેથી મનમાં બોલ્યો.

'બીજું કંઈ ?"

"બીજું કંઈ નથી. હવે આપની રજા હોય તો હું જાઉં. મારે ત્રિભુવનપાલ મહારાજને મ દેશો કહેવા છે.'

"જા."

"કે ભોગપુર તરફ જઈ શાંતુ મહેતાને મળે."

"બરોબર, બરોબર." પોતાનો હરખ દેશળ શમાવી શક્યો નહીં.

"તારું નામ કાકભટ્ટ, નહીં ?"

"હા. વખત આવે સેવકને યાદ કરજો."

"જરા ચિંતા નહીં" કહી દેશળ ઘોડેસ્વાર થઈ ત્યાંથી નીકળ્યો. અંધારામાં કાક હસતો હસતો ઊભો. જ્યારે દેશળના ઘોડાના પગના સંભળાતા બંધ થયા ત્યારે તે મંદિરમાં પેઠો, કરીથી મહાદેવનાં દર્શન કર્યાં અને સાંઢણી પલાણી કર્ણાવતીને રસ્તે તેને મારી મુકી.

કર્ણાવતીથી થોડેક દૂર ત્રિભુવનપાલ મહારાજ તેને મળ્યા. કાકે તેને સવિસ્તર વાત કરી અને મહા વદ બારસે નવકાંઠામાં આવવા પાંચાલમાં નવઘણ રા' પોતાના માણસોને મળવાનો હતો તેની ખબર આપી.

થોડીવાર મંડલેશ્વર સાથે થોભી કાકે સાંઢણી મરડી, અને ખંભાતનો રસ્તો લીધો.



# પ્રકરણ ૧૨ મું

## ખંભાતને રસ્તે

સ્તંભતીર્થને* રસ્તે જેમ જેમ કાક આવતો ગયો તેમ તેમ તેને આસપાસના પ્રદેશમાં ફેરફાર લાગવા માંડ્યો. ગામો મોટાં અને સમૃદ્ધિવાન દેખાયાં, લોકોનો મોટો ભાગ જૈન લાગ્યો, જૈન સાધુઓ અને જતિઓ અવારનવાર દેખાયા, અને ઠેકાણે ઠેકાણે ચૈત્યો†, પોષધશાળા‡ અને આશ્રમગૃહો તાજાં જ તૈયાર કરાવેલાં નજરે ચઢ્યાં.

* ખંભાત † મંદિર ‡ અપાસરા

ડાક પોતે બ્રાહ્મણ હતો, વૈદિક અને પૌરાણિક પ્રણાલિકામા ઉછ-
રેલો હતો અને પોતે ભૂદેવની ભૂમિકા પર છે એમ માનતો હતો આ
કારણાને લીધે ચુસ્ત શ્રાવક તરફ તે તિરસ્કારની નજરે જોતો

આ વાર્તાના સમયમા ગુજરાતની પ્રજાનો મોટો ભાગ પુરેપુરો
નહોતો જૈન કે નહોતો પૌરાણિક બન્ને વિભાગો માત્ર પથરાજ ગણાતા
વણાખરા શકરના દર્શન કરી પાર્શ્વનાથની પૂજા કરવામા વાધો ગણતા
નહીં ધનાઢ્યો બન્ને પથના મદિરો બધાવવામા કૃતકૃત્યતા માનતા,
સામાન્ય વર્ગો વિદ્વાન શ્રોત્રિયો તેમજ સાધુઓના પાદ પુજતા, દરેક
પોતાને મનફાવતા ઇષ્ટદેવની આરાધના કરતા જે સમયનો ઇતિહાસ
અહીંઆ આપવામા આવ્યોછે તે સમયમા શ્રાવકો અને શૈવોમા
લોકોનો વિભાગ સ્પષ્ટ રીતે પડયો નહોતો જૈનધર્મ હિંદુધર્મથી ભિન્ન
છે એમ પણ ગણાતુ નહોતુ

પણ આ બન્ને પથોના જે નેતાઓ હતા તેમના મનમા આવી
અસ્પષ્ટતા નહોતી તેઓની માન્યતા પ્રમાણે પોતાનો મત દરેકને ત્યાગે
અને વિશુદ્ધ લાગતો આનુ પરિણામ એ થતુ કે પાટનગરામા અને
પૈસાદાર શહેરોમા ધાર્મિક ઝઘડા ચાલ્યાજ કરતા, અને સત્તાધિશો અને
ધનાઢ્યોને પોતાના પક્ષમા આણવા દરેક મત મથતો

ગુજરાતમા અસલથી જૈનધર્મનુ જોર ચાલ્યુ આવ્યુ હતુ વલ્લભી
પુરનો વિનાશ થયો તે પહેલા ત્યા બુદ્ધ મતને હરાવી જૈન મતે પોતાની
સત્તા જમાવી હતી વલ્લભી પડ્યા પછી પચાસરમા પણ જૈન મતનુ
પ્રાબલ્ય હતુ

જૈન સાધુએ બચાવેલા જૈન સાધ્વીએ ઉછેરેલા અને જૈન મત્રીની
સલા સ્વીકારતા વનરાજના વખતમા એ મત વધારે પ્રસર્યો હશે એમ
માનવાને કારણ મળે છે ગુજરાતના ધનાઢ્યો ઘણાખરા એ મતના હતા,
અને તેમનુ ધન, અનાથની વારે ધાતા અહિંસાપૂજક સાધુઓ, લોકોના
ભલાને માટે ખરચતા ગુજરાતની ગાદી પોતાના મતના આશ્રયથીજ
અમર રહી છે અને રહેશે એમ સાધુઓ માનતા અને ગુજરાતના નરે

ગોને પોતાના અનુયાયીઓ બનાવવાની હોંસ હમેશા રાખતા પરિણામ ગમે તે આવ્યુ, પણ ગુજરાતનો ઇતિહાસ જીનશાસનનુ એક પ્રકરણ થઇ રહ્યો

ગુજરાતનુ ગૌરવ નષ્ટ થઇ ગયુ, પાટણ પાધર થઇ ગયુ, મુસલમાન અને મરાઠાઓએ તેને જીત્યુ, ખોયુ, ફરી જીત્યુ ચાવડાઓ ગયા, સોલકીઓ ગયા, નાગરો, શ્રીમાલી, અને પોરવાડોનો અસ્ત થયો, છતા જે પાર્શ્વનાથની પ્રતિમાએ વલ્લભીપુરની જાહોજલાલી જોઇ હતી અને જે તેને વિનાશકાલે પચાસરમા જઇ રહી, તેજ પ્રતિમા માળમો વષને કાલાતરે આપણા જુના પાટનગરમા આજે વિરાજે છે, અને આપણા મધ્યકાલિન ઇતિહાસનો સૂત્રધાર વનરાજ અને તેનો મત્રી ચાપો મહેતો તેને પ્રણિપાત કરી રહ્યા છે *

જીનશાસનનુ આટલુ પ્રાબલ્ય છતા આ સમયમા સોરાષ્ટ્રના મહા દેવનો ડકો આખા દેશમા વાગતો અને ગુજરાત, અને સૌરાષ્ટ્રના અધિષ્ઠાતા દેવ તેજ ગણાતા જુનાગઢ અને પાટણના રાજાઓની વિજય-ઘોષણાઓ સોમનાથનો જય પોકારતી આ પ્રતાપ સોલકી શિરામણિ મૂલરાજનો હતો

મૂલરાજ પોતાના સ્વદેશમાથી શિવભક્તિ લાવ્યો હોય, ગુજરાતના રાજા થવા માટે અધિષ્ઠાતા દેવની ભક્તિ ગિરનારના ગ્રહરિપુ કરતા પણ વધારે દેખાડવી એમા તેણે મુત્સદ્દીપણુ માન્યુ હોય આસપાસના સસ્કારી પ્રદેશોના વિદ્યા અને કૌશલ્ય આણવા માટે બ્રાહ્મણોને ઉત્તેજન આપવુ એ જરૂરનુ ધાર્યુ હોય, જૈન મતે સ્વીકારેલી અહિસા, તેના મહાદુર, સત્તાભક્ત હૃદયને અકારી લાગી હોય—ગમે તે કારણ હોય, પણ તેણે શૈવ મતને રાજ્યધર્મ બનાવ્યો દૂર દેશથી બ્રાહ્મણો લાવી ગુજરાતના સસ્કારોની સમૃદ્ધિમા વધારો કર્યો પાટણના રાજ્યકર્તાઓને તે "જય સોમનાથ"નો મત્ર શીખવી ગયો તે મત્ર ધ્યાનમા રાખી મૂલરાજના વશજોએ બ્રાહ્મણોને આદરથી પુજવા માડયા, અને પોતાના દેશની સસ્કૃતિને સતેજ રાખવાનો પ્રયત્ન કર્યો

* પાટણમા પચાસર પાર્શ્વનાથનુ મદિર હજી છે જેમા વનરાજ અને ચાપા મહેતાની અસલી પ્રતિમા છે

આવી પરિસ્થિતિને લીધે જૈનો પાટણના રાજાઓને પોતાના પક્ષમા લેવાને ઘણા તરફડીયા મારતા હતા ખરા પણ તે બધા નિષ્ફળ જતા ભીમદેવ અને કર્ણદેવ ચુસ્ત શિવભક્ત હતા, મીનળદેવી, જૈન પિતાની આત્મજા છતા, રાજ્યકારભારમા ધર્મવિરોધ દાખલ કરવાની વિરુદ્ધ હતી અને ઘણે ભાગે શ્રાવક મંત્રીઓ પણ શૈવ અને જૈન મતમા બહુ વહાલુ અળખામણુ કરતા નહોતા

જ્યારથી રાજ્યતંત્ર મુંજાલ મહેતાના હાથમા આવ્યુ ત્યારથી તેની રાજ્યનીતિ સ્પષ્ટ જણાઇ મત–મતાતરના ઝઘડામા પડયા વિના, પાટણની સત્તાને શૌર્યના બળથી વિસ્તારવી અને ગુજરાતને એક સામ્રાજ્ય બનાવવુ એમાજ તે પોતાની નીતિ સમજતો હતો આ નીતિથી ચુસ્ત શ્રાવકો અને જૈન સાધુઓ અત્યત નારાજ રહેતા અને રાજ્યમા વધારે પગપેસારો થાય એવી તકની વાટ જોઇ બેઠા હતા

એવામા પાટણના રાજ્યકર્ત્તાઓમા એક નવો મુત્સદ્દી દાખલ થયો તે ઉદો મહેતો તેનો પૂર્વાશ્રમ, તેની બાહોશી, અને કવી રીતે તે મત્રી થયો એનો કેંક ઇતિહાસ 'પાટણની પ્રભુતા'મા આપેલો છે જ્યારે તે મત્રીપદ પામ્યો ત્યારે તેને પાટણની સત્તા હાથ કરવાની ઘણી હોસ હતી, પણ મુંજાલના વ્યક્તિત્વ આગળ તેની હોસ નકામી ગઇ તેણે કર્ણાવતી અને ખભાત બે માગી લીધા અને મીનળદેવીએ તે તેને આપ્યા

ઉદાની મહત્વાકાક્ષા અમાપ હતી બધા મત્રીઓને ઝાખા કરવા તે ધર્મધુરધર બની રહ્યો કર્ણાવતી અને ખભાત જેવા બદરોમા વસડાઇ આવતી અઢળક દોલત તેણે જૈન મતના ઉદ્ધાર માટે ખરચવા માડી દેશ દેશના જૈન સાધુઓ, જૈન વિદ્વાનો ઉદા મહેતાના દરબારમા આટા મારવા લાગ્યા અને ભુખડીબારસ સધર્મીઓ ન્યાલ થવા લાગ્યા ઉદાએ ધીમે ધીમે માથુ ઉંચકવા પ્રયત્ન કર્યો, એટલે મુંજાલે તેની પાસેથી કર્ણાવતી લઇ લીધુ ઘવાયેલો મત્રી ખભાતમા જઇ રહ્યો

ખભાત ગુજરાતનુ મુખ્ય બદર હતુ, અને ગુર્જર ધનાઢયો દરીઆઇ વેપાર ઘણોજ કરતા હોવાથી એ શહેર નીચે બધાની મુડી હતી આથી ઉદાની દોલત અને સત્તા અનુપમ થઇ પડી ખભાતમા પૈસો તો

હતો અને તેમા તે જૈન ધર્મનુ અને ઉદાની સત્તાનુ મથક બન્યુ કાકને ખભાત ભવ્ય લાગ્યુ તેમા - નવાઈ જેવુ નહોતુ

કાક જેમ જેમ ખભાતની પાસે આવતો ગયો તેમ તેમ તે ગભરાતો ગયો તેણે ઉપાડેલુ કામ ઘણુજ ગભીર અને મુશ્કેલ હતુ જયદેવ મહારાજે તો માત્ર જીભજ હલાવી હતી, કાકને તો જીવનુ જોખમ હતુ જે મત્રીની સત્તા તોડવાનો એ ઇરાદો રાખતો હતો તે આખા દેશમા પાકામા પાકો ગણાતો, તેના અનુચરો બારે મડલે અને બાવને શહેરમા ફરતા, તેના ધનથી લોભાઇ ભલા ભલા જયસિહદેવ મહારાજની નોકરી પણ છોડી જતા એવા માણસને દુશ્મન બનાવવો ‘ જો ઉદો વીફરે તો મહારાજ પોતે પણ તેને બચાવી શકશે ’ આવા સશયો પેદા થતા હતા છતા પણ કાક હીંમત હાર્યો નહીં તેની રગોમા જુવાનીનુ લોહી ઉછળતુ હતુ, તેને ઉદા મહેતાને જોવાની ઇચ્છા હતી, એક દિવસમા પાટણના મુત્સદ્દીઓને પણ પોતાનો પરચો દેખાડયો હતો, અને તેને નવા નવા અનુભવો કરવાનો શોખ હતો તે હોંસથી આગળ વધ્યા

## પ્રકરણ ૧૩ મુ

### ખતીબ *

મહા સુદ બારસની સવારે કાક છેક ખભાતની પાસે આવી લાગ્યો તેની સાઢણી થાકી ગઇ હતી અને તે પોતે ભુખ્યો થયો હતો, તેથી તેણે વીસામો લેવાનો નિશ્ચય કર્યો

તે સાઢણી પરથી ઉતર્યો, પાસ આવેલા તળાવમા નાહ્યો, સધ્યા કરી અને એક ઘટાદાર વૃક્ષ નીચે દેવતા પાડી, ગથવા બેઠા રાધતા રાધતા તેણે ઉદા મહેતાનો વિચાર કરવા માડયો

એકદમ ઉપરની ઘટા હાલી ઉઠી એક તુટેલી ડાખળી કાકના પગ આગળ આવીને પડી કાક ચમકયો અને ઉપર જોયુ તો ઝાડની ઘટામા

* જામી–ઉલ–હુકાયત સર ૯ ઇલીઅટના ઇતિહાસમા આપેલા તરજુમા પરથી

કે વાદગ જેવુ લાગ્યુ કાકે ઉઠીને કાકરો માર્યો પેલા વાદરાને તે બરાબર વાગ્યો, અને તેણે એક ડાળ ઉપર જવા પ્રયત્ન કર્યો

કાકે તેને ડાળ ઝાલી ઉપર જતા જોયો અને ગભરાટ છૂટયા ઝાડમા ભરાઇ રહેનાર નહોતો વાદરો અને નહાનો માણુસ' તેનુ મોઢુ વાદરા જેવુ કાકને લાગ્યુ, તેની લાબી, વગર બાધેલી દાઢી ભયકર રીતે આમ તેમ હાલતી હતી, તને શરીરે ફે લુગડુ વીટાળેલુ હતુ કાક તેને હેઠળ ઉતરવા હાથના ચાળાથી સુચવ્યુ, પેલો આદમી ઉપર ધ્રુજ્યા કરતો હતો અને હાથ જોડવાના ફાફા મારતો હતો, કાકે તેને ધમકી આપી પણ ત બોલ્યો નહીં, તેમ ઉતર્યો પણ નહીં

કાકનો મીજાજ ગયો, તેણે પોતાના રસાઇ પાસે બાહણીએ બાવવા ધનુષ્ય અને બાણુ મગાવ્યા અને બાણુ બાધવા માડયુ પેલા માણુસે સમજાય એવો પણ દયામણો અવાજ કર્યો, અને તે હેઠળ ઉતરવા માડયો ઉતરતા ઉતરતા પેલો ગભરાયેલા માણુસ નરી ગયો અને ભોયપર ઢગલો થઇ પડયો તે નિરાશા ભર્યે અવાજે ક બોલ્યો કાકને કાને 'લાલા" જેવુ સભળાયુ

બીકથી અને નબળાઇથી તે મુડદા જેવો પડી રહ્યો તેના મોઢાપર ત્રાસના સ્પષ્ટ ચિન્હ હતા, તેના હોઠ કાપતા હતા, તેની આખો તે દયામણી રીતે ઉઘાડયા કરતો હતો શક્તિ, શૌર્ય, અને સસ્કારના મદમા કાક તે મનુષ્યજતુ તરફ જોઇ રહ્યો

કોણુ છે તુ?' સખ્તાઇથી કાક પુછ્યુ

'યા—વા જનાબમા પેલ એ જવાબ દીધો,

"લા ને બા' ડોળા કાઢી કાકે પુછ્યુ "બોલે છે કે નહીં? નહીં તો હમણા ને હમણા વીંધી નાખીશ"

પેલા માણુસે હાથ જોડયા અને ધમડાતો આવી ને કાકને પગે અડકવા ગયા

"શાન્તમ્ પાપમ્' કાક સ્પર્શથી દૂષિત થવાના ડરથી પાછો ખસ્યો અને બોલ્યો 'ખબરદાર જો મને અડકયો તો તુ છે કાણુ?"

"મુસલમીન પેલાએ ભોય સાથે દાઢી ઘસતા કહ્યુ કાક કે સમજ્યો નહીં

' કૃપાળ તારુ કોઇ માણસની ભાષા આવડે છ કે નહી ?'

" યવન "

તો એમ બોલની અહીંઆ કયાથી આવ્યો ? તુ કયા રહે છે ?'

પેલાએ ખભાત તરફ આગળી કરી

' આ ઝાડ પર કયાથી આવ્યો ?"

થોડાક ગુજરાતી શબ્દો, થોડા ન સમજાય એવા શબ્દો, અને હાથના ચાળાથી તેણે સમજાવ્યુ કે તેના ઘરબારનો નાશ કરવામા આવ્યો છે અને બૈરી છોકરાને મારી નાખવામા આવ્યા છે

કાણ ?

' ઇમરાબક " કહી શ્રાવકો જ્યા ચદન વસતા હતા ત્યા પેલાએ આગળી કરી

"શ્રાવકોએ ? શા સારૂ ?"

' યવન ' પેલાએ ટુકમા જવાબ આપ્યો કાક સમજ્યો

" તારુ નામ શુ ?'

' ખતીબ "

' ખતીબ " અશક્તને નિરાધારોના નામ બગાડવાનો જે અધિકાર હોય છે તે અધિકારનો ઉપયોગ કરતા કાકે કહ્યુ કાક જરાવાર જોઇ રહ્યો પોતે જે કાર્ય સાધવા માટે આવ્યો હતો તેમા આ માણસ મદદ રૂપ થશે કે કેમ તેનો તે વિચાર કરવા લાગ્યો

" તે કોઇને ફરીયાદ કરી ? '

ખતીબે ડોકુ ધુણાવ્યુ અને આકાશ તરફ આગળી કરી "અલ્લાહ "

' ઉદા મત્રી પાસે ફરીયાદ કરવી હતી ને ?" કાકે પુછ્યુ

" ઇસરાબક "

' શુ કહે છે ભટ્ટાર્ક જયસિહદેવ મહારાજના રાજ્યમા મત્રીઓ ફરીયાદ નહીં સાભળે એવુ તે હોય ?" ખતીબે ડોકુ ધુણાવી દાઢી પર હાથ ફેરવ્યો

"ચાલ મારી સાથે મત્રીને આપણે ફરીયાદ કરીયે ' ડોસાએ ડોકાવતી ના પાડી

"હરામખોર ! ત્યારે તારીજ વાત ખોટી છે ખરી હોય તો ચાલ" કહી કાકે દાત પીસ્યા ખતીબે નિરાશાભરી હા કહી 'ઠીક બેસ હું ખાઈ લઉં"

ખતીબે પેટ બતાવી પોતે પણ ભુખ્યો છે એમ સમજાવ્યુ "ઉભો રહે મારે ખાતા વધે તે આપુ" કહી કાક જમવા બેઠો અને વધેલુ ખતીબને આપ્યુ

ખતીબ જ્યારે ખાઈ રહ્યો ત્યારે કાકે પોછા પોતાના વસ્ત્ર અને શસ્ત્ર સજ્યા અને એક ઝાડની ઘટામા સાઢણી બાધી રાખવાનો હુકમ રબારીને કરી, ખતીબને સાથે લઈ તે ખભાત તરફ ચાલ્યો

જેમ ખભાત પાસે આવતુ ગયુ તેમ તેની સમૃદ્ધિની સાક્ષી પુરનારા રમણીય કિલ્લાનો અને ચૈત્યો દેખાવા લાગ્યા બપોરે બને જણ ખભાતના દરવાજા પાસે આવી લાગ્યા કાકની તીક્ષ્ણ નજર ખભાતના કોટની શક્તિનુ માપ કાઢવામા કેટલોક વખત ગુથાઇ તે વિચાર છોડી કાકે ખતીબની સામે જોયુ તો તે વધારે ધ્રુજતો દેખાયો

"કેમ ?" કાકે પુછ્યુ

શહેર બહાર કેટલીક ઝુપડીઓ અને એક મોટુ ઇટનુ મકાન બળી રહી પડેલા હતા, કેટલાકમાથી અણુશમેલો આગ કોઇ વાર નીકળતો હતો આ તરફ ખતીબે આગળી કરી અને કપાળ કુટ્યુ

"આ તારુ ઘર ?"

ખતીબે ડોકાવતી હા કહી

"આ મોટુ મકાન શાનુ છે ?"

ખતીબે ઇસારાથી સમજાવ્યુ કે તે ઇશ્વર-સ્તવન કરવાનુ સ્થાન હતુ

"ઠીક ચાલ" કાકે કહ્યુ

ડરતા ડરતા ખતીબે કોટના દરવાજા આગળ બેઠેલા રક્ષકો તરફ આગળી કરી

"ડરે છે શુ કામ ? હુ છુ ને કોની મગદુર છે કે તારો વાળ વાકો કરે ચાલ" કહી કાકે પોતાની ડાગ મજબુત રીતે પકડી કમરબધમા તરવાર ઢીલી કરી અને તે દરવાજા તરફ ચાલ્યો

# પ્રકરણ ૧૪ મું

## ખંભાતનું આતિથ્ય

કાકનું હૃદય જરા ધબકતું હતું છતાં હીંમતથી તે દરવાજામાં પેઠો. ખતીબ તેને પગલે પગલે ચાલ્યો આવતો હતો.

દરવાનોએ જેવો ખતીબને જોયો તેવાજ તેઓ બુમ મારી ઉઠ્યા અને એક જણ એક ભાલો લઇ તેના તરફ આવ્યો. કાક બે ડગલા પાછળ હઠ્યો અને પોતાનું શરીર ખતીબના રક્ષણ માટે વચ્ચે ધર્યું. ભાલો લઇ આવનારે કાકને જોયો અને તેની તેજસ્વી કાંતિ અને શસ્ત્રોથી તે ડરી જરા અચકાયો. કાક ગૌરવથી પાછો દરવાનો તરફ જોઇ રહ્યો.

"એ તો ખતીબડો" એક દરવાને આગળ આવી કહ્યું. "અહીંઆ આવ."

રહેસાતા બકરાની માફક ખતીબ કાકની સામે જોઇ રહ્યો.

"કેમ શું કામ છે?" કાકે સખ્તાઇથી પુછ્યું.

"ભટજી! તમે તમારે રસ્તે જાઓ. અમે તમને બોલાવતા નથી." બીજા બોલનારે કહ્યું. "ખતીબડા આમ આવ, નહીં તો મુઓ સમજજે." આ દરવાને પહેલાના હાથમાંથી ભાલો લઇ ખતીબ તરફ લબાવ્યો.

"ખતીબ! તું ગભરાતો નહીં." કાકે તરત ભાલો સામેથી પકડ્યો અને દરવાનને કહ્યું. "જરા ચેતીને વાત કરજે. અમે ઉદામહેતા પાસે જઇએ છીએ."

બધા દરવાનો તેમજ આ વાત સાંભળી ભેગા મળેલા બે ચાર યોદ્ધા ખડખડ હસી પડ્યા.

"અરે વાહરે ઉદામહેતા પાસે જનારનું મોઢું!" જેનો ભાલો કાકે ઝાલ્યો હતો તે બોલ્યો અને ભાલો ખેંચી લેવાનો તેણે પ્રયત્ન કર્યો. પણ ખેંચાખેંચમાં આખોજ ભાલો કાકના હાથમાં આવ્યો. પેલો દરવાન ગુસ્સામાં અપશબ્દ બોલવા લાગ્યો. કાક તિરસ્કારભર્યું હસ્યો અને ખતીબનું બાવડું ઝાલી તેણે તેને આગળ કર્યો. આ ગરબડ અને ખતીબ એ બેને જોઇ રસ્તે જતા બધા ઉભા રહેતા હતા તેને કાકે મોટેથી કહ્યું. "રસ્તો મુકો."

પોતાનું ભક્ષ્ય હાથમાથી જતુ જોઇ જેમ જાનવર ખીજવાય તેમ દરવાનો ખીજવાયા તેમાના બે ત્રણ ખતીબને પકડવા દોડયા અને એકે તો તેનો હાથ પકડયો નિરાધાર ખતીબ મોત પાસે આવ્યુ સમજી આકાશ તરફ આંખો કરી, એના પ્રભુને સભારવા મડી ગયો.

કાકે જોયું કે વાત મારામારી પર આવી છે તેણે પેલો ભાલો ફેંકી દઇ પોતાનો જમણો હાથ નવરો કર્યો અને પોતાની ડાગ તે હાથમા લીધી અને તે સાથે તેણે ખતીબને પકડી આગળ ધસડવા માંડયો

પાસે ઉભેલો એક પ્રેક્ષક ખતીબ પર થુકયો, થુક કાકને ઉડયુ ગુસ્સામા કાક તેની તરફ ફર્યો અને ડોળા કાઢી બોલ્યો "ચડાલ! બ્રાહ્મણ પર થુકે છે?" થુકનાર ડરીને પાછળ હઠયો પાછળથી એક જણે બુમ મારી "મિથ્યાદષ્ટિ!"* એ બુમ બેચાર જણે ઉપાડી લીધી

કાક દરવાજાની અદરના ચોગાનમા આવ્યો ખતીબને એક બાજુથી તેણે પકડયો હતો અને બીજી તરફથી દરવાન તેનો હાથ ખેચતો હતો એટલે પીડાનો માર્યો તે બીચારો ચીસો પાડવા લાગ્યો કાકે જોયુ કે હવે હાથ બતાવ્યા વિના છુટકો નથી તેણે પેલા દરવાનને દૂર હઠવા કહ્યુ અને પોતાની ડાગ ઉગામી પાછળથી કોઇએ એક ઢેફુ માયુ તે કાકને લાગ્યુ એક દરવાને પાછળથી આવી ભાલાની અણી કાકના વાસા પર તાકી

જેમ સિહ વીફરે તેમ કાક વીફર્યો તેણે ગર્જના કરી, ડાગવતી ભાલાના બે કડા કર્યા અને એકજ ઝપાટે જેણે ખતીબનો હાથ ઝાલ્યો હતો તેને દૂર કર્યો

આ બધુ બન્યુ તેમા પા અડધી ઘડી પણ પુરી નહોતી થઇ એટલામા સામેના રસ્તાપરથી બે ચાર સૈનિકો આવતા જણાયા દરવાનોને હીંમત આવવાથી તેઓ કાક પર જે હથીઆર આવ્યુ તે લઇ ધસ્યા, ભેગા મળેલા લોકોએ ઢેફાનો વરસાદ વરસાવવા માડયો પેલા સૈનિકો પણ આ તોફાન જોઇ તેમા સામેલ થવા દોડતા આવ્યા.

કાકે "જય સોમનાથ" ની ઘોષણા કરી અને પોતાની ડાગ ફેરવવા

* જૈન ધર્મને નહીં માનનારને એઓએ આપેલું નામ

આડી લાકડી—પટા તો લાટના રહેવાશીઓના બાપના ગણાતા* એટલે કાક જેવા યોદ્ધાની ડાગ કડીવાળી લાકડી મટી સજીવ થઇ ગઇ અને સુદર્શનચક્રની ત્વરાથી તેના માથાની આસપાસ ફરવા લાગી તે ડાગે એક છોડી અનેક સ્વરૂપો લીધા, ગાડા હાથીની સુઢની માફક ચારે તરફ સપાટા લગાવવા શરુ થયા કોઇની તરવાર ગઇ, કોઇના ભાલાના બે ભાગ થયા, કોઇની પાઘડી ધુળમા રગદોળાઇ, કોઇના માથા ખોખરા થયા લોકો બુમરાણ કરવા લાગ્યા તે સાભળી કેટલાક વધારે માણસો દોડી આવ્યા ચોમેર ઘરના ઓટલા પર લોકો જોવા મળ્યા બધા ખતીબને ભુલી ગયા અને કાકનેજ પકડવા પ્રયત્ન કરવા લાગ્યા

કાકે જોયુ કે આ પ્રમાણે વધારે લાબો વખત ચાલે એમ નથી તેનો જમણો હાથ ઘવાયો હતો એટલે તેની ડાગ વધારે વાર કામ લાગે એમ નહોતી આ કારણથી તેણે વધારે સખત ફટકા લગાવવા માડયા ચખસજસમા આ નરની ભયકર શક્તિથી લોકો વીખરાવા લાગ્યા

એકદમ બે સ્વાર પાણીપથા ઘોડા પર દરવાજામા પેઠા તેઓ દૂરથી થાકીને આવેલા લાગતા હતા તેમણે આ રમખાણ જોયુ, કાકને જોઇ કૈ વાત કરી અને બુમ મારી "શાતિ, શાતિ"

કાક પર હુમલો કરી રહેલા લોકોએ તેમને જોયા અને તેઓ એકદમ અટકી પડયા કેટલાકે ત્યાથી નાસવા માડયુ એ બે ઘોડેસ્વાર-માથી એક જણે મત્તાદર્શક અવાજે પુછ્યુ "નાયક! એ શુ કરો છો?"

કાક લોકોનો ગભરાટ જોઇ વધારે જોસથી ઘા કરવા લાગ્યો, પણ બેપાચ પલમા લોકો ખસી ગયા કાક થોભ્યો અને તેણે કપાળ પરથી પસીનો લુછવા માંડયો

પેલા બે ઘોડેસ્વારમાનો એક આગળ આવ્યો અને મીઠાશથી બોલ્યો "ભટજી! નાહક શા માટે આ લોકોને મારો છો? તમે તમારે રસ્તે જાઓ"

કાકે તિરસ્કારભરી નજરે યોદ્ધા સામે જોયુ "હા હા હું તો મારે રસ્તેજ જવાનો, અને જોઉં છુ કે કોણ તેની આડે આવે છે?"

---

* હાથચ

ઘોડેસ્વાર હસ્યો અને બીજાને ઇશારત કરી બંને જણાએ હસીને ઘોડા મારી મુક્યા

આ મશ્કરીથી કાકને ગુસ્સો ચઢ્યો, પણ તે રોકી તેણે ચારે તરફ જોયું તેના ફટકાના ભોગ થઇ પડેલા પાંચ છ જણ બેભાન થઇ પડ્યા હતા, દરવાનો પોતાના દરવાજા પર જઇ એક બીજાને વાગેલા સોળ જોતા હતા, થોડાક લોકો ચકલાને પેલે છેડે જઇ હવે કાક શું કરે છે તે જોવા ઉભા રહ્યા હતા, અને ગભરાયલો ખતીબ એક ઓટલા પર ઉંધુ માથુ નાખી યાવની ભાષામાં કૈં બબડતો હતો

"મુર્ખા! એ શુ કરે છે? ચાલ ઉઠ" કહી કાકે ખતીબનો હાથ ઝાલ્યો અને આસપાસ જોયું. સામે એક નાના ઘરનુ બારણું અધઉઘાડુ રાખી એક સ્ત્રી ઉભી હતી તેને કાક કહ્યું "બ્હેન! જરા પલવાર વીસામો લેવા દેશો?" સ્ત્રી ગભરાઇ ગઇ અને બારણુ દેવા ગઇ કાકનો મીજાજ ગયો તેણે ઝપાટાબધ ઓટલા પર ચઢી બારણાને ધક્કો મારી ઉઘાડી નાખ્યુ અને ખતીબને કહ્યુ "ચાલ અદર આવ!" ખતીબ ધ્રુજતો ધ્રુજતો પાછલ આવ્યો અને કાકે નીરાતે બારણાને અદરથી આગળો વાસ્યો

"કોઇ આવો રે! આવો!" કહી સ્ત્રીએ બુમ મારી એટલે અદરથી ત્રણ પુરુષો દોડતા આવ્યા

"ભાઇ! આ શુ કરો છો?" કાકે મીઠાશથી પુછ્યુ "આ તે શહેર છે કે વેરાન? પરદેશી અતિથિનો કોઇ ભાવ જ પુછતુ નથી?"

ત્રણ નવા આવનારમાંનો એક વૃદ્ધ પુરુષ બોલ્યો "ભાઇ, પણ પારકા ઘરમા—"

"કાકા! આજે પદર દિવસ થયા પગ નથી વાળ્યો તો એક પલવાર બેસવા નહીં દો?"

"કોણ ભૂદેવ છો?" ડોસાએ કાકની રુદ્રાક્ષની માલા અને ત્રિપુડ્ર જોઇ પુછ્યુ.

"હા"

"એમ? પધારો પણ આ યવન કોણ છે?"

"એક ગરીબ, બીચારો, નિરાધાર માણસ છે તમે બધાએ એના ઘરબાર બાળી મુકયા છતા હજુ સતોષ નથી થયો ? એ ઓશરીમા પડી રહેશે પછી ? છે ?'

ડોસો સમજ્યો નહીં એટલે તેના એક સાથીએ કહ્યુ "દામુ ફુવા! એ તો કાલે જે યવનોના ઘર બાળી મુકયા તેમાનો એ છે"

"ત્યારે તમે અહીંઆના નથી?" ઘરના અંદરના ભાગમા દાખલ થતા કાકે પુછ્યુ "શ્રાવક છો?"

"નારે ભાઇ, હુ તો ધધુકાનો છુ" દામુ ડોસાએ કહ્યુ "મારા ભોગ લાગ્યા તે ગઇ કાલનો અહીંઆ આવ્યો છુ બીરાજો મહારાજ! અમે તો મોઢ વાણીઆ છીએ જલનુ શુ કરશો?" કહી ડોસાએ પાનની ઝોયણી કાઢી કાકની સામે મુકી

"મને પાણી નથી જોઇતુ એક ઘડી, બે ઘડી થાક ખાઇને હું રજા લઇશ મારે હવે આ ગામમા રહેવુ નથી"

"કેમ? તમે ઉદા મહેતાની ચાકરી નથી કરતા?"

"હુ? ઉદા મહેતાની?" ગર્વમા માથુ ઉચુ કરીને કાકે કહ્યુ "ચાકરી કર તો જયસિહદેવ મહારાજની ઉદા મહેતા તમારો ગમે તેવો હોય, પણ મારે મન—" કહી કાકે પેલા લોકો સામે જોયુ તેણે ધાર્યું કે ખભાતના શહેરી આગળ ઉદા મહેતાને ગાળો દેવી કામની નહીં

"અરરર—બોલશો નહીં" એક જુવાનીઆએ કહ્યુ "અહીંઆ તો વા પણ વાત લઇ જાય છે"

"પણુ અહીંઆ વાત કરવા જેવી શી હોય? મે તો સાભળ્યુ છે કે ઉદા મહેતા રામરાજ્ય ચલાવે છે"

"હાસ્તો જે શ્રાવક હોય તેને ખરુ" ડોસાએ કડવાશથી ઉમેર્યું

"ત્યારે બીજા લોકો મહારાજને કાને કેમ વાત નથી લાવતા?" કાકને આ લોકોની વાતમા કૈં રહસ્ય જણાયુ તેણે જોયુ કે આ લોકો ઉદાની રાજનીતિના વિરોધી હતા, એટલે પોતાને કૈં ઉપયોગ લાગે એવા હતા કે કેમ તે તેણે તપાસવા માડયુ "મુજાલ મહેતાને હાથે કોઇને ન્યાય ન મળ્યો એમ કદી સાભળ્યુ છે?"

"અરે મહારાજા! નદીમા રહી મગર જોડે વેર કરવુ કેમ બને? તમે તો પરદેશી છો ઉદા મહેતાને ઓળખતા નથી" ડોસાએ કહ્યુ

"પણ એવુ તે તેણે શુ તમારુ બગાડયુ છે?"

"ભટજી! એ વાત જવા દો"

"ના ના, કહો તો ખરા મારે ને એને કઈ મિત્રાચારી નથી મારી હનણા પૂજા થઇ તે જોઇ નહીં?"

" ના અમે અમારી કથા કુટતા હતા" હામુ ડોસાએ નીસાસો નાખ્યો

આ લોકોને વિશ્વાસ બેસાડવા કાકે ખતીબનો તથા પોતાનો અનુભવ સવિસ્તર કહ્યો

"અરે મહારાજ! તમારે તો મારામારી થઇ, પણ અમારી તો સાત પેઢીનુ સત્યાનાશ વળી જવા બેઠુ છે." ડોસાએ આખમા ઝળઝળીઆ સાથે કહ્યુ

"કેમ?"

"મારા દીકરાને મુડવા બેઠા છે તેમ" ડોસાએ ફરીથી નીસાસો નાખી જવાબ દીધો

"આ મારા ફુવાનો ભત્રીજો છે તેના એકના એક દીકરાને કાલે સાધુ બનાવે છે"

"પણ તમે શુ કરવા રજા આપો છો?"

"અમારુ નખ્ખોદ જવા બેઠુ છે તેમા" ડોસાએ આક્રંદ કરતા બોલવા માડયુ

"ભક્તાણુ પેસે નૈ ઘર વડે ભાઇ, અમારા પાહિણી વહુ રહ્યા શ્રાવક તે એક એક—"

"હામુ ફુવા! જરા રીતસર તો વાત કરો કે ભટજીને સમજ પડે" પેલા જુવાનીઆએ વાત કહેવા માડી

"દેવચંદ્રસુરિ મહારાજ ધંધુકે આવ્યા હતા તેમણે અમારા ચાગાને જોયો ને કહેવા બેઠા કે એ છોકરો તો મોટો સાધુ થવા જન્મ્યો છે"

"પછી?"

"પછી પાહિણી વહુ-છોકરાની માએ ને એના નેમા મામાએ* છોકરો આપી દીધો" ડોસાથી ન ર્હેવાતા તે વચ્ચે બોલી ઉઠયો "બૈરાની અક્કલ પાનીએ"

"પણ તમારો ભત્રીજો શુ કરતો હતો? તે ક્યા છે?"

"પહેલા તો તે લઢયો, પણ ઉદા મહેતાએ ધમસાણ ધાલ્યુ ધમસાણ ધમસાણ!"

"તેણે ચાચીગને મનાવ્યો મારો ચાગો કાલે મુંડાવાનો." ડોસાની આખમાથી દડદડ આસુ પડવા લાગ્યા "શો મારો દેવ જેવો છોકરો છે

"પણ તેમા ઉદા મહેતાને શો ફાયદો?" કાકે પુછ્યુ

"ભટજી! એમના જોષીઓ કહે છે કે એ જીવશે તો કા તો મોટો રાજા થશે કે કા તો મોટો અર્હત્" જુવાનીઆએ ઉમેર્યું "દેવચદ્રસુરિ જીદ લઇ બેઠા છે"

"કરેની અર્હત્ એના બે દીકરા પડયા છે તેને' ડોસાએ ઉમેર્યું "મોટો પારકા છોકરાને જતિ કરવા બેઠા છે તે!"

'ફુવા! આકળા શુ કામ પડો છો? ભટજી! આ દુખ કોને કહીએ? બાપ હા પાડે, મા હા પાડે, હવે શુ મોઢુ લઇ ફરીયાદ કરીએ?"

"કોઇ રીતે તમારા ભત્રીજાને સમજાવાય તેમ નથી?" કાકે ઉદાની ઉસ્તાદી પર ખીજા થતા કહ્યુ તેને આ ડોસા પર દયા આવી અને તેનું દુખ નિવારણ કરવાનો રસ્તો ખોળવા તે બેઠો, તે ઉપરાત તે એ પણ વિચાર કરવા લાગ્યો કે આ વાત તેના કામમા કૈં ઉપયોગ આવે એવી હતી કે કેમ

"અરે મહારાજ ઉદા મહેતાને તમે ઓળખતા નથી, ભલા અડીએલ ટટ્ટુને પણ સમજાવી સીધો કરે એવા એ છે" જે ત્રીજો માણસ અત્યાર સુધી છાનોમાનો બેસી રહ્યો હતો અને જે ઘરનો માલીક હતો તેણે કહ્યુ

* નેમીનાગ–કુમારપાલપ્રબન્ધ

"ત્યારે એને ભેદથી સીધો કરો"

"તે કેમ?"

"તમારા ચાગાને ઉપાડી જાઓ પછી કોને સાધુ બનાવવાનો હતો?"

ડોસાએ આતુરતાથી કાકની સામે જોયુ નિરાશાભર્યા આકાશમાથી આશાનું બિંદુ પડતુ હોય તેમ તેને લાગ્યુ

"હે!"

"પણ એ થાય કેમ?" ભત્રીજાએ તેટલીજ આતુરતાથી પુછયુ

"એ છોકરો છે કયા?"

"સાલીગ વસહીકામા* ભટજી!" દામુ ડોસાએ હાથ જોડયા. તેનો અવાજ આશાવાન્ થયો "તમે શકર ભગવાનના અવતાર છો આટલુ મારા ગરીબ વાણીઆનુ કામ કરી આપો તમે તો શૂરવીર છો, દાના છો સોમનાથ ભગવાનેજ તમને મોકલ્યા છે"

કાક આ ખુશામતથી મુછમા હસ્યો આ તોફાન કરવુ તે તેની યુક્તિઓને અનુકૂલ થશે કે કેમ તેનો તેણે વિચાર કર્યો કાકે એકદમ પોતાના ઘુટણ પર હાથ ઠોક્યો "ઠીક!"

"શુ?"

"હુ તમારા ચાગાને લઇ આવીશ, પછી કંઈ છે? પણ એ વસહિકામા છોકરો કયા છે તે કોઇને ખબર છે? રાતે હુ જઇશ"

"હા, મને ખબર છે' ડોસાએ કહ્યુ, "સોમનાથ ભગવાન્ તમારુ કલ્યાણ કરે"

"પણ એને ગામમાથી લઇ કેમ જશો, રાતે કોટ તો બધ થશે?"

"હા, એ તો મુવા નહીં ને ભૂત થયા"

"તેનો વાધો નહીં" ઘરવાળો બોલી ઉઠયો મારા શેઠના વહાણ છે. તમે કહો તો એક મછવો તૈયાર રાખીશુ ભુતીઆ ઓવારે રાતે કોઇ નહીં હોય એટલે અહીંઆથી છુટાશે"

"હા, એ પણ ઠીક છે" કહી કાકે બધાના નામઠામ પુછી લીધા

---

* અપાસરાનુ નામ

# પ્રકરણ ૧૫ મું
## ખંભાતનો પતિ

કાકને ખતીબ મળ્યો એટલે ખભાતમા વધારે રહેવાનું તેને પ્રયોજન નહોતુ, પણ ઉદા જેવા પ્રખ્યાત મત્રીને શાપ આપવાનો શોખ તેને ઘણો થઇ આવવાથી અને કેટલેક અશે આ ડોસા પર દયા આવવાથી તેણે આખો દિવસ અહીંઆ ગાળવાનુ નક્કી કર્યું ડોસા સાથે વાતો કરી રહીને સવારની મહેનતનો થાક ઉતારવા તેણે જરા સુવાનો વિચાર કર્યો પણ તેણે ફેટાનુ ઉશીકુ બનાવ્યુ ન બનાવ્યુ એટલામા બારણા ઠોકાયા અને ઘરવાળો સોમદત્ત ગભરાતો ગભરાતો આવ્યો

"મહારાજ ! તિલકચદ્ર ભટરાજ તમને મળવા આવ્યા છે"

કાક કુદીને બેઠો થઇ ગયો "શુ ?"

"ઉદા મહેતાના ભટરાજ બહાર આવ્યા છે અને કહે છે કે પાટણથી ભટરાજ આવ્યા છે તેમને મળવુ છે"

"પણ કેમ જાણ્યુ કે તે હુજ ?"

"હા કહે છે કે લાટના બ્રાહ્મણ છે આપ નહીં તો બીજો કોણ ?"

કાક ચમક્યો "ઉદાના ભટરાજને ક્યાથી ખબર પડી ?" એક પલવાર તે વિચારમા પડ્યો, જરા ગભરાયો અને પછી હીંમતથી જવાબ દીધો

"ઠીક, બોલાવ ત્યારે નવાણુ ત્યારે ભર્યાં સો. ઉદા મહેતા નહીં તો તેનો ભટરાજ પણ જરા ઉભા રહો" કહી કાક જઇ ખતીબને ઓશરી પાસે લાકડા ભરવાની ઓરડી હતી ત્યા બેસાડી આવ્યો અને પછી સ્વસ્થ થઇ બેઠો પોતે લાટનો છે અને પાટણથી આવ્યો છે તે કેમ જણાઇ ગયુ તેનો એ વિચાર કરવા લાગ્યો

"થોડી પલમા એક સ્વરૂપવાન, તેજસ્વી, જુવાન યોદ્ધો આવ્યો અને તેણે કાકને નમસ્કાર કર્યા

"ભટરાજ ! પ્રણામ"

"જય સોમનાથ" કહી કાકે નમસ્કાર વાળ્યો "બીરાજો બોલો શુ કામ છે?"

"ઉદયન મંત્રી આપને મહેલે તેડે છે" તિલકચંદ્રે કહ્યું

"ઉદયન મંત્રી! મને? કૈં ભુલ હશે ભુલ"

"જરા તો કહો ત્રિભુવનપાલના ભટરાજ અને જયસિંહદેવ મહારાજનો સંદેશો લઇ આવનાર આપ જ કે?"

"ના. હું તો ત્રિભુવનપાલનો માત્ર ભટ છું અને મારે પોતાને કામે અહીંઆ આવ્યો છું"

"એમ ત્યારે, પણ આપની ખ્યાતિ મહારાજે એટલી બધી સાભળી છે કે આપને તેડવા મોકલ્યા છે, માટે પધારો"

"મારી ખ્યાતિ!" ખોટુ આશ્ચર્ય દર્શાવતા કાકે કહ્યું "કૈં પણ ભુલ હશે"

"ભુલ હોય નહીં, કાક ભટજી!" તિલકચંદ્રે જરાક હસતા કહ્યું કાક ફીકો પડયો તેનુ નામ પણ પહોચી ગયુ હતુ. તેણે જોયુ કે હવે ગયા વિના છુટકો નહોતો એટલે બાજી બદલી

"હવે બરોબર! મારુ જ નામ કાક વાહ! મંત્રી મહારાજે મારા પર શો અનુગ્રહ કર્યો દેવને પણ દુર્લભ એવાના દર્શનનો મને લાભ! ચાલો હું ઘડી બે ઘડી રહીને આવુ છું"

"ના રે હમણાજ પધારો, મહારાજ વાટ જુએ છે"

કાકે મનમા "મહારાજ" ને કૈં કૈં કહી નાખ્યુ અને ન છુટકે ઉઠયો તિલકચંદ્રે પણ કાકને વીલો મુકયો જ નહીં

"કેમ કાકા!" જતાજતા કાકે હામુ ડોસાને કહ્યું "હવે તો સાંજના જતા પહેલા મળીશ. જય સોમનાથ!"

"જય સોમનાથ! પ્રભુ તમને યશ અપાવે મહારાજ!" ડોસાએ ઝીણી આખ કરી કહ્યું

તિલકચંદ્ર સાથે કાક નીકળ્યો અને બહાર ઉભેલી પાલખી પર ચઢયો કાકે જોયુ કે તિલક એની ચોકી કરતો હતો, એટલે જાણે બધો જ અજાણ્યો હોય-એમ તેણે વાત કરવા માડી થોડી વારે એક ઘણા જ ભવ્ય પ્રાસાદ પાસે તેઓ આવી પહોચ્યા.

"અહીંઆ ઉદયન મંત્રી રહે છે?"

"ના રે આ તો વીતરાગપ્રાસાદ* છે મંત્રીમહારાજે હમણાં જ બંધાવ્યો છે"

"શી રોનક છે? દુનીઆ બધી જોઇ, પણ તમારા ચૈત્યોને કોઇ પહોંચે નહીં ધન્ય છે ઉદયન મંત્રીની ધાર્મિક બુદ્ધિને" કાકે ઉમેર્યું તિલકને લાગ્યું કે કાક મશ્કરી કરતો હતો

પ્રાસાદ આગળ બંને પાલખીમાંથી ઉતર્યા અને અંદર પેઠા જે મંદિરમાં તીર્થંકરની મૂર્તિ હતી તે બારણાથી દૂર હતું અને વચ્ચે મોટું આરસપહાણનું ચોગાન હતું ચારે તરફ નાનાનાના ફુલોના ઝાડના ક્યારા બનાવ્યા હતા અને વચ્ચે એક નાનો ગોળ, કાળા આરસનાં પગથીઆવાળો જલકુંડ શોભામાં અત્યંત વધારો કરતો હતો આ બાગની રચના અને દૂર દેખાતા મંદિરની ભવ્યતાએ કાકને પણ આંજી નાખ્યો તેનો સ્વભાવ શોખીન નહોતો અને આવા સૌંદર્યથી પરિચિત નહોતો એટલે તેને આ સુંદર સ્થલમાં પ્રસરી રહેલા આનંદના વાતાવરણથી કૈંક મુઝવણ થઇ

તિલકચંદ્ર અને કાક જતા હતા એટલામાં સામેથી એક માણસ આવતો દેખાયો તે માણસમાં કૈં અસાધારણ નહોતું એટલે કાકનું તેના તરફ લક્ષ્ય ગયું નહીં, પણ તિલક "ભટજી! જરા ઉભા રહો" એમ કહી એકદમ તેની તરફ ગયો તિલક એવા માનથી તેની પાસે ગયો કે કાકે તે તરફ ધ્યાન આપ્યું

તે માણસ સાધારણ ઉંચો અને સુકકો હતો, ઉંચા કુલના શ્રાવકો કરતાં તેનો રંગ કાળો હતો, તેણે એક સાદું પીતાંબર પહેરી એક સાધારણ રેશમી ઉપરણું નાખ્યું હતું, માત્ર સોને મઢેલી પાવડીઓ જ તેની સમૃદ્ધિનો ખ્યાલ આપતી હતી બે હાથમાં નાળીયર લઇ તે નીચું જોઇ ચાલ્યો આવતો હતો

તિલકને આવતો જોઇ તેણે ઉંચું જોયું અને ઘણા જ મીઠા

* જૈન મંદિરનું નામ.

હાસ્યથી તેનુ મોઢુ આકર્ષક બની રહ્યુ તેનુ મોઢુ અને માથુ નાના હતા અને માત્ર સીધુ લાબુ નાકજ પહેલી નજરે ધ્યાન ખેચતુ પણ કાક તેની આખો જોઇને વિચારમાં પડયો ઘણીજ નમ્રતાથી તે ઉભો હતો તે ઘણોજ સાધારણ ને નિર્જીવ દેખાતો હતો, પણ તેની આખો-તિલકને આવતો જોઇ તેનો અર્થ પામી જવા ઉત્સુક બનેલી ચપતાથી ફરતી આખો—જોઇ કાકને તેના પ્રભાવનો કૈક ખ્યાલ આવ્યો. તેણે ધીમેથી, નમ્રતાથી, જરા હસીને ડોકી હલાવતા પુછયુ "કાકભટજી આવ્યા ?"

કાક ચમકયો એને ભાન આવ્યુ આ સામાન્ય દેખાતો, નમ્રતાની મૂર્તિ જેવો—જેને એણે નજીવો જૈન ધાર્યો હતો તે—બીજો કોઇ નહીં પણ ખભાતની દોલતનો ધણી અને ચાર વર્ષના મત્રીપણામા પાટણુને પણ ગભરાવનાર ઉદયનમત્રી ! કયા બેતાલીશ વર્ષે 'ડહાપણનો ભડાર છે એ તો' એવી લોકોની માન્યતા પ્રમાણેનો ઉદો અને કયા ત્રીશ-પાત્રીશનો ગરીબડો વેપારી લાગતો ખરેખરો ઉદો કાકે કૈક મુજાલ મહેતાની તેજસ્વિતા, સર્જનમત્રીનો તાપ અને દાદાકનુ બુદ્ધિદર્શક રૂપ જોવાની એમા આશા રાખી હતી, પણ આ વ્યક્તિ બધાથી ભિન્ન હતી

ઉદયન મત્રી કાકને જોઇ હરખો—ખરુ જોતા તેનુ આખુ મોઢુ હસી ઉઠયુ હાસ્ય મીઠુ, મોહક હતુ આખો હસતી, પણ કાકને એકજ તેજના કિરણે માપવા મથતી હતી મુજાલ મહેતાની તરવારની ધાર જેવી નજર કાક સહી શકયો, પણ કુલ વર્ષાવતુ આનુ નયનતેજ કેમ ઝીલવુ તેની એને સમજ પડી નહીં

"કેમ ભટજી ! આવી પહોચ્યા ? કેમ પાટણમા બધા ખુશીમા તો છે ને ?" ઉદાના અવાજમાં ન કળી શકાય એવી ખુશામત ભરી હતી, તેનો સ્વરજ સામાને રીઝવવા પુરતો હતો ગભરાયલો કાક શો જવાબ દેવો તેનો વિચાર કરતો ઉભો

"મહારાજ ! શી ખબર આપને જોઇએ છે ?"

"બધીજ" ઉદાની આખોનો પ્રભાવ જોઇ કાકને લાગ્યુ કે પોતાનો નાનામા નાનો શબ્દ કે નકામામા નકામા ઉચ્ચારણ કીંમત અકાય

છે, પ્રયોજન શોધાય છે અને સાથે તેની પોતાની પણ કીંમત થાય છે "અમે તો પડ્યા પરદેશમા જે ખબર આવે તે ખરી" કહી આગલા સવાલના જવાબની વાટ જોતો તે ઉભો રહ્યો

"સેનાપતિ ઉબક પાટણ પર ચાલ્યો આવે છે અને શાંતુ મહેતા લશ્કર લઇ ભોગપુર ગયા છે"

"હા એ તો જુની વાત છે પછી તમે–" હસતુ મોઢુ રાખી ઉદાએ પુછ્યુ કાકને આ તપાસ અસહ્ય લાગી એટલે જે બનાવટ તેણે કરી હતી તે સામટીજ રજુ કરી દીધી

"મહારાજ! હુ તો મડલેશ્વર મહારાજનો સદેશો લઇ કાશ્મીરાદેવી પાસે ગયો હતો અને તરતજ પાછો નીકળ્યો"

"અહ–" ઉદાએ કહ્યુ પણ કાકે તેના અવાજ પરથી જોયુ કે તે તેનો એક શબ્દ પણ સાચો માનતો નહોતો "ત્યારે હવે નો તમે ભૃગુકચ્છ* જતા હશો?"

"ના ના એક મારો મિત્ર ત્યાથી આવવાનો છે તેને લેવા આવ્યો છુ"

"એમ કે? ત્યારે તો ઘણુ સારુ થયુ કે મને વેળાસર ખબર પડી મડલેશ્વરના મિત્ર એટલે મારા પણ ભાઇ, કેમ પ્રસન્ન બહેન ખુશીમા?"

"કાશ્મીરાબા ખુશીમા છે"

"ઠીક હું જરા પૂજા કરી આવુ ક્ષમા કરશો? તિલક! ભટજીને આાપણે ઘેર લઇ જા જો બરોબર બરદાસ્ત કરજે ગુજરાતમા એવા યોદ્ધાઓ થોડાજ છે" કહી તેણે જરા હસી, નમસ્કાર કરી કાકને તિલકને સોપ્યો

કાકે જોયુ કે હવે પોતે બરાબર સપડાયો હતો.



* ભરુચ

## પ્રકરણ ૧૬ મુ
## ઉદાને ઘેર

તિલક જોડે કાક ત્યાંથી નીકળ્યો ત્યારે તેની ખિન્નતાનો પાર રહ્યો નહીં ઉદાને પકડવા જતા તે જાતે પકડાયો હતો અને હવે કેમ છુટવુ તેનો રસ્તો કૈં દેખાતો નહોતો તેણે મુગામુગા ચાલ્યા કર્યું, પણ તેના મનમા તિલકનુ માથુ ભાગી નાખવાની આતુરતા વધતી ગઇ

"આ મહેતાજીનુ ઘર આવ્યુ" તિલકે થોડેક દૂર એક મોટા ઘર તરફ આગળી કરી કહ્યું

"ત્યારે આ શુ ?" એક પાસે ભવ્ય પણ જુનુ અને ઘણુ જ મોટુ મકાન હતુ તે જોઇ કાકે પુછ્યુ

"એ તો સાલીગ વસહીકા"

કાક સમજ્યો જ્યાં દામુ ડોસાના ભત્રીજાને રાખવામા આવ્યો હતો તે અપાસરો અને ધર્મશાળા જોઇને કાકનુ હૃદય વધારે ખિન્ન બન્યુ શુ મોઢે તે આવ્યો હતો ? અને હાલ તે કેવો થઇ રહ્યો ? તેણે દાત કચકચાવી ઉદા મહેતાને કૈં કૈં કહી નાખ્યુ

"આ તરફ અપાસરો નહીં" કાકે ઉત્તરમા પુછ્યુ

"ના મહેતાજીના ઘર તરફના ભાગમા ધર્મશાળા છે"

તે બંને ઉદા મહેતાના ઘરમા પેઠા તેની ખડકી ઉપર માઢ હતો અને અંદર ખુલ્લુ ચોગાન હતું કે જેની ત્રણ દિશાએ મકાન બાંધેલુ હતું ચોગાનમા નજર નાખતા કાકે ત્યા પોતાની સાઢણીને બાંધેલી જોઇ અને પોતાના રબારીને થોડેક દૂર એક નોકર સાથે વાત કરતા જોયો કાકની આખે અંધારા આવ્યા. સાઢણી અને રબારી જરૂર ઉદાની ઉસ્તાદીથી જ અહીંઆ આવ્યા હશે એમ તેને ખાત્રી થઇ

"રઘા !" કાકે બુમ મારી

"બાપુ"

"તું અહીંઆં ક્યાંથી ?"

"ભટજી!" તિલકે મીઠાશથી કહ્યું, "જ્યારે મને મહેતાજીએ આપને તેડવા મોકલ્યો ત્યારે બીજા માણસને આપની સાઢણી માટે મોકલ્યો હતો મહેતાજીના આતિથ્યમા કૈં મણા હોતી જ નથી"

કાકે હોઠ કરડયા મહેતાજીમા ખરેખર કૈં મણા નહોતી ઉદાએ તેને નજરકેદ કર્યો એટલુજ નહી, પણ તેને નાસી જવાનુ સાધન પણ અહીંઆ જ લાવીને રાખ્યુ કાક, ઉદા મહેતાના આતિથ્યથી ધ્રુજવા લાગ્યો તિલક પણ આતિથ્યસત્કારની વિદ્યામા નિપુણ હતો કાકને માટે દરેક પ્રકારની સોઇ તેણે કરવા માડી અને ઘણીજ મીઠાશ અને માનથી કાક માટે નાના પ્રકારની સગવડો સાધવા માડી આવી અપરિચિત પરોણાચાકરી જોઇ કાકનો કચવાટ વધ્યો પણ શુ કરવુ ? આ સોઇમા, આ સત્કારમા છુપાયલુ મુત્સદ્દીપણુ તે પારખી શક્યો અને પોતે કેવો ફસાયો હતો તેનો ખ્યાલ લાવી ચિંતા કર્યા શીવાય બીજો રસ્તો તેને જણાયો નહી થોડી વારે તેણે થાકનુ બાનુ કાઢી ઉદા મહેતા આવે ત્યા સુધી સુઇ જવાની ઇચ્છા દર્શાવી તરત તિલકે ઢોલીઓ ઢળાવ્યો અને કદી નહીં દીઠેલી એવી સુકોમલ પથારીમા ચિંતાતુર કાક પડયો આંખો મીંચી તેણે કૈં રસ્તો કાઢવાનો પ્રયત્ન કર્યો

બે ત્રણ ઘડી રહી ઉદા મહેતા આવ્યા તેમણે આવતા વાર કાકને મીઠાશથી વધાવી લીધો પોતાનુ ઘર બતાવ્યુ, પોતાના બે નાના છોકરા-વાહડ અને આબડનુ* ઓળખાણ કરાવ્યુ, વિવિધ પ્રકારની રમ્મય, ખુશ કરે એવી વાતો કરી અને બે ચાર દહાડા જરુર ખભાતમા રહી પોતાના પર અનહદ ઉપકાર કરવા આજીજી કરી કાક આ સાકરના સમુદ્રમા ડુબવા લાગ્યો

ઘડી બે ઘડીમા આ મુત્સદ્દીની મીઠી વાતોનો મોહ કાકને ઉતરી ગયો અને આ મુશ્કેલીભરી સ્થિતિમાથી કેમ છુટવુ તેના તે વિચાર કરવા લાગ્યો સાજ પડી એટલે તેના મિત્રને માટે ખબર કાઢવા બદર પર જવાનો

* પાછળથી ઇતિહાસમા મત્રી વાગ્ભટ અને દડનાયક આમ્રભટ તરીકે ઓળખાયા તે

ઇરાદો તેણે જણાવ્યો. ઉદાએ હા કહી અને તરત તિલકને બોલાવી હુકમ કર્યો કે, કાક ભટ્ટજીને જ્યા જવુ હોય ત્યા લઇ જવા "જોજે, તારે માથે દોષ ન આવે કે તે બરોબર ખભાત બતાવ્યુ નહીં સમજ્યો?" જતાજતા મહેતાએ તિલકને સોંપણુ કરી કાકે હસતે મોઢે પહેરેગીરની સોબત સ્વીકારી અને કચવાતે હૈયે બહાર નીકળ્યો

બહાર નીકળતા કાકે સાલીગ વસહીકા જોવાની ઇચ્છા બતાવી. તિલક ઘણા આનદથી તેને ત્યા લઇ ગયો કાકની શક્તિઓ આ ગુચવાડામા વધારે સતેજ થતી ગઇ તેણે ચારે તરફ નજર રાખી બધુ ધ્યાનમા લીધુ.

"આ પેલી તરફ હેમચદ્રસૂરિ મહારાજની વ્યાખ્યાનશાળા—"

"અને આ તરફ આ ઓરડીઓ શાની?"

"આ ભાગમા ધર્મશાળા છે ઘણુખરુ તો એ ખાલી રહે છે, પણ હમણા તો દીક્ષા લેનારાઓના માબાપો રહે છે."

"અહ આ બે ચાર દિવસમા કઈ છે ને? મહેતાજી કહેતા હતા" કાકે વાત જાણવા પુછ્યુ

"હા, પરમ દિવસે એક ધધુકાના વાણીઆના છોકરાને દીક્ષા આપવાની છે તમે પણ સારે અવસરે આવ્યા છો"

"કેમ?" કાક ચેતી ગયો કે આ છોકરો તે દામુ ડોસાના ભત્રીજાનો છોકરોજ હોવો જોઇએ

"અમારા ગુરુદેવ એ છોકરાના ભવિષ્ય માટે કૈં કૈં કહે છે" તિલકે કહ્યુ

કાક મનમા હસ્યો જો પ્રભુ કરે ને બધુ પાર ઉતરે તો કાલે સવારે કાક અને એ છોકરો બને ખભાત મુકી કેટલાએ કોસ દૂર જઇ પડે. કાકે ઝપાટાબધ મનમા ઘાટ ઘડવા માડ્યા અને સાથેસાથે તિલક જોડે તડાકા માર્યા બદર પર જઇ વહાણવટીઓને પોતાના કાલ્પત મિત્રની ખબર પુછી અને આખુ ખભાત ખુદી સોમદત્તના ઘર પાસે તે આવ્યો.

"તિલકચદ્રજી! જરા ઉભા રહો મારી લાકડી લઇ આવુ સવારે આ સોમદત્તને ત્યા રહી ગઇ છે"

જવાબમા ન સમજાય એવી રીતે તિલક હસ્યો તેને રસ્તામા મુકી કાક ઘરમા ગયો

ત્યા દામુ ડોસા અને સોમદત્ત તેનીજ વાટ જોતા બેઠા હતા કાકને જોઇ તે સહર્ષ ઉભા થયા કાકે નાક પર આગળી રાખી તેમને ચુપ રહેવા સુચવ્યુ અને કાનમા કહ્યુ "ડોસા! વસહીકામા જ્યા તારો ભત્રીજો રહે છે ત્યા તુ આજે રાત્રે જઇ શકશે?"

ડોસાએ આખ મીંચી હા કહી

"તુ ધર્મશાળામા છોકરાને મળવાનુ બહાનુ કાઢી રાત રહેજે, હુ મધરાતે આવીશ અને સોમદત્ત! તુ ઉદા મહેતાની હવેલી ને ધર્મશાળા વચ્ચે ગલી છે ત્યા ઉભો રહેજે"

"વારુ"

"ને પેલા ખતીબડાને બેસાડી હોડી ભુતીઆ ઓવારે તૈયાર રાખજે. જો ભુલ થઇ તો માર્યા ગયા સમજજે"

"મહારાજ! પ્રભુ તમને દીર્ઘાયુષી કરે. એ તો કામમા ફત્તેહ જરુર થવાની"

"ખતીબડાને ખાવાનુ આપ્યુ?"

"હા એ પાછળ કોઢ આગળ ઉંઘે છે" સામદત્તે કહ્યુ

કાકે પોતાની ડગ લીધી અને બહાર નીકળ્યો તિલક ત્યા નીરાતે ઉભો હતો તેને સાથે લઇ તે ઉદા મહેતાને ત્યા આવ્યો, નાહ્યો રાંધ્યુ અને ખાધુ તે પરવાર્યો અને ઉદા મહેતા આવ્યા

"કેમ કાકભટજી! ખભાત કેવુ લાગ્યુ? પાટણ કે ભૃગુકચ્છની તોલે તો નહીં, પણ ઠીક છે નહીં?" ઉદાએ હસતા પુછ્યુ

"અરે એમ શુ બોલો છો મહારાજ? મારા ધારવા પ્રમાણે તો આની આગળ પાટણ પણ હીસાબમા નથી શુ પૈસો છે?"

"પૈસાને શુ કરે? શૌર્ય વિના સમૃદ્ધિને શુ રડે? અહીંઆ અમારા તિલક જેવા તો કોઇકજ છે કે ઘેર ભુ ગળાય ફુકાય અને બખ્તરીઆ હાથીએ ઝુલે"

કાકની આખમા અદેખાઇનો પાર ન રહ્યો આ તિલક પાસે છપ્પન કોટિ ટકા? "ભલા ભગવાન્! તારે ઘેર શો અન્યાય!" મનમા કાક બબડ્યો

"હે?" તેણે મોટેથી કહ્યું

"એમા શુ? તમારા જેવા યોદ્ધા અહીંઆ હોય તો પાચ વર્ષમા લખલુટ ધન ભેગુ કરે"

કાકના મોઢામા પાણી આવ્યુ ક્યા જયદેવ મહારાજની લુખ્ખી ચાકરી ને ક્યા ઉદા મહેતા જેવી કામદુધા ગાયની સેવા?

"અહીંઆ તો તમારા જેવાનીજ ખોટ છે. આ અમારો દુર્ગપાલ ગુજરી ગયો છે તેની જગ્યાએ કોઇ લાયક મળતુજ નથી"

કાકનુ મન પલળ્યુ આવો ધણી, આવુ ધનાઢ્ય શહેર, આવી નોકરી, જીદગી સફલ કરવાનો અવસર તો આજ દેખાયો બીજી પલે લાટની રાજનીતિ-ત્રિભુવનપાલ-મુજાલ મહેતા-પાટણના રાજ્યકર્તાઓમા પોતાનુ સ્થાન મેળવવાની મહત્ત્વાકાક્ષા—આ બધા તેને યાદ આવ્યા ક્યા પોતે બ્રાહ્મણ, ક્યા ઉદો શ્રાવક મારવાડી તે હસ્યો અને બોલ્યો "મહારાજ! શો અનુગ્રહ? પણ મડલેશ્વર મહારાજને ત્યા મારે કે ખોટ નથી"

"અમારુ દુર્ભાગ્ય" મીઠુ હસીને ઉદાએ કહ્યુ, "પણ આજે નહીં તો કોઇ પણ વખતે જરૂર પડે તો ઉદા મહેતાને ત્યાં તમારા શૌર્યને લાયક ચાકરી મળશે"

"મહારાજ! આ ઉપકાર ક્યારે વીસરીશ?"

"ચાલો, હવે મારે પ્રભુ દેવચદ્રસૂરિને મલવા જવુ છે હુ જાઉં છુ, સવારે મળીશુ"

કાકે હાથ જોડ્યા અને મનમાં બબડ્યો "સવારે તો શુ પણ ચોરાશી લાખ અવતારમાએ ભેગો નહીં થતો બાપજી!"

ઉદો ગયો અને તિલક અને કાકે સુવાની તેયારી કરી.

# પ્રકરણ ૧૭ મું

## જેમાં કાક ઇતિહાસક્રમ ઉંધો વાળવાની તક ગુમાવે છે

થોડી વારે બને જણા સુતા, પણ કાકને ઉંઘ આવી નહીં એક દિવસમા જે બનાવોની પરંપરા અનુભવી હતી તેના અને હવે કેમ છુટાશે તેના વિચારો કરતા તેનો વખત ઝપાટાબંધ ચાલ્યો ગયો.

મધરાત પહેલાના ચોઘડીઆ વાગ્યા કાકે જોયુ તો પાસે તિલક નીરાતે ઉંઘતો હતો અને ઘરમા બધે શાંતિ પ્રસરી રહી હતી બહાર સુદ બારસની ચાંદની સૃષ્ટિ પર અમૃતધારા વરસાવી રહી હતી

તે ઉઠ્યો અને ઝપઝપ કપડા અને શસ્ત્ર સજી લીધા, પાઘડી છોડી કમરે બાંધી અને હાથમા ડાંગ લીધી તે ચોરની ચપલતાથી એક બે ઓરડા વટાવી ઓશરીમા આવ્યો બે ચાર પાર્શ્વકો દૂર સુતા હતા તે ન જાગે એમ તેણે બારણુ ઉઘાડ્યુ બહાર ચોગાનમા ચાંદનીનો ઉજાસ હતો એટલે તેને પેલે પાર જવુ અઘરુ લાગ્યું વિચારમા તે થોડી વાર ઉભો રહ્યો માઢના મોટા દરવાજા આગળ પાંચ છ અનુચરો ઉંઘતા હતા, તેમાથી રખેને કોઇ જાગે તો તેને જોઇ બુમ મારી ઉઠે એવી તેને બીક લાગી

તે ઝપાટાબંધ દોડી એક થાંભલા પાછળ ભરાયો કોઇ હાલ્યુ કે ચાલ્યુ નહીં એટલે થોડી વારે તે ત્યાથી નીકળી એક ઝાડ પાછળ ભરાયો એટલામા માઢ નીચે સુતેલા અનુચરો ઉઠ્યા અને કાકના ગભરાટનો પાર રહ્યો નહીં

બહાર મશાલો બળતી હતી તેનો ઉજાસ ચોગાનમા પડ્યો કાકે ઝાડ પછાડી ઉભા રહી જોયુ તો ઉદા મહેતા દેવચંદ્રસૂરિને મળી પાછા આવતા હતા. જો અત્યારે તે પોતાની ખબર પુછે કે મશાલના અજવાળામા પોતાને જોઇ જાય તો શુ પરિણામ થાય તે વિચારે કાકનુ હૃદય ધબકી ઉઠ્યુ હોઠ પર હોઠ દબાવી તે ઉભો રહ્યો

ઉદા મહેતા આવ્યા, એક નજર ચોગાન તરફ નાખી અને પોતાની

મેડી પર ચાલ્યા ગયા મશાલવાળાએ મશાલ હોલવી નાખી અને બધુ પાછુ શાત થઇ ગયુ કાકના જીવમા જીવ આવ્યો

તે બનતી ત્વરાથી વસહીકા તરફથી ભીંત તરફ ગયો તે તરફ ઘરનો ભાગ નહોતો અને ત્યા એક બહાર ગલીમા પડતુ નાનુ બારણુ તેણે સાજે જોયુ હતુ તે બારણા પાસે ગયો અને નિરાશ થઇ ગયો બારણે મોટુ ખભાતી તાળુ મારેલુ હતું.

ઉદા મહેતાની ચોકસાઇને તે ગાળો દેવામા રોકાયો હતો એટલામા તેને કાને કોઇ આવનારના પગલાનો અવાજ પડયો. તે ચમકયો અને મોટા લીમડાના થડની પાછળ લપાયો.

આવનાર એક ઉંચી, કાળુ લુગડું પહેરેલી સ્ત્રી હતી કાક ચાદની-મા માત્ર તેનો સફેદ ચણિયો જોઇ શકયો તેના હાથમા એક નાની થાળી-મા કૈં ખાવાનું હતુ તે આવી અને જરા ધાસ્તીથી આમતેમ જોવા લાગી કાકનો જીવ તાળવે જઇને ચોટયો સ્થલ નિર્જન ભાસવાથી તે સ્ત્રીએ પોતાની પાસેથી કુચી કાઢી તાળુ ઉઘાડયુ અને તાળુ સાથે લઇ બહાર નીકળી અને બહારની બાજુએથી બારણું વાસી દીધુ.

કાકને એ સ્ત્રી પાસેથી કુચી છીનવી લેવાનુ મન થયુ, પણ રખેને તે ચીસ પાડી આખુ ઘર જગાડે એવી ધાકે તે મુગોજ રહ્યો. પણ જેવી પેલી સ્ત્રીના પગલા સભળાતા બધ થયા કે તે એક બીલાડીની ઝડપથી ઝાડ પર ચઢી ગયો તેની એક મોટી ડાળ ચોગાનની ભીંત પરથી બહાર ઝુકતી હતી. બે પળમા તે ડાળે થઇ કાક ભીંતને મથાળે પહોચ્યો તેને સદ્દભાગ્યે ત્યા ખીલા મારેલા નહોતા

તેણે જોયુ તો પેલી સ્ત્રી અપાસરાની ભીંતમા પણ એક નાનુ બારણું હતુ તે ઉઘાડી અદર જતી રહી હતી કાકે ભીંત ઉપરથી નીચે ગલીમા ભુસકો માર્યો

જેવા તેના પગ ભોય પર અડકયા કે ભૂતની માફક એક માણુસ તેની સામો ઉભો થયો કાક ચમકયો ને ડાગ ઉગામી, પણ સામા આવનારે કહ્યુ "એ તો હુ"

"કોણ સોમદત્ત ? ઠીક દામુ ડોસા ?"

"અંદર છે"

"વારુ" કહી કાક ભીંતને અઢેલીને સોમદત્તને ઉભો રાખ્યો અને તેના ખભા પર ચઢી, અપાસરાની ભીંત પર હાથ ટેકવી, કુદકો માર્યો અને ભીંતની ટોચે જઇને તે બેઠો અત્યાર સુધી બધુ નિર્વિઘ્ને પાર પડ્યુ હતુ

તેણે શ્વાસ ખાધો અને અપાસરાના આ ભાગમા જ્યા ધર્મશાળા હતી ત્યા જોયુ ત્યા પણ બધુ શાંત હતુ, માત્ર પેલી સ્ત્રી પાછુ જોયા વિના જતી હતી તે મનમા ફુલાવા લાગ્યો ઉદા મહેતા ગમે તેવા મુત્સદ્દી હોય છતા તેણે તેને પણ મહાત કર્યા હતા મલકાતે હૃદયે તેણે નીચે જોયુ તો જે ઠેકાણે તે ઉભો હતો તેની નીચે થોડો કાદવ હોય એમ દેખાયુ ભીંત પર ને ભીંત પર ત્યાથી આગળ ચાલો, એક નાની ઓરડી હતી તેના છાપરા પર પહેલા ઉતરી પછી ભોય પર ઉતરવાનો તેણે નિશ્ચય કર્યો

કાક ધીમેથી પેલા છાપરા પર ઉતર્યો તેના પગે ભાગ્યેજ અવાજ કર્યો છતા અંદરથી એક સવાલ આવ્યો "કોણ એ ?"

અવાજ કોઇ બાલાનો લાગ્યો તેમા સુમધુરતા હતી, છતા કાક ત્રાસથી ધ્રુજતો ઉભો રહ્યો

"એ તો હુ, બેટા !" નીચેથીજ પાછો જવાબ આવ્યો કાક સમજ્યો પેલો સવાલ કોઇએ તેમે નહોતો પુછ્યો, પણ પેલી સ્ત્રીને પુછ્યો હતો કાક ધીમેધીમે છાપરાની કોરણે આવ્યો અને ત્યાથી નીચે ઉતર્યો ઉતરતાં જરા ધબાકો થયો તે ભીંતની બાજુમા થોડી વાર લપાઇ રહ્યો, પણ કોઇએ ધબાકો સાભળ્યો હોય એમ લાગ્યુ નહીં તે ઝપાટા-બંધ જે તરફ ચાચીગ અને તેનો છોકરો ઉતર્યા હતા તે તરફ ચાલ્યો

જતાજતા જે બારણામા થઇને પેલી સ્ત્રી આવતી હતી તે તરફ એણે જોયુ ત્યા તાળુ નહોતુ, પણ માત્ર સાકળજ દીધેલી હતી કાકના હરખનો પાર રહ્યો નહીં જો પેલી સ્ત્રી પાછી જાય તે પહેલા દામુ ડોસાને

અને તેના ચાગાને તે લઇ આવે તો આ ઉઘાડુ બારણુ ખપ લાગે અને ભીંત કુદાવવાની મહેનત મટે  નશીબ તેને સાનુકૂલતા કરી આપતુ હતુ

કાક ઝપાટાબધ પેલી ઓરડી તરફ ગયો  દામુ ડોસા પાકા હતા તે બાનણુ અધઉઘાડુ રાખી અદરથી સુતા હતા  કાકે ત્યા જઇ જરાક બારણાને ધક્કો માર્યો. અદરથી ડોસાએ ખાસી ખાધી એટલે કાક જરા થોભ્યો  ડોસાએ ધીમેથી ઉઠી બારણુ ઉઘાડ્યુ  ડોસો, તેનો ભત્રીજો ચાચીગ અને ચાગો ત્રણ આ ઓરડામા સુતા હતા  બીજી ઓરડીમા છોકરાની મા સુતી હતી

ચાચીગ નીરાતે ઘોરતો હતો એટલે દામુ ડોસાએ ધીમેથી ચાગાને ઉપાડી બહાર આણ્યો  છોકરો આઠ નવ વર્ષનો, સુકુમાર અને સ્વરૂપવાન્ હતો  આ ઉંમરે પણ તેના મોઢા પર તેજનો લખલખાટ હતો શાતિથી તે ઉઘતો હતો ડોસાએ થોડુ ક આગળ ચાલી કાકને ચાગો આપી દીધો  એ હાથબદલી થવાથી છોકરો જાગી ઉઠયો  તે રખેને ચીસ પાડે એમ ધારી તેના મોઢા પર કાક હાથ મુકવા ગયો, પણ છોકરાએ ચીસ પાડી નહીં, તે ગભરાયો નહીં  તેના ઉંડા, મોટા નયનોવડે તે કાકને જોઇ રહ્યો  ડોસો આગળ આવ્યો

"દીકરા ! ગભરાતો નહીં મા હોં, એ તો હુ જ લઇ જાઉં છુ "

"ક્યા લઇ જાઓ છો ?" તેણે ધીમેથી પુછ્યુ

"ધધુકે, દીકરા ! આપણે ત્યા, હો "

' પણ મારે ત્યા નથી જવુ " છોકરાએ કહ્યુ

"કેમ ? કાલે તારા માબાપ આવશે, હોકે " ડોસાએ આશ્વાસન આપ્યુ

"મારે હવે માબાપ કેવાં ?"

ડોસો જોઇ રહ્યો  કાક અજાયબીના છોકરાને ભોંય પર પાડતો પાડતો રહી ગયો.

"કેમ ?" ડોસાએ સાશ્ચર્ય પુછ્યુ

"મે તો મસાર છોડયો છે" છોકરાએ નિશ્ચલ અવાજે કહ્યુ.

"કે ગાડો થયો છે બા! હજુ અવતાર લઈ સુખ તો દીઠું નથી ને પરણાવીશ, ધરેણા—"

"દાદા! મારે એ વાસના શી? હુ તો વીતરાગ થવાનો" અભિમાનથી બાળકે કહ્યુ આર્ય જીવનની પરમ ભાવનાનુ ઉચ્ચારણ આટલા બાળકને મુખે સાભળી બને જણા શરમાઈ ગયા

ચાગો ધગધગતો અગારો હોય તેમ કાકે તેને છોડી દીધો આવુ પુતળુ તેણે આજેજ જોયુ તે આંખો ફાડી જોઈ રહ્યો દામુ ડોસા પણ દિગ્મૂઢ બની ગયા

"તુ ન સમજે દીકરા!" ડોસાએ કહ્યુ, "તુ ઘેર તો ચાલ પછી બધી વાત"

"લઈ જઈને શુ કરશો?" દયામણે અવાજે ચાગાએ કહ્યુ "ધધુકે જઈ સાધુ થાઉં તેના કરતા ખભાત શુ ખોટુ? ગુરુદેવ જેવા ત્યા દીક્ષા દેનાર મળવાના હતા?"

કાક આ છોકરાને જોઈ રહ્યો તેની કાતિ, તેની આખ, તેના વાક્યોથી કાકના હૃદયમા પૂજ્યતાનો ભાવ થયો તેને લાગ્યુ કે પોતે અને ડોસો અલ્પ હતા, આ છોકરો અદ્દભુત હતો પોતે તેને વૈરાગ્ય–જીવનમાથી લઈ જઈ મહાપાપ કરવાની તૈઆરી કરતો હતો

"ડોસા! શુ જુઓ છો?" કાકે કહ્યુ, "આને લઈ જઈ શુ કરશો? એ સાધુજ થવા જન્મ્યો છે"

"હાય હાય!" દામુ ડોસાએ કહ્યુ તેની આખમા આસુ આવ્યા

"દાદા! મને અહીંઆજ રહેવા દો" છોકરાએ આજીજી કરી

"પણ પરમ દહાડે તો તને મુડશે"

"પછી હુ જગતનો ઉદ્ધાર કરીશ કેની?" નિર્દોષતાથી છોકરાએ તેના મનમા ગુરુએ ઠસાવેલો સકલ્પ બહાર કાઢ્યો બે પળ ત્રણે જણ મુગામુગા ઉભા રહ્યા છોકરાની શ્રદ્ધા દૈવી હતી તે શ્રદ્ધાએ બનેને મહાત કર્યા

"ડોસા! બધી મહેનત નિરર્થક છે આને ઉપાડી જવામા માલ નથી" કાકે કહ્યું

"અરે ભગવાન્! મને પણ એમજ લાગે છે" કપાલ કુટી દામુએ કહ્યું, "અમારુ બગડવાજ બેઠુ છે"

"ત્યારે હવે હુ જઇને સુઇ જાઉ?"

કાકે ડોકુ ધુણાવી હા કહી ડોસાએ કહ્યુ "દીકરા! આ ભૂદેવ છે, એમને પગે તો લાગ"

છોકરો પગે લાગ્યો કાકે કહ્યુ "સોમનાથ ભગવાન્ તારુ સારુ કરે" જાણ્યા અજાણ્યા કાકની આખમા પાણી આવ્યા

છોકરો ગયો અને ડોસાએ પણ કાકનો અશ્રુસહિત ઉપકાર માની રજા લીધી કાક એકલો ઉભો રહ્યો તેની બધી મહેનત નિષ્ફળ ગઇ તે આ વખતે જાણતો નહોતો કે ભવિષ્યમા કેવે પ્રસગે આ બાલકને તે ફરી મળવાનો છે અને તેની નિષ્ફળતાને પરિણામે ગુજરાતના ઇતિહાસમા શા શા ફેરફારો થવાના છે તે માત્ર પોતાની અગવડનોજ વિચાર કરી, હોઠ કરડી, બારણા તરફ વળ્યો



## પ્રકરણ ૧૮ મુ

### જેમા કાક ખાલી હાથે પાછો ફરતો નથી

કાકના મનમા હવે વિચાર માત્ર દરીઆ વાટે ખભાત છોડવાનોજ રહ્યો હતો તેથી જલદીથી બારણા વાટે બહાર નીકળી જવા તે બારણા તરફ ચાલ્યો

તેનુ મન કચવાઇ ગયુ હતુ અને તેને જો કદ પકડાવાની ધાસ્તી નહીં હોત તો જરૂર પોતાનો કચવાટ શમાવવા તે બે ચાર જણને જમપુરી પહોચાડત પણ તેના હાથમા ખતીબ હતો ત્યા સુધી ઉદા મહેતાની તે બરાબર ખબર લઇ શકશે એમ તેને ખાત્રી હતી

પણ તે બારણા સુધી પહોચે તે પહેલા જે ઓરડીમા પેલી સ્ત્રી

પેઠી હતી ત્યા તે આવ્યો ઝપાટાબધ જતા પણ એક લાકડાની જાળી-માથી આવતા સ્વરે તેનુ ધ્યાન ખેચ્યુ સ્વર, જેણે 'કોણ એ?" પુછ્યુ હતુ તેનો હતો પણ તેમા સસ્કારિતા, મૃદુતા, દુખમયતા મગતાના પ્રાણુ થ ભાવે એવી હતી શબ્દો પણ તેવાજ આકર્ષક હતા, માત્ર તેનુ ઉચ્ચારણ જરા પરદેશી જેવુ લાગતુ હતુ

"માતા' માતા! તે મને જન્મ આપ્યો પણ તુ મને ઓળખતી નથી હુ શ્રાવકને પરણુ?" દરેક શબ્દ પર ભાર દેતા તે બાલા બોલતી સભળાઇ "હુ! હુ! કવિકુલશિરોમણિની આત્મજા–હુ એનુ પાણિગ્રહણ કરુ?'

"એ કોણ છે તેનુ તને ભાન છે? મૂર્ખ! તેને પરણી શી પદવી પામશે તેનો કે તને ખ્યાલ છે?" આ શબ્દોએ છોકરીના જુસ્સામા ઘી હોમ્યુ તેનો સ્વર કોપમા ધ્રુજી ઉઠ્યો તેના રણકારમા ગર્વની ગર્જના તો પહેલેથીજ હતી

"એ કોણ છે? ભલે દુનીઆનો માલીક હોય, મારે મન કોણ છે? કહુ? મારા પાદ પૂજવાનો પણ તે અધિકારી નથી મા! મા! રુદ્રદત્ત વાચસ્પતિની અર્ધાંગના થઇ છતા તારો ઉદ્ધાર નહીં થયો કે તુ આજે શ્રાવક બની ગઇ છે, આજે શ્રાવક સાથે મને પરણાવવા તૈયાર થઇ છે? અને શી પદવીની લાલચે? કવિકુલશિરોમણિ જેવાની હુ છોકરી–મારે મન મહારાજાધિરાજાનો હીસાબ નથી તો તારા આજકાલના ધનાઢ્યનો શો હીસાબ?' સ્વર ઉચો થતો, નીચો થતો તેમા પ્રતાપ હતો, સસ્કાર હતો કાક બધુ ભુલી મૂઢ જેવો સાભળી રહ્યો તેણે કવિકુલ-શિરોમણિ રુદ્રદત્ત વાચસ્પતિનુ નામ સાભળ્યુ હતુ કણદેવના વખતમા તે કાશ્મીરથી પાટણમા આવ્યા હતા અને ત્યાજ ઘર કરી રહ્યા હતા, અને બે એક વર્ષ પર મરણ પામ્યા હતા તેમની છોકરી અહીંઆ'

"બહેન! તુ તો બહુ જીદ્દી છે'

"હા! મને મારા બાપનુ, મારા વર્ણનુ, મારા ધર્મનુ અભિમાન છે" ગર્વથી છોકરીએ કહ્યુ કાકનું લોહી પણ આ અભિમાન જોઇ ઉછળી આવ્યુ

"જો તુ ગાડી છે એના જેવો ધણી કયા મળવાનો હતો?"

"સૃષ્ટિના સર્જન કાલથી પુનિત એવુ બ્રહ્મનિષ્ઠ વેદમૂર્તિઓનુ લોહી હુ કલકિત કરુ ? આ ભવે ને પરભવે ચાડાલ થઇ રહુ ? તેના કરતા કુવારી મરુ તે શુ ખોટુ ? સરસ્વતી રહી તો મને રહેતા શુ પાપ ?"

"તેમ નહીં રહેવાય "

"કેમ ? બધા તારા જેવા શીરા સારુ શ્રાવક થતા હશે ?"

"નહીં માને તો પરમ દિવસે મહારાજ દીક્ષા અપાવશે" માએ કહ્યુ કાકને કપારી આવી

"તારી ને તારા મહારાજોની શી મગદુર છે ?"

"તુ શુ કરશે ?" માએ પુછ્યુ

"ત્રિપુરારિએ દાત આપ્યા છે ધર્મભ્રષ્ટ થતા પહેલા જીભ કરડતા નહીં આવડે ?" છોકરીએ તિરસ્કારથી કહ્યુ

"મજરી! જીવ આપવો એ કહેવુ સહેલુ છે, પણ કરવુ કપરુ છે" માએ કહ્યુ

"મજરી! શુ સુમધુર નામ!" કાક બબડયો

"मनासूनगतासूश्च नानुशोचन्ति पण्डिता "* છોકરીએ તિરસ્કારથી જવાબ દીધો કાક બાલપણુમા પડિત મામાની પાસે નામનુજ સસ્કૃત શીખ્યો હતો, છતા આનો અર્થ સમજી શકયો

"જો હજુ વિચાર કર! મહારાજ જાતે કાલે આવશે"

"કહેજે કે તસ્દી ન લે"

"કેમ ?"

"નહીં તો એને જોઇ મારી આખો અપવિત્ર થશે"

"તારા ગર્વનો તો પારજ નથી" માએ કહ્યુ

"તારી અધોમતિનોએ પાર નથી રહ્યો એટલે તને એમજ લાગે તો" દીકરીએ કહ્યુ "તુ હવે સાધ્વી થઇ જા કે જીનશાસનનો ઉદ્ધાર થાય" તિરસ્કારથી તેણે ઉમેર્યુ

"તુ આવો આડબર કયા સુધી રાખે છે તે હું જોઇશને! આજે તને ત્રણ દહાડાનો અપવાસ ભ ગાવ્યો તેથી આટલુ જોર આવ્યુ છે કે ?"

* મરેલા અને જીવતાનો શોક પડિતો કરતા નથી

"ત્રણ શું—ત્રણ યુગના અપવાસ કરાવની ' બ્રાહ્મણ છું અને બ્રાહ્મણ રહેવાની"

"ઠીક છે, કાલે આવીશ '

છોકરીએ જવાબજ નહીં આપ્યો

"વિચાર કરી મુકજે—કા તો લગ્ન કે કા તો દીક્ષા બીજો છુટકો નથી"

છોકરી માત્ર તિરસ્કારભર્યું હસી તેજ કાકને સભળાયુ અને મા ત્યાથી નીકળી તેના પગલા સભળાયા તે બહાર આવી બારણાની સાકળ ઉઘાડી ગલીમા નીકળી અને બહારથી તાળુ વાસ્યુ

કાકના કાનમા છોકરીના સ્વર, તેના શબ્દો, તેની સસ્કારમય ભાષા, તેની ધર્મપરાયણતા રમી રહ્યા પોતે પણ બ્રાહ્મણ હતો, બ્રાહ્મણકન્યા પર જુલમ ગુજરતો હતો એક પળમા આ વિચારો ઉપરાછાપરી તેને આવ્યા. ડહાપણ, બીક, બધાને દૂર ઠેલી તે ઓરડી તરફ વળ્યો, બારણુ ઉઘાડ્યુ અને અદર પેઠો

ઓરડામા એક નાનો દીવો બળતો હતો તેનો ઝાખો પ્રકાશ માત્ર એકજ ખુણે અજવાળુ પાડતો હતો ત્યા એક મેલી, ગદી પથારી પર સુવાની તૈયારી કરતી, એક હાથ ભોય પર મુકી બીજે હાથે કેશ સમારતી પેલી છોકરી બેઠી હતી

કાકની આખે અધારા આવ્યા આવુ સૌદર્ય તેણે કદી જોયુ નહોતુ કે કલ્પ્યુ નહોતુ મોઢાની કુમાશ પરથી તે બાલાની ઉમર સત્તર અઢાર વર્ષની લાગતી હતી તેનુ શરીર ઉંચુ, ભરેલુ, પૂર્ણકલાએ પામવાની આગાહી આપતુ હતુ તેનો રગ સ્ફટિક સરખો શ્વેત અને શુદ્ધ, લાટ કે ગુજરાતની રમણીઓમા કાકે કદી જોયો નહોતો, અને આ બાલા કાશ્મીરી પિતાનો વારસો હશે એમ તેને લાગ્યુ તેના મોઢાની અપૂર્વ રેખાઓ, તેના પ્રફુલ્લ નયનની દુ ખમય છતા પ્રતાપી ભભક, તેના હોઠ અને નાકનો ગર્વિષ્ઠ મરોડ તેના વ્યક્તિત્વને અપ્રતિમ મોહકતાએ મઢતા હતા તેના અગેઅગ ખીલેલા હતા, સૌદર્યપૂર્ણ હતા, કોઈ અદ્ભુત

શિલ્પીની દૈવી કલાના પરિણામ લાગતા વિધિએ અનુપમ સૌંદર્યની રસ-મૂર્તિ પેદા કરી હોય એવી લાગતી આ બાલાને જોઇ કાક સ્તબ્ધ થઇ ગયો

કાકને આવતો જોઇ બાલાએ ગર્વમા માથુ ઉચુ કરી, કપાલે કરચલી પાડી, માત્ર અભિમાનભર્યા નયનતેજથીજ સવાલ કર્યો

"ગભરાશો નહીં" થોડીવારે આ મુગા પ્રશ્નનો જવાબ કાકે દીધો, "તમને છોડાવવા હુ આવ્યો છુ"

બાલાએ જરા તિરસ્કારથી કાકને નખશીખ નીહાળ્યો અને પુછ્યુ - "કોણ છો?"

"હુ જયસિંહદેવ મહારાજનો ભટ્ટ છુ, ત્રિભુવનપાલ મડલેશ્વરનો મિત્ર છુ, લાટનો બ્રાહ્મણ છુ આ વખત વાત કરવાનો નથી, હમણા કોઇ આવી પહોચશે મે તમારી વાત હમણાજ સાભળી તમારે માથે ઝઝુમતા દુખમાથી બચવુ હોય તો ઉઠો—કાલે સવારે હું તમને ખભાત બહાર લઇ જઇશ" કાક ઉતાવળથી બોલ્યો

બાલાની આખમાથી અભિમાન જરાક ઓછુ થયુ "ક્યા લઇ જશો?" તેણે ધીમેથી પુછ્યુ

"જ્યા કહેશો ત્યા હમણા આ કારાગૃહમાથી તો છુટો"

એક પલ તેણે જોયા કર્યું કાક પર વિશ્વાસ રાખવો કે કેમ તેનો તે વિચાર કરતી હતી તે કૈંક નિશ્ચય પર આવી

"તમે બ્રાહ્મણ છો?" તેણે ફરીથી પુછ્યું

"હા તમને અવિશ્વાસ આવે તે સ્વાભાવિક છે પણ ગાયત્રીમાતા—" કહી કાક શપથ લેવા જતા હતો

"ના, ના તમારુ વચન બસ છે" કહી તે ઉભી થઇ

ઉભી થતા તેના પગ ધ્રુજ્યા ત્રણ દિવસના અપવાસ પછી તેનામા ઉભા રહેવાની પણ શક્તિ હતી નહીં પણ તે હોઠ દાબી ઉઠી અને લુગડુ બરાબર કર્યું કાક તેની ઉંચાઇ અને કાઠીની ભવ્યતા જોઇ રહ્યો

"પણ બહાર કેમ નીકળીશુ?" તેણે પુછ્યુ

"હું તો ભીત ઓળગી આ છાપરા પરથી આવ્યો એજ રસ્તે પાછા જઇશુ પકડાઇએ તો મારી જઇએ" કહી કાકે બહાર નીકળી આસ-પાસ જોયુ અને ત્યા કોઇ દેખાયુ નહીં એટલે તેણે સજરીને બહાર

બોલાવી તે ઓરડીની બાજુએ ગયો આગળ આવેલા મોભને તેણે કુદીને પકડયો અને હાથવતી તણાઇ ઉપર ગયો પછી છાપરા પર આડા સુઇ તેણે નીચા નમી મંજરીને હાથ આપ્યો અને ઉંચી ખેંચી લીધી

"જરા નીચા નમી ચાલો કે હેઠળથી કોઇ જુએ નહી" કાકે મંજરીના કાનમા કહ્યુ ઝપાટાબંધ તેઓ ભીંતને મથાળે આવી પહોચ્યા

"હવે કેમ કરીશુ ?" કાક બોલ્યો, "તમારાથી આટલો ભુસકો નહીં મરાય ?"

મંજરીએ ડોકુ ધુણાવ્યુ છુટકારાની આશાથી તેની આખો પણ ચમકતી હતી

"ઠીક" કાકે કહ્યુ, "પાછળથી મારે કોટે વળગી જાઓ" મંજરીએ તેમ કર્યુ છુટા થવાની હોસે તે પણ કહેતા વાર તરત તે પ્રમાણે કરતી હતી "હા એમજ જરા હાથ મને આપો હવે તમારા પગની આટી ભેરવો જરા સખત હીંમત રાખો સોમનાથ ભગવાનનુ નામ સભારો જય સોમનાથ" નીચે શ્વાસે કહી કાકે મંજરી સહિત નીચે ઝપલાવ્યુ

એ બે જણ નીચે આવ્યા તો સહીસલામત, પણ બીજા કોઇ બે જણની ઉપર પડયા મંજરીના હાથ કાકે છોડી દીધા અને થાક અને દુઃખની મારી અશક્ત થએલી બીચારી સુકોમળ બાલા બેભાન બની ધરણીએ ઢળી જે બે જણ પર તેઓ પડયા હતા તે પણ એકદમ તેમના તરફ આવ્યા

કાકની ઈંદ્રિયો અને તેની બુદ્ધિ અણીની વખતે ચાર ગણુ કામ કરતી તેણે બે નવા માણસોની સામે જોયુ અને સ્થિતિ સમજી ગયો એક તિલક હતો, બીજો સોમદત્ત હતો તે સોમદત્તને ઘેર સાજના ગયો ત્યારે તિલક હસ્યો હતો તે હવે તેને સમજાયુ તિલકને કે વહેમ પડયો હશે અને કાક નાસવા માગે છે કે ચાગાને નમાડવા માગે છે એમ ક્યાસ કલ્પ્યો હશે કાકને ખાત્રી થઇ કે પોતે કહયો ત્યારે તિલક ખોટુ ખોટુ જ ઉંઘતો હશે, અને પોતાની પાછળ ભાળ કાઢતો તે અહીંઆ સોમદત્તને મળ્યો હશે તેજ પળે સ્થિતિ કેવી ગભીર હતી તેનો તેને ખ્યાલ આવ્યો એક ગમ કિંદા મહેતાનુ ઘર, એક ગમ અપાસરાની ધર્મશાળા જો તિલક બુમ મારે તો આખુ ગામ ભેગુ થઇ જાય અને

છુટકારાને બદલે મોત મળે લાબો વિચાર કરવાનો વખત નહોતો એટલે કાકે કર્તવ્યજ આરભ્યુ

ઉપરથી કોણુ પડયુ તેનો નિર્ણય કરવા તિલક પાસે આવવા જતો હતો. કાક હશે એમ ધારી તેણે હાથ લબાવ્યા હતા, પણુ એટલામા વાઘના જેવી તરાપ મારી કાક તેના પર તુટી પડયો અચાનક હુમલો થતા તિલક જરા પાછો ખસ્યો અને તે અપાસરાની ભીંતની પાસે હઠયો કાક તેના પર કુદ્યો જોતજોતામા તેનુ માથુ બે હાથે પકડયુ, ભીંત સાથે જોરથી અફાળ્યુ રાત્રિની શાતિમા એક ધમાકો સભળાયો ન સભળાયો અને તેના હાથમાથી બેભાન થયલો તિલક શબવત્ ભોય પર પડયો

"ચાલ ઉઠ સોમદત્ત! ભુતીઆ ઓવારે, નહીં તો હમણા કોઇ બીજો આવશે"

"પણુ દાસુ કાકા—"

"અદર તારો આગો પોતેજ ના પાડે છે તેને સાધુ થવુ છે બહુ સમજાવ્યો ચાલ હવે રસ્તો બતાબ"

"સોમદત્ત આગળ થયો અને બેભાન પડેલી મજરીને હાથમા ઉંચકી કાકે તેની પાછળપાછળ ચાલવા માડયુ

"બીચારો છપન કોટિનો ધણી! એ બધુ વાપરશે કોણુ?" કાક તિલક તરફ જોઇ મનમા બબડયો

રખે કોઇ જોઇ જાય, કોઇ પકડી પાડે તેવી બીકે કાક ચારે તરફ જોઇ ચાલતો હતો પણુ પોતાની શક્તિના અભિમાનને લીધે કે પોતેજ કાકને પકડી જશ ખાઇ જવા, તિલકે તે નાઠો તેની કોઇને ખબર આપી નહોતી એટલે કાક નિર્વિઘ્ને ભુતીઆ ઓવારે આવ્યો

---

## પ્રકરણ ૧૯ મું

## ખંભાતના અખાતમાં

કાક ઓવારે આવ્યો ત્યારે ખતીબને ત્યા દીઠો નહીં

"પેલો ખતીબ ક્યા ગયો?" તેણે સખ્તાઇથી સોમદત્તને પુછ્યુ

"તે કોણુ જાણે ક્યાનો ક્યા ભાગી ગયો તમે એને ઘર પાછળ કોઠમા સુવાડયો હતો એ તો યવનની જાત"

કાકને ધ્રાસ્કો પડયો કે ખતીબ ગયો તે પણ ઉદા મહેતાનોજ પ્રભાવ હોવો જોઇએ તેણે નીસાસો નાખ્યો આટલીઆટલી મહેનત કરી છતાય ખતીબ હાથમાથી છટકી ગયો, અને જે કારણસર તે ખભાત આવ્યો હતો તે પાર પાડી શક્યો નહીં ખભાત પાછુ જવું એ બને એવુ નહોતુ એટલે તેણે ગમે તેમ મન વાળ્યુ અને પોતાના હાથમા રહેલી રમણીનો વિચાર કરવા માડયો

સોમદત્તે હોડી તૈયાર રખાવી હતી તેમા કાક મજરીને લઇને બેઠો સોમદત્તનો આભાર માન્યો અને બે ખલાસીઓ હતા તેને જલદીથી હોડી હકારવાનો હુકમ કર્યો તેણે મજરીનુ માથુ પોતાના ખોળામા રાખ્યુ અને છેલ્લા દિવસના અનુભવોની યાદ કરવા બેઠો તે દિવસે સૂર્યોદય પછી તેણે કરેલા પરાક્રમો જોઇ તેની પોતાની છાતી વેત ઉચી આવી, અને સવાર પડશે ત્યારે ઉદા મહેતા કેમકેમ કુદશે તેનો વિચાર આવતા તેના આનદનો પાર રહ્યો નહીં

એટલામા અખાતના શીતલ સીકરોની શાંતિથી ધીમેધીમે મજરીમા ચેતન આવ્યુ ભાન આવતા તે ટટાર થઇ બેઠી થઇ ગઇ અને ચારે તરફ વિસ્મય પામી જોવા લાગી

"આખરે તમે છુટયા" કાકે કહ્યુ

"હા હવે કયા લઇ જાઓ છો?"

"હમણા તો જેમ બને તેમ દૂર નાસી જઇએ પછી દિશાનો વિચાર કરીશુ તમારા સગાવહાલા કોઇ નથી?"

"ના બાપ સ્વર્ગે ગયા, મા તો વેરણ થઇ સગામા રહ્યા મારા માના બાપ તે તો જુનાગઢમા રહે છે"

"ત્યા હાલ જવાય એમ નથી" કાકે કહ્યું.

"કેમ?"

"જુનાગઢના રા'ને જયસિહદેવ મહારાજ સાથે વિગ્રહ ચાલે છે" મજરીએ નીસાસો મુકયો "પાટણમા કોઇ તમારું નથી?"

બાલાએ ડોકુ ધુણાવ્યુ ને પુછ્યુ "ગજાનન પડિતને ઓળખો છો?"

"હા" કાકે કહ્યું, "નામ સાભળ્યુ છે તેમના સ્ત્રી કાશ્મીરાબાના બ્હેનપણી થાય છે

"કાશ્મીરાબા તે કોણ પ્રસન્નકુવરી?"

"હા તેજ મારા મડલેશ્વરના પટરાણી'

"મને ગજાનન પડિત પાસે લઇ જાઓ મારા પિતા તેના મિત્ર હતા"

"વારૂ, પણ તમે હવે સુઇ જશો? માથા નીચે શુ—મારી પાઘડી આપુ?' કહી કાકે પાઘડી કેડે બાધી હતી તે ફેંકેલી મજરીને ઉશીકુ કરવા આપી

થોડી વારમા મજરી ઉંઘી ગઇ અને કાક તેને જોઇ રહ્યો સ્થલ રમણીય હતુ પવનની લહેરો આવતી હતી, નીચે તરગો નાચતા હતા અને ઉપર વ્યોમમા વિહરતુ નક્ષત્રમડલ આખમીંચામણી કરતુ હતુ રસ અને ભાવથી અજ્ઞાત કાકનુ હ્રદય આનદિત બન્યુ પગ આગળ રભાને ભુલાવે એવી રમણી સુતી હતી યુદ્ધપ્રસગોમા જીવન ગાળ્યુ હતુ એટલે કાકથી મસારના લહાવા લેવાયા નહોતા, વરડી મા શીવાય કોઇ સ્ત્રીનો પ્રમગ પડયો નહોતો, કોઇ નવયૌવનાને નીરાંતે નીહાળી નહોતી અત્યારે શાત કૌમુદીના નિર્મળા, રુપેરી પ્રકાશમા મજરીને તે નીરખી રહ્યો

કાઇ લાવણ્યમયી બાલાને નીહાળવી એ પુરુષજીવનના મોટામા મોટો લહાવો છે કાકને અત્યારે તેમજ લાગ્યુ ચદ્રમાના અમીસિંચનથી રસમય બનેલુ તેનુ મન મજરીના અંગે અગમા નવ સૃષ્ટિના અનુપમ ભેદો જોઇ રહ્યુ, તેના શરીરની દેખાતી અણદેખાતી છટાભરી રેખાઓમા અણદીઠેલી કાવ્યમયતા શોધી રહ્યુ મજરીના મુખ પર ન સમજાય એવી રસિકતા હતી, તેના માથાના મરોડમા ન વર્ણવાય એવી છટા હતી, તેના ભવાની ભવ્ય કમાનોમા ન સંવાય એવા કામબાણનુ મધાન હતુ. આ બધુ કાકે જોયુ અપૂર્વ અગલાલિત્યના નિરીક્ષણથી હ્રદયમા પેદા થતા મર્મભેદક સગીતના કાને ન સભળાય એવા તાનમા તેનુ મન લીન થયુ, નાગની માફક ડોલવા લાગ્યું. જે મોહિનીએ ચગાવ્યા દેવ ને દાનવ, તેના આગળ બીચારા કાકનો શો હીમાબ! ચદ્રકિરણો, તરગોની પરપરા,

પવનની લહરીઓ, તેમની હોડી બધા સ્વેચ્છાનુસાર નર્તન કરી રહ્યા હતા છતા કાકનુ હૃદય સુતેલી મજરીના વાળની લટ જેમ નાચતી તેમજ નાચતુ

થોડીક વારે કાક પણ ઉંઘી ગયો તે જાગ્યો ત્યારે સૂર્યોદય થવાની તૈયારી હતી અને મજરી હોડીની એક બાજુએ હાથ પાણીમા લટકતો રાખી પોચા વતી પાણી કાપતી હતી સૂર્યના કાવ્યમયતા નિનાના પ્રકાશમા કાકને મજરી રાતથી જુદી લાગી રાતના સ્વપ્ન-સુદરીનુ જે અનુપમ સૌંદર્ય લાગતુ હતુ તે દિવસે વિકસતા યૌવનમા મહાલતી લક્ષ્મીની અદ્ભુત તેજસ્વિતા દેખાઇ રાતે તે રસશિખરની ટોચ પરથી જોતો હતો, અત્યારે પૂજ્યભાવના પાતાલમાથી જોવા લાગ્યો

તે ઉઠયો અને તેને જોઇ મજરી જરા હસી તેના હાસ્યમા મીઠાશ હતી, પણ સાથે સત્તાધિકારી સામ્રાજ્ઞીનો ગર્વ પણ હતો કાકે હોડી કીનારે રખાવી અને બંને જણુ ઉતર્યાં

"આપણે કયા જઇએ છીએ?"

"મારો વિચાર સાબરમતી વાટે કર્ણાવતી જવાનો છે માના મહારાજ ત્યા છે તે વાટ જોતા હશે"

"કેટલા દિવસ લાગશે?"

"છ સાત દિવસ થશે બધે યુદ્ધની તૈયારી ચાલે છે અને હુજ આમ રખડયા કરુ ને કેમ ચાલે?"

મજરીએ જવાબ દીધો નહીં

"હુ તમને કર્ણાવતીમા મુકી મહારાજ પાસે જઇશ"

'પછી?"

"લડાઇ પતશે એટલે હુ પાછો આવી તમને પાટણ લઇ જઇશ નહીં તો કોઇની સાથે ગજાનન પડિતને કહાવીશ કે તમને આવીને લઇ જાય એટલામા કીનારાથી થોડે દૂર આવેલુ મહાદેવનુ એક ખડીએર થઇ રહેલુ મદિર તેને દેખાયુ તેની બાજુમા એક ગાય ચરતી હતી

"ઉભા રહો હુ તપાસ કરી આવુ કોઇ હોય તો કૈં દુધણુધની ગોઠવણ કરુ"

"ચાલો હુ પણ આવુ" કહી ગર્વથી ડગલા ભરતી, વનદેવી સમી મજરી સાથેસાથે મદિરમા આવી ત્યા એક વૃદ્ધ બ્રાહ્મણ રહેતો હતો તેણે એ બનેને માટે દુધની અને રાધવાની સોઇ કરી આપી

"હુ રાધીશ તે તમને ખપશે?"

"હા તમે પણ બ્રાહ્મણ જ છો ને" જરા હસતા કાકે કહ્યુ જવાબમા મજરી તિરસ્કારની નજરે જોઇ રહી બ્રાહ્મણની જાત જાણ્યા વિના તેના હાથનુ ખાવા તૈયાર થવુ તે તેને હલકાપણાની નીશાની લાગી "તમારો વેદ કયો?"

"ઋગ્વેદ"

"શાખા?"

"શાકલ શાખા"

મજરી જરા હસી અને નહાવા ગઇ તે નાહીને આવી ત્યારે કાક લાકડા વીણી લાવ્યો હતો નાહીને મજરી પાછી આવી ત્યારે મદિરને ભાગેલે ઓટલે ઉભી રહી તે સાગરને મળતી સાબરમતીનો પ્રવાહ જોઇ રહી તેના મોઢા પર ઉલ્લાસ પ્રસરી રહ્યો હતો

"કાકભટજી! જુઓ" ઉત્સાહથી તે બોલી આટલા વખતમા ઉત્સાહ તેણે અત્યારેજ બતાવ્યો હતો

"શુ સુદર! મારા પિતા અત્યારે હોય તો કેવા ગાડા થઇ જાય!"

'કેમ?" ગાડા થવા જેવુ શુ હતુ તેની સમજ નહીં પડવાથી કાકે પુછ્યુ

"જુઓની સરિતા શી વહે છે? પુરૂરવાનો ભ્રમ કેવો ખરો લાગે છે?" કહી તેના સસ્કારી કોયલ સમા સ્વરથી તે બોલી

"तरगभ्रूभगा क्षुभितविहगश्रेणिरसना
विकर्षन्ती फेन "[१]

કાવ્ય અને સૃષ્ટિસૌંદર્યને એકરૂપ અનુભવવાથી ઉછળેલા ઉલ્લાસ-

---

૧ કાલિદાસના વિક્રમોર્વશીયમા પુરૂરવા નદીને નાસી જતી ઉર્વશી સાથે સરખાવે છે "તરગરૂપી ભવા ચઢાવેલી, ખળભળી ઉઠેલા પક્ષીઓની પક્તિરૂપી મેખલાવાળી, ફીણ (રૂપી ઉતાવળમા ખસી ગએલુ લુગડુ) ખેચતી "

વાળી તેની ચમકતી આંખો કાક પર પડી કાક જરા મૂઢ જેવો તેની સામે જોઇ રહ્યો હતો સૃષ્ટિસૌંદર્ય કે કાવ્યનો અભ્યાસ કરવાનો અવકાશ તેના જીવનમા નહોતો નિત્યકર્મમા જરૂર પડે તે ઉપરાત સસ્કૃત ભાષા તે નામની જ જાણતો હતો એટલે મજરી શુ કહેવા માગતી હતી તેનો માત્ર ખ્યાલ જ આવ્યા શીવાય બીજી કંઈ સમજ તેને પડી નહીં

મજરી તેની અજ્ઞાનતા પામી ગઇ તેના મો પર પથરાયલા ઉલ્લાસ પર સખ્તાઇનુ વાદળ આવ્યુ તેના હોઠ, તેનુ નાક તિરસ્કારમા મરડાયા

"તમને સસ્કૃત નથી આવડતુ?" ડામે એવી ટાઢાશથી તેણે પુછ્યુ

કાક શરમાઇ નીચુ જોઇ રહ્યો મુજાલ અને ઉદાની કસોટીએ પોતે ચઢયો હતો તે તે વીસરી ગયો, તેણે અલ્પતા અનુભવી અને પોતાની મુર્ખાઇ માટે શરમીંદો થઇ ગયો

"લાટમા બ્રાહ્મણો ભણતા નથી?"

"ભણનાર ભણે છે હુ તો યુદ્ધોમા જ ઉછર્યો છુ"

"વારુ" જાણે પોતે ઉચ્ચ ભૂમિકાની હોય તેમ અસ્પર્શ્યતાથી જરા ટટાર થતા મજરીએ કહ્યુ "તમે નાહી આવો, હુ રાધી મુકુ"

કાકના સ્વમાનના કચરાઇને ચુરા થઇ ગયા હતા, અને તે નદીએ ગયો ત્યારે રડવા જેવો થઇ ગયો હતો આ બાલાએ તેને સ્પષ્ટ રીતે દેખાડયુ હતુ કે તે ગમે તેવો શૂરવીર હોય, મુત્સદ્દી હોય તો પણ અલ્પ અને અસસ્કારી હતો તેણે આસપાસ જોયુ પણ કાદવવાળી તોફાની નદી, છુટાછુવાયા ઝાડ અને ઉડતા ધોળા પક્ષીઓ શીવાય કૈં તે જોઇ શકયો નહીં તેણે નીસાસો મુકયો કયા મજરી અને કયા તે પોતે?

કાક અને મજરીએ ખાધુ અને મુસાફરી પાછી શરુ કરી મજરી થોડુ બોલતી, કાકની તરફ મહેરબાની કરતી હોય તેમ ગર્વથી અને દયાથી જોતી, અને કાક પોતે નદી પાર્વતીને જે માન આપે તેવા માનથી તેની સામે જોઇ રહેતો, અને તેની જરાયે જરા ઇચ્છા પરિપૂર્ણ કરવા મા કૃતાર્થતા માનતો

મંજરીનો સ્વભાવ ગર્વિષ્ઠ હતો, તેના સંસ્કાર ઘણા શુદ્ધ અને ઉંચા હતા, પણ તેનું હૃદય નીખાલસ હતું અને તેનો સ્વભાવ સરલ અને આનંદી હતો તે અનેક પ્રકારની વાતો કરતી અને સાભળતી, અને પોતાની જડતાથી ગભરાઇ કાક વધારે બોલતો નહોતો તો પણ તે કરે તેટલી વાતમા જરા અભિમાનથી અને સ્નેહભરી કૃતજ્ઞતાથી રસ લેતી

કાકને એટલું બસ હતુ તે સાતમા સ્વર્ગમા રહ્યોરહ્યો વખત વીતાવતો તે રાજખટપટ તેમજ યુદ્ધપ્રકરણ ભુલી જવા માડયો રસ્તે થોભતા, મુકામ કરતા, ભરતી ઓટથી રોકાતા, થાકયા પાકયા તેઓ નવમે દિવસે કર્ણાવતી પહોચ્યા તે દાદાક મહેતાને—કર્ણાવતીમા નીમેલા નાગર મંત્રીને—મળ્યો ખંભાત જતી વખતે તે ત્રિભુવનપાલને મળ્યો ત્યારે દાદાકને તે મળ્યો હતો એટલે તેણે તેનો સત્કાર કર્યો કાકે નળ તરફ મંડલેશ્વર ગયા હતા ત્યા જવાની ઇચ્છા દર્શાવી, એટલે કાક પાછો આવે ત્યા સુધી મંજરીને પોતાને ત્યાજ રાખવાનો દાદાકે આગ્રહ કર્યો કાકે તે કબુલ કર્યો કાક પાચાલેશ્વર તરફ જવા નીકળ્યો ત્યારે મંજરીને મળ્યો. પોતાનાજ મનોરાજ્યમા હમેશા રમી રહેતી હોવાથી મંજરીને સંસારમા સુખ–દુઃખ કે વિયોગ–સંયોગની બહુ અસર થતી નહોતી તેણે સ્વાસ્થ્ય સાચવી શાતિથી કાકને આશિષ આપી કાક વીદાય થયો ત્યારે તેનુ હૃદય અનિવાર્ય ભાવોથી ભરેલુ હતુ

પાચાલ તરફ ત્રિભુવનપાલ કેમ ગયા છે તેની દાદાકને ખબર હતી, એટલે તેણે કાકની સાથે પચાસ સ્વાર આપ્યા તે બધાને લઇ કાક દડમજલ પાચાલેશ્વર તરફ ચાલ્યો

---

## પ્રકરણ ૨૦ મુ

### નવઘણ રા'ની પુઠે

કાક તેના અનુચરો સાથે કર્ણાવતીથી નીકળ્યો એટલે પોતે ગુમાવેલા વખતને માટે પસ્તાવો કરવા બેઠો મંજરીની સાથે કરેલી મુસાફરીમા તેના હૃદયે અવર્ણનીય આલ્હાદો ચાખ્યા હતા, છતા પોતે ઉદાને મહાત

ન કરી શક્યો, ખતીબને હાથથી ખોયો અને જયદેવને શું મોઢું બતાવવું એવાએવા અનેક વિચારોથી તેનું મન ચણચણવા માંડ્યું આ ચણચણાટ તેણે પોતાના ઘોડા પર કાઢ્યો, અને ત્રિભુવનપાલનું લશ્કર કઇ તરફ છે તેની તપાસ કરતોકરતો તે ઝપાટાબંધ આગળ વધ્યો

રસ્તે તેણે અનેક ઉડતી ગપો સાંભળી કોઇએ કહ્યું ત્રિભુવનપાલ જુનાગઢ તરફ ગયા, કોઇએ કહ્યું નવઘણ મરાયો, કોઇએ કહ્યું ત્રિભુવન-પાલની હાર થઇ કાકને આ વાત ગલત લાગી, કેમકે મહા વદ બારસ-ને દિવસે નવઘણ એના સામંતોને પાંચાલેશ્વરમાં મળવાનો હતો અને તે પહેલાં કેં યુદ્ધ થાય એવી વકી લાગતી નહોતી

જેમજેમ તે નળની પાસે આવતો ગયો તેમતેમ ઉજડ ગામડાં, લશ્કરના પડાવની જગ્યા વગેરે આગળ વધતા સૈન્યની નીશાનીઓ દેખાઇ એ સૈન્ય કોનું—ગુજરાતનું કે સોરઠનું તે પ્રશ્નનું નિરાકરણ શોધતો તે આગળ ચાલ્યો રસ્તો નિર્જન હતો, આસપાસનો પ્રદેશ ઉજડ હતો થોડો વખત કે ખબર નહીં મળવાથી કાકને ચિંતા થવા લાગી

મહા વદ નોમે સવારે એક કુવા આગળ થોડો વખત પહેલાંજ વીસ પચીસ સ્વારો ઉતાવળમાં વીસામો ખાઇ ચાલ્યા ગયા હોય તેમ કાકને દેખાયું, અને તપાસ કરતાં માલુમ પડ્યું કે એ સ્વારો પાંચાલેશ્વરની દિશાએથી આવી જસદણ તરફ જતા હતા કાક વિચારવા બેઠો આટલા થોડા સ્વારો ત્રિભુવનપાલના નહીં હોય, નવઘણ રા' સોરઠ તરફ પાછો જાય તે બને નહીં, ત્યારે આ કોના માણસ?

કાકે તપાસ કરવા વીસ માણસોને તેમની પાછળ મોકલ્યા અને એ કોણ છે તે નક્કી કરી જવાબ લાવવાનો હુકમ કર્યો તે સ્વારો ગયા એટલે કાકે ધીમેધીમે મુસાફરી શરુ કરી કે જેથી ખબર લઇ પાછા આવનારા તેને મળી શકે

સાંજ પડી પણ તેમાંનું કોઇ જણાયું નહીં, એટલે કાકને વધારે ચિંતા થવા લાગી આખા દિવસમાં કેં સમાચાર મળ્યા નહોતા વખત છે ને ત્રિભુવનપાલ હાર્યા તો નહીં હોય? આ શંકાનું સમાધાન કરવા

મહેલામા સહેલા ગનો પાચાલેશ્વર તરફ જવાનો હતો, કારણ કે એક મોટુ સૈન્ય તે તરફ ગયુ હતુ એ તો રસ્તાની સ્થિતિ પરથી સ્પષ્ટ લાગતું હતુ કાકને લાગ્યુ કે તે ગુજરાતનુજ હોવુ જોઇએ સાજ પડી કે તેણે મશાલો ચેતાવવાનો હુકમ કર્યો અને દોડતે ઘોડે આગળ ધપવા માડયુ એના ત્રીશ અનુચરો બાહોશ અને ચુનદા હતા તે પણ હીંમતથી નયકની જોડે થયા.

એકદમ ઘોડાના પગલાના પડઘા થયા થોડાક માણુસો ઘણીજ ઝડપથી પાચાલેશ્વરથી આવતા મભળાતા હતા તે પચાસ સોએક લાગ્યા। તેમની ઝડપ અસ્વાભાવિક અધૈર્ય દેખાડતી હતી કાકે એકદમ મશાલો હોલવવાનો હુકન કર્યો અને આવતા માણુસોને ઘેરી લેવા પોતા ના માણુ-સોના બે વિભાગ કર્યા કાકને એટલુ તો સ્પષ્ટજ લાગ્યુ કે બારસ પહેલા કે યુદ્ધ થયુ હોવુજ જોઇએ પરિણામ શુ થયુ હશે?

અધારી ગત સમમમાટ કરી રહી હતી આ તરફ કાકના માણુસો આતુરતાથી વાટ જોતા હતા, સામી બાજુએ નવા આવનારાઓ ધસતા આવતા હતા એકદમ અધકારમા એક ઘોડેસ્વારનો ઓળો એક તરફ ટેકરો હતો તે ઉપર દેખાયો તે ત્યા થોભ્યો બે પલમા ચાર, દશ પચીસ ઘોડેસ્વાર દેખાયા તેઓ કૈં મસલત કરતા જણાયા તે બધા કાકના માણુસો તરફ ધસી આવ્યા

"જય સામનાથ"ની ઘોષણા કરી કાકે ઘોડાને એડ મારી, ત્રીશ માણુસો નાગી તરવાર સાથે સામે આવતા માણુસો પર તુટી પડયા સામે આવનારના નાયકે તરવારના એક સચોટ ઘાથી એક સૈનિકને ઠાર કર્યો અને "જય સોમનાથની" બુમ મારી કાક ચમકયો તેનુ હૈયુ કુદી ઉઠયુ પ્રચડ ગર્જના કરી તે ગાજી ઉઠયો "જયસિહદેવ મહારાજનો જય!" "ત્રિભુવનપાલ મહારાજનો જય!" સામી ટુકડીએ પણ એજ ઘોષણાનો પ્રતિશબ્દ કર્યો—દરેકના હથીઆર, દરેકના ઘોડા જ્યા હતા ત્યા-ના ત્યા પાષાણુવત્ નિશ્ચલ થઇ રહ્યા ચકમકો ઘસાઇ, મશાલો સળગી અને કાક અને સામેનો નાયક ઘોડા પરથી કુદ્યા—એક બીજાને વળગી પડયા.
"કોણ મહારાજ!" "કોણ કાક!" એ નાયક ત્રિભુવનપાલ મડલેશ્વર હતો.

આ વીર જયદેવનો ભત્રીજો, તે સમયના વીરશિરોમણિ દેવપ્રસાદનો પુત્ર, મુંજાલ મહેતાનો ભાણેજ, રાજ્યમાતા મીનળદેવીની ભત્રીજી કાશ્મીરાદેવીનો પતિ અને હાલ લાટનો દંડનાયક "પાટણની પ્રભુતા"ના વાચનારને અજાણ્યો નહીં હોય તે સમયના ગુજરાતમા તે સૌંદર્યે અને શૌર્યે અપ્રતિમ મનાતો, નીતિ અને ટેકમા રામચંદ્રજીની ઉપમા પામતો વીરતામા અને દુશ્મનનુ દલન કરવામા તેના પરદાદા ભીમદેવ સાલંકીનુ સ્મરણ કરાવતો તે પાટણની પ્રજાની આંખની કીકી હતો આ નરપુંગવ શરીરે ઉંચો, જરા શામળો હતો તેની પ્રચંડ ભુજા અને વિશાલ છાતી તેની અદ્ભુત શક્તિની સાક્ષી પુરતા તેનું સ્વરૂપવાન્ મોઢુ, મોટી ભલી આંખો જરાજરામા ફુલી ઉઠતા તેજી સ્વભાવ સુચવતુ નાક તેના ઉમદા, સીધા, ટેકીલા સ્વભાવનો ખ્યાલ દેતુ અત્યારે મશાલોના ઉજાસમા પાઘડી વિના વેરાયલા વાળની ભવ્યતામા તેનુ મોઢુ, શ્રમથી ફાટેલુ નાક અને ચમકતી આંખો દુર્જય પ્રતાપ પાડી રહ્યા

"આપ ક્યાથી અત્યારે?" કાકે પુછ્યુ

"હુ? તુ ખંભાતથી આવે છે તે તને ખબર નહીં હોય હુ કર્ણાવતાથી નીકળ્યો ત્યારે મને ખબર પડી કે નવઘણ રા' વદ ચોથ પાચમનો પાચાલમા આવી પહોચ્યો છે તે ખબર પડતાજ હુ પાચાલ પર પડયો"

"પછી?" આતુરતાથી કાકે પુછ્યુ

"પરમ દિવસે મે પાચાલ લીધુ ને રા'નુ લશ્કર પકડાયુ પણ નવઘણને આગલે દિવસે ખાત્રી થઇ કે પાચાલ પડવાનુ એટલે થોડા સ્વાર લઇ તે નાઠો મને એ ખબર પડી કે મે પુઠ લીધી"

"તે પકડાયો નથી?"

"ના રે તમારી મશાલો જોઇ મને લાગ્યુ કે ગ' પકડાયો"

'ત્યારે મહારાજ! તે દૂર નથી"

"કેમ?"

"આજે સવારે જમદણને રસ્તે પાત્રીસ સ્વારો ગયા છે એમ મને

લાગ્યુ મે તેમની પુઠે માણુસો મોકલ્યા છે, પણુ હજુ ખબર આવી નથી "

"જરૂર નવઘણુ ગ'જ હશે હરકત નહીં તે અડધો દ્હાડો આગળ છે એટલુજ કેની? તારા ઘોડા કેવા છે?" ત્રિભુવને પુછ્યુ

"જેવા જોઈએ તેવા "

"ઠીક ત્યારે વખત ખોવામા માલ નથી એક મારો ઘોડો મને આપ મારો તો મરણુતોલ થઇ ગયો છે" કહી મ ડલેશ્વરે ઘોડો બદલ્યો

'મહારાજ! ત્યારે જયસિંહદેવ મહારાજ આવી નહીં પહોચ્યા હોય '" અને ઘોડાઓ આગળ ચાલ્યા અને બીજા માણુસો જરા પાછળ રહ્યા કે કાકે પુછ્યુ

"ક્યાથી આવે? ને આવી વખતે વાટ જોઇ બેસી પણુ રહેવાય '"

"ત્યારે પાચાલમા હમણા કોણુ છે?"

'મારો સેનાપતિ "

કાકે જરા ખેદથી ડોકુ ધુણાવ્યુ

'કેમ?" ત્રિભુવને પુછ્યુ "મે પાચાલ લીધુ તેની અદેખાઇ કરે છે'

"મહારાજ! તમારી હોડજોડ કોઇથી થઇ છે કે મારાથી થશે ' પણુ જયદેવ મહારાજ મારા પર ગુસ્સે થવાના "

"શા સારુ?"

"એક તો પાચાલ લેવાનો લહાવો ગયો તેથી અને—"

"અને—"

"અને જે કામે હુ ખભાત ગયો હતો તે ન થયુ તેમા "

"ખભાતમા કૈં નહીં કરી શકયો?" મ'ડલેશ્વરે પુછ્યુ

"કયુ તો ઘણુએ ડોશીએ દળ્યુ તો આખી રાત, પણુ માત્ર ભરાયુ એક કોડીયુ જ "

' કોડીયુ તો આવ્યુ ને? કોડીયુ કેવુ એક છે?" જરાક હસતા મ ડલેશ્વરે પુછ્યુ અ ધારુ હતુ તેમા, નહીં તો કાકના મોઢા પર આવેલી શરમ જોઇ મ ડલેશ્વર વધારે હસત

"વાતજ કરવા જેવી નથી આપ કવિકુલશિરોમણિ રુદ્રદત્તને ઓળખતા હતા?"

'હા શા સારુ નહીં? એ તો ગજાનન પંડિતનો મિત્ર"

"તેજ તેની છોકરીને સાધ્વી બનાવતા હતા"

"વારુ! તેને ઉપાડી લાવ્યો"

"હા"

"શાબાશ! બરોબર વાત તો કર"

ઘોડાની ઝડપમાં જેમ વાત થાય તેમ કાકે ત્રિભુવનને પોતાના ખંભાતનાં પરાક્રમોનું પુરાણ કહ્યું અને પોતાને કંઈ થાય તો મંજરીની સંભાળ લેવાનાં સોંપણું કરી ત્રિભુવને જરાક મજાક કરી તેમ કરવા કબુલ કર્યું અને ઉદા મહેતાને કેમ સીધો કરવો તેની યોજનાઓ ઘડતા બંને જણુ ચાલ્યા

સવારને પહોર તેમને કંઈ પત્તો મળ્યો રસ્તે બે એક મરેલા ઘોડાઓએ દિશા સુઝાડી ઘડી બે ઘડીમાં તેઓ એક તળાવને આરે આવી પહોંચ્યા ત્યાં ઝપાઝપીનાં સ્પષ્ટ ચિન્હ હતાં, અને તે ઉપરથી તેઓએ એમ અનુમાન બાંધ્યું કે કાકના માણસોને નવઘણુના રસાલાનો ભેટો થયો હશે ત્રણ મુડદાં ઝપાઝપી હાથોહાથ પર આવી હશે તેની સાક્ષી પુરતાં હતાં ત્રણ ચાર પહોર પહેલાં ત્યાં મારામારી થઈ હશે એવી તેઓએ કલ્પના કરી

ઘોડાઓના પગલાં જોતા આગળ જનારને પકડવા બનતી ઉતાવળ કરતા તેઓ આગળ ધપ્યા ચાર ઘડી આમ ગઈ અને બે રસ્તા આવ્યા એક ભોમીઆએ જસદણનો રસ્તો બતાવ્યો તે રસ્તે ઘણા ઘોડેસ્વાર ગયા હતા એટલે તે તરફ ત્રિભુવન વળ્યો થોડે જઈ કાકે તેને રોકયો અને બીજો રસ્તો સરધારનો હતો તે તરફ ફર્યો

"મહારાજ! આ તરફ જવું નિષ્ફળ છે"

'કેમ?"

"નવઘણુ સરધારને રસ્તે ગયો છે"

"કેમ?"

"આમ જુઓની આ બે રસ્તાનો લાભ લઇ બચવાને ખાતર રા'એ સરધારનો રસ્તો લીધો લાગે છે એના માણુસોના પગલાં જસદણુ તરફ

જાય છે અને ત્રણ ચાર ઘોડાઓ જ માત્ર સરધારને રસ્તે જતા દેખાય છે આપણા માણસોએ ભુલ કરી "

"હા એમ લાગે છે ખરુ "

"ત્યારે આપ રજા આપો તો હુ પાચ માણુસ લઇ સરધારને રસ્તે જાઉં "

"નહીં કાક! હુ ને તુ બને જઇએ" મહત્ત્વાકાક્ષી મ ડલેશ્વરે કહ્યુ. "ને જસદણ તરફ ગયા હશે તો આપણા માણસો બધાને પકડવા બસ છે પણ આમ એકલો હોય તો તેને એકલે હાથે મહાત કરવાની વાત જુદીજ "

" જેવી મહારાજની આજ્ઞા "

ત્રિભુવનપાલે પોતાના માણસોને જસદણ તરફ મોકલ્યા અને કાક અને પાચ ચુનંદા સ્વારો પોતાની સાથે લીધા

બે ત્રણ ઘડીની સખત દોડ પછી તેઓ એક ઉંચાણ પર આવ્યા. ટેકરીની ટોચ પર પહોચતા મ ડલેશ્વરે બુમ મારી

"પેલો રા' જાય!"

## પ્રકરણ ૨૧ મુ
### રા' સપડાયો

ત્રિભુવનપાલનુ ધ્યાન બરોબર પહોચ્યુ હતું આગળ દોડી જતા ચાર ઘોડેસ્વારમાનો એક જુનાગઢનો નવઘણ રા' પોતે હતો

રા'ને આ વખતે તે પાટણ લેશેજ એમ ખાત્રી થઇ હતી તેના જાણવા પ્રમાણે શાતુ મહેતા ભોગપુર હતા, ત્રિભુવનપાલ લાટમા હતા, પરશુરામ સોરઠનો સેનાપતિ દ્વારકા તરફ હતો અને મુજાલ જાત્રાએ ગયો હતો દેશળદેવે મદદનુ વચન આપ્યુ હતુ મહા વદ બારસે પાચાલેશ્વરમા સામતો ભેગા કરી ગુજરાત પર તુટી પડવાનુજ માત્ર બાકી હતુ. પાટણ લેવા અધીરો બનેલો રા' દશ દિવસ વહેલો પાચાલ આવ્યો

પણ સોલકીની કુલદેવી જાગતી જ્યોત બેઠી હતી તેણે બે પુરુષને

દિવ્ય ચક્ષુ આપ્યા એક મુંજાલ અને બીજો કાક મુંજાલ એકદમ પાટણ આવ્યો તેણે પરશુરામને રા'ની પાછળ મોકલ્યો, દેશળને ભોગપુર મોકલ્યો. કાકે કૃષ્ણદેવનો સંદેશો જાણી લીધો, દેશળને ઉંધી ખબર આપી અને ત્રિભુવનપાલને વખતસર પાચાલ મોકલ્યા પરિણામે પાચાલ પડયુ અને જુનાગઢની રાહ ખોળતા રા'ને જીવ લઇ નાસવુ પડયુ

પેલા ચાર સ્વારોને જોઇ કાક અને ત્રિભુવનપાલ પોતાના સ્વાર સહિત, પળ પણ શ્વાસ ખાધા વિના પાછળ પડયા તે ટેકરીની નીચે ઉતર્યો એટલે આગળ દોડી જતા સ્વારો દેખાતા બંધ થયા, પણ તેમના ઘોડાનાં પગલાના પડઘા સંભળાયા કરતા હતા ત્રિભુવને અધીરાઇમા ઘોડા પર બનતો જુલમ કર્યો, અને આટલી ઝડપ ન બની શકવાથી એક સ્વારનો ઘોડો ઠોકર ખાઇ ભોય પર પડયો

દરેક પળની કીંમત યુગ જેટલી હતી ત્રિભુવને કે કાકે પડતા સ્વાર સામે જોયુ નહીં, માત્ર ઘોડાને વધારે જોરથી એડ લગાવી ચારે પગે ઉછળતા અશ્વો શરની શકિતથી આગળ વધવા લાગ્યા ઘડી બે ઘડી ગઇ અને રસ્તે એક મરણતોલ ઘોડી અને બેભાન પડેલો સ્વાર મળ્યાં નવઘણ રા'નો એક સાથી પડ્યો હતો

"કાક! તારો ઘોડો કેમ છે?"

"કંૈ વાંધો નથી પણ આપણા સ્વારો આવી રહેવા લાગ્યા છે"

"હરકત નહીં આગળ વધો"

બધા પ્રાણ તેમના કાન અને એડીમા આવી અટકયા હતા આગળ જતા ઘોડાના પડઘા પાસે આવતા સંભળાતા હતા અને તે ઘોડાના અવાજ સાંભળી આગળ જનારાઓ વધારે ઝડપ કરતા હતા શીકારી અને શીકાર બંને આગળ ધપતા હતા એક મારવાની હોંસે, બીજો મરવાની બીકે

ત્રિભુવનનો બીજો એક સ્વાર પડયો આગળ જતા ત્રણ સ્વારો હતા આ લોકો પાચ રહ્યા ઘોડાઓમા પણ તેમના સ્વારોની હીંમત અને શકિત આવ્યા હતા તે જાનવર નહોતા પણ જીવતી ગોફણોની માફક આગળ વધતા તેઓએ જંગલ વટાવ્યુ

સામે ખુલ્લા મેદાનમા ત્રણે સ્વાર નાસતા તેમણે જોયા ત્રિભુવન અને કાકના ઘોડાઓ લોહી તરસ્યા થઇ તેમની પાછળ પડયા

"મહારાજ! આજ્ઞા હોય તો બાણ વાપરુ હવે પહોચશે "

"ના ના રખે નવઘણ પડે શત્રુને મારવો શા કામનો? પકડવો જોઇએ " ટેકીલો રજપુતરાજ બોલ્યો

ત્રિભુવન અને કાક બેજ માત્ર આગળ વધ્યા તેમના અનુચરોના ઘોડાઓ જરા પાછળ રહી ગયા હતા નવઘણના સ્વારો ને આ બે વચ્ચે અતર ઓછો ને ઓછો થવા માડયો એકદમ આગળ દોડતા સ્વારોએ કૈં નિશ્ચય કર્યો હોય એમ જણાયુ બે જણ ધીમા પડયા એક આગળ નાઠો

"મહારાજ!" કાકે કહ્યુ, "આ બે આપણને રોકવા આવે છે પેલો રા' નાઠો"

"હરકત નહીં "

"જુઓ જુઓ પેલો શર સાધે છે" કાકે કહ્યુ

પેલા સ્વારો માત્ર પચીસ કદમ દૂર રહ્યા જોતજોતામા એક બાણ આવ્યુ અને ત્રિભુવનપાલના ખભામા વાગી દૂર પડયુ મંડલેશ્વરે સિહ-ગર્જના કરી અને તરવાર કાઢી પેલા બે પર ધસ્યો કાક બીજી વખત સલાહ પુછવા રહે એમ નહોતો તેણે ચાપ ચઢાવ્યુ અને ત્રિભુવનપાલને તીરથી ઘાયલ કરનારના ઘોડાને ભોય પર પાડયો તેણે પડતા પડતા, નીરાશાના ઝનુનથી છુટી તરવાર કાક પર ફેંકી કાક નીચો વળ્યો અને તરવાર માથા પરથી ચાલી ગઇ બીજી પળે ત્રિભુવનના ભાલાથી વીંધાયલો બીજો સ્વાર ભોય પર પડયો

આટલુ કાર્ય સાધતા વાર જ બે ઘેરાયલા વાઘ વીફરીને પાજરા બહાર કૂદે તેમ કાક અને ત્રિભુવનના ઘોડા કુદ્યા સાજ પડવાને હવે થોડી વાર જ રહી હતી રા'ના ઘોડા અને તેમના ઘોડા વચ્ચે અતર વધ્યો હતો અને તે અતર કાપવા ઉત્સુક બનેલા બે વીરોએ બનતી ઉતાવળ કરી માત્ર હવે ઘોડાના પગ પર જ રા'નુ નશીબ આવીને અટકયુ હતુ

એકદમ કાકે અને ત્રિભુવને સામે એક નાનો વહેળો જોયો અને

હર્ષનો પોકાર કર્યો રા' હવે પકડાવાનો એમ તેમને ખાત્રી થઈ પણ તે સોરઠી યોદ્ધાને અને તેની ધુંધરીઆળી ઘોડીને તેઓ ઓળખતા નહોતા એક પળ પાણીની પાસે ઘોડી ઠમકી, અને બીજી પળે, રા'ની એડને પ્રતાપે તે પંખાળી બની–હવામા ઉડી–વહેળાને પેલે તીર જઈ પડી ત્રિભુવન અને કાક બને સ્તબ્ધ થઈ ગયા

પણ બેમાનુ કોઈ પાછી પુઠ કરે એમ નહોતુ તેમણે પણ એડ મારી બને હવામા ઉડયા અને પેલે પાર પડયા કાકે પાછળ જોયુ અને તેનો જીવ ઉડી ગયો ત્રિભુવનનો ઘોડો આ પાર આવ્યો હતો ખરો, પણ કુદતા વામ બે વામ પાછો પડયો ઘોડાના પાછલા પગ કાદવમા ભરાઈ ગયા અને મડલેશ્વર અડધા ઘોડાની નીચે પડયા

"કાક!" તેણે બુમ મારી "મારી ફીકર કરતો નહીં ગ'ને છટકવા નહીં દેતો"

કાક ચેતી ગયો કે ત્રિભુવનપાલને કૈ ઘણી ઇજા થઈ નહોતી, એટલે તેને કાદવમા પડતા મુકી પોતાના ઘોડાને ચારે પગે તેણે જવા દીધો નવઘણે પણ પુઠ ફેરવી જોયુ નહીં પાછળ એક માણસ છે કે પાચ દશ તે જોયા વિના તેણે ઘોડી આગળ ને આગળ દોડાવ્યાજ કરી ઘડી ગઈ, બે ઘડી ગઈ, બને ઘોડા શ્વાસે ભરાવા લાગ્યા વચ્ચે અતર માત્ર પચીસ હાથનો હતો પણ જ્યા સુધી રા'ની ઘોડીનુ પાણી ઓછુ નહીં થાય ત્યા સુધી હજાર જોજનનો હતો.

થોડી વારે એક ઉચી ટેકરી સામે આવી તે ઉપરથી લઈ જતા ઘોડી વધારે થાકે એમ ધારી રા'એ ટેકરીની બાજુ પરથી તેને લીધી આગળ રા' અને પાછળ કાક એમ બને જણે ટેકરીની પ્રદક્ષિણા શરુ કરી ટેકરીની પાછળ તે ગયા નહીં ગયા, ત્યા શુ છે તે દેખાય ન દેખાય તે પહેલા બસે માણસો બુમ પાડતા, બેઠા હતા ત્યાથી ઉભા થઈ જઈ આ બંનેની ચારે બાજુએ વીંટળાઈ વળ્યા

ટેકરીને ઓથે કોઈ સૈન્યનો પડાવ હતો બાજુમા આશરે પાચસે સાતસે સાઢણીઓ બાધેલી હતી અને બે હજાર સૈનિકો રાખવાની સોઈ

કરી રહ્યા હતા રા' અને કાક બંનેનો શ્વાસ થંભી ગયો બંનેએ આ વિરુદ્ધપક્ષનું સૈન્ય છે એમ જાણ્યું પણ જરા સ્વસ્થતા આવતાં કાકને નીરાંત વળી આ પડાવની વચ્ચોવચ્ચ એક ઉંચા ગુંડા પર પતાકા ફરફરતી હતી, અને સાંજ પડવા આવી હતી છતાં તેના પર પાટણની સત્તાની સંજ્ઞા કાકને સ્પષ્ટ દેખાઇ એક ઝરીએ ભરેલો કુકડો જેના પરથી જયસિંહદેવ ભવિષ્યના ઇતિહાસમાં તામ્રચૂડ—ધ્વજને નામે અમર થવાના હતા તે સાંજની લહેરોમાં ઉડતો હતો

કાકની પરીક્ષા ખરી હતી આ સૈન્યનો નાયક સજ્જનમંત્રીનો મોટો પુત્ર અને સોરઠનો સુબો ભટ્ટરાજ પરશુરામ હતો પરશુરામ આ સૈન્ય લઇ અહીંઆ પડયો હતો એ પ્રતાપ મુંજાલ મહેતાનો હતો કાકે રા'નો ગુજરાત પર ધસવાનો ઇરાદો કળ્યો તે પહેલાં મુત્સદ્દી મહાઅમાત્ય જાત્રામાં ફરતાફરતા રા'ની ઉપર ચોકી કર્યા કરતા હતા અને નવઘણની હીલચાલની ખબર પડતાં પરશુરામને તેનો પીછો પકડવાનો હુકમ મોકલ્યો હતો, અને તે હુકમને તાબે થઇ ભટ્ટરાજ દડમજલ પાચાલ તરફ જતો હતો અને રસ્તામાં જરા વીસામો ખાવા તેણે અત્યારે અહીંઆ મુકામ કર્યો હતો

કાક અને નવઘણ બંનેને સૈનિકોએ પકડયા અને ભટ્ટરાજ પાસે લઇ ગયા ત્યાં જતાં વારજ દામો ચારણ જેને મુંજાલે ફરમાન લઇ મોકલ્યો હતો તે રા'ને ઓળખી ગયો

"અરે રંગ છે રે મારા જુનાગઢના ધણી રંગ છે!" તે ભયંકર કટાક્ષમયતાથી મોટે અવાજે બોલી ઉઠયો "કયાં ગયા તમારા હણહણતા ઘોડા અને કયાં ગયા કરકટીઆ અસવાર મારા રાજવી?" પરશુરામની આસપાસ બેઠેલા માણસો ખડખડ હસી પડયા અને ઉભા થઇ આગળ આવ્યા

નવઘણે ચારણના શબ્દો સાંભળી હોઠ કરડયા, તેની આંખમાંથી અગ્નિ નીકળ્યો તેની ધોળી દાઢીથી તેનું ગુસ્સાભર્યું મોઢું અનુપમ ગૌરવથી ઝળકી રહ્યું તે એક અક્ષર બોલ્યો નહીં

કાક બોલી ઉઠયો "મહારાજ' મને શુ કામ કેદ કરો છો ? હુ મડલેશ્વર મહારાજનો સુભટ છુ "

"મડલેશ્વર ?" પરશુરામે સખ્તાઇથી પુછયુ

"મડલેશ્વર ત્રિભુવનપાલ મહારાજ આપને ખબર નહીં હોય કે મડલેશ્વર મહારાજે પાચાલ તો લીધુ અને આ રાની પુઠે પડયા હતા અને હુ પણ તેમની સાથેજ હતો" સખ્તાઇની નિશ્ચલતાથી પરશુરામે તેની સામે જોયા કર્યુ

હુ કેમ જાણુ ?"

"પાચાલ આપ જશો ત્યારે ખબર પડશે"

"પાચાલમા કોણ છે ?"

મહારાજ જયસિહદેવ"

આ વાત ન માનતો હોય તેમ ભટ્ટરાજનો હોઠ જરા મરડાયો

"બનેને સાઢણી પર બાધી લો, હવે કુચ કરીએ" કહી તે ફર્યો અને પોતાના હાથ નીચેના ભટ્ટોને હુકમ આપ્યો

"મને કેદ કરો છો ? જોજો પસ્તાશો કાકે દાત કચકચાવી કહ્યુ

એક અક્ષર બોલ્યા વિના પરશુરામ ચાલ્યો ગયો અને મુછ કરડતો કાક રાની સાઢણીએ બધાયો



## પ્રકરણ ૨૨ મુ

### મડલેશ્વરની શોધમા

પરશુરામના સૈન્યે પાચાલનો માગ લીધો ત્યાર કાકે ભટ્ટરાજનુ ધ્યાન ખેચ્યુ કે ત્રિભુવનપાલ થોડા કોસ પર પડેલા હતા પરશુરામે કાકને રાનો અનુચર ધાર્યો હતો એટલે વાત કલ્પિત ધારી બીજોજ રસ્તો લીધો અને મડલેશ્વર મહારાજ વગર મદદે રહ્યા જેમ સૈન્ય આગળ ચાલ્યુ તેમ નવા જુની મળતી ગઇ અને આખરે પાચાલ પડયાની ખાત્રી

થવાથી પરશુરામે પોતાના લશ્કરની ટુકડીઓ કરી અને નાસતા દુશ્મનો પકડવા ચારે દિશામાં મોકલી

કાક મનમાં વિચાર કરવા લાગ્યો કે, પોતે આમ બંધાઇ પાચાલ જશે તો બીચારા પરશુરામના શા હાલ થશે ત્રીજે દિવસે પાચાલથી નીકળેલી ટુકડી આવી મળી અને જયસિંહદેવ મહારાજ ત્યાં આવી ગયા છે એમ બાતમી મળી એ ટુકડીમાં પોતાનું કોઇ ઓળખીતું છે કે કેમ તે જોવા કાકે ફાંફાં માર્યાં, પણ તેની સાંઢણી પાછળ હોવાથી તે કોઇને જોઇ શકયો નહીં થોડી પળ વીતી અને એક સુભટ તેને ભટ્ટરાજ પાસે લઇ જવા આવ્યો

કાક પરશુરામ પાસે ગયો ત્યારે તેની પાસે એક વૃદ્ધ યોધ્ધો બેઠો હતો અને થોડાક માણુસો જરા દૂર ઉભા હતા પરશુરામે તેને સખ્તાઇથી નીહાળ્યો

"તું કહે છે કે તું મંડલેશ્વર મહારાજની સાથે હતો ?"

કાકને આ સખ્તાઇથી ગુસ્સો આવ્યો તે તબીઅત વાળી બે પળ સુધી ભટ્ટરાજ તરફ તિરસ્કારથી જોઇ રહ્યો

"મે કહ્યું ત્યારે તમને સાંભળવાની પરવા નહોતી, હવે મને કહેવાની પરવા નથી" કાકે કહ્યું

પરશુરામની આંખો ગુસ્સામાં ભભુકી ઉઠી, તેના સખ્તાઇથી દબાયલા હોઠ જરા ધ્રુજ્યા, તેનો હાથ તરવાર તરફ ગયો પેલા બુઢ્ઢા સુભટ પાછળ એક બે જણ બેઠા હતા તેમાના કોઇએ તેને કંઈ કહ્યું એટલે તે વચ્ચે પડી બોલ્યો

"તમે કોણ કાકભટ્ટ ?"

ગૌરવથી કાકે ડોકું હલાવી હા કહી

"ત્રિભુવનપાલ મહારાજ કયાં છે ?"

કાક બોલ્યો નહીં

"અમે તેને ખોળવા નીકળ્યા છીએ તે કયાં છે ?"

"મને છુટો કરો હું ખોળી કાઢીશ તેના મિત્ર અને સુભટ તરીકે તે અધિકાર મારો છે"

"તે નહીં બને" સત્તાપૂર્વક અવાજે પરશુરામે કહ્યું, "આ કોણ છે તે હું જાણતો નથી, માત્ર રા'ની જોડે તે સોરઠ તરફ નાસી જતો હતો એટલું જાણું છું–મહારાજાના હુકમ શીવાય તેને હું નહીં છોડું"

"પણ મહારાજ !–" પેલો વૃદ્ધ યોદ્ધો બોલવા ગયો

"પણ ને બણ મારું શાસન તમે સાભળ્યું વીરા? કેદીને પાછો લઇ જા" કહી ભટ્ટરાજે કાકને પાછો લઈ જવા હુકમ કર્યો

કાકને પાછો લઇ જવામાં આવ્યો ત્યારે તે મુખમાં હસતો હતો તેને ચિંતા માત્ર એટલીજ હતી કે ત્રિભુવનપાલ ક્યાં પડ્યા હશે?

રાત પડી સાઢણીએ બાધેલો કાક અડધો જાગતો પડ્યો હતો એકાએક સાઢણીની પાસે પડેલા સૈનિકો બેઠા થઇ કોઇની જોડે ધીમેથી વાત કરતા તેણે સાભળ્યા કાન ફફડાવી કાક જાગૃત થઇ ગયો

"મહારાજનો સખત હુકમ છે" એક સૈનિક બોલ્યો

"ગાડા!" એક અવાજ આવ્યો તે અવાજ પેલા વૃદ્ધ યોદ્ધાનો લાગ્યો "તું મને ઓળખતો નથી? મને જયસિંહદેવ મહારાજે મોકલ્યો છે આ કાકભટ્ટને સાથે નહીં લઇ જાઉં તો મંડલેશ્વર મહારાજ જડે કેમ?"

"પણ બાપુ, મારાથી આમ કેમ એને છોડાય? ભટ્ટરાજ અમારું માથું ઉડાડી મુકે"

"નહીં છોડે તો કાલે સવારે જયસિંહદેવ મહારાજ તમારું માથું ઉડાડશે"

"બાપુ! એ અમે ન જાણીએ અમે તો અમારા નાયકને ઓળખીએ એને જવા દઇ અમે ક્યાં જઇએ?"

"અમારી સાથે મંડલેશ્વર મહારાજને ખોળવા" તે વૃદ્ધની સાથે ઉભેલા એક યોદ્ધાનો અવાજ આવ્યો કાક ચમક્યો તે અવાજ પરિચિત સ્ત્રીનો હતો

"તમે ગભરાઓ છો શું કામ? હું છું ને મને ઓળખતા નથી?" કહી તેણે માથાનો ફેંટો કાઢી નાખ્યો "હું મીનળબાની ભત્રીજી, મુંજાલ

મહેતાની ભાણેજવહુ મારી સાથે ચાલો કોની મગદુર છે કે તમારો વાળ વાંકો કરી શકે? બોલો કોનો હુકમ માનશો, કાશ્મીરાદેવીનો કે પરશુરામનો?" ધીમે સાદે પણ પ્રતાપી ઉચ્ચારણથી પુરુષવેશમાં સજ્જ થયલી કાશ્મીરાદેવીએ પુછ્યું ચિત્રવત્ ઉભેલા સૈનિકો કંઈ બોલી ન શક્યા. તેણે સાંઢણી પાસે જઈ કાકને બાંધેલા બંધનો પોતાની તરવારથી કાપી નાખ્યા કાક ઉભો થયો અને કાશ્મીરાદેવીને પગે પડયો "બા તમે?"

"તારા મંડલેશ્વર ક્યાં છે?"

"રા'ની પાછળ દોડતાં સરધારને રસ્તે કાદવમાં પડયા હતા, શરીરે સુખી છે હું સાથે રહેત, પણ મને રા'ની પાછળ જવા ફરમાવ્યું"

"ઠીક, ચાલ! મારી સાંઢણીઓ ખોટી થાય છે" કહી કાશ્મીરાદેવીએ માથે ફેંટો વીંટાળતાં આગળ ચાલવા માંડયું અને પેલા ત્રણ સૈનિકો અને વૃદ્ધ યોદ્ધા સહિત કાક તેની પાછળ ચાલવા લાગ્યો

થોડી વારે તેઓ છાવણીની બહાર આવ્યા અને થોડે દૂર બાંધેલી સાંઢણીઓ પલાણી બનતી ઉતાવળે સરધારને રસ્તે ચાલ્યા કાશ્મીરાદેવી, કાક અને પેલા વૃદ્ધ યોદ્ધા સાથે સાંઢણી પર બેઠી હતી તેણે કાકને પહેલેથી છેલ્લે સુધી ઇતિહાસ કહેવા કહ્યું કાકે તે પ્રમાણે કર્યું અને પુછ્યું "પણ બા! તમે કેમ આવે વેશે?"

"તે જયદેવ મહારાજને બાતમી આપી હતી તે પ્રમાણે પાટણથી છાનામાના થોડાંક માણસો લઈ તેઓ નીકળ્યા, મોઢેરાથી પણ થોડા માણસો લીધા, પણ અહીંઆ આવતાં તો મહારાજના ગુસ્સાનો પાર રહ્યો નહીં"

"કેમ?"

"કેમ શું? તેમને પાંચાલ લેવાનો યશ નહીં મળ્યો તેમ તારા પર તો ઘણાજ ગુસ્સે છે તને ખબર છે?"

"શું?"

"અત્યારે પરશુરામ તને પાંચાલ લઈ ગયો હોત તો તું હાથીને પગે થાત મહારાજ કહે છે કે તું મંડલેશ્વરને યશ અપાવવા તેમને વહેલો લઈ આવ્યો"

"એ પણ ખરુ"

"હા અને તારા મંડલેશ્વરે પાચાલ લીધુ તેથી મારી સાથે પણ ગુસ્સે થયા અને તેમને શોધવા પણ કાઇને નહીં મોકલવા એવો હુકમ કર્યો જયદેવને પણ હવે રાજસત્તાનો નીશો ચઢયો લાગે છે"

"તેથી તમે આવે વેશે મંડલેશ્વર મહારાજની ખોળ કરવા નીકળ્યા ?" કાશ્મીરાદેવીની હીંમત અને બુદ્ધિ પર આફ્રીન થયલા કાકે પુછ્યુ

"ત્યારે બીજુ શુ ?" કાશ્મીરાદેવીએ કહ્યુ

રાતદિવસ દડમજલ મુસાફરી કરતા તેઓ સરધારને રસ્તે જ્યા ત્રિભુવનપાલને કાદવમા પડતા કાકે જોયા હતા ત્યા પહોચ્યા મહામુશ્કેલીએ પગલા પારખતા, પુછપરછ કરતા, અથડાતા કુટાતા, આખરે પત્તો મેળવી તેઓ મંડલેશ્વરને એક ગામડામા એક બ્રાહ્મણને ત્યા મળ્યા

કાકે પહેલી વખત મંડલેશ્વરને અને કાશ્મીરાદેવીને સાથે જોયા અને એમા કોણ અનુપમ તેનો નિશ્ચય કરવા તે અશક્ત બની રહ્યો કાકને તેઓ સગા ભાઇ જેવો ગણતા હતા એટલે ગાઢ સ્નેહના ઉલ્લાસનો અનુભવ કરતા તેઓએ થોડો વખત થાક ખાધો અને પછી પાચાલ તરફ ચાલ્યા



## પ્રકરણ ૨૩ મુ

### બે યોદ્ધાઓ

નિર્વિઘ્ને તેઓ પાચાલ પહોચ્યા પહોચતા પહેલા તેમને ખબર પડી ગઇ હતી કે, પાચાલમા રા' આવી પહોચ્યો—તે પહેલા પાટણથી મુંજાલ અને ખંભાતથી ઉદો ત્યા આવી પહોચ્યા હતા, અને રા'ને તેના હથીઆર ઉતારી મોમા તરણુ લઇ જયદેવ મહારાજની ક્ષમા યાચવાની શિક્ષા ફરમાવવામા આવી હતી નિરાધાર રા'એ તે પ્રમાણે કર્યાથી ખંડણી લઇ તેને છુટો કરવામા આવ્યો અને સોરઠ પર સત્તા પાછી બેસાડી મુંજાલ અને ઉદા સાથે જયદેવે પાટણ તરફ પ્રયાણ આરંભ્યુ હતું આ બધી ઉડતી વાતોમા ખરુ શુ તેનો તેઓ નિશ્ચય કરી શકયા નહીં

પાચાલના દરવાજામા પેસતા ત્રિભુવનપાલે પોતાની ઓળખ આપી અને એક દરવાનને લઇ પરશુરામને મુકામે જવાની ઇચ્છા દર્શાવી બે દરવાન રસ્તો બતાવવા આગળ ચાલ્યા

પરશુરામની હવેલીએ પહોચતા પહેલા, બજારમાથી જતા કોઇ એક જણે કાકને ઓળખ્યો અને કહ્યુ ' આ પેલો રા'નો સાથી રાતના ભાગી ગયો હતો તે" આ શબ્દે કેટલાકનુ ધ્યાન ખેચ્યુ અને થોડા ઘણા માણસો પાછળ લાગ્યા કાક આ ખળભળાટનુ કારણ ચેતી ગયો, પણ પડખે મડલેશ્વર હોવાથી તે નિશ્ચિત હતો

હવેલી આગળ તેઓ સાઢણીએથી ઉતર્યા અને દરવાનો ભટ્ટરાજને ખબર કરવા દોડ્યા બારણામા જેવા ત્રિભુવનપાલ પેસવા ગયા કે એક સૈનિકે આડો ભાલો ધર્યો મડલેશ્વરનો ઉગ્ર સ્વભાવ ભભુકી ઉઠ્યો તેની આખોમા વીજળી ચમકી તેણે તરત તરવાર કાઢી ભાલાના બે કકડા કર્યા

"દેવપ્રસાદ સોલકીના પુત્રને જતો અટકાવવાની હીંમત કરે છે?" તેણે ગર્જના કરી સૈનિક ગભરાયા આવે વેશે આટલાજ માણસ સહિત લાટનો દડનાયક અહીંઆ આવે તે તેના માન્યામા નહીં આવ્યુ છતા નિ શબ્દ થયો—માત્ર તેણે રોકાણુ કેમ કર્યું તેનુ કારણ બતાવવા કાક તરફ આગળી કરી

"એ મારો મિત્ર છે કોની મગદુર છે કે એને અડકી શકે?"

"મહારાજ! ક્ષમા કરો. એ મગદુર મારી છે" એમ શાતિથી કહેતો પરશુરામ ત્રિભુવનપાલને આદર આપવા નીકળ્યો. એક પલવાર બે-ધારીલી તરવાર અથડાય તેમ ત્રિભુવનપાલની જવલત આખોનું પ્રતાપી તેજ અને પરશુરામના સ્થિર નયનોનું શાત, નિશ્ચલ, સત્તાદર્શક તેજ અથડાયુ બને પ્રચડ હતા બને બખ્તરથી, શસ્ત્રથી સજ્જ હતા બનેની મુખમુદ્રા પ્રતાપી હતી

"પરશુરામ! તમે મને શુ સમજો છો?" સિહનાદ કરી ક્રોધમા

લાલચોળ થયલા ત્રિભુવનપાલે પુછ્યુ તેના હાથમા રહેલી નાગી તરવાર ધ્રુજી ઉઠી, તેના અનુચરોએ તરવાર પર હાથ મુકયો

સામો પરશુરામ શાંતિથી અદબ વાળી નીડરપણે ઉભો "અન્નદાતા ! હું જાણુ છુ કે આપ દશે દિશાના દુશ્મનોનો દર્પ હરનાર ગુજરાતના વીરશિરામણિ છો "

આ શબ્દોથી ત્રિભુવનપાલનો ક્રોધ જરા શમ્યો

"તેથી આવો આદર આપો છો? અહીંઆ પાટણની સત્તાનો હીસાબ લાગતો નથી "

"હીસાબ છે તેથીજ આવો આદર કરુ છુ "

"કેમ ?'

"ભટ્ટાર્ક જયદેવ મહારાજનો હુકમ છે" પરશુરામ શાંતિથી બોલ્યો

"શો ?"

"આપની સાથે આ માણસ છે—"

"કાકભટ્ટ ?" ત્રિભુવનપાલે કહ્યુ

'જી હા તે રા'નો મળતીઓ છે અને મારી પાસેથી નાસી છુટયો છે "

"ત્યારે એ તારો ભ્રમ છે મે અને એણે રા'ની પુઠ પકડી હતી રા'ને પકડતા તમે એને પકડયો અને હુ કયા પડયો હતો તે જાણુવા આ મારી–કાશ્મીરાદેવી–એને તમારી પાસેથી છોડાવી લઇ ગઇ" કહી મડલેશ્વરે કાશ્મીરાદેવી તરફ નજર કરી પરશુરામે પુરુષવેશમા ઉભેલી કાશ્મીરાદેવીને જોઇ, ઓળખી અને જરા અસ્વસ્થ થયો શરમની રતાશથી છવાયલુ મોહક મુખ તેણે જોયુ અને પોતે કરેલો અવિનય યાદ લાવી હાથ જોડયા

'મહારાજ ! બા! ક્ષમા કરો, પણ આ ભટ્ટને પકડવો પડશે"

"હવે શુ છે?" કાશ્મીરાદેવીએ પુછ્યુ

"મહારાજનો હુકમ સખત છે એણે જઇ ખભાતમા મોટુ કાવત્રુ કર્યું હતુ '

'કોણે કહ્યુ ?'' ત્રિભુવનપાલે પુછ્યુ

"ઉદા મહેતા ફરીયાદ લાવ્યા હતા તે કહેતા હતા કે એણે આગેવાની કરી યવનોના ઘરબાર બાળી મુકાવ્યા છે એ માટે મહારાજ એને દેહાતશિક્ષા કરવાના છે '' ત્રિભુવન, કાશ્મીરા અને કાક ત્રણેએ એકેકની સામે જોયુ આ વાતનુ મૂળ શુ છે તે ત્રણે જાણતા હતા આ વાતનુ આવુ વતેસર ઉદાએજ કર્યુ હશે એમ તેમને ખાત્રી થઇ આખરે ત્રિભુવનપાલ જરા હસ્યા

"પરશુરામ! તમે મને કદી અસત્ય બોલતા જોયો છે?"

"ના મહારાજ!"

"ત્યારે મારુ માનો એ વાતમા ઘણો ગૂઢ અર્થ છે, અને હુ પાટણ જઇ જયદેવ મહારાજને મળીશ એટલે બધુ બરોબર થઇ જશે અમને અહીંઆ શુ થયુ તે કહો અને પછી પાટણ તરફ જવા દો"

"સુખેથી, પણ કાકભટ્ટને સાચવવા પચ્ચીસ સ્વારો મોકલવા પડશે"

"હજુ વિશ્વાસ નથી?"

"મહારાજ! આજ્ઞા તે આજ્ઞા આપનુ વચન છે એટલે એને બાંધવાની જરુર નથી હવે આપ અદર આવશો, બાને પણ વીસામાની જરુર હશે"

"તમારા આદર પરથી કૈં વીસામો લેવા દો એવુ લાગ્યુ નહીં" કાશ્મીરાદેવીએ હસતાહસતા કહ્યુ

"હવે જુઓ કાકભટ્ટ! તમે પણ રાજસેવક છો આજ્ઞાપાલન કરતા અવિનય થયો તે ક્ષમા કરશો" કહી તે ત્રણે જણને અદર લઇ ગયો કાકના મનમા ફાળ પડી તેના હાથમાથી ખતાબ છટક્યો તેનો લાભ લઇ ઉદાએ આવી તેનો ઘાટ ઘડયો હતો

જરા નિવૃત્ત થયા પછી મડલેશ્વરે પરશુરામને પાચાલમા શુ બન્યુ તેની હકીકત પુછી

"મહારાજ! હુ રા'ને લઇ પાચાલ આવ્યો તે પહેલા પાટણથી મુજાલ કુઆ આવી પ્હોચ્યા."

"હે ?"

"તેમને બધી ખબર હતી હું બધી બાતમી આપતો હતો" મંડલેશ્વરે કાકની સામે જોયું, કાકે પણ નીસાસો મુકયો તેણે ગમે તેટલી હોશીઆરી બતાવી, પણ જ્યાં ને ત્યાં પહેલા મુંજાલ મહેતા

"અને ખંભાતથી ઉદા મહેતા આવ્યા"

"પછી ?"

"રા' પાસે દાતે તરણું લેવરાવી માફી મંગાવી અને ખંડણી લઇ છુટો મુકયો હવે તે જુનાગઢ જઇ જયદેવ મહારાજના સામંત તરીકે રહેશે"

"પછી અમારા દેશળદેવનું કૈં જણાયું ?"

"ના તે તો શાંતુ મહેતાની સાથે છે"

"એમ ? ત્યારે માલવાના સેનાપતિનું શું ?"

"તે તો સમાધાન થઇ ગયું શાંતુ મહેતા ઉબકને લઇ પાટણમાં હોળી સુધીમાં આવી લાગશે"

"એ તો નકામું સમાધાન કર્યું" કાશ્મીરાદેવીએ કહ્યું, "નહી તો એને લોહીની ધારે બરોબર હોળી રમાડત"

"પણ ઉદા મહેતા કેમ પાટણ ગયા ?" મંડલેશ્વરે પુછ્યું, "એ જરા કચવાયા છે ને ?"

"કચવાયલા તો ઘણા લાગતા હતા, પણ શું કરે ? મુંજાલ કુઆને જાણો છો ને ? ઉદા મહેતાને ખબર નહોતી કે તે આવવાના છે એટલે અહીંઆ આવ્યા, નહીં તો આવત જ નહીં આવ્યા એટલે ફસાયા, અને મને કમને ઉબકની પરોણાચાકરી કરવા પાટણ જવું પડયું"

"કાક ! તારે સંભાળવાનું છે" ત્રિભુવનપાલે કહ્યું, "તારો દીલોજાન મિત્ર આગળ ગયો છે"

"હરકત નહીં" કાકે છાસીયું કર્યું, પણ તેના મનમાં ધ્રાસકો પડયો કે પોતાનું હવે શું થશે ?

એક રાતનો વીસામો ખાઇ તે બધાં પરશુરામની રજા લઇ પાટણ તરફ જવા નીકળ્યા ભટ્ટરાજે સાથે પચ્ચીસ સાંઢણીઓ આપી અને તેના નાયકને ખાનગી હુકમ આપ્યો કે, કાક નાસવાનો પેત્રો કરે તો તેને ઠાર કરવો

# વિભાગ બીજો

## પ્રકરણ ૧ લુ

### ઉબક સેનાપતિ

ફાગણ સુદ તેરસની સવારે પાટણને ર ગ કૈં ન્યારાજ હતે।

દરેક ાજમાર્ગો નગરજને અને રાજપુરુષોથી, દરેક ગોખ અને અટારી હગની, નયનબાણુ વર્ષાવતી સુદરીઓથા, દરેક આટલાઓ નવી પીચકારીઓ સરખાવતા બાલકોથી ભિરાઇ ગ્યા હતા માન મુકી ગજેદ્રો ઝપાટાથી જતા હતા, શોખીન સૈનિકો બખ્તાર છોડી ગળામા ફૂલમાલ ઘાલી મુછ પર તાવ દેતા હતા, મ ત્રીવીરોના મુખમુદ્રા ત્રાસદાયક ગાભીર્ય છોડી હાસ્યવિનોદના અરવસ્થ થઇ રહી હતી

પાટણે મહોત્સવ આર ભ્યો હતો માનવાનો સ ાપતિ ઉબક શાતુ મહેતા સાથે સમાધાન કરી, પાટણની પરોણાચાકરીને સ્વાદ ચાખવા આજે અહીઆ આવતો હતો, અને પાટણના બાના રાજાએ તેના પૂર્વજોને દુર્લભ એવો સોરઠના ગ' પર વિજય અતુલ પરાક્રમ દાખવી મેળવ્યો હતો પટ્ટરાણીઓને ભય નાશ પામ્યો હતો અને તેમના ગર્વનો પાર રહ્યો નહોતો, અને તેમા આ અવસર અનુપમ હતો હોળીને માત્ર બે દિવસની વાર હતી મદનરાજની પૂજા કરવા ઉત્સુક બનેલા રસિકો અને રગીલાઓ વસ તોત્સવ આર ભવા એકેપગે થઇ રહ્યા હતા, અને પોતાના મનોને અનેક પ્રકારે ઉત્તેજી રહ્યા હતા

મહીના પહેલા પાટણ ભય કર, શસ્ત્રસાજ્જત હતુ, અત્યારે પ્રફુલ્લ હૃદયનુ મોજીલુ બન્યુ હતુ યુદ્ધની સખ્તાઇ વીસરી આલ્હાદને સ્વચ્છ દ પટ્ટર્ધ્યુ ેા અનુભવતા હતા

ભીમનાથન ઓવારે રાજપુરુષોની મેદની મળી હતી ભીમનાથ મહાદેવના મ દિરની અ દર ઉબકને આદર આપવા એક બેઠક કરવામા આવી હતી, અને તે પ્રસ ગને યોગ્ય ભપકાદાર, અવનવા વસ્ત્ર પરિધાન

કરી સામંતો, મંત્રીઓ, શાહુકારો આવતા હતા. થોડે દૂર ઉબક તથા મંત્રીઓને પાછા લઈ જવા આણી રાખેલા હાથીઓ અંધારામાં ડોલી રહ્યા હતા.

પાટણના લોકોનો ગર્વ આવે પ્રસંગે માતો નહોતો. પોતાના મહાપુરુષો જોઈ રાચવું, તેમનું ગૌરવ જોઈનેજ ગૌરવ ધરવું એ મહાપ્રજા થવાનો મંત્ર પટ્ટણીઓ સારી પેઠે જાણતા હતા, અને આ કારણથી જેમ-જેમ રાજ્યકર્તાઓ આવવા લાગ્યા તેમતેમ લોકોનો હર્ષ વધતો ગયો.

સજ્જન મંત્રી ભટ્ટરાજ મોરારપાલને લઈ પેલે તીરે ઉબક તથા શાંતુ મહેતાને તેડવા ગયા અને ઉદો, લુલો, દેશળદેવ વગેરે આ કીનારે રહ્યા. લોકો ઉંચી ડોકી કરી જોઈ રહ્યા હતા, પણ હજુ મુંજાલ મહેતા આવ્યા નહોતા. જયસિંહદેવ મહારાજ આવવાનાજ નહોતા એમ લોકવાયકા ચાલતી હતી.

ઉદા મહેતાએ પાટણની મદદે લશ્કર નહીં મોકલ્યું તેથી મહારાજ તેના ઉપર ગુસ્સે છે એમ પણ ગપો ચાલતી હતી. તેથી તે મંત્રીનું હસતું, ચારે તરફ નમસ્કાર ઉચ્ચારતું સ્વસ્થ મુખ જોઈ લોકો અજાયબ થયા. પણ તે મુત્સદ્દી અહીંઆ કેમ આવ્યા તે આપણે જોઈ ગયા. તે કાકની પુઠે પડ્યા અને જયદેવ એકલા પાંચાલમાં છે એમ ધારી તેમને હાથ પર લેવા ત્રણસો સ્વાર સાથે ત્યાં આવી પહોંચ્યા. તેમને દુર્ભાગ્યે, કોઈને આગળથી ખબર પડે તે પહેલાં મુંજાલ મહેતા પણ ત્યાં આવી લાગ્યા, અને મુંજાલની ઇચ્છાનો અનાદર કરી ખંભાત પાછા જવાની હીંમત નહીં ચાલવાથી હસતે મોઢે તે આ મહોત્સવમાં ભાગ લેવા પાટણ આવ્યા. સામે થતાં તમને આવડતું હતું, પણ સામા થતાં હાનિ પહોંચે તો નમી જઈ, ધાર્યું કામ કાઢી લેવાની યુક્તિ પણ તેમને આવડતી હતી. તે આ બીજી જાતના પાસા નાખતા હતા.

લોકોમાં એક વાતે જરા ચિંતા પ્રસરી રહી હતી. તે ચિંતાનું કારણ ત્રિભુવનપાલ હતા. આ રાજ્યમંડલમાં લાટના દંડનાયક પાંચાલ સુધી આવ્યા છતાં ન આવે એ ઘણાને વિચિત્ર લાગ્યું હતું. આ વાતનો વિચાર કરવાને મુંજાલ ચુકયો નહોતો. તેણે ત્રિભુવનપાલને ખોળી કાઢવા

માણુસો મોકલ્યા હતા અને તેને અનતી ત્વરાથી અહીંઆ લઇ આવવા તેમને ફરમાવ્યુ હતુ આ વાત કોઇ જાણતુ નહોતુ એટલે અનેક વાતો એ સબધી ઉડી રહી હતી

પેલે તીરેથી એક હોડી છુટી અને લોકોનું લક્ષ તે તરફ ગયુ તેમા આઠેક માણુસો હતા અને જેમજેમ હોડી આ પાર આવતી ગઇ તેમ-તેમ લોકોમા તેમ રાજ્યપુરુષોમા શાંતિ પ્રસરતી ગઇ તે હોડીમા પાટણુ-નો નવો અતિથિ આવતો હતો સૈકા થયા અવતી અને પાટણુ વચ્ચે સતત વેર ચાલતું હોવાથી આ પ્રસંગે બધા પટ્ટણીઓનો આનદ અદૃષ્ટ થયો આ મેદનીમા ઘણુા એવા હતા કે જેણે માલવા સાથે લડતા બાપ, ભાઇ, દીકરો ગુમાવ્યા હતા, ઘણુા એવા હતા કે માલવા ની સાથે સંધિ કરવી તેના કરતા પ્રાણુ આપવો વધારે પસદ કરતા, થોડા એવા પણુ હતા કે માત્ર થોડા દિવસ પરજ માલવીઓ સાથે બાથ ભીડી આવ્યા હતા આ બધા લોકોને શાંતુ મહેતાએ કરેલી સંધિ ગમી નહોતી તેમના મનમા આજનો પ્રસગ સાલતો હતો મનમાં ચાલી રહેલા ચણુચણુાટ બહાર પડયા હોય એમ અત્યારે લાગતુ હતુ.

હોડીમા આગળથી ઉંચો ફેંટો બાંધી એક પ્રચડ, સીધા સોટા જેવો, એક આખ પર મોટો ઘાનો રુઝાયલો લીટો દેખાતો હોવાથી વિકરાલ મુખાકૃતિનો પુરુષ ઉભો હતો તે ઉબક હતો. પટ્ટણીઓને મન ને માલ-વાની સત્તાની મૂર્તિ હતો, તે સત્તા એ તેમના દ્વેષનુ, વેરનુ કેંદ્રસ્થાન હતુ ઉબકનુ આવાગમન તે પાટણુનો પરાજય–જીત–આ લાગણીએ આખી મેદનીમા ફમકમાટ પ્રસાર્યો બધા શરમીંદા થઇ રહ્યા વૃદ્ધ યોદ્ધા-ઓની આખમા પાણી આવ્યા, ઉબકની પડખે વૃદ્ધ શાંતુ મહેતા વીલે મોઢે ઉભા હતા જેવી પટ્ટણીઓની લાગણી તેવીજ તેમની હતી, પણુ ડહાપણુ આગળ તેમણે ગર્વ દૂર કર્યો હતો આ સમાધાન કરતા તેનું હૈયુ ચીરાઇ ગયુ હતુ, પણુ આ સમાધાનને લીધેજ આજે પાટણુ ઉભુ હતું

એ બે જણુની પાછળ સજ્જન મહેતા, ભટ્ટરાજ મોરારપાલ અને એક જુવાન માલવી યોદ્ધો ઉભા હતા હોડી આ તીરે આવી મુંજાલ મહેતા હજુ આવ્યા નહોતા એટલે લુલો અને ઉદો આવકાર દેવા આગળ

વધ્યા તેમને પણ નાનમ લાગતી હતી, છતા છાસીયુ કરી ઉભકને આદર્યો હુલો મનમા બબડયો "મુજાલને આજે શુ થયુ છે ક આવ્યો નથી ?"

ઉભક સત્તા અને તિરસ્કારભરી નજર લોકો પર નાખી, અને વૃદ્ધાવસ્થાની શરુઆત થઇ ચુકી હતી છતા તે જુવાનની માફક કુદી હોડીમાથી ઉતર્યો તે સખ્તાઇનો અવતાર હતો તેના હોઠ ગર્વમા અને નિશ્ચલતામા દબાઇ રહ્યા હતા, તેની એક આખી અને ઘાથી અડધી દબાયલી આખ પણ તીરની સચોટતાથી દૃષ્ટિપાત કરતી હતી, તેનુ ડગલુ સીધુ અને અડગ હતુ, તેના માથાનો મરોડ ગર્વિષ્ઠ અને સ્વાશ્રયી હતો, તેના મોઢા પર ચાર પાચ ઘાના ચિન્હો તેની બહાદુરીની સાક્ષી પુરી તેના અદ્ભુત મુખને ભવ્યતા અર્પતા હતા

તેની પાછળ શાતુ મહેતા અને પછી પેલો યુવાન્ યોદ્ધો ઉતર્યો તે યુવક નહોતો, પણ મુખની કુમાશ પરથી બાલક–પુરુષવેશમા બાલા–હોય એવો લાગતો તે જમીન પર ઉતર્યો, પણ ભાગ્યેજ ભોય પર પાદ-સ્પર્શ કરી ઉભો હોય એવો લાગતો, તેના શરીર પર શસ્ત્રોનો બોજો હતો, છતા શરીરની છટામા કે ચાપલ્યમા નવોઢાને પણ શરમાવે એવો હતો તેનુ મુખ ખરેખરુ મુખારવિંદજ કહી શકાય તેની મોટી આખોમા અપાર્થિવ તેજ હતુ, તે તેજ બધા લોકસમૂહ પર પડતુ, પણ દેવોની કે દીવાનાની આખ જુએ એમ સમૂહ પર ઠર્યા વિના તે કોઇ અદૃષ્ટ કે કલ્પનાપ્રદેશની અનિર્વાચ્ય ભવ્યતા જોઇ રહેતુ હોય એમ દૂર અને દૂર જવા મથતુ

કેટલીક વ્યક્તિઓ પાર્થિવ તત્ત્વ વિનાની હોય છે, આકાશમાથી તે અલ્પસમય માટેજ ઉતરી આવી હોય અને હમણા પાછી જતી રહેશે એમ લાગે છે આવી વ્યક્તિ સસારમા નજરે ચઢે છે, પણ તેમા ભળતી નથી, જનસમાજ જોડે સમાગમમા આવે છે, સબધ બાધતી નથી, હરે છે ફરે છે, જીવન વીતાવે છે, પણ અસ્પર્શ્યતાથી, આપણે તેને પુજીએ છીએ, પણ આપણી બનાવી શકતા નથી, તેને માટે પ્રાણસમર્પણ કરીએ

છીએ પણ તેના સ્નેહની આશા રાખી શકતા નથી આવી કોઇક વ્યક્તિ આ હશે એમ આ યુવકને જોનારના મન પર છાપ પડે એવુ એનુ રૂપ હતુ

લુલા અને ઉદાએ ઉબકને નમસ્કાર કર્યા

"પધારો સુભટશિરોમણિ!" લુલાએ કહ્યુ, "આપના દર્શન કરી અમે કૃતાર્થ થયા"

પોતાની ઉંચાઇને લીધે કૈલાસસમ લાગતા સેનાપતિએ નમસ્કાર કર્યાં

"મારા પણ ધનભાગ્ય!" તેણે પોતાના કઠોર અવાજે કહ્યુ, "કે મે પણ આ ઉંમરે પાટણ જોયુ"

જે જે પટ્ટણીએ આ વાકય સાભળ્યુ તેનુ મો શરમથી લાલચોળ થઇ રહ્યુ ઉબકના આ વાકયે તેમના ગૌરવને કારી ઘા લગાડયો ઉદા મહેતાનુ સ્વાસ્થ્ય તેવુ ને તેવુજ રહ્યુ "સેનાપતિરાજ! આપ અવતી કયારે બતાવશો?" ભીમનાથના મદિર તરફ ફરતા તેણે પુછયુ

ઉબક આ પ્રશ્નનો અર્થ સમજ્યો, તેની આખી આખ ચમકી ઉઠી, પણ તે માત્ર શૂરવીર નહોતો, શાણો પણ હતો

"ચાલો કાલે સવારે કેમ જયસિહદેવ મહારાજ કેમ છે?" કહી જાણે તેને અહીંઆં મળવાની આશા રાખી હોય તેમ ઉબકે ચારે તરફ જોયુ

"મહારાજાધિરાજ સધ્યાવિધિમા રોકાયા હશે" લુલાએ જવાબ દીધો એટલામા તેઓ મદિર આગળ આવ્યા સર્જન મહેતા એટલુ તો સમજ્યા કે આ પ્રસગ એવો વિચિત્ર આવ્યો હતો કે શુ કહેવુ તે કોઇને સુઝતુ નહોતુ તેણે ઉદાના કાનમા પુછયુ

"મુજાલ મહેતા કયા?"

"કોણ જાણે" ઉદાએ ધીમેથી જવાબ દીધો

ઉબક સમજ્યો કે, આ બધા નાનમે લાજી મરતા હતા એટલે તે જરા મનમા મલકાયો વગર લડયે તે ફત્તેહની મોજ ચાખતો હતો ઉદાએ રગ રાખવા મહેનત કરવા માડી

"જી! આ કોટ આપે જોયો? તમારી અવતીનો આવોજ છે કે વધારે સારો? હુ હજુ અવતી આવ્યો નથી"

ઉબકે કોટ તરફ નજર કરી, "કીર્તિદેવ!" પેલા યુવક તરફ ફરી તેણે પુછ્યું "આપણો કોટ આથી જરા ઉંચો, નહીં?"

કીર્તિદેવે કોટ સામે નજર કરી અને કહ્યું "ના, આ ઉંચો."

એટલામાં શાંત થઇ ઉભા રહેલા લોકોમાં કકળાણ થઇ રહ્યું. ઉબક અને તેની આજુબાજુ ઉભેલા રાજપુરુષો અજાયબીમાં પાછા ફર્યા. ઓવારાના દરવાજામાંથી મુંજાલ મહેતાનો હાથી ગૌરવથી ડગલાં ભરતો આવતો હતો. સત્તાની અપૂર્વ ભવ્યતા મુંજાલની મુખમુદ્રા પર હતી, અને રાજ્યસત્તાની મૂર્તિ સરખો તે બધા લોકો તરફ જોતો હતો. એ આવે ત્યાં સુધી બધા મંદિરના પગથીઆ આગળ ઉભા રહ્યા. પણ હોદ્દા પર તે એકલો નહોતો. હાથી બેઠો અને લોકોએ સાથે બેસનારને ઓળખ્યો.

લોકોના હર્ષનો પાર રહ્યો નહીં. તેમણે એક ગગનભેદી ગર્જના કરી. "મંડલેશ્વર મહારાજની જય."

ત્રિભુવનપાલ ઘડી પહેલાં થાકયોપાકયો પાટણમાં આવ્યો હતો. આવતા વાર મુંજાલને ખબર પડી અને તેણે એકદમ તેને સાથે લીધો. મંડલેશ્વરે મુસાફરીથી બગડેલાં કપડાંજ પહેર્યાં હતાં. ભેગા મળેલા લોકો પલવાર પર પોતે ખિન્ન થયા હતા તે વાતજ વીસરી ગયા. ઉબકનું આગમન ભુલી ત્રિભુવનપાલને આદર દેવા ખુશાલીના અનેક પોકારો શરૂ કર્યાં. આખું વાતાવરણ ફેરવાઇ ગયું.

ઉબકે હોઠ કરડી જોયા કર્યું. મુંજાલ આવી રીતે આવ્યો તે તેને અપમાનકારક લાગ્યું, પણ શું કરે?

"આ કોણ?" તેણે ત્રિભુવન તરફ જોઇ પુછ્યું.

"મહારાજાધિરાજના ભત્રીજા અને લાટના દંડનાયક ત્રિભુવનપાલ મંડલેશ્વર." ઉદાએ કહ્યું.

"કોણ? મંડલેશ્વર દેવપ્રસાદજીના પુત્ર?"

"હા જી."

ઉદાની જીભ બંધ થઇ ગઇ. મુંજાલના હાથી પરથી ત્રણ જણ ઉતર્યા. ત્રીજા માણસને ઉદાએ જોયો અને મંત્રી ચમક્યો, ઉદાને તેણે જોયો અને તે જરા હસ્યો. બંનેએ ભયંકર દૃષ્ટિપાતનો વિનિમય કર્યો. એ ત્રીજો માણસ કાક હતો.

# પ્રકરણ ૨ જુ

## કીર્તિદેવ

મુંજાલ મહેતા આવ્યા તેની ગરબડનો લાભ લઇ ઉદા મહેતાએ એક ભટ્ટને નીશાની કરી પાસે બોલાવ્યો અને તેના કાનમા કંઈ કહ્યું. તે ભટ્ટ ત્યાથી નીકળ્યો અને લોકોની ઠઠમા અદષ્ટ થઇ ગયો

મુંજાલનુ વ્યક્તિત્વ આવે પ્રસંગે ઓપી નીકળતુ તે આવ્યો અને પ્રસંગ બદલાઇ ગયો, વાતાવરણમા ભિન્નતા આવી શરમાઇ રહેલા પટ્ટણીઓ શરમનુ કારણ વીસરી તેને જોઇ રહ્યા વનરાજના ગૌરવથી ડગલા ભરતો, પોતાનુ ગર્વદર્શી શીશ ગગને પહોચતું હોય તેમ તે આવ્યો, મહેરબાનીની નજરે બધા સામે જોઇ જરા હસી બધાને અલ્પતાનો અનુભવ કરાવ્યો, નજરથી, વાતથી, હાસ્યથી, સત્તાના દુર્જય ગૌરવથી બધા પર, પ્રસંગ પર, વાતાવરણ પર પોતાના વ્યક્તિત્વનો દોર બેસાડયો ઉબક વિજેતા મટી માત્ર સામાન્ય યોદ્ધો હોય તેમ લાગ્યુ, મહારથીઓ, મંત્રીઓ તેના દરબારી હોય એવો ભાસ થયો

આ અદ્ભુત વ્યક્તિત્વ ક્વચિત્ ક્વચિત્ નરસિંહોમા નજરે ચઢે છે કારણ જડતુ નથી પણ બધા માર્ગ આપે છે, સમજ પડતી નથી છતા બધા શાસન માને છે ઈતિહાસની રંગભૂમિ પર આવી વ્યક્તિઓ જ્યારે આવે છે ત્યારે બીજા તત્ત્વો પુરુષાર્થવિહીન થઇ જાય છે; ઈતિહાસક્રમ થંભે છે, સમયશક્તિઓનુ ભાન ભુલી પ્રેક્ષકોનુ મન તેની આસપાસ વીંટાય છે, નાયકના મોહમા નાટકનો અર્થ વીસરે છે ભૂતકાલની રંગભૂમિ પર હતા એવા પરશુરામ, મધુસૂદન ભગવાન્ શ્રી કૃષ્ણ, સમસ્ત જગતના મુત્સદ્દીઓના શિરોમણિ ભગવાન્ ચાણાક્ય, મધ્યકાલીન ગુજરાતની નાની રંગભૂમિ પર એવો આ મુંજાલ હતો

મુંજાલે ઉબકને આદર આપ્યો, ત્રિભુવનની ઓળખ કરાવી અને તેના શૌર્યના વખાણ કરી ઉબકને પણ અદેખો બનાવ્યો બે વર્ષે ત્રિભુવન પાછો પાટણ ફર્યો હતો એટલે લોકોમાં તેને જોવાની પણ લાલસા ઘણી હતી આ લાલસાને લીધે જ્યારે હાથી પર બધા મંત્રીઓ ઉબકને

લઇ પાછા ફર્યાં ત્યારે મંડલેશ્વર એ સ્વારીનો નાયક થઇ રહ્યો. તેને જોઇ લોકો હર્ષના પોકાર કરી રહ્યા, તેના હાથીની સુંઢ પર હજારો ફુલોના હાર નગરજનોએ નાખ્યા, અને કેળવાયલા હાથીએ સુંઢ ઉંચી કરી મંડલેશ્વરની અંબાડીમાં નાખ્યા. આગળ જતા હાથી પર બેઠેલા મુંજાલ અને ઉબક સામે કોઇ જોતું નહોતું, પણ બધા તેમના યુવાન્ મંડલેશ્વરને–જે મહારથીએ પાટણના ડંકો લાટમાં વગડાવ્યો હતો તેને–જોઇ, લળી-લળી, નમવા લાગ્યા. ઉબકને આદર આપવા ગએલું સરઘસ ત્રિભુવનની વિજયસેના બની પાછું આવ્યું. લોકોના સબહુમાન નમસ્કાર, અટારીએ ચઢેલી યુવતિઓના નયનકિરણો; બાલકોની પીચકારીના કેસરીઆ ઝીલતો ત્રિભુવનપાલ પોતાને પડેલી પીડા અને જયદેવની ઇર્ષ્યા વીસરી ગયો.

પાછળ બેઠેલો કાક ત્રિભુવનની સાથે બેઠેલા ઉબકના ભટ્ટરાજ કીર્તિદેવને જોઇ રહ્યો. તે દેવાંગના સમા શરીરતેજે દીપતો હતો, અને તેની બેદરકારીભરી બેસવાની રીતમાં ગૌરવ તેમજ છટા રહ્યા હતા. પણ આ શરીર, આ છટા, તેજોમયને અસ્પર્શ્યતાભરી આંખો, લલનાઓને લલચાવે એવા અર્ધ બીડેલા હોઠ–આ બધા તરફ કાક નહોતો જોતો, પણ એની મુખરેખામાં પરિચિતતા કેમ લાગતી હતી તેનો તે નિર્ણય કરતો હતો. તેણે ત્રિભુવનપાલ તરફ જોયું–શું એ બેના મોઢામાં કંઈ સામાન્ય લક્ષણો હતાં? કાક વિસ્મય પામ્યો. ક્યાં દેવપ્રસાદનો પુત્ર અને ક્યાં ઉજ્જયણીનો ભટ્ટરાજ?

"આ લોકોનો પ્રેમ તમારા પર અથાગ લાગે છે?" કીર્તિદેવે એકદમ પુછ્યું.

ત્રિભુવન જરા હસ્યો. "હા. હું એમનો માનીતો છું. પહેલાં મારા પિતા હતા, અને મામા છે."

"મામા?" સાશ્ચર્ય સુંદર નયનો ઉંચા કરી કીર્તિદેવે પુછ્યું.

"મહાઅમાત્ય."

કીર્તિદેવના હોઠ બીડાઇ ગયા. કાકે તે જોયું અને વિચારમાં પડ્યો.

"તમે શ્રાવક છો?"

"ના" ખુલ્લે દીલે હસી ત્રિભુવને કહ્યુ, "મારા માતુશ્રી હતા સોલકીઓ સોમનાથ ભગવાન્ વિના બીજા ઇષ્ટદેવ માનતા નથી કેમ એ પુછવાનુ કૈં કારણ?"

"કા ણુ કૈં નહીં તમે અવતી કયારે આવશો?"

"તે કેમ કહેવાય?"

'હવે પાટણ ને અવતી વચ્ચે સાધ થઇ છે તમે આ સાધના વિરોધી છો? મે સાભળ્યુ છે કે, અહીંઆ ઘણા એવા વિરોધીઓ છે" કીર્તિદેવે પુછ્યુ

'તમે શુ ધારો છો?"

"હુ? આ સાધ મારેજ લીધે થઇ છે મહાકાલેશ્વરને મારી તો અહોનિશ પ્રાથના છે કે આ સધિ સતત રહે પાટણ ને અવતી આર્યાવતની આખો છે એ એનો વિરોધ તમને સાલતો નથી?"

'ના એ વિરોધ અહીઆ ઘણાને તો ઉલટો રુચિકર છે" ત્રિભુવનપાલે કહ્યુ, "સાચુ પુછાવો તો મને નથી લાગતુ કે આ સધિ બહુ દહાડા ટકે'

"શા માટે નહીં ટકે? મડલેશ્વર મહારાજ! બાહુમા બળ હોય તો બતાવવાના સ્થાનો ઘણા છે ત્રણસો વર્ષો તો લડ્યા, હવે કેટલુ લડવુ છે? તમે બળીઆ છો તો આવી નાની લડાઇઓ છોડી મહાવિગ્રહો કેમ આરભતા નથી?" કીર્તિદેવના શબ્દોમા કૈં અકલ્પ્ય હૃદયભેદી પ્રતાપ હતો ત્રિભુવનને તે ન સમજાયો, કાક તે જોઇ ફરીથી વિસ્મય પામ્યો આ માણસની વાતમા કૈં ગુઢાર્થ લાગ્યો

"એ મારુ કામ નથી રાજ્યનીતિની વાતો મામા જાણે"

કીર્તિદેવની આખો તિરસ્કારપૂર્વક હસી કાક તે હાસ્ય સમજ્યો એટલામા રાજગઢ આવ્યો અને સ્વારી ઉતરી

કાક પાટણ આવી પોતાના પર ઝઝુમતો ભય જરા વીસરી ગયો હતો, અને મજાલ અને ત્રિભુવનની ઓથે તેને કે પણ થવાનુ નથી એમ તેને લાગતુ હતુ ત્રિભુવનપાલ તેને રજા આપે કે તરત તે કાશ્મીરાદેવી

પાસે જઇ મંજરીને મળે, એટલોજ વિચાર તેનું અધીરું હૃદય કરી રહ્યું હતું

તે હાથી પરથી ઉતર્યો એટલે ડુંગર નાયક તેની પાસે આવ્યો

"ભટજી ! આપને બોલાવે છે"

'કોણ ?' પાછા ફરી કાકે પુછ્યું

"સ્વામીનાથા"

કાકનું હૃદય ધબકી ઉઠ્યું ત્રિભુવનપાલ, ઉબકને જયદેવ મહારાજ પાસે લઇ જવામાં ગુંથાયા હતા એટલે તેને રજા લેવાનો લાગ સારો લાગ્યો "બા ગજગઢમાં છે ?"

"હા મીનળબાની પાસે છે"

કાકને ત્રિભુવનની રજા લેવાનું મન થયું, પણ તેની આજુબાજુ એટલા માણસો હતા કે તેને મળવું અશક્ય હતું કાક છાનામાનો ડુંગરની પાછળ ચાલ્યો

લોકોની ઠઠ વટાવી, બાજુ પર થઇ વિશાલ રાજગઢના ઓનાડા ઓરડામાંથી કાકને ડુંગર લઇ ગયો કાક રાજગઢથી હજુ પરિચિત નહોતો એટલે પોતે તે ક્યાંથી જાય છે તે જાણતો નહોતો તે નિશ્ચિતપણે એક ઓરડામાં જવા લાગ્યો અને ડુંગરે તેના ખભા પર હાથ મુક્યો તે તરત ફર્યો પાછળથી કોઇએ એકદમ તેને બાથ ભીડાવી થોડી પળમાં એક ભોંયરા આગળ તે ઝમડાયો તે અંદર ધકેલાયો—પડ્યો ભોંયરામાંના જીવજંતુઓ તેના પાતથી ખળભળી ઉઠ્યા ઉપરથી ડુંગરે ભોંયરાનું ઢાંકણું દઇ દીધું

એકદમ કાકને સમજ પડી જયદેવ મહારાજ અને ઉદા મહેતા વેર વાળતા હતા



# પ્રકરણ ત્રીજું

## મુંજાલ મહેતાનું હૃદય

જયદેવ મહારાજ ગ્લાનિગ્રસ્ત હતા ઉબક આવ્યો એટલે પાટણ પડ્યું એમ એને લાગતું હતું તેનો અભિમાની સ્વભાવ આપતાની પરિસીમાએ પહોંચ્યો હતો તેણે નવઘણને જીત્યો, પણ ઉબક તેને જીત્યો હતો તેની કીર્તિને કલંક લાગ્યું હતું તેના હૃદયમાં ક્રોધ હતો, ઝનુન હતું, સાથે ક્ષુદ્ર દૌર્બલ્યની નિરાશા પણ હતી મોઢા પર તમાચો મારી તેણે હીંમત રાખી અને જે ખંડમાં આ વાર્તાની શરૂઆતમાં પાટણના રાજ્યકર્તાઓ મળ્યા હતા ત્યાં જઇ તે બેઠો મહામહેનતે તેણે મોઢા પરથી ક્રોધના અને નિરાશાના ચિન્હો દૂર કર્યાં

મુંજાલ ઉબકને લઇ આવ્યા ત્યાં મંડલેશ્વરો, મંત્રીઓ પણ હતા જયદેવે ઉબકને આવકાર દીધો, ઉબકે બે ચાર મીઠાં વચનો કહી મહારાજાની કૃપા યાચી વિનયવિધિ પુરી થતાં ઉબકે કહ્યું

“ કૃપાનાથ! મારા મહારાજે સંદેશા કહાવ્યા છે ”

‘ શા ? ”

“ મને સરસ્વતીમાતાનો પ્રસાદ નથી એટલે થોડું કહું તો ઝાઝું માની લેજો ”

“ અરે એ શું બોલો છો ? કહો સોરઠનાથ શું કહાવે છે ? ”

“ મારા મહારાજાધિરાજ આપના સંબંધી થવા ઇચ્છે છે ”

“ કેવી રીતે ? ”

“ આપને પોતાની પુત્રી પરણાવી ’

જયદેવના મોઢા પર સંતોષ પ્રસરી રહ્યો જીતતા હોય તેને કન્યા આપી હારેલો રાજા રીઝવે આ તો વિજયી રાજા હારેલાને કન્યા આપે ! જયદેવનું મોઢું મલકાયું

“ બીજું આપને અવંતી આવવાનું નિમંત્રણ મોકલાવ્યું છે ’

“ બીજું કે ? ’

"બીજું શું? આપની કૃપા અને પાટણની મૈત્રી "

હમેશની ટેવથી રાજાએ મુંજાલ અને બીજા મંત્રીઓ સામે જોયું દરેકના મુખ પર સખ્તાઈ હતી જે વાત જયદેવને રુચી હતી તે બધા વગર બોલ્યે નાપસંદ કરતા હતા

"સેનાપતિરાજ!" મુંજાલે ઉમેર્યું, "આપ બે ત્રણ દિવસ તો રોકાવાના છો ને? મહારાજા વિચાર કરી જવાબ દેશે આવી બાબતોમાં કંઈ ઉતાવળે આમ્બા પાકે છે? પૂર્ણિમાને દિવસે રાજસભા છે તે વખતે મહારાજ ઉત્તર દેશે મહારાજ! હવે સેનાપતિરાજને રજા આપો મધ્યાહ્નને થોડીજ વાર રહી છે "

"હા સાંજ સુધી તો પાટણમાં છો ને?'

"હા જી જે સુભટો હું સાથે લાવ્યો છું તે સરસ્વતીને પેલે તીર પડાવ નાખી પડયા છે રાત્રે હું ત્યાં જઈશ " ગર્વથી ઉબકે કહ્યું

પરરાજ્યમાં જતા સ્વતંત્ર રાજાઓ ગામબહાર પોતાનો પડાવ નાખીજ રહેતા આ રીતિનું એક સેનાપતિ અનુકરણ કરે તે જયદેવને રુચ્યું નહીં, છતાં અત્યારે ઉબકને તે શું કહી શકે? "જેવી મરજી" કહી તે ઉઠયો અને તેની સાથે બધા ઉઠયા જયદેવ હોડ કરડતો, અવંતીનાથના જમાઈ થવાની આશાએ ખુશી થવું કે નહીં તે ગુંચવાડા-માં ચાલ્યો ગયો

બધા આવેલા નગરજનો વીખરાઈ ગયા કેટલાક ઉબકની આગતા સ્વાગતામાં રોકાયા, કેટલાક પોતાને ઘેર હોળી ખેલવા ગયા. ત્રિભુવનપાલ પોતાને મહેલે ગયા, પણ કાકને કોઈએ સંભાર્યો નહીં અને તેની ગેરહાજરીનો કોઈએ હીસાબ ગણ્યો નહીં જમતી વખતે ત્રિભુવને તેને સંભાર્યો, પણ તે કોઈ મિત્રને ત્યાં ગયો હશે એમ ધારી તેણે વધારે વિચાર કર્યો નહીં

મુંજાલ મહેતા રાજગઢમાં વિચાર કરતા બેઠા ઉબકે જે બે સંદેશા કહ્યા હતા તેથી તે અજાયબ થયા અવંતીનાથનો તેમાં શું મુદ્દો હતો તે જાણવાની તેમણે મહેનત કરવા માંડી તેમને મન ઉબક માત્ર યોદ્ધો

લાગ્યો–તેનો કૈં હીસાબ નહોતો. પેલો સ્વરૂપવાન્ યુવક કોણ હતો? મુંજાલની આંખ આગળ કીર્તિદેવનું મોઢું ખડું થયું–તેને પણ કાકની માફક તે પરિચિત લાગ્યું. કોના જેવું એ છોકરાનું મોઢું છે? મુંજાલને તે સમજાયું નહીં, પણ એ છોકરાની આકર્ષક મુદ્રામાં કૈં સમાયલું છે એમ એને લાગ્યું. "એના પર ધ્યાન રાખવું જોઇએ" તે બબડ્યો. "કોણ એના પર નજર રાખશે? આવા રુપાળા મોઢા ત્રણ ભુવનનું સત્યાનાશ વાળે. ૧હંસામાં શું મણા હતી? તેણે શું ધમસાણ ઓછું ધાલ્યું? શેઠાણી પણ ક્યાં રૂપમાં ઓછી હતી?" મુંજાલના મુખ પર ગ્લાનિ પ્રસરી રહી. તેની પત્ની જે સજ્જનની બહેન હતી તેના તરફ મુંજાલે એટલી બેદરકારી અને ક્રૂરતા બતાવી હતી કે તેણે રીબાઇ રીબાઇ પ્રાણ તજ્યો હતો. આ પાપનો પશ્ચાત્તાપ અમાત્ય સદાય કરતો. અત્યારે તેનું મન તે દિશામાં વળ્યું. તેણે નીસાસો મુકયો અને ફરીથી બબડ્યો. "અત્યારે પુનકુંવર ક્યાંથી યાદ આવી? તે તો ગઇ, પણ બીચારો છોકરો એ મરી ગયો. એ આજે હોત તોય વીશ વર્ષનો હોત. મારું ઘડપણ તો પાળત. હવે મુંજાલ મહેતાનું નસંતાન જવાનું." મુંજાલ કઠોર રીતે હસ્યો અને કપાળ પર હાથ ફેરવ્યો.

"ગયું તે તો ગયું" કહી તે ટટાર થયો અને કાબુમાંથી છટકી જતી મનોવૃત્તિને ઠેકાણે આણી. "મુંજાલને સંતાન કેવું? મારું સંતાન પાટણ. પણ આ કીર્તિદેવ પાછળ કોને મુકું? અરે હા, પેલો ત્રિભુવનનો દોસ્ત ક્યાં ગયો? સવારે દીઠો હતો. અત્રે બહાર કોઇ છે કે?" મુંજાલે ઊંડો નિશ્વાસ મુકી પુછ્યું.

એક પાર્શ્વક આવ્યો. "જા! ત્રિભુવનપાલને ત્યાં જઇ કાકભટને જલદીથી બોલાવી લાવ." અડધી ઘડીમાં નોકર જવાબ લઇ આવ્યો કે, કાકભટ ત્યાં નથી અને સવાર પછી ક્યાં ગયા છે તેની કોઇને ખબર નથી.

મુંજાલ ઉઠયો અને પાછળ જ્યાં મીનળદેવી બેઠાં હતાં ત્યાં ગયો.

---

૧ મુંજાલની બહેન અને ત્રિભુવનની મા–પાટણની પ્રભુતા.

જયદેવ અને મુંજાલ નવઘણુ ગ'ને મહાત કરવા ગયા હતા તેટલામા રાજમાતા જાત્રાથી પાટણ પાછા આવ્યા હતા

મુંજાલ જેવો રાણીના ઓરડામા ગયો કે ત્યા બેઠેલી યુવતિઓની નાસભાગથી ઝાંઝરો ઝણકી ઉઠયા તેમના ગભરાટને જરા હસીને તેણે નીહાળ્યો અને પલવાર ઠમકી તેમને નાસી જવાની તક આપી પણ મહાઅમાત્યની તીક્ષ્ણ દૃષ્ટિએ એક નવુ મુખ જોયુ તે મુખનુ અલૌકિક સૌંદય તેને અપરિચિત લાગ્યુ "માતા!" તેણે કહ્યુ

એક યુવતિ ફરી વાચસ્પતિ ગજાનન પંડિતની સ્ત્રી અને સ્વર્ગસ્થ વૈદ્ય લીલાની પુત્રી પાટણની પ્રભુતામા વાચકને મળી હતી "જી" તેણે જવાબ દીધો

"આ તારી સાથે કોણ છે?" પેલી લજવાતી બાલા તરફ હાથ કરી મુંજાલે પુછ્યુ

"મુંજાલ!" ખુણામા બાજઠ પર બેસી જપ કરતા મીનળદેવી બોલી ઉઠયા, "એ તો આપણા કવિકુલશિરોમણિ રુદ્રદત્તની છોકરી "

સવારે કાશ્મીરાદેવી અને મંજરી આવ્યા તેવા રાજમાતાને મળી સઘળી વાત કહી ગયા હતા

"એ તો એના દાદાને ત્યા જુનાગઢ હતી?" મુંજાલે સંભારીને પુછ્યુ

"ના" મીનળદેવીએ કહ્યુ, "એની માતા શ્રાવક છે તે એને કોઇ શ્રાવક શેઠીઆ જોડે પરણાવતી હતી એની વાત ઘણી સરસ છે "

"શી?"

"ત્રિભુવનનો કોઇ ભટ્ટ છે તે એને નસાડી લાવ્યો" મીનળદેવીએ હસતા હસતા કહ્યુ "આજે સવારે પ્રસન્ને[૧] એ વાત કરી હસાવી હસાવી થકવી નાખ્યા "

"કોણ કાકભટ?" મુંજાલે મંજરી સામે જોઈ પુછ્યુ મંજરી લજવાતી હતી, પણ તેના પ્રફુલ્લ નયનો મહાઅમાત્યને નીડરપણે નીરખી રહ્યા હતા તે ધીમેથી માનભેર બોલી "હા "

---

૧ કાશ્મીરાદેવી

" એ કોણ છે?" મીનળદેવીએ પુછ્યું, "મારે એને જોવો છે"

"મારે પણ એનું કામ છે, પણ કોણ જાણે સવારનો ક્યાં ગયો છે છોકરીઓ, જાઓ હવે" કહી મુંજાલે માત્રા અને મંજરીને રજા આપી અને તે રાણી તરફ ગયો

ચાર વર્ષમાં મીનળદેવીમાં ઘણો ફેરફાર પડયો હતો તેનું શરીર પહેલા કરતાં જરા જાડું થયું હતું જુવાનીમાં પણ તેના મુખ પર ગૌરવ તો હતુંજ, હવે તે પાકટ થયું હતું અને સત્તા અને અડગતાની રેખાઓએ કુમાશ ને સાદાઇ તે ઉપરથી કાઢી નાખ્યાં હતાં તેની આંખોમાં તેજ પહેલાના જેવું હતું, માત્ર તે સ્થિર થયું હતું તેમાંથી પ્રતાપ સતત વહેતો—પહેલાની માફક વધતોઓછો કે ભયંકર ભાગ્યેજ થતો

ગુજરાતના રાજ્યની તે અધિષ્ઠાત્રી દેવી હતી તેણે બહારથી રાજ્ય-ખટપટમાં ભાગ લેવો બંધ કર્યો હતો, પણ તેની નજર બધે હતી, તેની બુદ્ધિ મધણું સમજતી તે મુંજાલને ઓળખી ગઇ હતી તેના આશયો સમજી હતી, તેના મુત્સદ્દીપણામાં તેને વિશ્વાસ હતો, અને તેથી તે કશામાં વચ્ચે પડતી દેખાતી નહોતી પણ જે રાજગઢના ભોમીઆ હતા તે જાણતા હતા કે જેવો મુંજાલનો પ્રભાવ ભયંકર હતો તેવોજ રાણીનો હતો, અને બંને અંતરમાં એક હતા તેથીજ એ પ્રભાવોનો વિરોધ નહોતો થતો

રાણીએ મંજરી પાસે ત્રિભુવનના અને કાકના પરાક્રમો સાંભળ્યા હતા તે મુંજાલને કહ્યા, અને મુંજાલે સવારે બનેલી બીના કહી સંભળાવી

મને લાગે છે કે આ ઉબક માત્ર શોભા લેવા નથી આવ્યો તેનો હેતુ કંઇ જુદોજ છે હું થોડા વખતમાં ખોળી કાઢીશ પણ જયદેવે કંઇ ઉતાવળ કરવી નહીં જોઇએ" મુંજાલે આખરે કહ્યું

' એ શું કરવાનો હતો ?"

"ઘણું એ અધીરા બન્યા છે લક્ષ્મવર્માની કન્યાનું માગું સાંભળી એના તો મોંમાં પાણી આવ્યું એનું ચાલે તો ઉબક જોડે અવંતી જાય"

"એ બહુ ઉતાવળીઓ છે પણ માલવાની કન્યા આવે તો ખોટુ નહીં"

"ઘણુ ખોટુ" મુંજાલે ડોકુ ધુણાવી કહ્યુ

"કેમ?"

"પહેલા તો લક્ષ્મવર્માને છોકરીજ નથી એ તો એમના ભાઇ યશોવર્માની છોકરી હશે"

"એમ?" ચમકીને રાણીએ કહ્યુ

"હા અને માલવાની છોકરી આવે કે અહીંઆ નહીં દુશ્મનનો દુશ્મન ઉભો થાય"

"એ ખરુ"

"ત્યારે આપણે તો અહીંઆ એકજ તંત્ર હાલ જોઇએ હજુ લાટ ને સેરઠના ઠેકાણા નથી તો વળી માલવાનુ તોફાન ક્યા નોતરીએ? નસીબમા હશે તો માલવાની કન્યા નહી મળે?"

"હા હા હાલ પુરુ ગુજરાત તો તાબે કરીએ, પછી બધુ થઇ રહેશે આ નવઘણ પત્યો એ તો ઠીક થયુ"

"હા સાથે ઉદાને પણ સીધો કરવો પડશે આ તમે કાકની વાત પણ ઠીક કહી ઉદાને અને જયદેવને હાલ ઠીક ચાલે છે એમા કે ઉદાની ઉસ્તાદી છે"

"અરે એનો શો હીસાબ છે?" રાણીએ કહ્યુ

"જોજો ભુલતા ના એ છે મીઠાબોલો, પણ જેટલો બહાર છે તેટલો ભોયમા છે સારુ, ત્યારે હુ જયદેવને મળુ છુ, નહી માને તો પછી તમે બે શબ્દ કહેજો"

"જરૂર" કહી મીનળદેવી જરા હસી, જવાબમા મુંજાલના આખ જરા હસી આટલોજ વહેવાર તેમનો ભસ્મ થયલો પ્રેમ રાખી રહ્યો હતો

મુંજાલ જવા માટે ફર્યો

"રે મુંજાલ!"

"કેમ?"

"આજે કાશ્મીરાએ એક વાત કહી એણે એક વ્રત લીધું છે "

"શું ?" મુંજાલે પુછ્યું

"તને ફરી પરણાવવાનું" રાણીએ જરા હાસીયું કરી કહ્યું

"મને ?" એકદમ ચમકી મહાઅમાત્યે ખેદયુક્ત અવાજે પુછ્યું

"હા" મીનળદેવીએ પણ કોમળ, ભાવભર્યા અવાજે જવાબ દીધો "મને પણ લાગે છે કે તું આમ ક્યાં સુધી રહેશે ?" રાણીના અવાજમાં પૂર્વાશ્રમના ડંક પડ્યા હતા

"મને શી ખોટ છે ?"

' છુપાવે છે શું કામ ? તારા હૃદયમાં નિર્જનતા નથી પ્રસરવા માંડી ? સાચું કહેજે "

"દેવી ! આવી વાતો શા કામની ? મારે હૈયું જ નથી કોઇક વખત" મુંજાલે દયામણાપણાથી કહ્યું "હૈયું સજીવન થાય છે, દહે છે તડપણ આવે તેમ નિર્બલતા વધે છે "

"તેથી જ કાશ્મીરાની સલાહ વિચારવા જેવી છે "

"મારે એ વિચાર નથી કરવો "

"પણ મારે તને દુ ખી થતો પણ નથી જોવો હું ગઇ, પછી તારું કોણ ?'

હૃદયમાં ઉભરાઇ આવતી એકલતાના દુસહ્ય ભારથી મુંજાલે આંખો મીંચી અને જવાબ નહીં આપ્યો થોડી વારે તેણે કહ્યું "નોધારાનો આધાર" અને ઉચું જોયું અને પીઠ ફેરવી ત્યાંથી ચાલતો થયો

"ઉંમર સાથે હૃદયની આ વ્યથા પણ અમાત્યને વધતી જતી હતી તેને લાગતું હતું કે તેનો બુદ્ધિપ્રભાવ ફાલતો હતો, પણ હૃદયનો પ્રભાવ કરમાતો હતો તેમાં સ્નેહ સીંચવા કોઇ અંતરનું તેને સબંધી નહોતું સામાન્ય જનોથી અટુલા બનેલા મહાપુરુષો એકસ્તંભી મહેલના રહેવાશી બની જાય છે બધાથી ઉંચા ખરા, પણ એ ઉંચાઇ એજ એમનું કારાગૃહ



# પ્રકરણ ૪ થુ

## વિધિ અને તેના સાધનો

ગામની સ્ત્રીઓમા વાચસ્પતિ ગજાનન પંડિત પાટણનુ નાક ગણાતા એમ કહેવાતુ કે તેમની ધાકથી વેદપારંગતો કાશીપુરીમા રહ્યારહ્યા પુરેપુરો વેદોચ્ચાર પણ કરી શકતા નથી, ઇંદ્રનુ ઇંદ્રાસન ઘણી વખત ડાકમડોળ થાય ને દાનવો નરકમા પડ્યાપડ્યા લડવાનુ ભુલી જઈ કંપે છે, નક્ષત્ર, તારા, ધમકેતુઓ સુદ્ધા એ કહે તેજ ત્વરમા, ક્રમાત્રે તેવીજ દૃષ્ટિ ફેકી જોયા કરે છે તેમની પાસ ભણવા દેશદેશના શિષ્યો આવતા, તેમની પાસે રાજ્ય પામવા દશ દિશાના પંડિતો આવતા, તેમની પાસે શાસ્ત્રવચન સાભળવા નગરજનો ઉનટતા તેમની પાસે મુહૂર્ત માગવા મહાજનો તેના બારણા તોડી પાડતા તેમની પાસે વેવાણોનો સબધ બાધવા તલસતી સ્ત્રીઓ વ્યતિપાત, વૈધૃત અને ખડાખાણાની અટપટી મુશ્કેલીઓ અચુક ન્યાય કરાવવા લાવતી

તે કાર્તિકેયના માનીતા વૈદ લીલાની છોકરી માત્રાને પરણ્યા હતા, મીનળબાના તે માનીતા પંડિત અને જોષી હતા, પાટણની પાઠશાળાના મહામહોપાધ્યાય હતા ને હતા જુવાન પણ ગણાતા વૃદ્ધોમા પણ વૃદ્ધ.

વિઘ્નેશ શંકરપુત્ર ને મગલદાયક નામ તે ધારતા હતા, પણ ગણપતિમા જે ગુણો વિશ્વવિખ્યાત છે તે એમનામા ગેરહાજર હતા ગજાનન તો ફુદાળા અને આ ગજાનન માત્ર હાડ અને ચામ હતા દેવ ગજાનન સુખ અને ચેનની મૂર્તિ અને આ સતત અભ્યાસથી શુષ્ક અને ચિંતાતુર એકનુ માથા કરતા શરીર મોટુ, બીજાનુ શરીર કરતા માથુ ઘણુ જ ભારે એક ગજાનન સમ્મે સ્ત્રીઓની સેવા સ્વીકારતા, બીજા ગજાનન લોકોની કુડળીઓ જોવામા એક સ્ત્રીને પણ ઘણી વખત ભુલી જતા.

રાજ્ય અને સમાજની ખટપટોનુ વાદળ ચારે તરફ મુશળધાર પાડતુ, છતા વિદ્યાદેવીના છત્ર નીચે ગજાનન પંડિત સ્વસ્થ, અસ્પર્શ્ય બની પોતાનુ કામ કરતા આજે પાટણમા વસંતોત્સવ શરુ થયો હતો, પરદેશી સેનાપતિના પગલા આવ્યા હતા, ઘરમા મરી ગયેલા મિત્રની પુત્રી આવી હતી,

છતા પંડિત ટીપણું લઇ પાટલા પર નિશ્ચલ મને બીરાજ્યા હતા જમણે કાને તેમણે કલમ ખોસી હતી અને અંગુઠાથી આંગળીની રેખાઓ પર ગણત્રી કરતા હતા તેમની સામે એક મોટી જન્મોત્રીનું ટીપણું પડ્યુ હતુ એક ખુણામા ત્રણ શિષ્યો પાસેપાસે ભરાઇ, હાથમા સમ ખાવા પોથી રાખી, ધીમેધીમે કાનમા વાતો કરતા અને ધાકથી અવારનવાર પોથી વાચવાનો ડોળ કરતા બેઠા હતા એક શિષ્યે ગુરુ તરફ આંખની અણીથી જ માત્ર નજર કરી અને બીજાઓના શરીરમા આંગળી ઘોચી તેમનુ ધ્યાન ગુરુ તરફ ખેચ્યુ કયો ગ્રહ કયા સ્થાનથી ઉપડી કયે સ્થાને પહોચી જવાનો હતો તેનો એકાગ્રતાથી વિચાર કરતા પંડિતરાજનો અંગુઠો નહીં સીધો, નહીં વાંકો, પણ સ્તબ્ધ બની ઉભો રહ્યો—એક પળ એમ રહ્યો, બે પળ ગઇ પણ ડગ્યો નહીં આવા અકસ્માતથી શિષ્યો ગભરાયા તેમણે ગુરુદેવના મોઢા પર દૃષ્ટિ કરી તેમની શાંત, ઝીણી આંખો આંગળીની રેખા પર ઠરી ગઇ હતી—આંખે ફાટી પણ રહી હતી શિષ્યોનો શ્વાસ રંધાયો, ગુરુદેવ શુ સમાધિસ્થ થવાની તૈયારીમા હતા? એક પળની દશ થઇ, પણ નહીં હાલ્યો અંગુઠો કે નહીં હાલી પાંપણ શિષ્યોએ એક બીજાની તરફ જોયુ હવે શુ કરવુ?

એકદમ, નિર્મલ આકાશમા જાણે વીજળીના કડાકા થઇ આવ્યા હોય તેમ તે વેદોચ્ચારે પુનિત કરેલા શાંત નિઃશબ્દ ખંડમા ખડખડાટ હસવાનો ધ્વનિ ગાજી રહ્યો શિષ્યો ગભરાઇ ઉભા થઇ ગયા ગુરુનુ હસવુ સાધુ નહોતુ કોઇ દહાડો તેઓએ ગુરુને મંદહાસ્યથી ઉંચી પંક્તિનુ આવુ ગૌરવહીણ કર્તવ્ય કરતા જોયા નહોતા, અને તેથી તે ભાનમાં હશે કે કેમ તેની શંકા થઇ

ગુરુદેવે થોડી વારે હસવુ ખાળ્યુ, આંખમા આવેલા આંસુ લુછ્યા, પાછી આંગળી પર ત્રણ વખત ગણ્યુ—એક, બે, ત્રણ, ચાર, ને પાંચ અને મલકાવા લાગ્યા, આખરે બોલ્યા "આહાહા શુ વૈચિત્ર્ય!" શિષ્યો પણ કેવી વિચિત્રતાએ ગુરુને આટલા અસ્વાભાવિક બનાવી મુકયા તેનો નિર્ણય કરવા પાસે આવ્યા પંડિતે ઉંચુ જોયુ, ગુસ્સાભર્યા મુખે આમ તેમ જોયુ અને

શિષ્યોને ત્યાંથી ચાલી જવા સૂચવ્યું હાસ્યનો ભેદ પામવાને નિરાશ થયેલા શિષ્યો ત્યાંથી ચાલ્યા ગયા

ગજાનન પંડિત ફરી થોડું હસ્યા ટીપણું લીધું, જોયું અને પાછું હસ્યા ટીપણામાં કંઈ અજબ હાસ્યજનક વસ્તુ હતી પણ વધારે વખત તે વસ્તુનો તે વિચાર કરી શકયા નહીં એક શિષ્ય દોડતો આવ્યો "ગુરુદેવ ! કાશ્મીરાબા અહીંઆ આવે છે"

"હે !" આવું ઓચીંતુ આવાગમન જોઇ ચમકી ઉઠી તેમણે કહ્યું

"એક વાત કરવા, મારે વેર જતીજતી આવી છુ બેઠી રહો બેસી રહો શું કરવા ઉઠો છો ?" માન આપવા ઉઠવા તૈયારી કરતા પંડિતને તેણે કહ્યું

"બોલો પ્રમન્નબા—અરે—અરે–કા–"

પંડિત ગભરાઇ ગયા "બા, ભુલ–"

"એ વાત જવા દો હું ઉતાવળમાં છું હું લગ્નની વાત કરવા આવી છું"

કાશ્મીરાએ જરા આંખો નચાવી "ચારચાર વર્ષના વહાણા વાયા, પણ તમારી જીભે પ્રસન્ન કાશ્મીરા નહીં થઇ કોણ જાણે કોણે પંડિત બનાવ્યા"

પંડિતની ગંભીર મુખમુદ્રા વિચારમાં પડી–તેની નજર સામે પડેલા ટીપણા પર પડી–અને તે એકદમ હસી પડયા કાશ્મીરા પહેલાં કંઇ પણ ન સમજી પછી પંડિતને આવી વિચિત્ર રીતે હસતા દેખી પોતે પણ હસવા લાગી "કેમ હસો છો ?"

બોખા મોંમાથી પંડિતના અર્ધા શબ્દો નીકળ્યા "હું પણ લગ્નનીજ વાત કરવા માગું છું"

કાશ્મીરાદેવી આ શુષ્ક, વેદાભ્યાસથી જડ બનેલા પંડિતની આવી વાતથી તે ભાનમાં છે કે નહીં તેનો વિચાર કરવા લાગી

"કોનું લગ્ન ?"

"મુંજાલ મહેતા"નું કહી પાછા ખડખડ હસતા પંડિતે ટીપણા તરફ આગળી કરી

"આ ટીપણું મામાજીનું છે?"

"હા આ વર્ષે તેમને સ્ત્રીયોગ છે"

"શું સાચી વાત?" કાશ્મીરાએ પુછ્યું

"હા! મે અનેક વાર ગણ્યું જો આ વર્ષે મુંજાલ મહેતા ન પરણે તો હું પાણી મુકું—ફરી કોઇ ટીપણાને હાથ નહીં અડકાડું ગ્રહયોગ એવો છે કે એ ભલેને ના કહે પણ પરણેજ મને તેજ ક્યારનું હસવું આવે છે મુંજાલ મહેતા પરણે હા—હા—હા" કહી પંડિત ફરી હસવા લાગ્યા કાશ્મીરા હવે આ હસવાનું કારણ સમજી પંડિતને મન મુંજાલ પરણે એ ઘણી વિચિત્ર વાત હતી

"ત્યારે તમારા મોમા ગોળ"

"કેમ કૈં વાત થાય છે?" પંડિતે પુછ્યું

"ના પણ મે નિશ્ચય કર્યો છે એટલે થવાનુંજ" કાશ્મીરાએ કહ્યું, "એમના યોગને લીધેજ મને પ્રેરણા થઇ હશે પણ મુશ્કેલીની વાત એક છે"

"શી?"

"મામાજીને લાયક કન્યા કયાથી લાવવી?"

પંડિતે એકદમ ભવા ચઢાવ્યા, માથું ખોતર્યું અને એક આંખ મીચી જવાબ દીધો "હું બતાવું—ઇશ્વરે કન્યા સરજી નહીં હોય તો ગ્રહયોગ આવે કેમ?"

"કોઇ નજરમા ઉતરે એવી છે?" કાશ્મીરાએ પુછ્યું

"હા"

"કોણ?"

પંડિતજી નીચા નમ્યા અને ધીમેથી કન્યાનું ઓળખાણ આપ્યું, કાશ્મીરા ચમકીને આઘી ખસી ગઇ

"મામાજી એને કેમ પરણે?"

'ગ્રહયોગ તેની કુંડલી મેં જોઈ છે આવું જુગતે જોડું બ્રહ્માંડમાં મળે એમ નથી"

કાશ્મીરાએ ડોકું ધુણાવ્યું "ઉંહુ કાલાંતરે એને પરણે નહીં પણ એ છે કેવી? મેં જોઈ નથી હું જોઈશ હવે"

"જોઈને શું કામ છે? બંનેના ગ્રહ કેવા પડ્યા છે! આ–હા–હા'–કહી પંડિતે મુંજાલ મહેતાનું ટીપણું હાથમાં લીધું

'વારુ પણ હવે મારે જવું છે એક વાત તમને કહેવી છે"

"સુખેથી કહોની"

"મંડલેશ્વર મહારાજનો એક કાકભટ્ટ કરીને મિત્ર છે"

"હા જે મંજરીને લઈ આવ્યો તે"

"તે બીચારાને માથે કોઈ છે નહીં તેથી માગું કરવા આવી છું"

"કોનું માગું?"

"મંજરીનું જુઓ મંજરીનો કન્યાકાળ વીતી ગયો છે અને બાપ છે નહીં, મા શ્રાવક છે, દાદા અપંગ છે અને જુનાગઢમાં પડ્યા છે મંડલેશ્વર મહારાજનો એમ વિચાર છે કે એ બે પરણે તો બંને સુખી થાય"

"મા! કાની કુંડલી છે!'

"કુંડલી ગઈ—" કાશ્મીરા બોલી ઉઠી

"હા, હા હા' પંડિત બોલ્યા "એ કેવો બ્રાહ્મણ છે?"

લાટનો યોદ્ધો છે, બહુ ટકીના, શૂરવીર ને કુલવાન છે મારા પર અગમો નથી!'

"મા! મારા મિત્રના કુલને લાંછન નહીં લાગવું જોઈએ'

"પંડિતજી! પાંચ વર્ષમાં એ પાટણનો સેનાપતિ થશે"

'તેને શું કરે? બ્રાહ્મણ થઈ વેદોચ્ચાર પુરો આવડતો ન હોય તો?"

'પંડિતજી! તમે એને જોજો, પછી વિચાર કરજો એનાથી વધારે સારો પતિ મંજરીને ત્રણ ભુવનમાં નથી મળવાનો"

વારુ, હું કાલે મળીશ આશિર્વાદ મા! કુમાર કેમ છે' ને મહા-

રાજ ? હું મહારાજને મળવા આવીશ તો એ તો ગરીબ બ્રાહ્મણને ઓળખતાએ નહીં હશે ”

“ તમને ભુલીને માણસ જાય ક્યાં ? ” કહી નીચી નમી, પ્રણામ કરી, કાશ્મીરા ત્યાંથી નીકળી પંડિતે પાછું ટીપણું હાથમાં લીધું

થોડી વારમાં નગરના આગલા ભાગમાં બારણાની અફળાઅફળી થઈ અને માત્રા અને મંજરી હાંફતાં હાંફતાં આવ્યાં પાછળ વિસ્મય પામેલી કાશ્મીરાદેવી આ ગભરાટનું કારણ જાણવા પાછી આવી

“ દેવી ! શું છે ? ” પંડિતજીએ માત્રાને પુછ્યું

“ ઉભા રહો કહું છું ” કહીને તેણે મંજરીને બેસાડી મંજરીના હોસકોસ ઉડી ગયા હતા, તેની કમલપત્ર શી આંખો ફાટી ગઈ હતી, રમણીય અપૂર્વતાએ પહોંચેલી તેની છાતી ઉંચી નીચી થઈ રહી હતી આ ગભરાટમાં તેનું લાવણ્ય, તેનું તારુણ્ય ભયંકર મોહકતા ધારી રહ્યાં હતાં શુકદેવજીએ રંભા પાછી કાઢી પણ આને જોઈ શું વિચાર કરત એ પ્રશ્ન પંડિતરાજના શુષ્ક હૃદયમાં પણ ઉભો થયો તે ઉભા થઈ પાસે આવ્યા

“ બા ! પંડિતજી ! ” માત્રાએ કહ્યું, “ અમે રાજગઢથી પાછાં આવતાં હતાં ત્યાં એકદમ મંજરી ચીસ પાડી ઉઠી અને મારો હાથ ઝાલી અહીંઆ સુધી દોડાવી લાવી ”

“ કેમ ? ”

મંજરીએ હાંફ ખાઈ જરા સ્વસ્થતા આણી ‘ મેં જતો જોયો ”

“ કોને ? ” કાશ્મીરાદેવીએ પુછ્યું

મંજરીએ પોતાનું માથું હાથથી દાબી દીધું અને ડુસકાં ખાવા માંડી

“ જે તને ખંભાતમાં પરણાવવાનો હતો તે ? ” કાશ્મીરાએ પુછ્યું

ઉંધે માથે ડોકું હલાવી મંજરીએ હા કહી

“ શું કોઈ શેઠ ઉદા મહેતાની જોડ ખંભાતથી આવ્યો છે ? ”

ફરીથી મંજરીએ હા કહી

“ હા હા ” કાશ્મીરાએ કહ્યું, ‘ તેને રસ્તેથી જતો જોયો હશે તેમાં

એ ગભગાછ ' કહી તેણે પંડિતની સામે જોયું પંડિત તે નજરનો અર્થ સમજ્યા.

મંજરીને પરણાવવી જોઇએ તેનું એક બીજું સબળ કારણ મળ્યું

"બા ! બા !" મંજરીએ કાશ્મીરાદેવીને દયામણે અવાજે કહ્યું, "એણે મને પણ જોઇ હવે હું કયાં જાઉં ? મને જરુર લઇ જશે '

"ગભરાય છે શું ? ગાંડી ! આ ખંભાત નથી, પાટણ છે "

"બા ' તમે એને ઓળખતા નથી "

"ગભગાઓ નહીં પંડિતજી ! મંજરીને મારે ઘેર લઇ જવા દો એ અહાંઆ ગભગશે "

"હા હા " માત્રાએ કહ્યું ગજાનન પંડિત કૈં નિશ્ચય ઉપર આવી શકયા નહીં

"ચાલ મારી સાથે મંજરી ! કોની મગદુર છે કે મંડલેશ્વરને ત્યાં તારો વાળ વાંકો કરે ' ' કહી કાશ્મીરાદેવી મંજરીને પોતાની સાથે લઇ ગઇ તેના ગયા પછી પંડિતજી બોલ્યા "શું વિધિનું વૈચિત્ર્ય '"

"કેમ ? ' તેની અર્ધાંગનાએ પુછ્યું

"કુંડલી જોયા વગર કહું છું કે મંજરીનો લગ્નયોગ આવી લાગ્યો "

"કેમ તમે પણ લગ્નયોગો જોતા ગાંડા થઇ ગયા છો કે શું ?"

"દેવી ! તું પ્રસન્નબાને ઓળખે છે ને ?"

"નાના નાના અમે કુકા રમતા ત્યારથી પણ તેમાં મંજરીના લગ્નની વાત ક્યાંથી આવી ?"

"પ્રસન્નબાએ નક્કી કર્યું છે કે મંજરીને પરણાવવી "

"કોની સાથે ?"

"એક કાકભટ્ટ છે તેની સાથે "

"હે !" તેની કીર્તિ તો બધા ઘણી ગાય છે તો તેમાં શું ખોટું ? આ ાણે તે મંજરીને કયાં સુધી રાખીશું ? એનાથી રૂડું શું ?"

પંડિત નક્ષત્રો પર સત્તા ચલાવતા, પણ તેમના પર માત્રા સત્તા ચલાવતી તે પણ એજ મતના થયા "એનાથી રુડું શું ?"



# પ્રકરણ ૫ મુ

## કોણ માલીક?

જયદેવ મહારાજની માનસિક સ્થિતિ વિચિત્ર થઇ રહી હતી સોરઠના નાથને હરાવ્યો તેથી તેનુ મન પ્રફુલ્લ હતુ, ત્રીભુવને પહેલ કરી તેથી અદેખુ બન્યુ હતુ, ઉબક આવ્યો તેથી ખિન્ન થયુ હતુ, અને માલવેશની કન્યાનુ માગુ આવ્યાથી પરિતૃપ્ત થયુ હતુ તે કાક પર ચીઢાયો હતો, તે ત્રિભુવન પર ગુસ્સે થયો હતો, તે મુંજાલ સાથે કચવાયો હતો, તેને પોતાના તરફ તિરસ્કાર આવ્યો હતો તેને સ્પષ્ટ લાગતુ હતુ કે પાટણના ચક્રની તે માત્ર નામનીજ ધરી હતો—ખરી ધરી બીજા હતા તેને એમ પણ ભાન થતુ ગયુ હતુ કે તે કાચો હતો, તેનામા મુત્સદ્દીપણુ થોડુજ હતુ, તેની પાસે સત્તા મેળવવાનો મંત્ર હતોજ નહીં તેના રાજ્યની વધતી ખટપટોના મોજા પર રહી તેને તરી પાર ઉતરવુ હતુ, પણ તેના હાથમા જોર નથી એમ તેને લાગ્યા કરતુ હતું આ નિબળતાના ભાનથી પેદા થયલો કચવાટ કોના પર કાઢવો તેનો તે વિચાર કરતો હતો

તેની વિચારમાલા તુટી એક ભારે પગનો અવાજ આવ્યો મોઢા પરથી ચિંતા અને નિરાશાના ચિહ્ન જેમ બને તેમ દૂર કરવા તેણે પ્રયત્ન કર્યો

"મહારાજ! છો કે?"

"કોણ ત્રિભુવન? આવની ઘણે વખતે મળ્યા તુ તો મોટો મહારથી થયો છે એટલે મોઘો થાય તેમાં નવાઇ શી?" કચવાટથી જયદેવે પુછ્યુ

"હુ મહારથી થયો તે મહારાજને માટેજ"

"- પછી હુ રાજા છુ તે તમારે લીધે" જરા તિરસ્કારથી જયદેવે કહ્યુ

ત્રિભુવનનો તેજી સ્વભાવ જરા ઘવાયો, તેણે હોઠ કરડી, આંખો પહોળી કરી જયદેવ સામે થોડી વાર જોયા કર્યુ

ત્રિભુવનનુ કદાવર શરીર, તેના હાથીની સુંઢ જેવા મહા બાહુઓ, તેની મોટી નીખાલસ હૃદયનો અકલંકિત ભાવ દર્શાવતી તેજસ્વી આંખો—

તે શૌર્યની પ્રતિમા હોય એવો ભાસ આપતા જોઇ જયદેવ વધારે ચીઢાયો તેને લાગ્યુ કે આ સિહોના ટોળામા માત્ર પોતેજ નિર્માલ્ય બકરા જેવો છે તેણે હોઠ બીડી મડલેશ્વર સામે જોયા કર્યું

"કાકા!" રખાય તેટલી શાંતિ રાખી ત્રિભુવને કહ્યુ "તમે ગુસ્સે થયા હો તો ક્ષમા કરજો એ વાત જવા દો હુ એક કામે આવ્યો છુ"

"શુ?"

"મારો સુભટ જડતો નથી છેલ્લો તે રાજગઢમા ડુગર સાથે હતો. અને ડુગર કહે છે કે હુ કૈં જાણતો નથી મને એમા કૈં ભેદ લાગે છે"

જયદેવના બળતા મગજમા ઘી હોમાયુ તેણે દાત પીશી પુછ્યુ "કોણ કાક?"

"હા, એજ જેને મે લાટથી મોકલાવ્યો હતો તે"

"તે કેદમા છે"

"કેદમા?" રાતા પીળા થઇ જતા મડલેશ્વરે પુછ્યુ "કોના હુકમથી?"

"મારા." સત્તાથી જયદેવે જવાબ દીધો

"મને કેમ નહીં પુછ્યુ? શા માટે કેદ કર્યો?"

"મારી મરજી"

"મામાને અને મોટા બાને ખબર છે?"

"કોઇને પુછવાની મને શી જરુર!"

"શી જરુર? શી જરુર? અમે તમારે માટે જીવ આપી મરીએ ને અમને પુછવાની શી જરુર" ત્રિભુવને સ્વસ્થતા ખોવા માડી તેનુ અગ ક્રોધથી કપવા માંડ્યુ

"ત્રિભુવન! તુ મને બાલક સમજે છે કેમ? હુ આવુ નથી સાખવાનો"

"સાખવુ પડશે. મહારાજ! મારા સુભટને છોડી દો પેલા ઉદાની સલાહે કાકને કેદમા પુરતા વિચાર નહીં આવ્યો? પહેલા હુ કે પહેલા ઉદો?"

"પહેલો મારો હુકમ કાલે સવારે તારો કાક હાથીને પગે થશે સમજ્યો? એક નોકરડા પાછળ આટલી પચાત?" તિરસ્કારથી રાજાએ કહ્યુ

'હું તમારી માફક માગ નેત્રકોને પગની રજ નથી માનતો."

"ના ના, તું મને પગની રજ માને છે નહીં? જા, નથી છોડવાનો એને તારાથી થાય તે કરી લે કહી જયદેવ બેઠો હતો ત્યાંથી ઉભો થઇ ગયો અને અંદરના ઓરડા તરફ જવા માંડ્યો ત્રિભુવન એક છલંગ મારી પાસે આવ્યો અને પોતાનો પંઝો ભયંકર જોરથી જયદેવના ખભા પર મુક્યો જયદેવે બુમ મારી "ડુંગર! ડુંગર!"

"તમારે જોવું છે કે મારાથી શું થાય છે ?"

જયદેવ ત્રાસદાયક બની રહેલી ત્રિભુવનની મુખમુદ્રા તરફ જોઇ ગભરાતો ઉભો

"તમને ખબર નથી કે હું કોણ છું ?"

"મને ખબર છે કે જેવા તારા બાપ તોફાની હતા તેવો તું થવા લાગ્યો છે" હીંમત રાખી રાજાએ કહ્યું

એટલામાં ડુંગર આવ્યો અને આ બંનેનું તાંડવનૃત્ય જોઇ આભો ઉભો રહ્યો

"મારા બાપુ જેવો થઇશ" અભિમાનથી માથું પાછું નાખી તેણે કહ્યું "ત્યારે તો મારું જીવન ખરેખરું કૃતાર્થ થશે મેં ને મારા પૂર્વજોએ શું કર્યું છે તેનું કંઈ તમને ભાન છે? સિંહાસને ચઢ્યા છો તો ખરા, પણ એ સિંહાસન કોને લીધે છે તેનું કંઈ ભાન છે? પોતે સિંહાસને ચઢી શકત—છતાં મારા દાદાએ[1] તે તમારા બાપને આપ્યું, પોતે એ સિંહાસન નિર્માલ્ય કરી શકત—છતાં મારા બાપે હજારો સમરાંગણો ખેલી તેનો પ્રતાપ વધાર્યો, હું પોતે એ સિંહાસને ચઢી શકત—[2] છતાં તમારે માટે સાચવી રાખ્યું—આજે લાટ અને સોરઠ પર તેની સત્તા બેસાડી હજુ તમે ઓળખતા નથી હું કોણ છું ?"

જયદેવ કંઈ બોલી શક્યો નહીં. તેની નજર આગળ ત્રિભુવન વધારે ઉંચો, વધારે પ્રચંડ થતો લાગ્યો જયદેવને પોતાના દાદા ભીમદેવ બાણાવળીના પરાક્રમોની વાત યાદ આવી. પણ જેમ ત્રિભુવન વધારે

---

૧ ક્ષેમરાજ કર્ણદેવનો મોટો ભાઈ જેણે વાનપ્રસ્થ લઈ ગાદી નાના ભાઈને સોંપી.

૨ જયદેવ સામે પટ્ટણીઓએ બળવો કર્યો હતો. જુઓ 'પાટણની પ્રભુતા.'

પ્રતાપી લાગ્યો તેમ તેના સ્વમાનને વધારે સખત ઘા પડ્યો અને પોતાની નિર્બલતાનો તેણે વધારે અનુભવ કર્યો તેનો બાલકસ્વભાવ ડહાપણ ભુલી, ત્રિભુવનને ખુંદી નાખવા તત્પર થયો

"અને તુ જાણે છે હુ કોણ છુ ?" તેણે કહ્યુ "ડુંગર, તુ ત્રિભુવનનેજ પકડ પકડ હુ કહુ છુ "

ત્રિભુવન ગુસ્સામા પણ ખડખડ હસી પડ્યો ડુંગર આ તકરારથી ત્રાસી દૂરનો દૂર ઉભો રહ્યો

"મને પકડવો છે ?" અભિમાનભર્યા ઉચ્ચારણથી ત્રિભુવન બોલ્યો "હજુ બાલક છો તે ખબર નથી કે ત્રિભુવનપાલ મંડલેશ્વરને પકડવા કેટલા જોરનો છે ? ડુંગર ! તુ જાણે છે કે કાક કયા છે ? ચાલ, મને રસ્તો બતાવ "

ડુંગરે અનેક તોફાનના સપાટા ખમ્યા હતા, પણ આ સપાટો કૈં જુદો જ લાગ્યો તે હીંમતવાન્ હતો તે મલ્લોના માથા રોજ ભાગતો, પણ અત્યારે ગભરાયલી ગાયની માફક તે એકથી બીજા તરફ જોઇ રહ્યો

"ડુંગર ! તુ નથી માનતો ? તુ તારા મહારાજનુ કહ્યુ નથી માનતો ? ઠીક ઉભો રહે" જયદેવે કહ્યુ અને ત્રિભુવનને જતો અટકાવવા તેનો હાથ પકડ્યો નાના બાલકનો હાથ છોડવી નાખે તેમ ત્રિભુવને તેનો હાથ છોડાવ્યો અને ગૌરવથી ડુંગરને આગળ થવા નીશાની કરી

"બાપુ ! આપ અન્નદાતા છો—પણ મંડલેશ્વર મહારાજ તો મારા માલીક છે" કહી ડુંગર આગળ ચાલ્યો જયદેવ તરફ એક તિરસ્કાર-ભરી દૃષ્ટિ નાખી ત્રિભુવન તેની પાછળ ગયો

જયદેવે બેભાન થઇ જોયા કર્યુ પોતાની નિરાધારતાનુ ભાન થવાથી તેનો જીવ રહેસાઇ ગયો તેનુ હૃદય કહેતુ હતુ કે જે ડુંગરે કહ્યુ ને કર્યું તે આખુ પાટણ—આખુ ગુજરાત—કહેશે અને કરશે પોતે રાજા નહોતો પણ નામનું ઠીઠુ હતો તેની આખમાથી—સ્વમાન ભેદાયુ તેથી—ડબડબ આસુ ખર્યા

તે આસુની સાથે તેનો ગુસ્સો પણ સરી ગયો તે મહત્ત્વાકાક્ષી હતો, વિચારશીલ હતો, કાર્યસાધકતા તેનામા ખીલતી હતી તે હતો બાલક

પણ પુખ્ત વિચારો અને મુત્સદ્દીપણાના બીજ તેના સ્વભાવમા ક્યારના ફુટવા માડયા હતા એક ત્રિપલ તેણે અનેક વિચારો કર્યા, અનેક વાટો રચ્યા, ત્રિભુવનની પાછળ દોડયો અને ઉઘાડા બારણામાથી બુમ મારી

"ત્રિભુવન! ત્રિભુવન!"

ભલભલાને અલ્પતાનો અનુભવ કરાવે એવા ગૌરવથી ત્રિભુવન પાછો ફર્યો અને જયદેવની સામે જોઇ રહ્યો તેણે જયદેવની આખમા આસુ જોયા, પોતે તેના અભિમાનને કરેલા આઘાતનો ખ્યાલ આવ્યો અને પોતાના બાલરાજા તરફ રાજભક્તિના અ કુરો સ્ફુર્યા

"કેમ?" તેણે સખત અવાજે પુછ્યુ

"હુ કાકને છુટો કરુ છુ તુ આમ આવ ડુગર! જા, જઇને કાકભટ્ટને અહીંઆ લઇ આવ"

ત્રિભુવનની વિસ્મયતાનો પાર રહ્યો નહીં જયદેવ આમ છેક નમતુ આપશે એવો તેને ખ્યાલ સરખો પણ આવ્યો નહોતો

'મને બધા વગર ચાલશે, તારા વગર કેમ ચાલશે?" જયદેવે હાથ લ બાવી કહ્યુ

સ્નેહાળ, ભોળો મ ડલેશ્વર આ સ્નેહભર્યા વાક્યો સાભળી હસ્યો અને પાસે આવી જયદેવના બે હાથ ઝાલ્યા

"મહારાજ! હુ બોલ્યો તે ક્ષમા કરજો, પણ તમે ત્રણી વખત મારો હીસાબ પણ ગણતા નથી પછી કરવુ શુ?"

"કરવુ? મારા પર ઉપકાર કરી મને શરમીંદો કરવો હુ તારો ઉપકાર કેમ ભુલુ? તુ તો મારો જમણો હાથ—મારા સામતોનો શિરોમણિ છે"

"ત્યારે શા માટે મને તમારો ગણી મારા પરાક્રમોથી રાચતા નથી? એમ કરશો તો રાજા કેમ થશો?"

"રાજા-રાજા! ત્રિભુવન! હુ રાજા ક્યારે થઇશ? હુ અદેખાઇ કરતો લાગુ છુ, હુ ચીઢાતો લાગુ છુ—એ બધાનુ કારણ મારી મહાત્વાકાક્ષા. અત્યારે હુ કેવો અધમ છુ મુજાલ છે—તુ છે—શાતુ છે—તો મારુ રાજ ચાલે છે તેમા હુ તો માત્ર એક શોભા છુ"

"એવુ શુ બોલો છો?"

"એવું ? ત્રિભુવન! એ હું કોને કહું ? રાત અને દિવસ મને સ્વપ્ન આવે છે કોને સંભળાવું ? મારે ખરા રાજા થવું છે–ખરી સત્તા ચલાવવી છે મારે આપણા પૂર્વજોની કીર્તિ ઝાંખી પાડવી છે મારે ભરતખંડની ભૂમિ ધ્રુજાવવી છે, મારી કરવી છે આ અભિલાષાનો અગ્નિ મારું અંગે અંગ બાળે છે એ અગ્નિ ક્યારે શમશે? એ શમતો નથી તેમાંજ હું કચવાયા કરું છું, અદેખાઈએ બળું છું ને તારા જેવા ભાઈને દુશ્મન ગણું છું ભાઈ! કહી જયદેવે બે લમણા પર બે હાથ મુક્યા 'મને રસ્તો જડતો નથી "

"મહારાજ!" જરા સ્તબ્ધ થઈ રહેલ મંડલેશ્વરે ધીરેથી જવાબ આપ્યો "એ અગ્નિ શમાવવાના રસ્તા લો "

"રસ્તો જડતો નથી '

"મે રસ્તો દેખાડનાર આપને મોકલ્યો હતો

"કોણ કાક ?" ચમકીને જયદેવે પુછ્યું

"હા "

"તું શું એને એવો કાબેલ ધારે છે ?'

"હા, કાકા! આપણામાં બુદ્ધિ ન હોય ત્યારે બુદ્ધિશાળીને આપણી સોડમાં રાખવા મારામાં લાંબી પહોંચ નથી, પણ કાકની પહોંચથી મે જેટલો વિજય મેળવ્યો છે તેટલો મારા બાહુબળથી મેળવ્યો નથી રાને કાણે હરાવ્યો ?"

"તે "

"ભુલ છે, કાકે વિચાર કરી જુઓ, ઉદા મહેતા કોઈથી થાપ ખાતા નહોતા તેને કોણે થાપ ખવરાવી ? કાકે "

"શું કહે છે? ખંભાતમાં તો એણે જુલમ ગુજાર્યો અને તેથી મેં એને કેદમાં નાખ્યો ' જયદેવે કહ્યું

"બધી વાત ખોટી '

"કેમ ? મને ઉદાએ કહ્યું '

'તેમાંજ ખોટી ઉદો ઉસ્તાદ છે એણે જાણ્યું કે કાક મારી ફરીઆદ કરશે તેથી એણે પહેલા આવી કાકને પકડાવ્યો" કહી ત્રિભુવને

કાકને ખભાતમા જે વીત્યુ હતુ તે બધુ કહી સભળાવ્યુ એટનામા ડુગર કાકને લઈ આવ્યો



## પ્રકરણ ૬ ઠ્ઠુ

### કાકનો ભાવ કેમ વધ્યો ?

નાયરાની ભીની ધુળથી ખરડાયલો કાક હોઠ પીસી, તબીઅત વાળી મેન્રકાગીથી ઊભો તેણે નમન કરવાની પણ તસ્દી લીધી નહીં ત્રિભુવને ડુગરને હાથથી બહાર જવા સુચવ્યુ એટલે તે ગયો

' કાક ! " ત્રિભુવને કહ્યુ "જયદેવ મહારાજ તારી મલાહ માગે છે "

' એમને મારી મલાહની જરુર નથી" ગુસ્સાથી કાકે કહ્યુ

"ના ના, મને જરૂર છે ' જયદેવે કહ્યુ

નકે જવાબ નહીં આપ્યો

"ત્રિભુવન ! મહારાજ તને મારી આપે છે "

"મે ગુનો કર્યો નથી કે માફીની પરવા હોય "

"નાક !" રાજાએ કહ્યુ "જેમ ગણ તેમ મે ભુન કરી હવે કદી નહીં થાન થયુ

કાક ! હવ ઘણુ થયુ મહારાજ કહે છે, પછી આડો થાય છે ?" ત્રિભુવને કહ્યુ

"જે સ્વામીને મારી કદર નહીં તેની મને શા માટે હોય ?'

ચાન બહુ થયુ" જયદેવે કહ્યુ "ગુસ્સો કરી કરીને તારા રાજા સાથે ' કાક ' હવે વધારે માન શા માટે કરાવે છે ? તે ગઇ વખતે સલાહ આપી ને બધી ખરી નીકળી મને ત્રિભુવને ખભાતની પણ વાત કરી છે તારી સાથે હુ સારી રીતે વર્ત્યો નથી, પણ હવે જોજે તને વિચાર નથી આવતો ? તારો મહારાજા અત્યારે એકલો છે, મદદગારની શોધમા છે તેને મદદ કરી સત્તાને શિખરે લઇ જવો એ કામ હુ તને સોપવા માગુ છુ એથી વધારે મોટુ કામ તારા જેવાને શોભે ? તારે શુ કૈ જોઇએ છે ? એમ હોય તો માગ જે માગશે તે આપીશ "

"મારે આપની અને મારા મંડનેશ્વરની સેવા શીવાય કંઈ જોઈતું નથી" કાક રાજાના શબ્દોથી પલળ્યો.

"ત્યારે હવે ગઈ ગુજરી જવા દે. ગઈ વખતે આપણે ત્રણ મુશ્કેલીની વાત કરી સોરઠનો રા', ક્ર્દો અને ઉબક"

"જી!"

"તારે પ્રતાપે એ તો દૂર થઈ"

"પ્રતાપ મારા મહારાજનો ને આપનો"

જયદેવે "મારા મહારાજ"ને આપેલું અગ્રસ્થાન કેમે કરી ગળે ઉતાર્યું

"હવે ઉબકની પીડા રહી"

"એણે શું કર્યું? એની સાથે તો માંધ થઈ'

જયદેવે તે બધું કહી સંભળાવ્યું "મને જરા વધારે ખબર કાઢવા દો, પછી વાત"

"કાક! હવે તુકી વાત કર" ત્રિભુવને કહ્યું "આજથી તારે જયદેવ મહારાજ કહે તે પ્રમાણે પાન ઉતારવાનું છે'

"મહારાજને રચતું હોય તો સેવક તૈયાર છે ગઈ વખતે પણ મે એમજ કહ્યું હતું"

"ગઈ વખતની વાત ગઈ" જયદેવે અધીરાઈથી કહ્યું

"જેવી બાપુની મરજી પણ મન ગમે તે વખતે આપની પાસે આવવાની રજા મળવી જોઈએ"

"ઠીક હું ડુંગરને કહી દઈશ"

"મહારાજ' રજા હોય તો હું સ્નાન સંધ્યા કરવા જાઉં, મધ્યાહ્ન નો સમય થઈ ગયો"

"હા સવારનું તે ખાધું પણ નહીં હોય" ત્રિભુવને કહ્યું "ચાલ ચાલ" કહી તેણે રજા લીધી

"કેમ કાક્ને તારે ત્યાં લઈ જાય છે?"

"મહારાજ!" કાકે નીચા નમી કહ્યું 'રજા હોય તો હું બાજ રહીશ લોકો જાણે કે મને આપ અંતરનો ગણો છો તો મારી સધી

યુક્તિ નિષ્ફળ થાય મહેરબાની કરી હુ છુટયો છુ તે કોઇને કહેશો નહીં, નહીં તો ઉદા મહેતાને ખાવાનુ નહીં ભાવશે" કહી તે અને ત્રિભુવન પાલ નીકળ્યા

તે ગયા અને જયદેવ મહારાજ બોલ્યા

"આ ભૂદેવ છે તો પહોચેલો જે થાય તે ખરુ જોઉ તો ખરો કે એની મદદથી કેટલુ થાય છે ? ગાજરની પીપી વાગશે ત્યા સુધી ઠીક છે, નહીં તો પછી કરડી ખાતા કેટલી વાર ?"

જયદેવના સ્વભાવમા અનેક ખુણા હતા જે ખુણેથી તેને અનુભવ મળતો તેવુ તેજ તે પ્રકાશતો અત્યારે ખુણો પકકાઇનો હતો અને તેથી તે ઉંડા, અગાધ, અસ્પષ્ટ તેજે ચમકતો હતો

ત્રિભુવન ને કાક પાછા ફર્યા ને સામે મુજાલ મહેતા આવતા મળ્યા

"કયાથી જયદેવ મહારાજની પાસેથી આવ્યા ?"

હા" ત્રિભુવને કહ્યુ

"તારો કાક કયા ભરાઇ ગયો હતો ? હુ કયારનો ખોળ્યા કરુ છુ"

"મહારાજ ! હુ હાજર છુ" કાક પુલાયો હવે તેનો ભાવ વધ્યા

'ત્રિભુવન ! તુ મીનળબાને મળ્યો ? જરા મળી આવ એટલે હુ કાક જોડે વાત કરી લઉ"

"હા" કહી ત્રિભુવન ગયો અને મુગે મોઢે મુજાલે પાછા જવા માડયુ અને કાક તેની પાછળ ચાલવા લાગ્યો

તે એક પાસેના ઓરડામા પેઠા અને મુજાલે આકળ વાસી "તુ કયા ધુળમા આળોટી આવ્યો ?"

એકદમ આ સવાલ આવવાથી કાક ગુચવાઇ ગયો "ના, મહારાજ"

"ત્યારે ?" પુછી મત્રીએ તેના પગ, ઘુટણ અને હાથે લાગેલી ધુળ તરફ નજર કરી "ચાલો ! જયદેવ મહારાજ અને તારે હવે તો પાછી સલાહ થઇને ?" શી ઝડપથી, શી સ્પષ્ટતાથી મુજાલ મહેતાનુ મગજ કડીઓ સાધી અજાણી વાત જાણી લેતુ હતુ તે જોઇ કાક દીગ થઇ ગયો

"જી હા ! મારા પર મહારાજના ચાર હાથ છે :

'હોવા જ જોઈએ. સોરઠના રા'ને ભીડાવ્યો તે તારી જ સલાહથી.'

"મહારાજ! ત્રિભુવનપાલ નહીં જઈ પહોંચ્યા હોત તો આપે મોકલેલા પરશુરામ ભટરાજ તેને જરૂર ભીડાવત."

મુંજાલ હસ્યો. "બીજા કોઈ કરતા રાજાએ તને સલાહકાર તરીકે લીધો છે એ મને ઘણું ગમે છે." કહી મંત્રી જરા થોભ્યા. કાક કંઈ બોલ્યો નહીં. "કારણ થોડા વખતમાં પણ તારામાં મને શ્રદ્ધા આવી છે."

ભાવ આટલો કેમ વધ્યો તેની કાકને કંઈ સમજ પડી નહીં એટલે તેણે જવાબ દીધો. "ઘણો અનુગ્રહ થયો, મહારાજ!"

"તેથી તને એક કામ સોંપવું છે."

"શું?"

"આજે આપણે ત્યાં બે શૂરવીરો અતિથિ તરીકે આવ્યા છે."

"એક ઉબક સેનાપતિ અને બીજો કીર્તિદેવ?"

"તે જ. એ કેમ આવ્યા છે તે ખબર છે?"

"પાટણનું આતિથ્ય સ્વીકારવા."

"મેં જાણ્યું કે તારામાં બુદ્ધિ લાંબી હશે. મુત્સદ્દીઓ નિરર્થક આતિથ્ય કદી પણ સ્વીકારે છે?"

'ક્ષમા કરો, મહારાજ!' મેં જાણ્યું કે આપ જ મને કહેવાના હશો કે તે કેમ આવ્યા છે. તેથી હું બોલ્યો નહીં."

મુંજાલ જરા હસ્યો. "હવે ખરું બોલ, તું શું ધારે છે?"

'મારું ધારવું એમ છે કે એ પાટણમાં માલવાનો પક્ષ સબળ કરવા આવ્યા છે."

"એનો કંઈ હેતુ ખબર છે?"

"હેતુ એટલો જ કે અવંતી અને પાટણ વચ્ચે સદાની સંધિ રહે."

"કાક!" મુંજાલે ખુલ્લા દિલથી કહ્યું: 'તું ભલા ભલા મંત્રીઓને પણ કાન પકડાવે એમ છે."

"કેમ?"

"જે વાતની કોઇને ખબર નથી, માત્ર મને પણ વહેમ છે, તેની તને ખાત્રી છે"

કાક જરા હસ્યો

"તેટલાજ માટે તને બોલાવ્યો છે ઉબક માત્ર યોદ્ધો છે–તેનો હીસાબ નથી, પેલો સાથે ગોરો ગમરુ આવ્યો છે તે ભયકર છે"

"જી એણે ત્રિભુવનપાલ મહારાજ જોડે વાત કરી તે પરથી મને પણ એમજ લાગ્યુ" કાકે કહ્યુ

"ત્યારે હવે જોવાનુ માત્ર એટલુજ છે કે કીર્તિદેવ ધાર્યું કરે છે કે તુ તેને કરવા નથી દેતો"

'જેવી આજ્ઞા"

'હુ મહારાજને કહીને તને રજા અપાવીશ વખત છે ને મને કહેવા આવવાની ફુરસદ નહીં મળે તો હરકત નહીં, પણ છેલો વાર હીસાબ આપજે"

"જી"

"ત્યારે હુ નિશ્ચિત રહુ !"

"હાજી હા" પોતાનામા મુજાલે શ્રદ્ધા બતાવી તેથી હરખાતા કાકે કહ્યુ

'ઠીક જા"

કાક ગયો તેને લાગ્યુ કે મુજાલે તેના પર વિશ્વાસ મુકી ઘણી ખાનગી વાત કહી હતી, પણ મુજાલ મહેતાની ચાણક્યનીતિનો તે માહીનગાર નહોતો

તે ગયો અને તરતજ એક ગુમાસ્તા જેવા લાગતા માણસને મુજાલ બોલાવ્યો

"વિહારી! પેલો ગયો તે ભટ્ટ જોયો? એ ત્રિભુવનપાલનો સુભટ છે

'જી જી'

"એનું નામ કાકભટ્ટ એ ક્યા જાય છે અને શુ કરે છે તેની તપાસ રાખવાની છે"

"જેવી અન્નદાતાની આજ્ઞા"

"જોજે ઘણો જબરો છે મને દહાડામાં બે ત્રણ વખત ખબર કરજે"

"જી" કહી વિહારી ગયો



## પ્રકરણ ૭ મું

## મંજરીના સ્વામીઓ

ત્રિભુવન અને કાક પાછા ત્રિભુવનને મહેલે આવ્યા કાક પોતાની ગ્મોઇની સામગ્રી તૈયાર કરવામાં ગુંથાયો અને મંડલેશ્વર આરામ લેવા ગયા કાકે પણ નિત્યકર્મ કરી, જમી, મુસાફરી અને ભોયરાની લીધેલી મુલાકાતનો થાક ઉતારવા જરા વાર સુવાનો વિચાર કર્યો અંદરના ભાગમાં ખાસ ઘરના માણસો રહેતા હતા ત્યાં એક ખાલી ખુણો ખોળી કાઢી તે નિદ્રાધીન થયો

પણ નિદ્રાદેવીની આરાધના નીરાંતે કરવાનું તેના નસીબમાં નહોતું એકદમ તે ચમકીને જાગ્યો—કારણ કે તેના કાન પર એક પરિચિત, નમસ્કારપૂર્ણ સ્વર પડ્યો, તેનું હૈયું ઉછળી આવ્યું, તેણે કાન દઇ સાંભળવા માંડ્યું સાંભળતાં તેણે એકચિત્તે સ્તબ્ધ બની સાંભળ્યા કર્યું તે બધું ભુલી ગયો—રાજ્યખટપટો, યુદ્ધપ્રસંગો, મહત્ત્વાકાંક્ષા, માત્ર બે સ્ત્રીઓના સ્વરની રમઝટમાં લીન બની તેમની વાતો હૃદયમાં ઉતારતો તે રસતરંગે હીંચી રહ્યો

તે સુતો હતો તેની પાછળના ઓરડામાં કાશ્મીરા અને મંજરી હીંચકો ખાતાં હતાં હીંચકો જોરથી ઝુલતો હતો અને બંને ઘડીમાં ધીમેથી ઘડીમાં મોટેથી વાત કરતાં હતાં

બંને લલિતાઓ ભરજોબનમાં મહાલતી હતી બંનેનાં રૂપ, રંગો, છટા અનેરાં, ભિન્ન લક્ષણવાળાં છતાં મોહક હતાં કાશ્મીરા આછે નાકે ચડેલી નાકિતની પ્રતિમા હતી, મંજરી ખીલતા અંગે ભરેલી લક્ષ્મીપદે પહોંચવાની તૈયારી કરતી હતી કાશ્મીરા ચપલ, ઉત્સાહપ્રેરક, સત્તાવાહી

લાગતી, મંજરી અપૂર્વ, ઉન્માદક, કલ્પનાશક્તિને કેદી બનાવે તેવી હતી એમ લાગતું કે એકને જોઇ પુરુષો તેનું શાસન સ્વીકારવા દોડે, બીજીને જોઇ બધા શાસનો તોડી તેને પુજવા લાગે જ્યારે કાકનું ધ્યાન ગયું ત્યારે મંજરી બોલતી હતી તેના કંઠમાં ગર્વ અને તિરસ્કાર સાથે નિરાશાના પણ ઝણકારો સંભળાતા હતા

"બા! મને કોની જોડે સંબંધ હોય? મારા પિતા ગયા પછી સંસારમાં કોઇ મને સમજે, મને રુચે એવું દેખાતું નથી ક્યાં મારા મનોરાજ્યમાં મોઘા માનેલા વીરો અને ક્યાં આ બધા નિર્માલ્ય નિરાકાર વહેતીઆઓ? કોઇમાં નથી બુદ્ધિ, નથી બળ, નથી આદર્શ બધાનું લક્ષણ જોઇએ તો અલ્પતા" જવાબમાં કાશ્મીરાદેવી હસી

"મુર્ખી! તને કંઈ ભાન છે? પાટણમાં જેવા વીરો છે તેવા બીજે ક્યાય પણ છે?"

"હં" તિરસ્કારથી મંજરી બોલી "તમારા પાટણના વીરો અને પંડિતો બધા—"

"તેનો તને હીસાબ નથી?"

"મા! મારી સાથે વાત કરતા માથું પાકશે જવા દો હું તમારા કાલની નથી–ત્રિભુવન ગજાવનારા મહાકવિઓના કાલની છું, હું પાટણની બ્રાહ્મણી નથી–પણ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રને ખોળામાં છુપાવવાની હોસ ધારતી બીજી અનસૂયા છું"

"તે તો કોણ જાણે, પણ તું નો ગાડી છે"

"મારું ગાડપણ મારે મન ડહાપણ છે"

"પણ તું આમ ને આમ ક્યાં સુધી રહેશે? નથી બાપ, નથી ભાઇ, તારી ઉંમરે તે આમ એકલવાયા ક્યાં સુધી ચાલશે? અનસૂયા થશે તો કોઇ અત્રિ હશે ત્યારે ને?" કાશ્મીરાએ હસતા હસતા ઉમેર્યું

"મા, તે હું જાણું છું પેલો કાક નહીં હોત તો મારે મરવું પડત મોહિનીએ જેમ દેવદાનવો ડોલાવ્યા તેમ મારા રૂપમાં પણ ભયંકર શક્તિ છે, એટલે લાલસાના સેવકો દુ:ખ દેવા આવશે દુ:ખ દેશે–રીબાવશે.

પણ હુ કોને પરણુ ? કોની જોડે સબંધ બાધુ ? બા'મે તમને શુ કર્યું ? જ્યા જોઉં છુ ત્યા વહેતીઆઓ નજરે ચઢે છે એમાથી કોની દાસી થાઉ ?" ભયંકર કટાક્ષમયતાથી મંજરીએ પુછ્યુ તેના શબ્દો કરતા તેની બોલવાની રીત ગર્વભરી, હૃદયભેદક હતી કાકનુ હૈયુ રડી ઉઠ્યુ મંજરીના વચનો ખગ હતા, છતા તે તેની આશાઓની કતલ કરતા હતા

"કોઇનો છુટકો થયો છે કે તારો થશે ? તુ મોટી પંડિતા છે ને આમ ધર્મને કેમ કોરે મુકે છે ? તુ હમણા તો ભભગતી હતી કે રખેને ખભાતનો શેઠીઓ તને લઇ જાય, તો તારો ધર્મ કેમ રહેશે ? કોઇની જોડે પરણી કેમ જતી નથી ? પછી કોની મગદુર છે કે તારો વાળ વાકો કરી શકે ?" કાશ્મીરાએ મંજરીના ખભા પર હાથ મુકી કહ્યુ

"શ્રાવક થવુ કે કોઇ ક્ષુદ્ર પ્રાણીને પરણવુ—મારે મન બને અધમતાની અવધિ છે"

"ખબરદાર ! મારા પીઅર શ્રાવક છે ને મારા સાસુ શ્રાવક હતા, અને તારે મન બધા જ ક્ષુદ્ર એટલે મારા મંડલેશ્વર પણ તેમજ !" કહી કાશ્મીરા પાછી હસવા લાગી તે મંજરીને ધીમેધીમે લગ્નની વાત પર લાવતી હતી બહાર પડેલો કાક તે સમજ્યો અને અંતરથી તેણે આભાર માન્યો

"ત્યારે બોલાવો છો શુ કામ ?" જાણે પોતે મહારાણી હોય અને મંડલેશ્વરની પટરાણી કોઇ દાસી હોય તેવા ગૌરવથી મંજરીએ પુછ્યુ "મારાથી કેમ પરણાય ?"

"એ તો એની મેળે સમજાશે ધણીએ આધળા પાગળા ધણી સેવે છે તેનુ શુ ?"

"હુ પણ સેવુ છુ જે મારે હૃદયે ઉતર્યા છે તે બીજાને મન ને ઘણાએ નકામા છે"

કાશ્મીરા ચમકી "હે ?"

"હા"

"એ શુ ?"

"વાત ખરી મા' મે તમને એક વખત કહ્યું હતુ કે મારો સ્વભાવ વિચિત્ર છે"

"પણ તારે હૃદયે કોણ ઉતર્યા છે તે તો કહે વાત શું ઉડાવે છે?"

"હુ ક્યા વાત ઉડાવું છું? તમે કહો છો કે હુ એકલી છુ—ખરુ જોતા તો મારો સંસાર ભરચક છે તમે કહો છો કે મારે પરણવુ જોઇએ—ખરુ કહુ તો હુ પરણેલી છુ"

"શુ બકે છે?"

"ખરી વાત તમને પરણે જે સુખ મળે છે તેથી વધારે મારા નાથો મને આપે છે"

"નાથો! તુ ભાનમાં છે કે નહીં?" કહી એકદમ હીંચકો રાખી, મંજરીને ગાડી ધારી કાશ્મીરા હેઠળ ઉતરી ને ડોળા ફાડી તેની સામે જોઇ રહી

"ભાનમા છુ, ગભરાશો નહીં મારે નાથ ઘણા છે વાચાળી કરતાએ વધારે"

કાશ્મીરાને હસવું કે ગુસ્સે થવુ તેની સમજ પડી નહીં તેને લાગ્યુ કે મંજરી મશ્કરી કરતી હતી, પણ તે ગંભીર અને શાંત હતી, તેના પ્રફુલ્લ નયનો નાથની વાત કરતા નવોઢાના ચમકે તેમ ચમકતા હતા, તેના મોઢા પર કોડીલી, લજ્જાતી નવવધૂને મોઢે પડતા શેરડાઓ દેખાતા હતા અત્યારસુધી જે ગર્વના સ્વારસ્યથી તે વાત કરતી હતી તે જતુ રહ્યુ તેણે ઉમળકા સાથે હેતભર્યા વચનો બોલવા માંડયા

"એકનુ તો નામ દે તારુ તો કે સમજાતુંજ નથી"

કાકે નામ સાંભળવા એકચિત્તે કાન દીધા અને તે બધાનો સંહાર કરવા મનમા સંકલ્પ કર્યો

"પહેલો મારો નાથ—મારા પિતાએ સોંપેલો પહેલો મુગટમણિ કોણ છે તે જાણો છો? કાલીદાસ"

"કાલીદાસ કોણ?"

"કાલીદાસ—મારા હૈયાનો હાર અહોનિશ તે મારી સાથે સંચરે

છે ' કોડથી મંજરીએ કહ્યું " ખાતા, ઉઠતા, બેસતા અમારા હૃદયો એકજ તાન મારે છે, અમે સાથેમાથે ગગને વિહરતા મેનો જોડએ છીએ–પાસે છતા આવા બની મેવદૂતોથી મંદેશા કહાવીએ છીએ, હૃદયના રસ રેડી એક બીજાને શોધીએ છીએ, જીવનના લહાવા લઇ અમારા છોકરા ઉછેરીએ છીએ '

કાકને સમજાયું નહીં કે મંજરી કોને વીગે વાત કરતી હતી કાશ્મીરા પણ આભી બની જોઇ રહી

" છોકરા !"

" હા અમને છોકરા છે–શકુંતલા, પુરૂરવા માલવિકા–બધા ત્રણ, ત મારા છે–કારણ મારા નાથના છે "

" એ કોણ છે પણ ?"

' ઓળખતા નથી ? સમસ્ત કવિમંડળોના તિલકરૂપ મારા કાલીદાસ ને–વિક્રમાદિત્યના પ્રિય વયસ્યને !" કાશ્મીરા તરફ તિરસ્કારભર્યાં નયને જોતા તેણે પુછયું

" પેલા વિક્રમરાજાની સભાનો કવિ કાલીદાસ ?' આખરે સમજ પડતા કાશ્મીરાએ પુછયું

" તેજ" જાણે વિજય મેળવ્યો હોય તેમ હસીને મંજરીએ કહ્યું

કાશ્મીરા સમજી અને આ વિચિત્ર બાલાનું મનોરાજ્ય જોઇ ખડખડાટ હસી

હાય હાય ' નકામી મને ગભરાવી મારી " કાશ્મીરાએ કહ્યું તે ઘણીજ પાકી હતી અને મંજરીનો સ્વભાવ અને તેની ઊર્મિઓ પામી ગઇ હતી, અને તેની મીનળકાકીની કલાથી તે મંજરીને પોતાની ઇચ્છા પ્રમાણે દોરવા મથી " બીજા કોણ કોણ છે ? બધા આવા આવાજ છે કે કોઇ શૂરવીર યોદ્ધો પણ છે ?"

" તમે નહીં જાણતા કે તમેજ માત્ર યોદ્ધાઓ પુજો છો મે પણ ઘણા યોદ્ધાઓને વરમાળ આરોપી છે "

કોને કોને તે તો કહે ?"

"કોને? માના વીરો તમારા વીરો જેવા નિર્માલ્ય નથી મારો મહાપ્રતાપી સ્વામી વીરોમાં પણ વીર એવો સકલ શસ્ત્રવિદ્યાનો પિતા પરશુરામ છે"

"કોણ સજ્જનનો છોકરો?"

'શું બોલ્યો છો?" મંજરીની આંખોમાંથી ગર્વ અને ઉત્સાહના તણખા નીકળતા હતા તેનું તેજસ્વી મુખ અનિવાર્ય ભાવોથી ઝળહળી રહ્યું હતું

"મારા પરશુરામ! પરશુરામ તો ત્રિપુરારિનો અવતાર—અનેક ભીષ્મ અને કર્ણોને શસ્ત્રવિદ્યા શીખવનાર મહાગુરુ—એકવીશ વાર નક્ષત્રી કરી આખી અવનિને કંપાવનાર સમર્થ મહારથી—સર્વશાસ્ત્રવિશારદ મહર્ષિ—પલકમાં આખી ધરા દાનમાં દેનાર—જમદગ્નિનો પુત્ર! બા! તમે મશ્કરી કરો છો? ભલે કરો તમારે મન આ પોથીમાંના વેંગણ છે—મારે મન તે પ્રાણનો આધાર છે તમે મંડલેશ્વરના પટરાણી બની મગરૂરીમાં મહાલો છે, હું બ્રાહ્મણશ્રેષ્ઠ ભગવાનની અર્ધાંગના છું તેમાં રાચું છું બા! એને શબ્દે શાસ્ત્રો રચાતા, એની હાકે શેષનાગ ડોલતો, એની પરશુની ચમકે મહારાજ્યો પાયમાલ થતા, એને તપે દેવ દેવેંદ્રો ત્રાસી મરતા પ્રાણ અર્પવો તો એવાને"

"પણ એવી વાતો તે કામની શી? તેને તે કંઈ સદેહે પરણાયું?"

'કેમ નહીં? તમે મંડલેશ્વરને જુઓ છો તેથી વધારે સ્પષ્ટતાથી હું તેને નીરખું છું—તેના શબ્દો સાંભળું છું—તેના જીવનના આદેશો સમજું છું તમને તે નહીં દેખાતા હોય, પણ હું તેને જોઉં છું—જેવા તેને મહારાજ દશરથે જોયા એવા" કહી ભાવ અને ઊર્મિઓથી ઉછળતા, ધ્રુજતા અવાજે તે બોલી

दर्दर्श भीमसंकाशं जटामण्डलधारिणम् ।
भार्गवं जामदग्न्यं राजा राजविमर्दनम् ॥
कैलासमिव दुर्धर्षं कालाग्निमिव दु सहम् ।
ज्वलन्तमिव तेजोभिर्दुर्निरीक्ष्यं पृथग्जनै ॥

स्कन्धे चासक्तपरशुं धनुर्विद्युद्गणोपमम् ।
प्रगृह्य शरमुग्रं च त्रिपुरघ्नं यथा शिवम्[1] ॥

છેલ્લા શબ્દો જાણે સુમધુર સંગીતમાં નાચતાં ઝરણાએ નીચે પડતાં ઉચ્ચાર્યા હોય એમ કાકને લાગ્યું. કાશ્મીરા ક્યાં સુધી ઉત્સાહની ઊર્મિઓના તેજથી દીપતી મંજરીને જોઈ રહી અને પછી કહ્યું:

"બળી તારી કથા, છોકરી, સમજાય એવું તો કંઈ બોલ. આ તો તું બોલે ને તું સમજે!" કાશ્મીરા જે મંજરીનો અર્થ તેના શબ્દો કરતાં ચહેરા અને અવાજના ભાનથી વધારે સમજતી હતી તેણે કહ્યું. મંજરીની કલ્પનાશક્તિનું ધસતું પુર અટક્યું. તેણે કાશ્મીરાને શ્લોકનો અર્થ સમજાવ્યો.

"બા! વીર વીર કરો છો તો આનું નામ વીર! માનશો? હું તો એની સાથે રહું છું, એને ડગલે ડગલું ધરું છું, એને વિજયે વિજયે પામું છું, એનું ત્ર્યંબક લઈ જનકને દરબારે જાઉં છું, એનું પરશુ લઈ મારે હાથે ક્ષત્રીઓના શીશ ઉડાવું છું." તેણે પોતાની નાનકડી મૂઠી વાળી આગળ ચલાવ્યું: "અમે બે પૃથ્વી નક્ષત્રીઓ કરીએ છીએ, ત્રિભુવન કંપાવીએ છીએ, ઈંદ્રાસનો ડોલાવીએ છીએ. બા! બા! તમને હું ગાંડી લાગતી હોઈશ, પણ મારે મન તમારો સંસાર માયાજાળ છે–મારો આ સંસાર સત્ય છે, પ્રત્યક્ષ છે. હવે તમારા આજકાલના વહેતીઆ વીરોનો મારે મન શો હીસાબ હોય? શી બહાદુરી પર મારા જામદગ્નેયની વરમાળ બીજાને આરોપું?" તેણે નાક મરડી, જરા વધારે સ્વસ્થ થઈ પુછ્યું.

"તારે જામદગ્નેય જોઈતો હોય તો આપણો કાકભટ્ટ છે" કાશ્મીરાએ જાણે

---

૧ રામાયણ બાલકાંડ સર્ગ ૭૪

રાજાએ (દશરથે) ભયંકર, જટામંડળ ધારણ કરેલા, રાજાઓના વિનાશક, કૈલાસ સમાન જીતાય નહીં એવા, કાલાગ્નિ સમ સહન ન થાય એવા, તેજેથી ઝળહળીત, સામાન્ય નરોને ન દેખાય એવા, ખાંધે ફરસી મુકેલા અને વિજળીઓના સમૂહ સરખું ધનુષ્ અને ઉગ્ર શર લઈ (આવતા) ત્રિપુરનો નાશ કરનારા શંકર જેવા લાગતા ભૃગુવંશોત્પન્ન જમદગ્નિના પુત્ર પરશુરામને જોયા.

અમથી મશ્કરીજ કરતી હોય તેમ કહ્યું "એનુ ગોત્ર પણ કે એનું જ છે તે દિવસે તું ડાચાકુટ કરતી હતી ને?"

બહાર કાકનો જીવ તાળવે ચોંટયો

"કોણ કાક?" મંજરી પાછી હતી તેવી ગર્વિષ્ઠ ને સ્વસ્થ થઇ ગઇ

"મા! એવું નહીં બોલશો એ તે મોટો યોદ્ધો ને એ મોટો બ્રાહ્મણ? નથી આવડતું સંસ્કૃત—નથી પુરા સંસ્કાર—નથી મોટો યોદ્ધો તમે તો એની પાછળ ગાડા થઇ ગયા છો"

કાકનું હૃદય ધબકતું અટકી પડયું હોય એમ તેને લાગ્યું મંજરીના તિરસ્કારભર્યા વચનો તેને અલ્પતાના વિષના ઘુંટડા પાતા હતા તેના હૃદયમાં ઉભી થએલી વ્યથાથી તેની આંખમાં પાણી આવ્યા મંજરીના ભયંકર શબ્દના પડઘા તેના કાનમાં પડવા લાગ્યા પોતે હતો એક અધમ સેવક—નહીં બ્રાહ્મણ, નહીં યોદ્ધો

"શું ખોટો છે? ભલા ભૂપતિને ભુ પાય એવો છે તું કયાં નથી જાણતી? એને લીધે તું બચી ને જીવતી આવી, એને લીધે રાં' હારી ગયો ને પકડાયો એને મારા મંડલેશ્વર જમણો હાથ માને છે કાલે ઉઠીને ભટરાજ થશે, જમીન મળશે, મીલ્કત પામશે વખત છે ને સેનાપતિ પણ થાય!"

"બા! હું—હું—કાકને પરણું? કયાં હું અને કયાં લાટનો ભટકતો ભટ"

"તે એમ નહીં કહે કે, કયાં હું મંડલેશ્વરનો માનીતો સુભટ અને કયાં તું ઘર વિનાની એક રખડતી છોકરી?" કાશ્મીરાએ એક પછી એક બીજી યુક્તિઓ અજમાવવા માંડી

"ભતેને કહે? ન જોયા રવિકિરણો, ન જાણ્યો તેનો પ્રતાપ—તેથી શું ઘુવડ દૂરદર્શી થયો?"

કાશ્મીરા આ અભિમાન પલવાર સુધી જોઇ રહી તેને મંજરી તરફ ખેંચાણ થતું હતું. તેનું સૌંદર્ય, સરલતા અને ગર્વ સુદ્ધા કાશ્મીરાને અલૌકિક અને પ્રિય થઇ પડયાં હતાં તેને હેતનો ઉભળકો આવ્યો અને તે મંજરીને વળગી પડી

"મંજરી! તું તો અદ્ભુત છે."

જાણે એમાં કંઈ નવું નહીં કહ્યું હોય તેમ મંજરી સ્વાસ્થ્યથી આલિંગનથી છૂટી પડી "બા! દુનીઆમાં પદવી, પૈસો કે બહાદુરીથી શ્રેષ્ઠતા નથી મળતી."

"ત્યારે?"

"પહેલાં સંસ્કાર અને શુદ્ધતા જોઈએ. જો ભૂદેવોજ સંસ્કાર કે શુદ્ધતાથી ભ્રષ્ટ થાય તો પૃથ્વી રસાતલ જાય." ગર્વથી મંજરીએ કહ્યું.

"એટલે તારે મન કાક સંસ્કારીએ નથી ને શુધ્ધે નથી, નહીં? ઠીક છે, કહેવા દે તેને."

"ભલે કહેજો."

કાક દેવાસુનો બની ઘડીભર પડી રહ્યો. જે થોડું સંસ્કૃત આવડતું હતું તેની મદદ લઈ મંજરીએ બોલેલા શ્લોક તે યાદ કરતો હતો. "कैलासमिव दुर्धर्ष—તેણે કપાલ કુટ્યું. "ક્યાં હું જમદગ્નિગોત્રજ ને ક્યાં ભગવાન્ જામદગ્નેય પરશુરામ? મંજરી સાચું બોલી. હું નિર્માલ્ય—નિરાધાર છું. ક્યાં મારા વીર પૂર્વજ અને ક્યાં હું વહેતીઓ વીર? कालाग्निमिव दुःसहम् મંજરીને લાયક હું પતિ છું? નથી, નથી." પાછો વળી તે મુંગોમુંગો પડી રહ્યો. "હું બુદ્ધિશાળી છું—બહાદુર છું—મંડલેશ્વરનો માનીતો છું. મંજરીને લાયક કેમ નથી? હા, અલ્પ છું—વિશાલતા નથી. त्रिपुरघ्नं यथा शिवम् મંજરી તારી વાત ખરી છે. મંજરી! ઠીક છે, તું પણ જોજે." કહી તે બેઠો થઈ ગયો. "કલિયુગ આવ્યો છે, પણ મારી રગમાં શુદ્ધ સનાતન લોહી ફરે છે. તું પણ જોજે કે કાક નિર્માલ્ય છે કે राजविमर्दन છે?" કહી કાક ઉભો થઈ ગયો.



## પ્રકરણ ૮ મું

### બે જુના મિત્રો

ઉબક સેનાપતિ મહારાજા પાસેથી ઉઠી સજ્જન સાથે રાજગઢના બીજા ભાગમાં ગયો. ઉબકનું આતિથ્ય સજ્જનને સોંપવામાં આવ્યું હતું.

ને બન્ને નીરાતે બેઠા અને વિનયશીલ અનુચરો પાણી અને પાન મુકી વીદાય થયા કીર્તિદેવ હજુ બહારના ખડમા કેટલાક યોદ્ધાઓ જોડે વાત કરતો ઉભો હતો આ બે વૃદ્ધ યોદ્ધાઓએ એકલા પડતા પહેલી વાર એક બીજા સામે સ્મિતભરી, સ્નેહભીની નજરે જોયુ

"કેટલે વર્ષે મળ્યા?" ઉમકે કહ્યુ, "પણ તુ તો તેવો ને તેવોજ છે"

"હા પણ તમે જરા ઝરડાયા છો થોડા ઘા પણ વધારે પડયા છે, નહીં?" તકીઆ પર નીરાતે અઢેલી સજ્જન મહેતાએ પુછ્યુ

"વયસ્ય! મારી ઉંમર ઘાએ ગણાય છે, વર્ષે નહીં" મુછ પર તાલ દેતા ઉમક બોલ્યો "યાદ છે આપણો પહેલો ઘા?"

"કેમ નહીં? ભીમદેવ મહારાજે તમારા ભોજરાજાને પુરા કર્યા ત્યારે મે કરેલો ને તે કમ ભુલુ?" કહી સજ્જન ખડખડાટ હસ્યો

"આહા! શો તે અવસર!" ઉમકની અડધી આખ બાલપણનો આનદ મભારી હસી ઉઠી "તે અવસર ગયા"

"અરે હારે" સજ્જને જોરથી કહ્યુ "કયા આપણા કેસરીઆ અને કયા આ આજકાલના છોકરાઓની રમત પણ પરમાર!" આસપાસ સાવચેતીથી જોઇ તે બોલ્યો "પેલાનુ શુ?"

"કોણ?—"

"હા તે જ"

"મત્રિવર્ય! તમે મારા પર ઘણો જ અનુગ્રહ કર્યો શો છોકરો!"

"કુલ લજાવે એવો તો નથી ને?"

"મને કુલ તારે એવો છે તે ઓળખ્યો નહીં? મારી સાથે—"

"પેલો છોકરો છે તે?" સજ્જને પુછયુ

"હા"

"નામ આપ્યુ છે?"

"કીર્તિદેવ"

"શો રુપાળો છે? શો વધી ગયો છે?" સાશ્ચર્ય બોલતા સજ્જન ટટાર થઇ ગયો

"ગાડા! સોળ વર્ષના વહાણા વાથા"

"હે?"

"હાસ્તો હુ દેવપટ્ટનની જાત્રાએ આવ્યો ત્યારે"

"શો વખત જાય છે! પણ યુદ્ધમા કેવોએક છે?"

"મત્રીજી! યુદ્ધમા આપણને શરમાવે ચાતુર્યમા કવિવરો માન મુકે" ટુકામા સેનાપતિએ કહ્યુ

"અમે એને ખોયો, નહીં તો એના બાપને ને અમને મનેને શોભા દેત"

"એનો બાપ કોણ? તે તો તમે કહ્યુ જ નહીં"

સજ્જનને કપાળે કરચલી પડી તેની આખમા ગ્લાનિનો ભાવ આવ્યો

"સેનાપતિરાજ! એ કરમની કથા જવા દો પણ છોકરાએ કુલની તપાસ નથી કરી?"

"કરી હતી એ જાણવા તો તે ઘણો ઉત્સુક છે, પણ મે કહ્યુ કે મને ખબર નથી એટલે બીચારો વધારે પુછતો નથી એના હૃદયમા એ અભિલાષા ઘણી છે કહી દોની"

"હમણા નહી"

"કુલ કલકિત તો નથી?"

"એવુ કુલ આખી પૃથ્વી પર મળવુ ભારે છે" ખેદયુક્ત ગર્વથી સજ્જને કહ્યુ 'ઉબકજી, પણ એની વધારે વાત કરવામા માલ નથી'

"એ બીચારો તો એટલુ જાણે છે કે એ ગુજરાતનો છે એથી તો એ પાટણ આવવા તલસતો હતો"

"ત્યારે થોડા દહાડા અહીંઆ રહેવા દો"

"પૂર્ણિમા સુધી તો છે પછી વિચાર કરીશુ"

"રહેવા દો આજે કેટલા દિવસથી એને મળવાનુ મન હતુ" સજ્જને કહ્યુ "એને મારે ઘેર મોકલો"

"હા કીર્તિ!" ઉબકે બુમ મારી

"જી" કહી કીર્તિદેવ માનભેર આવીને હાથ જોડી ઉભો

"એમને ઓળખે છે?' સજ્જન તરફ આગળી કરી સેનાપતિએ પુછ્યુ"

"ચાપાનેર ગઢના દુર્જય પતિને કોણ નહીં ઓળખે?" પોતાના સુંદર નયનો સવિનય ઉંચા કરી કીર્તિદેવ બોલ્યો.

સજ્જન અનહદ્દનીય સ્નેહથી તેની સામે જોઇ રહ્યો.

"પણ મારા મિત્ર તરીકે ક્યાં ઓળખે છે?" ઉમકે કહ્યું.

"પરમાર ને હું તો બાલપણના મિત્રો છીએ. જે યુદ્ધમાં પહેલો એ ઉતર્યો તેમાં જ મે મંગલાચરણ કર્યું."

"જી."

"અને ત્યારથી એક બીજાના ધા મહેતા અને સાધ થયે ભેગા મળતા આખી જીંદગી વીતાવી છે" સજ્જને કહ્યું "સેનાપતિ! આપણી દોસ્તીને કેટલાં વર્ષ થયાં હશે?"

"તારો છોકરો હતો ને? તેનાથી બે વર્ષ વધારે."

"હા પરશુરામને ચાલીશેક થયાં."

"ત્યારે કીર્તિ!" ઉમકે કહ્યું "અવનિ પર સજ્જન મહેતાનો સમોવડીઓ નથી."

"સમોવડીઓ નથી, પણ એક ચોદ્ધો ચઢીઆતો છે—અને તે આપણા સેનાપતિરાજ."

"ઠીક ત્યારે તું એમને ત્યાં જા."

"જી" કીર્તિદેવે કહ્યું.

"તું પણ વણિક છે એટલે વાંધો નહીં પડે."

"જેવી આજ્ઞા."

"ચાલો ત્યારે" કહી સજ્જન મહેતાએ રજા લીધી.

સજ્જન મહેતા કીર્તિદેવને લઇ હાથી પર ચઢ્યા અને પોતાના ઘર તરફ ચાલ્યા. રસ્તે વૃદ્ધ યોદ્ધાના મો પર અનેક ભાવો દેખાતા હતા. જાણે ઘણા દિવસે ખોવાએલું રત્ન સાપડ્યું હોય તેમ તે કીર્તિદેવ સામે જોયા કરતા, ઘડીમાં નીસાસો મુકતા, ઘડીમાં મુછમાં હસતા.

કીર્તિદેવની અસ્પર્શ્યતા અડગ રહી. આ બધા ભાવો તેણે જોયા નહીં, તે માત્ર પાટણના લોકો તરફ જોઇ ઉંડો વિચાર કરી રહ્યો હતો.

—— o ——

## પ્રકરણ ૬ મું

## કીર્તિદેવ કેમ આવ્યો?

મંજરીના વાક્યોનું રટણ કરતો કાક ઉઠીને ઘરની બહાર નીકળ્યો તેની મહત્ત્વાકાંક્ષા ચેતી ઉઠી હતી, તેની ઇચ્છાશક્તિ નિશ્ચલ બની હતી મંજરીને પરણવું એ બે શબ્દો તેના મગજમાં અંગારરૂપે ધગધગી રહ્યા હતા

જે સ્ત્રીને પોતે દેવી સમાન પૂજતો હોય તેની પાસે સ્વામિત્વ સ્વીકારાવવું એ પુરુષના હૃદયની મોટામાં મોટી અભિલાષા છે તે કાયરને નર બનાવે છે—નરને દેવ કે પિશાચ બનાવે છે સામાન્ય અવસરોને ઐતિહાસિક ગૌરવે અનેરા બનાવે છે, મનુષ્યજીવનને સફલ કરે છે તે અભિલાષા અત્યારે કાકને રોમેરોમ વ્યાપી રહી અને તેણે તેની કલ્પનાશક્તિનું ઉદ્દીપન કર્યું તેમાં જમદગ્નિસુત પરશુરામનું સ્વરૂપ લીધું કાક રસ્તે બબડતો ચાલ્યો "केलासमिव दुर्धर्ष कालाग्निमिव दुःसहम ।"

તે ઝપાટાબંધ પગ ઉપાડી સજ્જન મહેતાના ઘર તરફ ચાલ્યો જ્યારથી તેણે પાટણમાં પગ મૂક્યો હતો ત્યારથી તેના જૂના મિત્ર કૃષ્ણદેવને મળવાનું તેને ઘણું મન થયું હતું કૃષ્ણદેવ વિશે તેણે અનેક સંકલ્પ વિકલ્પ કર્યા હતા, અને તે ખરેખરો કોણ છે તે ચોક્કસ જાણવું એને જરૂરનું લાગતું હતું

તેણે સજ્જન મહેતાને ત્યાં જઈ કૃષ્ણદેવની તપાસ કરી અને તે હજુ ત્યાં જ છે જાણી તેને ઘણો હરખ થયો તે પૂછતો પૂછતો અંદર ગયો અને ત્યાં છોબંધ ચોકની ફડકમાં કીર્તિદેવ, કૃષ્ણદેવ સજ્જનનો નાનો છોકરો લક્ષ્મણ અને બીજા એક બે યુવાન યોદ્ધાઓ બેઠેલા જોયા

કીર્તિદેવ ઉંચે પગે બેઠો હતો તેનું આખું શરીર જાણે છલંગ મારતા પહેલાં કેસરીનું હોય તેમ ચપલ, સંકુચિત જુસ્સાના પૂરમાં ધ્રુજતું દેખાતું હતું સ્વભાવજન્ય બેદરકારીથી તકીઆ પર પડી, પગ લંબાવી કૃષ્ણદેવ સ્વસ્થપણે સાંભળતો હતો પૂજ્યબુદ્ધિ દર્શાવતું મોઢું કીર્તિદેવ તરફ ફેરવી લક્ષ્મણ તેને એકી ટશે નીરખી રહ્યો હતો

મંજરીના ચાબખાથી કાકનું સ્વમાન ચમચમતું હતું પોતાની

અભિલાષા પરિતૃપ્ત કરવાનો દિવસ દૂર હોવાથી તે અલ્પતા અનુભવતો હતો, અને તેમાં કાર્તિકેય સમા લાગતા કીર્તિદેવની ભવ્યતા ને તેજોમયતા અને સૃષ્ટિને શાસન કરવા ઉતરેલા ગજરાજેન્દ્ર જેવી બેદરકારી અને ગૌરવભરી કૃષ્ણદેવની મોહકતા જોઇ કાક મનમાં ઘણોજ મુંઝાયો—પોતાની અને આ બેની વચ્ચે અંતર ભાળી મનમાં બળવા લાગ્યો બીજીજ પળે હૃદયદૌર્બલ્યનો ત્યાગ કરી પરંતપની માફક તેણે ગર્વથી વિચાર કર્યો આ બંને સ્વરૂપવાન્ હોય, આ બંને ગૌરવશીલ લાગતા હોય તો પણ તે પોતે મંજરીએ કહ્યું તેમ શુદ્ધતા અને સંસ્કારમાં શ્રેષ્ઠ હતો તેની રગમાં અનંત કાલથી વિશુદ્ધિ પામેલું ભૂદેવોનું લોહી ફરતું હતું—આખી ધરણી તેના પૂર્વજોના પ્રતાપથી ટકી રહી હતી આ વિચાર આવતાં તેના શરીરમાં વિદ્યુત્ પ્રગટી, તેના મુખ પર ગૌરવ આવ્યું

'નમસ્કાર કીર્તિદેવ! નમસ્કાર કૃષ્ણદેવ' કેમ છો?"

કીર્તિદેવે એકદમ ઉંચું જોયું કૃષ્ણે ધીમેથી તિરસ્કારભરી નજર નાખી

"તમેજ કાકભટ્ટ?" કીર્તિદેવે ઘણાજ મીઠા મોહક હાસ્યથી કહ્યું કાકનું હૃદય એકદમ આ અદ્ભુત વ્યક્તિ તરફ ખેંચાયું "મને સવારે શી ખબર કે તમે કાકભટ્ટ? મેં તમારી કીર્તિ ઘણી સાંભળી લોકો વાતો કરે છે કે ખરેખર રા'ને તમેજ હરાવ્યો' કાક આ અચાનક મળેલી પ્રશંસા સાંભળી દીંગ થઇ ગયો કૃષ્ણદેવનું મોઢું તિરસ્કારમાં મરડાયું

કીર્તિદેવના અવાજમાં, બોલવા છટામાં ઉચ્ચ કુલનિલકોને છાજે એવી સંસ્કારિતા હતી, તે ઉપરાંત તેમાં દેવવાણીનો રણકાર હોય તેમ ન કળાય એવી તટસ્થતા સાથે ઉત્સાહ પણ હતો તેના પ્રભાવભર્યા નયનોએ સ્નેહ અને મૈત્રી આકર્ષે એવાં કિરણો ફેંક્યાં તે સૂર્યકિરણ સમાં કિરણોએ કાકના હૃદયને ખીલવ્યું અને આકર્ષ્યું

"હા કાક," જરા મશ્કરીમાં કૃષ્ણે કહ્યું "તેં પણ મોટો મોર માર્યો છે, નહીં?"

કૃષ્ણદેવ તેવો ને તેવોજ શાંત, સ્વસ્થ, તિરસ્કારભર્યો હતો કાકની ધારણા પ્રમાણે તો તે અત્યારે શોકગ્રસ્ત હોવો જોઇએ, પણ તે

ધારણા ખોટી કરી કાકને લાગ્યું કે હજુ કૃષ્ણદેવ કોણ છે તે ઉખાણું તેણે બરાબર છોડયું નથી

પણ કીર્તિદેવની વાતે તેને વધારે વાર વિચાર કરવાનો વખત આપ્યો નહીં "કાકભટ્ટજી! તમે આવ્યા તે ઘણું સારું થયું તમારી ખ્યાતિ સાંભળી મને તમને મળવાનું મન થયું હતું મારે પાટણના બધા વીરો સાથે મૈત્રી કરવી છે પાટણ તો સ્થૂલ છે, તેનો આત્મા તો તમે બધા છો' કોઈ બીજો આવા શબ્દો કહે તો કાકને મોટી પ્રશંસા જેવું લાગત, પણ કીર્તિદેવ આ શબ્દો બોલતો તે જાણે અક્ષરે અક્ષર સાર્થક હોય તેમ અને ઉચ્ચાર તો જાણે તે સાધારણ વાત હોય તેમ આથી સાંભળનારને ખુશામત લાગતી નહીં, છતાં શબ્દોનો જાદુ રગેરગમાં પ્રસરતો

'મારાં પણ સદ્ભાગ્ય કે હું અહીંઆં આવ્યો કેમ પાટણ કેવું ગમે છે?" કહી કાક સામે બેઠો

'તમે આવ્યા ત્યારે હું તેજ વાત કરતો હતો' કીર્તિદેવે કહ્યું "પાટણ અને અવંતી મને તો આર્યાવર્તની આંખો લાગે છે"

"માત્ર વાંધો એટલોજ છે કે બે આંખો સીધું જોઈ શકતીજ નથી" કૃષ્ણદેવે ઉમેર્યું

"કેમ નહીં?" કીર્તિદેવે કહ્યું "હવે તો સંધિ થઈ છે અને મહાકાલેશ્વર પ્રભુ કરશે તો તે સદાએ રહેશે તમે શું ધારો છો કાકભટ્ટ?"

"મને નથી લાગતું પાટણને યુદ્ધથી વિરમવું ગમતું નથી"

"હું ક્યાં કહું છું? હું કહું છું કે યુદ્ધ કરે—પણ અવંતીની સામે નહીં, તેને પડખે રહીને"

'આ યુગમાં તો નથી થવાનું" તિરસ્કારમાં કૃષ્ણે કહ્યું

"શા માટે નહીં કૃષ્ણદેવજી? સમય સામે થવાનો નથી, પણ સંધિ રાખવાનો છે"

"રખાય તો સારું, પણ લાંબો વખત રખાય તેમ લાગતું નથી"

"કારણ કે આપણે માથે શું ઝઝુમે છે તેનું તમને ભાન નથી" કીર્તિદેવના અવાજમાં પહેલી વખત સત્તાનો પડઘો પડ્યો કાક થોડીવાર તેની તેજસ્વી કાંતિ સામે જોઈ રહ્યો "હું એકલો અવંતીમાં રહ્યો

નથી, આખા આર્યાવતમા ફર્યો છુ અનેક દેશોમા પર્યટન કરતા મને સ્પષ્ટ ભાસ થયો છે કે જો આપણે બધા એકએકમાજ લઢયા કરશુ તો આપણા રાજ્યો જશે—આપણો ધર્મ જશે—આપણે લુંટાઇશુ—આપણે અવની પરથી ઉખડી જઇશુ ”

કાકને લાગ્યુ કે કીર્તિદેવને સનેપાત થયો કે શુ ? પણ તેની ગભીર મુખમુદ્રા, તેની તેજસ્વી આખો, તેના અવાજમા થતો મત્યતા અને લાગણીનો ધ્વનિ—એ સ્પષ્ટ દેખાડતા હતા કે તે ખરી શુદ્ધિમા અને ખરા અત કરણથી આ શબ્દો ઉચ્ચારતો હતો

“ પણ આટલુ બધુ કેમ કરતા થઇ જવાનુ ?” કાણીઓ પર જરા ટટાર થઇ કૃષ્ણદેવે પુછ્યુ

“ કેમ કરતા ? માથે ઘનગર્જના થાય છે, પણ તમને સભળાતી નથી જયદેવ મહારાજ અવતીનાથ સાથે લઢે છે, જુનાગઢનો રા' પાટણ સાથે લઢે છે, સપાદલક્ષનો[1] રાજા ચીતોડના રાવલ સાથે લઢે છે કોઇ સમજતા નથી કાસ્મીરાધિપ એકલો સમજે છે તમારા ભીમદેવ મહારાજ હતા ત્યારે જે યવનોએ પાટણ તોડી, પરમધામ દેવપટ્ટણનો વિનાશ કર્યો હતો તે વાત યાદ છે ? દાનવ સમા વિકરાલ, નિર્દય યવનોની મહાસેનાઓ ખાળતા કાસ્મીરરાજની હીંમત પણ હારી ગઇ છે ”

‘ શુ કહો છો ?” લક્ષ્મણે પુછ્યુ

“ હા, તમે બધા બેઠા છો—આત્મબળના ગવમા સતોષ માનીને, પણ દર વર્ષે તે મહાવિનાશક યવનસાગર આગળનો આગળ વધે છે કનોજ અને સપાદલક્ષે તેની ઊર્મિઓનો સ્પર્શ કર્યો છે અમારા અવતીમા તેની ભયકર ગર્જનાના પડઘા સભળાયા છે વેળાસર ચેતશો નહી તો—કાશ્મીર પડશે, સપાદલક્ષ પણ ખુવાર થશે મહાકાલેશ્વરની ધજા ધુળમા રોળાશે—અને પાટણનુ નામ અને નીશાન પણ હાથ લાગવાનુ નથી” ભાર મુકવા હાથને છટાથી હલાવી કીર્તિદેવે ભવિષ્યવાણી પુરી કરી તેના શબ્દોમા જુસ્સો હતો, તેનો સ્વર શોકગ્રસ્ત હતો, તેની અસ્પર્શ્યતા જગજરા અદીઠ થતી લાગતી હતી

(૧) અજમેરની આસપાસનો પ્રદેશ

કાકના મગજ પર કૈં નવું અજવાળું પડ્યું તેણે આતુરતાથી પુછ્યું

"તેથી તમે સંધિ કરવા માગો છો?"

"હા અવંતી અને પાટણ, કનોજ, ચીતોડ અને સપાદલક્ષ—એ બધા ભેગા થઈ મદ્રદેશની[1] મદદે ધાય તોજ આર્યાવર્ત સહીસલામત રહેશે"

"શું યવનસૈન્ય એટલું પ્રબલ છે?" કૃષ્ણે પુછ્યું

"પ્રબલ! પ્રલય સમયના ઝંઝાવાતોનો તેના આગળ હીસાબ નથી કાકભટ્ટ! શો વિચાર કરો છો?"

"કીર્તિદેવ! તમે કહો છો તે બધું સત્ય હોય તો કૈં કરવું જોઈએ"

"હા એક પળ યુગ સમી જાય છે તેથીજ જયદેવ મહારાજ પાસે સંધિ યાચવા અમારા સેનાપતિ આવ્યા છે અને તમને બધાને પણ મારી એજ અભ્યર્થના છે માહોમાહે કાપાકાપી કરવા કરતાં વીરતા વાપરો અસુરો ઉપર" કીર્તિદેવે કહ્યું એટલામાં સજ્જનમંત્રી આવ્યા એટલે બધા યુવાનો ઉભા થયા "અને આવા મહારથીઓને પણ મારી એજ વિનંતિ છે કે પાટણને અને અવંતીને એક થવા દો તોજ આમાનું કૈં થશે" ખેદથી માથું ધુણાવતાં કીર્તિદેવે કહ્યું

"થશે થશે!" સજ્જન મહેતાએ જરા હેતથી હસતાં કહ્યું "હું મુંજાલ મહેતાને વાત કરીશ મને મુંજાલ મહેતા સાથે મેળવો" સજ્જનના મુખ પર જરા ખેદ પ્રસર્યો "હું પુછી જોઈશ કૈં કહેવાય નહીં ભાઈ! ઉતાવળે આંબા પાકે નહી"

"મંત્રિવર્ય! તો આંબા વખત છે ને જડમૂળથી ઉખડી જશે"

"કીર્તિદેવ આર્યાવર્તના યોદ્ધાઓ હજી નિર્માલ્ય થયા નથી ચાલો હવે પરમાર વાટ જોતા હશે" કહી સજ્જન કીર્તિદેવને લઈ રાજગઢ તરફ જવા નીકળ્યો

---

1 કાશ્મીર

# પ્રકરણ ૧૦ મુ
## મધ્યરાત્રિની મૈત્રી

કાક કૃષ્ણ જોડે થોડો વખત વાત કરી સજ્જન મહેતાને ઘેરથી નીકળ્યો તેણે અનેક કાર્યો માથે ઉપાડ્યા હતા જયદેવ મહારાજને મત્તા જોઇતી હતી, મુંજાલ મહેતાને કીર્તિદેવ પારખવો હતો અને તેને પોતાને કૃષ્ણદેવને પારખવો હતો અને મંજરીને મેળવવી હતી આ કાર્યો સાધવાની યુક્તિઓ ઘડતો તે ઠેકાણે ઠેકાણે જવા લાગ્યો

તે પહેલા મહારાજાના મિત્ર શોભને મળ્યો તેની સાથે કેટલીક વાત કરી અને તેને સાથે લઇ કેટલાક બ્રાહ્મણ યુવાનોને મળ્યો

ત્યારપછી તે રાજગઢ ગયો ત્યા એણે સાભળ્યુ કે ઉમક પરમાર પેલે તીર પોતાની છાવણીમા ગયા અને માત્ર કીર્તિદેવ જ સજ્જન મહેતાને ત્યા રહેવાનો હતો તે જયદેવ મહારાજને મળવા ગયો પણ તે મીનળદેવી પાસે હતા એટલે મળી શકાયુ નહીં તે ત્યાથી પુછતો પુછતો રાજગઢના એક ખુણામા એક વૃદ્ધ અને પ્રતિષ્ઠિત બારોટ રહેતા હતા તેની પાસે ગયો

"બારોટજી ! જય જય !"

"કોણ ભાઇ ?" વીરા બારોટે પુછ્યુ

"હુ મડલેશ્વર મહારાજનો ભટ્ટ છુ "

"કેમ આવ્યો છે ભાઇ ?"

"પરમ દિવસે રાજ્યસભા છે "

"હા મને ખબર પડી છે" બારોટે જરા રોફમા કહ્યુ.

"જયદેવ મહારાજ રા'ને ભીડાવી આવ્યા તેની કંઈ હકીકત જાણવી હોય તો તે હુ કહેવા આવ્યો છુ" બારોટ પોતાની જાતને બધી હકીકતથી માહીતગાર ગણતો હતો એટલે આ ધૃષ્ટતા જોઇ હસ્યો

"કોઇએ મોકલ્યો કે તુ તારી મેળે જ આવ્યો ?"

"મારી મેળે જ જયદેવ મહારાજે આ યુદ્ધમા એટલુ શૌર્ય બતાવ્યુ છે કે તેના યશોગાન બરોબર કરવા જોઇએ"

"છોકરા! સાઠ વર્ષે હવે મારે તે શીખવાનું રહ્યું?"

"ઠીક ત્યારે! પણ જયદેવ મહારાજ નારાજ થાય તો મને દોષ નહીં દેશો."

"કેમ?" જરાક ગભરાઈ વીરા બારોટ નમ્ર થયા.

"કારણ કે આ લડાઈ વીશે એટલી ગપો ચાલે છે કે ખરું શું છે તે તો થોડા જ જાણે છે."

"તે ક્યાંથી જાણ્યું?"

"કારણ પહેલેથી મહારાજની પડખે હું હતો અને છેલ્લે સુધી લડાઈમાં ભાગ લીધો છે."

"તારું નામ શું?"

"કાકભટ્ટ."

વીરા બારોટે એકદમ આંખો ફાડી જોયું. એણે કાકભટ્ટની થોડી ઘણી ખ્યાતિ સાંભળી હતી.

"ઓહો ભટજી! બેસો તો ખરા" ડોસાએ કહ્યું. "ત્યારે યુદ્ધની વાત તો કરો."

"ના, તમને ખબર છે ત્યારે શું કામ? હું હવે જાઉં."

"ના, બેસો બેસો. તમારા જેવા શૂરવીરનો મેળાપ ક્યાં?" કાક બેઠો અને યુધ્ધની વાત કરવા લાગ્યો અને ખરા ખોટાનો ખ્યાલ જરા આઘો રાખી જયદેવ મહારાજનો મહિમા વધાર્યો. બારોટે આખરે કાકનો ઉપકાર માન્યો, કારણ કે મહારાજે આવી યુધ્ધકુશલતા વાપરી તે વીશે જો કાક કહેવા નહીં આવ્યો હોત તો તેને ખબર પડત નહીં, અને પરિણામે જયદેવ મહારાજ બારોટ પર ઘણા જ ખફા થઈ જાત.

કાક ત્યાંથી નીકળી ત્રિભુવનપાલના ઘર તરફ ચાલ્યો. આ બધી ખટપટોમાંથી છૂટતાં તેને કીર્તિદેવ યાદ આવ્યો. તેના વ્યક્તિત્વનો પ્રભાવ કાકને અદ્ભુત લાગ્યો, તેનું જ્ઞાન અને અનુભવ વિશાલ દેખાયા, અને તેના વિચારો નવા, ગૂઢાર્થી અને વિશ્વવ્યાપી હોય એમ ભાસ્યું. મંજરીએ પેદા કરેલી ભાવનાના ઉત્સાહમાં કાકની નજરે તે વિચારોને લીધે તેના જેવા હીંમતવાન્ અને બુદ્ધિમાન્ વીર માટે અનેક અણજાણ્યું

પડેલા મહાક્ષેત્રો દેખાયા અને પાટણમા જ પડી રહી પ્રતાપ મેળવવાની મહત્ત્વાકાક્ષાનો હીસાબ માત્ર પણ રહ્યો નહીં કાશ્મીર, સપાદલક્ષ એ કાકને મન માત્ર વાતો હતી, ત્યાની રાજનીતિ કીર્તિદેવને તો રમ્ય હતી યવનોનો ત્રાસ તેને મન વર્ષો પહેલા આવેલા સ્વપ્ન જેવો હતો–કીર્તિદેવને મન તે તાજો, સચેતન, ભયકર ત્રાસ હતો તેણે–વખત છે ને યવનોને જોયા પણ હોય, પોતાની અસિધારા અસુરોના લોહીએ પાવન પણ કરી હોય તેરસની મધ્યરાત્રિની ચાદનીમા, એકાતમા, પાટણની સુની પડેલી શેરીઓમા કાક આવાઆવા અનેક વિચાર કરતો ચાલ્યો

મધ્યરાત્રિ વીતવા આવી હતી નિ શબ્દતાનો ભ ગ માત્ર બુમ મારતા ચોકીદાર દાંડીઆ શીવાય કોઇ કરતુ નહોતુ એમા (ક્ષેમરાજ)[1] બાપાના વાડામા જ્યા ત્રિભુવનપાલની હવેલી હતી તે વગામા શાતિ વિશેષ હતી, અને દશ ડગલા દૂર મ જરી હશે એ વિચારે કાકનુ ચપલ મગજ વધારે તીવ્ર થઇ રહ્યુ હતુ જેવો તે હવેલીના પાછલા બારણા તરફ ગયો એટલે ધીમેથી બોલતા માણસોનો અવાજ આવ્યો, અને ખરુ સ ભળાયુ કે ખોટુ તેનો નિર્ણય પણ ન થાય તેની એક ચીસ–જાણે માત્ર નિ શ્વાસજ હોય તેવી–તેને કાને પડી બીજા કોઇ માણસનુ ધ્યાન પણ નહીં ખેચાત, પણ કાકની કર્ણેન્દ્રિય વિચક્ષણ હતી–અને આ ચીસનો સ્વર તેના મગજમા રમતો હતો શુ મ જરીનો અવાજ ? શુ ખરી વાત કે ભ્રમણા ?

મૃગરાજની ચપલતાથી તેણે છલ ગ મારી અને જ્યાથી અવાજ આવ્યો હતો ત્યા તે કુદ્યો હવેલીના ઓથાથી બનેલા અ ધારામા બે ત્રણ માણસના ઓળા તેણે દીઠા "કોણ છે ?" તેણે બુમ મારી પેલા ઓળા દોડવા લાગ્યા, કાકને ફાળ પડી જરુર આ કોઇ મ જરીને લઇ જવા આવ્યા હશે મનમા એમ પણ થયુ કે બુમ મારી મ ડપેશ્વરના ચોકીદારોને જગાડવા પણ તેથી વાર લાગે એમ હતુ અને એટલી વારમા આ ચોરો કોઇ અ ધારી ગલીમા અલોપ થઇ જાય એમ હતુ તેણે વધારે વિચાર કર્યો નહીં, પણ પેલા ઓળાઓ પછાડી પડ્યો

---

[1] ત્રિભુવનપાલના દાદા

તે ઓળાઓ હવેલીનો ઓથો છોડી, ચાંદનીની સરિતા પાર કરી પેલી તરફ બીજા ઓથામા દોડી ગયા કાકે જોયું કે બે માણસ પહેલા દોડી ગયા તેમાથી એકના હાથમા કૈં લાંબુ-માણસ જેવું હતુ પાછળથી એક બીજો માણસ દોડયો કાકને ખાત્રી થઇ કે આ લોકો જે ખભાતી શેઠથી મંજરી ત્રાસતી હતી તેના માણસો છે અને તે શેઠના હુકમથી મંજરીને ઉપાડી લઇ જાય છે દાંત પર દાંત પીસી કાક તેમની પુઠે ધાયો તેને સદ્ભાગ્યે ચાંદની હતી એટલે તે મંજરીને લઇ જનારની પાછળ સહેલાઇથી પડી શકયો

આગલા દિવસોની મુસાફરી અને આજના આખા દિવસના થાકથી કાકનુ વજ્ર સરખુ શરીર પણ જોઇએ તેવુ કામ કરી શકયુ નહી અને ધીમેધીમે આગળ દોડનાર પુરુષો અને તેની વચ્ચે અંતર પડવા લાગ્યો શેરીઓ પર શેરીઓ તેઓએ વટાવી ધીમેધીમે તેઓ શહેરના બીજાજ ભાગ તરફ જવા લાગ્યા કાકે દાંત કરડી વધારે દોડવા પ્રયત્ન કર્યો તેનો શ્વાસ ભરાઇ ગયો હતો દરેક પલે મંજરીને લઇ જનારાઓ તેના હાથમાથી સટકી જશે કે શુ તે બીકે તેનુ હૃદય કંપી રહ્યુ હતુ એક મહા પ્રયત્ન કરી તેણે આગળ ધસવા પ્રયત્ન કર્યો

તેઓ શહેરના કયા ભાગમા આવ્યા તેનુ કાકને ભાન નહોતુ, પણ તેઓ એક મોટી હવેલીની પાછલી બાજુએ આવી પહોચ્યા મંજરીને ઉંચકીને દોડનારા તે હવેલીની ભીંતથી પચાસ કદમ દૂર હતા અને એક ભીંતના ઓથામાથી એક પુરુષ નીકળ્યો

"આ ચોરોને પકડો" કાકે હાંફતા હાંફતા બુમ મારી

ભીંતના ઓથામાથી નીકળેલા પુરુષે મંજરીને લઇ જનારાઓને રોકવાને બદલે તેમને હવેલી પાસેની ગલી તરફ રસ્તો બતાવ્યો

કાક ગુંચવાયો મિત્રને બદલે આ કોઇ શત્રુ હતો કાક તેની તરફ ધસ્યો પણ એકદમ મંજરીને ઉપાડી લઇ જનારાઓએ બુમ મારી "મહારાજ!" પેલો નવો પુરુષ તે તરફ ફરે તે પહેલા આગળ દોડતા પુરુષોને કોઇ માણસે અટકાવ્યા આ ઓચીંતા આવી પહોચેલા પુરુષના હાથમા તરવાર ચમકી રહી બીજી પળે તેની તરવાર મંજરીને ઉંચકનાર

પર પડી ગભરાએલા બદમાશો મંજરીને ભોય પર ફેંકી દઈ જીવ લઇ નાઠા, અને જે નવો શાગીર્દ તેમને મળ્યો હતો તે પણ, કાક નવા આવનારને જોવા રહ્યો એટલે, જીવ લઈ નાઠો અને પાસેની ગલીમા ભરાઇ ગયો

નવો આવનાર મંજરી પડી હતી તે તરફ ગયો અને કાક પણ ત્યા ગયો બનેએ એક એકની સામે જોયુ અને બોલી ઉઠ્યા "કોણ કીર્તિદેવ મહારાજ?"
"કોણ કાકભટ્ટ?"

"કીર્તિદેવજી! ઘણુ સારુ થયુ કે તમે અહીંઆ મળ્યા, નહી તો આ હરામખોર મંજરીને લઇ જાત"

ઘણી સ્વસ્થ રીતે કીર્તિદેવે, મંજરી કોણ છે તે જાણવાની ઉત્કંઠા પણ દેખાડયા વગર પુછ્યુ "આને શુ કરશો?"

'મહારાજ! એ ત્રિભુવનપાલ મંડલેશ્વરને ત્યા રહે છે અને કવિ રુદ્રદત્તની છોકરી છે હુ એને હવે મંડલેશ્વર મહારાજને ત્યા લઇ જઇશ" કહી કાકે મંજરીને ઉંચકીને ખભા પર નાખી મંજરી બેભાન થઇ ગઇ હતી મંજરી ભયમાથી બચી એટલે કાક સ્વસ્થ થઇ ગયો અને કીર્તિદેવ કેમ આવી ચઢયો તે જાણવાની તજવીજ કરવા લાગ્યો "તમે આવ્યા અને મારી આબરુ રહી" કાકે વાત કરવા પાછો મમરો મુકયો "અત્યારે કયા જાઓ છો?"

'કાકભટ્ટજી! તમે બ્રાહ્મણ છો નહીં?"

'હા"

"અત્યારે જો મારા પર ખરેખરો અનુગ્રહ કરવો હોય તો એક વચન આપો વચન તોડશો તો બ્રહ્મહત્યાનુ પાપ"

કાકને શુ કરવુ તે સુજ્યુ નહીં, પણ કીર્તિદેવે કરેલો ઉપકાર ધ્યાનમા લઇ વચન આપ્યુ

"ત્યારે મને અત્યારે મળ્યા તે કોઇને કહેશો નહીં" સત્તાથી કીર્તિદેવે કહ્યુ

"જેવી આજ્ઞા આપ સીધાવો"

'ના તમે કહેતા હો તો હુ તમને મંડલેશ્વરને મહેલે મુકી જાઉં વખત છે ને પેલા બદમાશો પાછા આવે"

"હા, આવો તો પધારો સાન" કહી કાક મંજરી સામે જોયું. તે બેભાન અવસ્થામાં હતી. કાક તેને આમ બીજી વખત ઉંચકી હતી અને તેનું હૈયું પોતાના હૈયા પાસે ધબકતું સાંભળી કાકની રગેરગ ઉલ્લાસથી ગાંડી થઈ ગઈ હતી.

પણ આ ઉલ્લાસ કાક બહાર સ્ફુરાવી શક્યો નહિ. જાણે પ્રસંગ છેક જ સામાન્ય હોય તેમ કીર્તિદેવ ગંભીર મુખ રાખી અમાનુષી અસ્પૃશ્યતાથી સાથે ચાલતો હતો.

"કાકભટ્ટ! બપોરે મેં વાત કરી તે તમને રુચી કે નહિ?"

"મહારાજ! મારી તો સાચું પૂછો તો આંખો જ ઉઘડી ગઈ."

"જો મારું કહ્યું વાસ્તવિક હોય તો મને મદદ કરશો? આજે તમારે શિરે ચણું સાંભળ્યું—સજ્જન મહેતા પાસે અને ત્રિભુવનપાલ મંડલેશ્વર પાસે," કીર્તિદેવે કહ્યું.

"હું શી મદદ કરું? તમારે મદદ જોઈએ મોટાઓની."

"ના, મારે મદદ જોઈએ છે એવાની — જેની બુદ્ધિ અને બળ પર આર્યાવર્તનો પાયો રચાયો છે. તમે તેમાંના એક છો."

"મહારાજ! હું રાજસેવક છું. હું મારો પોતાનો માલિક નથી. તમારી દીર્ઘ દૃષ્ટિએ મને દીંગ બનાવ્યો છે. તમે મને મહાપ્રતાપી લાગો છો. પણ જ્યાંસુધી મુંજાલ મહેતા તમે કોણ છો તે રાજ્યનીતિ ન સ્વીકારે ત્યાં સુધી મારાથી કેમ કંઈ થાય?"

એકદમ કીર્તિદેવ કાક તરફ ફર્યો અને સ્નેહથી તેને ખભે હાથ મુક્યો. કાકના શરીરમાં જરા કંપારી થઈ. કીર્તિદેવે ગિરિધારીની મોરલી જેવા મીઠા સુરે કહ્યું: "તમે ભૂદેવ છો, ભરતખંડની ભૂમિના અધિષ્ઠાતા છો. તમે તમારી ભૂમિને બચાવશો નહીં તો કોણ બચાવશે?"

સવાલમાં મૃદુતા ને મોહકતા દુર્જય હતી. કાકના કાનમાં રગોમાં તેનો નાદ ગાજી રહ્યો. બેભાન મંજરીના શ્વાસોચ્છ્વાસ જાણે બપોરના શબ્દો ઉચ્ચારતા હોય તેમ કાકના મનમાં *કૈલાસમિવ દુર્ધર્ષ કાલાગ્નિમિવ દુસ્સહમ ગુંજી રહ્યું.

* કૈલાસ જેવા ન પહોંચાય એવા અને કાલાગ્નિ જેવા ન સહન થાય એવા

'ફીનિફ્વિડ' ક્ષમા કરો મને વધારે નિચાર કરવા દો મારા પ્રાણ અર્પે કાર્ય સધાતુ હશે તો હાજર છુ "

કેટલીક વાર સુધી બને મગામગ ચાલ્યા કાકનુ હૃદય ફીતફ્વિ તરફ આકર્ષાયુ, તેણે પોતે આદરેલી રાજસેવા તેને સાલી

"આ પેલુ મડનેશ્વર મહારાજનુ ઘર આવ્યુ " કાકે કહ્યુ "તમને રસ્તો જડશે?"

"હા હુ એક વખત રસ્તે જાઉ ત પછી ભુલતોજ નથી પણ તમે આ છોકરીને મૂકી પાછા આવશો?"

"કેમ? કૈ કામ છે?"

' હા મારે તમારા સાથની જરૂર છે "

"ત્યારે અહીઆજ ઉભા રહો મહેલમા દીવાઓ દેખાય છે એટલે લોકો જાગ્યા હશે તમે આવશો તો કોઇ ઓળખી જશે "

"ઠીક હુ અહીઆજ ઉભો છુ "

કાક મજરીને લઇ આગળ ચાલ્યો અને એક ખભો થાકી ગયો હોવાથી જરા વાર ઉભો રહી ખભો બદલવા લાગ્યો મજરીએ નિશ્વાસ મુકયો કાકનુ હૃદય ચદ્રની અપૂર્વતા શરમાવે એવુ સુમધુર મુખ આટલુ પાસે જોઇ પ્રેમ અર્ચનાથી તેને વધાવી લેવા તલમી રહ્યુ પણ તેણે પ્રયત્ન કરી મન માર્યુ કાક જોતો હતો એટલામા મજરી અડધી ભાનમા આવી અને બેબાકળી બની જોવા લાગી કાકે ધીમેથી કહ્યુ "મજરી! ગભરાતી નહીં "

'કોણ કાક? મને પેલો પકડી જાય છે" કહી તે ધાકની મારી કાકને વળગી પડી અજાણતા કાકે તેને છાતી સરસી દબાવી

"શુ કામ ગભરાય છે? મે બદમાશોને મારી હાકયા હવે નિશ્ચિત થા "

મજરીને આ શબ્દો સાભળી જરા હીંમત આવી અને પોતે બચી ગઇ તેની ખાત્રી થતા તે તરત કાકના હાથમાથી કુદી પડી ભાન આવતા તેનુ અભિમાન ફરી પ્રગટયુ તેણે પોતાની ગર્વિષ્ઠ આખે કાકને તિરસ્કારપૂર્વક નીહાળ્યો

"મને ક્યાં લઈ જતા હતા?"

"હું?" કાકે જરા અપમાન પામેલે હૃદયે કહ્યું, "એમ પુછો કે હું ક્યાંથી લઈ આવ્યો. તમને હરામખોરો ઉપાડી જતા હતા, હું અડધો કોશ દોડી તમને પાછો લઈ આવ્યો. તેમાં મેં ગુનો કર્યો હોય તો ક્ષમા કરજો."

મંજરી નરમ પડી. તેણે કાકનો હાથ ઝાલ્યો. "કાક! માફ કરો. તમે મને બીજી વખત બચાવી. ચાલો ક્યાં જઈશું?"

"આ રહ્યું મંડલેશ્વર મહારાજનું ઘર." કહી બંને ત્યાં ગયાં. મંડલેશ્વર અને કાશ્મીરાબા પણ જાગ્યાં હતાં અને આખા ઘરમાં શોધાશોધ થઈ રહી હતી. કાશ્મીરાદેવીને જોતાં મંજરી દોડીને તેની સોડમાં ભરાઈ. કાકે બનેલો બધો બનાવ કહ્યો.

"મંજરી! કાકને શીરપાવ આપ્યા વિના છુટકો નથી."

"શો શીરપાવ?" અત્યાર સુધી મંજરીની કપારી મટી નહોતી. તેને સમજ ન પડતાં તેણે પુછ્યું.

"આ સ્નેહ" કહી કાશ્મીરાએ મંજરીના જમણા હાથ તરફ હાથ કર્યો. મંજરી કાશ્મીરાને બીકથી વળગી પડી.

મંડલેશ્વરની રજા લઈ કાક પાછો બહાર નીકળ્યો.



# પ્રકરણ ૧૧ મું

## હીંગળાજ ચાચરનો ઓવારો

કાક ઝપાટાબંધ જ્યાં કીર્તિદેવ ઉભો હતો તે તરફ ગયો. મંજરીનો સ્પર્શ અને તેને બચાવી તેની કરેલી સેવા—એ બેથી કાકનું મન પ્રફુલ્લ થયું હતું. અને કીર્તિદેવના નિષ્કપટ, આદર્શમય જીવને અને તેના નીખાલસ, શુદ્ધ, નિઃસ્વાર્થ વિચારોએ કાકના પાકા હૃદયમાં પણ માનની અને સ્નેહની લાગણીઓ પેદા કરી હતી. કીર્તિદેવનું દિવ્ય સ્વરૂપ અને વ્યક્તિત્વ સાત્ત્વિક ને સ્નેહમય વાતાવરણ પ્રસારતું હતું તે જેટલો બીજાથી

નીરાળો લાગતો હતો તેટલી જ તેની ભાવનામા અસાધારણતા હતી યુવાવસ્થા ભોગવતા ભીષ્મ પિતામહ તે હોય એવુ કાકને લાગ્યુ તે હોંસભેર, જાણે કીર્તિદેવ તેનો પરમમિત્ર હોય તેમ, તેની તરફ દોડયો તે પલવાર પોતાની સ્વાભાવિક ઉસ્તાદી, પોતાના અશ્રદ્ધાવાન્ હૃદયના વહેમો અને પોતાને સોપાયલુ મહા વિકટ કામ વીસરી કીર્તિદેવની મૈત્રી મેળવવા ઉત્સુક બની રહ્યો

કીર્તિદેવ સ્વસ્થ રીતે તબીઅત વાળી ઉભો હતો તેનુ સ્વરૂપવાન્ મુખ ઉંડા વિચારમા ગ્રસ્ત થઇ ગયુ હતુ તેની આખો ચદ્રકિરણોમા છુપાએલા રહસ્યો શોધતી હોય તેમ સ્થિર થઇ ગઇ હતી

"કીર્તિદેવજી ! બોલો શુ કામ છે ?"

"હુ અત્યારે કેમ નીકળ્યો છુ તેની મારે વાત કરવી છે"

કાકને મુજાલ મહેતાનુ ફરમાન યાદ આવ્યુ અને આવા માણસ સાથે દગલબાજી રમવા તેના હૃદયે ના પાડી તે ક્ષોભભર્યા અવાજે બોલ્યો

"મહારાજ ! મને શુ કામ કહો છો ? હુ રાજસેવક છુ અને તમે આજ સુધી અમારા કટ્ટા વેરી હતા અત્યારે તમે પરગામમા–દુશ્મનના ગામમા–એકલા ગમે તે કાર્ય કરતા હશો, મને તે કામ જણાવવાની શી જરૂર ? તમારે વધારે સાવધ રહેવુ જોઇએ"

બેદરકારીથી કીર્તિદેવ હસ્યો "ભટ્ટજી ! તમને ખબર છે કે હુ નબાપો, નિરાધાર બાલક હતો ? અને આજે ઉબક પરમાર જેવા મારે પિતા છે ? જો વિભુને મારવો હોત તો આટલે સુધી શા માટે ઉગારત ?" આ વાકયોમા મગરરી નહોતી પણ ભકિતભાવની કોમળતા હતી

"પણ કીર્તિદેવજી ! તમે હજુ મુજાલ મહેતાના સપાટામા પહેલાજ આવો છો !"

"શુ મુજાલ મહેતા છેક એવા અંધ છે ?"

"તે કોણ જાણે ? પણ અવતીની સાથે વધારે વખત તે સધિ ટકવા દેનાર નથી, એટલે તમારે તો નકામા"

"કાકભટ્ટ ! બધા જ આમ કહે છે શુ મુજાલ મહેતા બ્રહ્મરાક્ષસ છે ?"

"ના પણ મુત્સદ્દીના શિરોમણિ છે" કાક કહ્યું

"ત્યારે નાખો નહીં. હું એમને સમજાની શકીશ મને એટલી શ્રદ્ધા છે. પણ હું તમને બીજી જ વાત કહેતો હતો. પાટણમાં રહેવામાં મારો એક સ્વાર્થ સમાયો છે"

કાકે જવાબ ન આપ્યો.

"મારા પિતા મારે ખોળી કાઢવા છે."

"તમારા પિતા?"

"હા. હું બાલક હતો ત્યારથી ઉજકાજીએ મને પાળી પોષી મોટો કર્યો છે, પણ મારું કુલ ગુજરાતનું–ધણું ખરું પાટણનું છે."

"શું કહો છો?"

"હા" એકદમ અવાજે કીર્તિદેવે કહ્યું.

"ત્રણ ચાર વર્ષનો હતો ત્યારે કોઈ કારણમાં કે અધીન થઈ મારી માવીત્રે મને દેશનીકાલ કર્યો. સેનાપતિરાજ મારા કુલને ઓળખતા નથી."

"ત્યારે કોણ ઓળખે છે?"

"પ્રભુ અને બીજું કોઈ જાણતું હોય તો સજ્જનમંત્રી." કીર્તિદેવના અવાજમાં પહેલી વખત મનુષ્યસ્વભાવની નિર્બલતાનો પ્રતિધ્વનિ થયો.

"ત્યારે તને પુછાની?"

"તે કાંઈ કહેતા નથી. તેથી તો હું અત્યારે નીકળ્યો છું."

"કોને પુછવા? ક્યાં જવા?"

"કોને? કાલભૈરવને."

કાકને ધ્રુજારી આવી. "કે?"

"હા. તે શીવાય બીજો રસ્તો નથી."

"તે ક્યાં મળશે?"

"અહીંઆ હાગળીજ ચાચરનો ઓવારો છે ત્યાંની યોગિનીઓને પુછતાં માલમ પડશે."

કાકનું હૃદય ગભરાઈ ઉઠ્યું.

હાગળીજ ચાચરના ઓવારા આગળ પાટણનું સ્મશાન હતું, તેને પેલે

આરે દશ કોશ સુધી એક મોટુ જંગલ આવી રહ્યું હતું આ જંગલમાં હીંગળાજ ચાચર દેવીની આરાધના કરનારા યોગિનીઓ, પિશાચો અને પિશાચણીઓ રહેતા હતા એ વાત સુપ્રસિદ્ધ હતી માત્ર નદીકીનારે આવેલા હીંગળાજ માતાના મંદિરમાં કવચિતજ લોકો જતા, પણ જંગલમાં જવાની તાંત્રિક વિદ્યાની સાધના કરનારા શીવાય કોઇની હીમત ચાલતી નહીં તે જંગલમાં કાલભૈરવ પણ રહેતો હતો એવી માન્યતા હતી

' શું અત્યારે તમે એકલા જતા હતા ?"

"બીજુ કોણ આવે ? કહેવાય પણ કોને ? આ તો આવો પ્રસંગ આવ્યો ત્યારે તમને પુછું છું તમે આવશો ?"

કાક અનાશ્રિત ઊભો તેને કમકમા આવ્યા

"પણ તમે કાલભૈરવ સાધશો કેમ ?'

' અવંતીની પાસે યોગિનીઓનો આવાસ છે હું ત્યાંથી થોડીક તાંત્રિક વિદ્યા શીખ્યો છું "

' કીર્તિદેવજી ! તમે એ વિદ્યા શું કામ શીખ્યા ?"

"શું કામ ? ભટ્ટજી ! મારા મનની વ્યથા તમે જાણતા નથી જ્યાં સુધી મારા માતાપિતા ન જડે ત્યાં સુધી હું અપૂર્ણ છું, અનાથ છું, સૃષ્ટિમાં મારું સ્થાનજ નથી ' કીર્તિદેવના અવાજમાં ખેદની ધ્રુજારી હતી, તેની આંખમાં નિરાધારતા સ્પષ્ટ દેખાતી હતી કાકને દયા આવી કેવો પ્રતાપી પુરુષ અને શી નિર્બલતા !

' શા માટે આવા મૃગજલ પાછળ ભમો છો ? કીર્તિદેવજી ! મારું માનો તો ભૈરવ આરાધવાનું છોડી દો '

"ભટ્ટજી ! તમને ડર લાગતો હોય તો હું આગ્રહ નથી કરતો, પણ મારો તો નિશ્ચય છે અને હું જવાનો "

કાક થોડી વાર જોઇ રહ્યો ડહાપણને દૂર કરીને બોલ્યો "કીર્તિદેવજી ! ત્યારે ચાલો, હું પણ આવું જીવ્યા કરતા જોયું ભલું "

કાકો કોઇકોઇ વખત આવી રીતે ઝંપલાવાનો પ્રસંગ આવતો અને ત્યારે તે ઝંપલાવા ચુકતો નહી અત્યારે કીર્તિદેવના વ્યક્તિત્વે તેના

પ્રભાવશાળી સ્વભાવમાં નજરે પડેલી નિરાધારતાએ કાકને જીતી લીધો.

બને વધારે બોલ્યા વિના ઝપાટાબંધ હીંગળાજ ચાચરના ઓવારા તરફ ચાલ્યા.

તે સમયમાં જેમ આર્યધર્મના શુદ્ધ વિભાગોમાં પૌરાણિક અને જૈન મત હતા તેવો અશુદ્ધ મત તાન્ત્રિકોનો પણ હતો. તાન્ત્રિકો મર્યાદા ત્યાગી માંસ ખાતા, મદિરા પીતા, મેલી વિદ્યાનો અભ્યાસ કરતા, અજ્ઞાન અને શ્રદ્ધાળુ જનોને ગભરાવી સમાજ અને રાજ્યનીતિ પર દોર બેસાડતા. તેમની વિદ્યાને લીધે સ્વાર્થી અને દ્વેષી લોકો તેમની આરાધના કરતા. ભયને લીધે મોટામોટા પુરુષો પણ તેમનાથી સંભાળીને ચાલતા. માત્ર જેમજેમ બ્રાહ્મણો અને જૈન સાધુઓનો પ્રતાપ વધતો ગયો તેમતેમ તાન્ત્રિકો જંગલોમાં અને માતાઓના મંદિરોમાંજ ભરાઇ રહેવા લાગ્યા અને જેમ-જેમ તેઓ અદીઠ થતા ગયા તેમતેમ તેમના પ્રભાવની ખ્યાતિ વધતી ગઇ. લોકો વધારે ડરતા ગયા. અસાધ્ય વસ્તુને સાધ્ય કરનારા તાન્ત્રિકોજ છે એમ સામાન્ય લોકોમાં મનાવા લાગ્યું. તાન્ત્રિકોના દેવતાઓ બીજા પંથોએ માનેલા દેવ અને દેવીઓની માફક અદૃષ્ટ નહોતા. શ્મશાનોમાં, વેરાન જંગલોમાં અધરાત મધરાતે બહુચરામાતા કે કાલિકા માતાના મંદિરોમાં ક્વચિત્ ક્વચિત્ ભયંકર બીભત્સ સ્વરૂપો દેખાતાં; અને પાટણ કે અવન્તી શહેરની પાસે કાંઇ પ્રકારની અદ્ભુત શક્તિઓ ધારતી યોગિનીઓ વસે છે એમ બધાની જાણમાં હતું. શુદ્ધ અને સાત્ત્વિક પુરુષો તેમને શોધવાનો પ્રયત્ન કરતા નહોતા; પણ જેઓ સિદ્ધ ગણાતા તેઓ યોગિનીઓને વશ કરી તેમની મદદથી સામાન્ય લોકોને આંજી નાખી પોતાની સત્તા વહેમી અને અજ્ઞાન સ્ત્રીપુરુષો પર બેસાડતા.

લાટમાં તાન્ત્રિકોનું જોર ઓછું હોવાથી કાક આ પંથથી માહીતગાર નહોતો. પણ બ્રાહ્મણકુળમાં અવતરી, વિશુદ્ધ સંસ્કારો પામેલો હોવાથી આ ભૂતપ્રેતની ભયાનક સૃષ્ટિની શોધ કરવા જતાં તેનું હૈયું ડગવા લાગ્યું. તે વારવાર કીર્તિદેવના મુખ સામે જોતો. તે માલવી યોદ્ધાનું બાલિકા સરખું મોં હતું તેવું જ નિર્દોષ, તેજસ્વી અને બુદ્ધિદર્શક તેને

લાગ્યું કાકને લાગ્યું કે આ પુરુષ જ્યાં જાય ત્યાં પવિત્રતાનું ઉંચું અસ્પર્શ્ય વાતાવરણ સાથે જ લઇ જતો હતો, અને તેની સાથે રહી કાલભૈરવને તો શું, પણ કાલિકા માતાને પણ તે મળી શકે એવી તેને હીંમત આવી

થોડી વારે તેઓ હીંગળાજ ચાચરના ઓવારા સુધી આવ્યા પણ કોટના દરવાજા બંધ હતા

"કાકભટ્ટજી ! તમને સાથે લાવવાનું હવે કારણ સમજ્યા ? અત્યારે આ કોટની બહાર કેમ કરી નીકળાય ? હું જાઉં તો ઓળખાઇ જાઉં"

"હું જોઉં, કોઇ ઓળખીતો હશે તો બારી ઉઘડાવીશું"

કાક એમ કહી દરવાન પાસે ગયો થોડી વાર દરવાને ઉઠતા વાર લગાડી, પણ ત્રિભુવનપાલના નામથી તે ઉઠ્યો સવારે મંડલેશ્વરના હાથી પર બીરાજી આખા નગરમ ફરવાને ભાગ્યશાળી થએલા લાટના યોદ્ધાને તેણે ઓળખ્યો અને મુછમાં બબડતાં બબડતાં તેણે બારી ઉઘાડી કીર્તિદેવે પોતાનું મોઢું છુપાવ્યું હતું એટલે દરવાન તેને ઓળખી શક્યો નહીં

કોટની બહાર નીકળી કીર્તિદેવે ધીમેથી પુછ્યું "કાકભટ્ટ ! સાથે આવશો કે આ મંદિરમાં બેસશો ?"

"હવે આરંભ્યું છે તે કાર્ય પુરું જ કરીશ"

"ચાલો ત્યારે"

ઝપાટાબંધ તેઓ ઓવારાની નીચે ઉતર્યા અને જમણી તરફ વળ્યા કાકને ફરીથી કમકમાં આવ્યાં પાટણના સ્મશાનમાં તેઓ જતા હતા

ચાંદનીના ઝલઝલામાં સ્મશાનભુમિ સ્પષ્ટ દેખાતી નહોતી માત્ર થોડીથોડી વારે રૂપેરી પટ પર લાલ પીળા, વિચિત્રરંગી ભડકા અડધી બળેલી ચિતાના સ્થાન સુચવતા હતા, અને તેના પર પડેલા ચેતના, લવાયલા શબો પર નજર દોરવતા હતા ધુમાડો કેકાણે કેકાણેથી નીકળતો હતો, પવન આવતાં ગુગળાવે એવી દુર્ગંધ આવતી હતી

ચિતા પર પડેલા શબોમાંથી થોડી વારે ફટાકા થતા હતા અને ગાત્રો શરીરથી છૂટાં પડી દૂર જઈ પડતાં હતાં થોડાંક કૂતરાં પ્રેમથી આવાં ગાત્રો ભેગાં કરી આનંદથી વ્યક્ત કરી રહ્યાં હતાં

સ્મશાનમાં નિર્જનતા દેખાતી પણ જાણે અનેક વર્ષો થયાં ત્યાં બળેલાં મનુષ્યો પ્રેતલોકથી પાછાં ફર્યાં હોય તેમ ત્યાં અકળાવે ગભરાવે એવો—વર્ણી જ વસ્તીમાં પેદા થાય એવો—ગુંગળાટ કાકને થયો અનેક સૈકાની માન્યતાથી કાંઈ અનુભવથી સ્મશાન ભયાનક સ્થાન ગણાય છે ભાગરાજ દેવીના ત્રાસદાયક પ્રભાવથી પાટણનું સ્મશાન ઘણું જ ભયાનક મનાતું હતું સંધ્યાકાળ થતાં ત્યાં આવવાની કોઈની મગદૂર નહોતી ત્યાં અચાનક આવતાં અથવા ત્યાંથી કોઈ સંબંધીને બાળીને જતાં સૂર્યાસ્ત થઈ જતો તો નગરજનો ડાકણ ને યોગિની વળગી પડવાના ભયથી મૂઠી વાળી નાસી જતા અને ઘેર જઈ અનેક જપ કરી શુદ્ધ અને નિર્ભય થતા તેવે સ્થાને તે સ્મશાનની અકલ્પ્ય ભયાનકતાના સ્વરૂપ મનાતા કાલભૈરવના દર્શન કરવા મધ્યરાત્રે આવ્યાથી બહાદુર કાકના પણ હાજા ગગડી ગયા તેના પગ ધ્રુજતા હતા તેને શરીરે શીત આવતાં હતાં થરથરતા હોઠને તે મહામહેનતે બીડેલા રાખતો હતો માત્ર તેના સાથીનું અડગ આચરણ અને તેનું સ્વાભિમાન, ભય વગરનું મુખ કાકને શરમાવી નાસી જતાં અટકાવતાં હતાં

જેવા તેઓ ચિતાઓ પાસે આવતા ગયા તેવું કીર્તિદેવનું મુખ પણ સખ્તાઈમાં બીડાઈ ગયું અને તેની આંખોનું તેજ દૃઢ છતાં ગભરાટ સૂચવતું લાગ્યું

એકદમ કાક ગભરાટથી ઉછળ્યો એક તીણા અવાજની ભયંકર ચીચીઆરી થઈ તે ક્યાંથી આવી તે સમજાયું નહિ તેનો પડઘો ચારે તરફ આકાશમાં સરસ્વતીના નીરમાં થયો કૂતરાઓએ ઘુરઘુરાટ કરવા માંડ્યો કાકે આંખ બંધ કરી પૂંઠ ફેરવી મુઠ્ઠીઓ વાળી અને પલાયન કરવાનો ઇરાદો કર્યો

કાકભટ્ટ ' હિંમત રાખજે ' કીર્તિદેવે કહ્યું તેના અવાજમાં પણ ભયની થોડીક ધ્રુજારી હતી તેણે કાકનો હાથ પકડ્યો બંનેના

હાથ પગ્ગબે ભીના હના, બનેના આગળ થરથર કાપતા હતા કીર્તિદેવ કર્યો અને મોટે અવાજે તેણે એક મત્ર ભણ્યો

કાક ન છુટકે ફર્યો ચિતાઓની આસપાસ, માથે ધગધગના અગાગ મુક્યા હોય એના ઉજાસ સાથે ગ્લાક આકાગે દેખાયા કાક વધારે જોઇ ન શકયો તેણે આખો મીચી ગાયત્રી ભણવા માડી તરત તેમના પર હાડકાની અને કોલસાની વૃષ્ટિ થઇ "કીર્તિદેવ' કાકે કહ્યુ અને પોતાનો હાથ છોડવવા પ્રયત્ન કર્યો પણ કીર્તિદેવે તેનો હાથ સખત રીતે પકડયા હતો

તેણે આખો ઉઘાડી પેલા આકારો પાસ આવતા—ધસતા લાગ્યા કાકને લાગ્યુ કે તેના હાથમા જે કીર્તિદેવનો હાથ હતો તેના તતુઓ જેસથી ખેચાયા કીર્તિદેવ સ્વાસ્થ્ય સાચવવા પ્રયત્ન કરતો હતો તેણે મોટે અવાજે બીજો મત્ર ભણ્યો ગભરાએલો કાક માત્ર એ લુજ સમજ્યો કે તેમા કાલભૈરવનુ આવાહન હતુ

તરત આગળ ધસી આવતા આકારો અટકી પડ્યા—બધાએ એક સામટી ચીચીઆરી કરી દશ દિશા ધ્રુજતી જણાઇ કાનના પડદા ફાટી ગએલા લાગ્યા કીર્તિદેવે મત્ર ભણ્યાજ કર્યો

કીર્તિદેવ બે ડગલા આગળ વધ્યો અને પાછળ કાક વસડાયો તેમના પગ નીચે હાડકા અને માસ લાગતા હતા

પેલા આકારો બધા આઘા જઇ ઉભા, માત્ર એક કાળો આકાર પાસ ઉભો રહ્યો કાકે ધ્યાનપૂર્વક જોયુ તે સ્ત્રી જેવો લાગતો તેનો મોટો ચોટલો તેના નગ્ન શરીરની આસપાસ વીટળાઇ પગ સુધી પહોચતો હતો તેને મોઢે લાલ—લોહીના હોય એવા ડાઘ હતા તેના હાથમા પગના હાડકાનો દડ હતો તે યોગિની માત્ર "હ્રીં' નુ ઉચ્ચારણ કરી રહી હતી કાક મનમા ને મનમા ગાયત્રી બોલ્યાજ કરી

કીર્તિદેવે મત્ર બદલ્યો તે મત્ર સાભળતા પેલી યોગિની મુગી થઇ ગઇ કીર્તિદેવે ફરીથી મત્ર ભણ્યો

"શુ, શુ, શુ ?" યોગિની અપભ્રંશ સંસ્કૃતમા બોલી

"મારે જાણવુ છે" કીર્તિદેવે સંસ્કૃતમા કહ્યુ

"શુ ?"

'મારા પિતા—મારુ કુલ' કહી કીર્તિદેવે પાછો મંત્ર ભણ્યો

"કૃષ્ણપક્ષ અને ચૌદશની મધ્યરાત્રે"

"એથી પહેલા નહીં ?"

"ના' યોગિનીએ કહ્યુ

"कालभैरवाय नम" કીર્તિદેવ જવાબમા માત્ર મંત્રજ બોલ્યો

"મૂલ્ય છે ? લોહી લાવ' યોગિનીએ કહ્યુ

હોઠ પર હોઠ પીસી કીર્તિદેવે ડાબો હાથ લંબાવ્યો યોગિનીએ વીજળીની ત્વરાથી પોતાનો દંડ ફેરવ્યો અને કીર્તિદેવે એક સીત્કાર કર્યો કાકે જોયુ તો દંડના ઝપાટાથી યોગિનીએ કીર્તિદેવના ડાબા હાથ પર ઘા પાડ્યો હતો

તરત પેલી યોગિની અંતર્ધાન થઈ એકદમ ખડખડાટ હસવાનો અવાજ ચારે તરફ ગાજી રહ્યો અને ચારે ગમથી હાડકા અને માંસનો વરસાદ વરસવા લાગ્યો

કીર્તિદેવે એકદમ પુઠ ફેરવી અને સાથે કાકને ખેંચી તેણે નાસવા માંડ્યુ કાકને એટલુજ જોઈતુ હતુ તેઓ ઉભે લઈ નાઠા અને થોડીવાર કોટના દરવાજા બહાર ઓવારા પર, શ્વાસ લેવા ઉભા

"કાક' તમે જરા ઉભા રહો તો મારા હાથને પાટો બાંધી દઉ' કીર્તિદેવે કહ્યુ

કાકે જોયુ તો કીર્તિદેવના ડાબા હાથમાથી લોહી ટપકતુ હતુ કાકે આંખો વતીજ પુછ્યુ કે એ ઘાનો અર્થ શો

"હુ કોણ છુ તે પારખવા માટે લોહી લીધુ"

"તમે નદી પર હાથ ધોવા જાઓ છો ?"

"હા"

"ઉભા રહો મારે પણ નહાવુ છે કીર્તિદેવજી' તમારી હીંમત પણ ભારે છે"



યોગીનીએ વીજળીની ત્વરાથી પોતાનો દંડ ફેરવ્યો

[ પૃષ્ઠ ૨૦૪ ]

"આ શ્મશાન ભયકર છે, પણ માબાપ ન જાણવા એ તેથી પણ ભયકર છે"

"સોમનાથ ભગવાન્ કરે અને મને અહીઆ ફરી નહીં આણે' કાક કમકમા ખાઇ બોલ્યો

"હજુ એક વખત આવવુ પડશે"

"શુ કામ?"

"મારી સાથે આવતી અધારી ચૌદશે'

"ના, ક્ષમા કરો, હવે મારી હોમત નથી' કહી પવિત્રતા પ્રાપ્ત કરનાના અનેક મત્રો ભણતા કાકે નદીમા ડબકુ માર્યુ

કીર્તિદેવે પણ ઘા ધોયો, પાટો બાધ્યો અને નહાવા માડ્યુ

"કાકભટ્ટજી! આરભ કરી અત પામવો એ ડહાપણનુ બીજુ લક્ષણ હુ પાટણમા પદર દિવસ રહેવા ધારુ છુ રહ્યો તો તો ઠીક પણ જો ન કરે મહાકાલેશ્વર અને મને જવાનુ થાય તો તમે આવી જવાબ નહીં લઇ જાઓ?"

કાક મુગે મોઢે જોઇ રહ્યો કીર્તિદેવ અત્યત દુખી થયો, તેનુ મુખ ખિન્ન થઇ ગયુ, તેની આખો અવર્ણનીય વાક્ચાતુર્યથી કાકને સમજાવી રહી હતી કાક વધારે વાર ના નહીં કહી શકયો

'પણ મને તાત્રિક વિદ્યા નથી આવડતી'

"હુ હમણા શીખવુ પાણી લો વચન આપો આટલુ કરો એ ઉપકાર હુ કદી નહીં વીસરુ'

કાક મહાત થયો, તેણે મુગે મોઢે પાણી મુક્યુ કીર્તિદેવ વિજયી થયો ન છુટકે ધ્રુજતા ધ્રુજતા કાક મેલી વિદ્યાના મત્ર શીખ્યો

નાહી ધોઇ, પરવારી બને જણા શહેરમા ગયા, અને કીર્તિદેવથી છુટો પડી કાક મડલેશ્વરને ઘેર જઇ સુનો



# પ્રકરણ ૧૨ મું

## મંજરીએ લગ્ન કેમ કબુલ કર્યું ?

કાક ઘણોજ થાકી ગયો હતો એટલે તેને તરત ઉંઘ આવી ઉંઘમાં તેને અનેક સ્વપ્નાં આવ્યાં મંજરીનું હરણ અને યોગિનીનું દર્શન એ વાત ફરીફરી આવ્યા કરી આખરે સવાર પડી ત્યાર પછી પણ થોડી વાર તે જાગ્યો તેના શરીરમાં થાક વેઠવાની અદ્ભુત શક્તિ હતી તેથી તે આટલી થોડી ઉંઘ પછી પણ હતો તેવો થઈ ગયો

તે મોડો ઉઠ્યો હતો એટલે ઘરમાં બધાં પોતપોતાને કામે લાગી ગયાં હતાં તેણે મંડલેશ્વર માટે તપાસ કરી પણ તે કાકને ઉંઘતો મૂકી નદીએ નહાવા ગયા હતા

જેવો તે કાશ્મીરાદેવીને મળવા જવા ગયો કે એક નવી મૂર્તિ પાટલા પર બેઠેલી તેણે જોઈ તેણે તેને નમસ્કાર કર્યો આ નવી મૂર્તિને પગે પાવડી, માથે શાલ, કપાળે ત્રિપુંડ, હાથમાં જપ અને આચમની અને કોટે રુદ્રાક્ષની માળા હતી

કાક પુછ્યું 'કાશ્મીરાબા ક્યાં છે ?"

આ નવી મૂર્તિ આગળના વેદ પર કંઈ ગણતી હતી તેણે ઉંચું જોયા વિના કહ્યું "અંદર ગયાં છે હમણાં આવશે '

"મહારાજ ક્ષમા કરજો મારે આપનું એક કામ છે" કહી કાક તેની પાસે ગયો

ગજાનન્દ પંડિત તેજ આ નવી મૂર્તિ હતા તે વિસ્મય પામ્યા તેમણે કાકની સામે જોયું ધીમેધીમે આખા શરીર પર નજર નાખી અને મુંગે મોઢે જો ' ત્યાં એક ન જણાય એવો તિરસ્કારનો નિશ્વાસ પંડિતે મુક્યો

"હું રાજજોષી છું '

' મહારાજ ! મારે પ્રાયશ્ચિત્ત કરવું છે "

' સારું '

'તાંત્રિક વિદ્યા શીખવાનું અને કાલભૈરવ આરાધવાનું."

પંડિતે ગભરાટમાં, તિરસ્કારમાં, ક્રોધમાં કાક સામે જોયું.

"જાતે કોણ છે ?"

"બ્રાહ્મણ."

"ક્યાંનો ?"

"લાટનો."

"લાટનો !" કહી ગજાનન પંડિતે વધારે ધ્યાનથી જોયું અને જરા મોઢામાં હસતાં જોતાં મંડ્યું. 'શું ધંધો કરે છે ?'

"ભટ્ટ છું."

'કયો—વેદ કયો ?'

"મહારાજ ! આટલી બધી તપાસનું શું કામ ?" કાકે જરા કચવાઈ પૂછ્યું.

પંડિતે તે પ્રશ્ન તરફ ધ્યાન જ નહીં આપ્યું. "વેદ કયો ?" પૂછી પંડિત ફરીથી જરા મુખમાં હસવા લાગ્યા.

"ઋગ્વેદ."

'રાશિનામ કયું ?"

"તમારે શી પંચાત ?" ગુસ્સામાં કાકે કહ્યું.

'મારે નહીં પંચાત તો બીજા કોને ?"

એક પલવાર કાક ગુસ્સામાં જોઈ રહ્યો. એકદમ તેને કંઈ યાદ આવ્યું. તેનો ગુસ્સો જતો રહ્યો અને મોં મલકાવી તેણે નમ્રતાથી કહ્યું, 'મારું નામ કાક."

'હં, ઉભો રહે. મિથુન, કર્ક, સિંહ." કાકનું મોઢું હસુહસુ થઈ ગયું.

"આપ ગજાનન પંડિતજી ?"

પંડિતે માત્ર ડોકા વડે હા કહી. "સિંહ, કન્યા, તુલા—"

"શું ગણો છો ?"

પંડિતે એક આંખ મીંચી, કંઈ ઝપાટાબંધ ગણ્યું અને તે વિચિત્ર રીતે હસ્યા.

"તારું નામ કાક—તારી રાશિ મિથુન—શું ગણું છું ? કહું વિધાતાના લેખ ? તારે સંયોગ સંપૂર્ણ છે."

કાકના મોઢામાં પાણી આવ્યું

"ક્યારે છે?"

"હું કહું ત્યારે" પાછળથી મશ્કરી કરતો કાશ્મીરાદેવીનો અવાજ આવ્યો.

"તમે શું કહેતા હતા?" ગજાનન પંડિત તીણે સ્વરે બોલી ઊઠ્યા. "ગ્રહ કહે છે, રાશિ કહે છે, નક્ષત્ર કહે છે તમારે લગ્ન જોઈએ છે."

"હા. જેમ બને તેમ ઉતાવળે."

એક આંખ મીંચી ઉઘાડી આંખે કાશ્મીરાદેવીથી કાક તરફ જોતાં, જાણે ઘણી મોટી મશ્કરી કરી નાખી હોય તેમ પંડિતે કહ્યું: 'ધુળીપડવો આપું?'

કાકને લાગ્યું કે સૃષ્ટિમાં સારામાં સારા અને હસમુખામાં હસમુખા માણસ તો ગજાનન પંડિત જ હતા.

'કેમ જોષીરાજ! બુદ્ધિ ગઈ છે કે?'

"હા બા, બીજ સારી છે, પાંચમ પણ સારી છે, તેરસ—"

"એ તો બહુ આઘા કહેવાય."

કાક શરમનો માર્યો કંઈ કહી નહિ શક્યો. તેના મગજમાં આનંદના નગારાં વાગતાં હતાં.

"ત્યારે પાંચમ."

'ઠીક. મારે તો ઉતાવળ કરવી છે. બીજની પણ તૈયારી રાખજો."

"જેવી બાની મરજી" કહી પંડિતરાજ ઊઠ્યા અને રજા લીધી.

"કાક! હવે તું પણ તૈયાર થજે" કાકે મનમાં વિચાર કર્યો કે તે તે જ પળે મંજરીનું પાણિગ્રહણ કરવા તૈયાર હતો.

'બા! ક્યાં બહાર છો?' અંદરથી મંજરીનો સ્વર આવ્યો. કાશ્મીરાએ કાક સામી જરા આંખો નચાવી.

"હા બહેન! જરા આમ આવ તો."

"આ આવી."

જાણે પોતે બાર વરસનો ગાંડીલો વરરાજા હોય તેમ કાક શરમાઈ, લાલ મોઢે નીચું જોતો ઊભો રહ્યો. મંજરી આવી અને કાકને જોયો. તેનું મોઢું પણ લાલ થયું—ગર્વમાં કે ક્ષોભમાં તે સમજાયું નહિ.

"મંજરી !" કાશ્મીરાએ મંજરીને અંદર ખેંચતાં મશ્કરીમાં કહ્યું, "આ કાક ભટ્ટજી ' લાટના દંડનાયક મહારાજના પરમમિત્ર "

આ મશ્કરી તરફ ધ્યાન નહીં આપતાં મંજરીએ પુછ્યું

"કોણ પંડિતજી હતા ?"

"હા તારા લગ્ન લેવાયા ' મંજરી જરા ગુંચવાઇ "આ બીજે "

' પણ—"

"જો પાછી ડાહી થઇ કે ' પેલો ખંભાતીઓ ભુલી ગઇ ચાલ ડાહી થઇ જા " કહી મંજરીને એક તમાચો મારી કાશ્મીરા બીજા ઓરડામાં ચાલી ગઇ અને જતા જતાં બારણાં બંધ કર્યાં જે બારણા પાસે કાક ઉભો હતો તે શીવાય જવાનો બીજો માર્ગ નહોતો મંજરીનું મોઢું ફીક્કુ હતું, પણ તેના હોઠ ગર્વમાં બીડેલા હતા, તેની આંખો અભિમાનથી ભરપૂર હતી તે કાકની સામે તિરસ્કારથી જોઇ રહી

"શા માટે મને દંડ્યો છો ?"

' હું દંડું છું ?"

"હા ' અને મંજરીના અભિમાનભર્યા અવાજમાં પણ દયામણાપણું આવ્યું "તમે દંડ્યો છો, બા દંડે છે, પંડિતજી દંડે છે હું નિરાધાર છું—નબાપી છું-મારા દાદા દૂર દેશ પડ્યા છે-મારી પાછળ હજાર હાથનો રાવણ પડ્યો છે તેથી તમે મને ગભરાવો છો, તેથી મને કંઈ સુઝતું નથી, તેથી મને તમારી સ્ત્રી બનાવવા માગો છો, તમે બધા આ કેર વર્તાવતા શરમાતા નથી ?"

"કેર વર્તાવીએ છીએ ? તમને એમ લાગે છે ?–તો મારે નથી પરણવું "

' ના તમે શા માટે ના પાડો ?" તિરસ્કારથી, કટાક્ષમયતાથી મંજરીએ પુછ્યું તમે બબ્બે વખત મને મરતી બચાવી, કાશ્મીરાબા કહે છે કે તમે મારા હાથના અધિકારી થયા છો."

"પણ હું ક્યાં કહું છું ?"

"તમે ભલે મોઢે નહી કહેતા હો—મનમાં કહેતા હશો

"શા માટે જુઠું કહું? હું જાણું છું કે તમારા પતિ થવાની યોગ્યતા મારામાં નથી તમે વિદ્વાન છો, હું વગર ભણેલો છું તમે સંસ્કારી છો, હું ગામડીઓ છું હું અધિકારી નથી માત્ર દાસ છું"

"જ્યારે એમ છે ત્યારે શા માટે મને પરણવા તૈયાર થયા છો?" મંજરીએ તેના વિશાળ નયનો કાક પર ફેરવી પુછ્યું

"તમારે માટે"

મંજરીએ કંઇ જવાબ આપ્યો નહીં કાકે ઉમેર્યું

'તમારે માથે ચક્ર ભમે છે તે ખબર નથી?"

"મેં કાલે રાતેજ તેનો અનુભવ કર્યો" જરા કપાળ પર કરચલી પાડી મંજરીએ કહ્યું

"ત્યારે હવે વધારે શું કહું? મંડલેશ્વરના મહેલમાંથી તમને ઉપાડી લઇ જવા એ કંઇ સહેલ વાત સમજો છો? જે માણસ એ કર્યું એ બીજું શું ન કરી શકે? તે બલવાન્ હોવો જોઇએ તેનો બાહુ તમે જો જુનાગઢ તમારા દાદા પાસે જશો તો પણ પકડી પાડશે એ રાણ કે તે તમે જાણતા હશો"

"હા, બા પણ તમે કહો છો તેમજ કહે છે"

"શું?"

"કે એ પુરુષ રાવણ સમો સમર્થ છે પણ તમને પરણી હું બચી શકીશ?" મંજરી પોતાના લગ્નની વાત તદ્દન બેદરકારીથી કરતી હતી

કાકે થોડી વાર વિચાર કર્યો "મા શું કહે છે?

"મા કહે છે કે, જો હું કોઇ બીજાને પરણું તો તે તરત મારો કેડો છોડશે"

"કારણ?"

"મારા કરતા તેને આબરુ વહાલી છે" તિરસ્કારથી મંજરીએ કહ્યું, અને પછી નિરાશાથી હાથમાં હાથ આમળી નાખી તેણે અડધા ગુસ્સામાં, અડધા કચવાટમાં, અડધી કટાક્ષમયતામાં કહ્યું, "એટલે તમને પરણ્યા વિના મને બીજો આરોજ લાગતો નથી"

કાક વિચારમાં પડયો "મંજરી ! મને પરણતાં આટલું દુઃખ થાય છે ?"

"મને બચાવી છે માટે જન્મભર તમારા પર હેત રાખીશ" કહી મંજરી સ્થિર થઇ અને ગૌરવથી કાક તરફ જોઇ બોલી "પણ મને મારી મરજી વિરુદ્ધ પરણશો તો–"

"તો—"

"આખો જન્મારો ધિક્કારીશ"

કાકના હૃદયને ફટકો પડયો તે મુંગો થઇ ગયો, તેની આશાનો સૂર્ય અસ્ત થવા લાગ્યો તે થોડી વારે બોલ્યો "મંજરી ! હું આટલો અકારો હોઇશ તે મેં નહોતું જાણ્યું" કાકે નીસાસો મુકયો

મંજરીએ જવાબ નહીં આપ્યો તે મગરુરીથી માત્ર જોઇ જ રહી કાકે થોડીવારે પાછું કહ્યું "તમને નિર્ભય કરવાનો એક બીજો રસ્તો છે"

"શો ?" મંજરીના સખ્ત બની રહેલા સુંદર મુખ પર કુમાશ આવી

"એ પાપાચારી કોણ છે તે કહો કાલે સવાર પહેલાં એને સ્વધામ પહોંચાડીશ" હોઠ પીશી કાકે કહ્યું અને કચવાટથી ઉમેર્યું "એટલે તમને નિરાંત થશે અને પરણવાની પીડા પડશે નહીં" કાકનું સ્વમાન પણ ઘવાયું હતું

મંજરીએ ખિન્નતાથી ડોકું હલાવ્યું

"કેમ ?" કાકે પુછ્યું

"કારણ કે એ પાપાચારીનું નામ તમે જાણતા નથી તેમ"

"શું એવો દુર્જેય છે ?"

"દુર્જેય નથી, પણ એવો અસ્પર્શ્ય છે"

"કોણ ?" કહી કાક જરા પાસે આવ્યો મંજરીએ ધીમેથી એક શબ્દ કહ્યો, જાણે સાપ ડંખ્યો હોય તેમ કાક કુદ્યો "કોણ ઉદા મહેતા ?"

મંજરીએ નાક પર આંગળી મુકી છાના રહેવા સુચવ્યું કાકે નિરાશામાં ડોકું હલાવ્યું

"મંજરી ! તમારી વાત સાચી છે. એ માણસ મરાય એમ નથી"

"અને બીજી વાત તે પણ સાચી છે ?"

"હા એ ડરે છે માત્ર બે આબરુથી. તમે બીજાને પરણો તો એ પછી તમારો સ્વપ્ને પણ વિચાર નહીં કરે."

"ત્યારે પરણ્યા વિના મારો છુટકો જ નથી" તિરસ્કારથી મંજરીએ કહ્યું.

કાક મંજરીને પરણવા માગતો હતો, તેના પગલાં પુજતો હતો, છતાં આવાં વચનોથી તેને ગુસ્સો લાગવા માંડ્યો હતો. જે તિરસ્કારથી મંજરી તેની સાથે વર્તતી હતી તે તેને સાલતો હતો. જેમ મંજરી તેનો વધારે તિરસ્કાર કરતી તેમ કાક તેને પોતાની પત્ની બનાવવા વધારે દૃઢ થયો હતો, અને તેની પાસે સ્વામિત્વ કબુલાવવા તલસતો હતો. પોતાનું ગૌરવ સાચવવા તેણે પણ શાંતિથી જવાબ આપ્યો: "હા. કાં તો મારી સાથે કે જૈન મંત્રી સાથે."

મંજરીએ હોઠ કરડ્યા. "આ વાત મેં ગઈ કાલે પચાસ વાર સાંભળી."

"સાચી વાત એકાવનમી વાર સાંભળવી પડે તોપણ સારી."

મંજરી કાક સામે અવર્ણનીય ગૌરવ અને તિરસ્કારથી જોઈ રહી. "મને પરણીને શું કરશો?" મંજરીની નાની રસાળ હડપચી જીદમાં દૃઢ બની. તેની આંખમાંથી સ્થિર પ્રભાવશાલી તેજ નીકળતું હતું. કાકે જોયું કે મંજરી અને તેની વચ્ચે વિગ્રહ શરૂ થઈ ગયો હતો, અને તેમાંથી વિજયી નીવડવાનો તેણે નિશ્ચય કર્યો હતો. તેના કાનમાં મંજરીના શબ્દો અથડાતા હતા: "कैलासमिव दुर्धर्षं कालाग्निमिव दुःसहम्।" કાકની ગરદ શી હુંડી, તીક્ષ્ણ આંખ જરા મોટી અને સ્થિર થઈ, તેમાંથી નિશ્ચલ અસિધારા સમાન ચમકતું તેજ નીકળ્યું. બે તેજના ખડ્ગો એકમેકથી અથડાયા, તેમાંથી અણદીઠા તણખા ઉડ્યા.

"તે પરણ્યા પછી કહીશ."

"તમે જાણો છો? હું ગર્વિષ્ટ છું, મારા આચાર વિચાર વિચિત્ર છે. તમને તે કેમ રુચશે?"

"તે મારે જોવાનું છે" કહી કાક જરા હસ્યો. મંજરીની તિરસ્કારભરી દૃષ્ટિ કાકને અલ્પતા અનુભવાવવા મથી રહી. એક સમ્રાજ્ઞીની શોભાથી, ગૌરવથી તે બહાર જવાને ટટાર થઈ બારણા આગળ સ્વસ્થ, પ્રતાપની મૂર્તિ જેવો કાક અદબ વાળી ઉભો હતો. મંજરીને લાગ્યું કે

તેના સ્વાતંત્ર્યનો, સંસ્કારનો ને તેની શુદ્ધતાનો ભવિષ્યનો વિનાશક-યમરાજ ત્યાં ઉભો હતો એ વિચાર આવતાં તેની હીંમત, ગૌરવ, દૃઢતા જતાં રહ્યાં તેણે આંખ પર હાથ મુકી રડી દીધું

કાક પલળી ગયો, તે મંજરીને રડતી જોઇ શક્યો નહીં "મંજરી ! શું કામ રડે છે ?"

"અનાથને નસીબે આંસુ. બીજું શું ?"

"મારે નાથ થવું છે ને એ આંસુ સુકવવાં છે"

મંજરીએ આંસુભરી આંખે કાક સામે જોયું તેના હોઠ જરા ધ્રુજ્યા અને તે એકદમ બોલી "કાક ! તમે મારા પર અનહદ ઉપકાર કર્યો છે" થોડી વાર તે જોઇ રહી અને આંસુભરમાં તરતાં એ અપૂર્વ કમલો કાક નીરખી રહ્યો

"એક ઉપકાર વધારે કરશો ? મંજરીના મોઢા પર, આંખમાં, અવાજમાં દયામણાપણું વ્યાપી રહ્યું હતું તેના હોઠ કાંપતા હતા, તેની છાતી વિચાર અને ઊર્મિના વમળોથી ઉછળી રહી હતી મંજરીનું ભવ્ય, મોહિની સ્વરૂપ, અંગે અંગનું લાલિત્ય વાક્ચાતુર્યથી યાચના કરી રહ્યું હતું તે ચાતુર્યની સામો કાક નિર્બલ બન્યો

"હા, જે કહેશો તે" કાકે કહ્યું

"મને પરણ્યા પછી મારા દાદાને વેર મુકી આવજો"

મંજરી આ વાક્ય બોલી અને ચાલી ગઇ તેના અદૃષ્ટ થતા શરીર સામે કાક બેભાન બની જોઇ રહ્યો પૃથ્વી રસાતલ ગઇ હોત તો તે આવો ગભરાત નહીં તેને આવા ચક્કર આવત નહીં તેણે પાછલે હાથે ભીંત પર ટેકો શોધ્યો

કયાં સુધી નીચે મોઢે વિચાર વગર, માત્ર નિરાશાનો જ અનુભવ કરતો તે ઉભો રહ્યો ભારે હૈયે, તેણે આખરે નીસાસો મુકયો અને તે બહાર નીકળ્યો તેના હૃદયમાં સુખનો સૂર્ય અસ્ત થઇ ગયો તેને લાગ્યું કે જીવનની વાડી સુકાઇ ગઇ, હવે માત્ર અરણ્ય જ રહ્યું

તે બહાર નીકળ્યો ત્યારે જયદેવ મહારાજનો એક સેવક હુકમ લઇ આવ્યો હતો મહારાજે કાકને બપોર પછી બોલાવ્યો હતો

# પ્રકરણ ૧૩ મું

## કાકને પોતાના વાક્ચાતુર્ય પરથી શ્રદ્ધા ઉઠી જાય છે

કાકને સ્વાસ્થ્ય મેળવતા થોડી વાર લાગી તેના સ્વભાવમા ઉછળતી ઊર્મિઓ તેમજ શાંત દૂરદર્શી બુદ્ધિનુ અજાયબ મિશ્રણ થયુ હતુ કોમલ બાલકની મુર્ખાઇથી તેણે મંજરીને વચન આપ્યુ, પણ પાષાણ હૃદયા મુત્સદ્દીની બુદ્ધિથી તેમાથી રસ્તો કાઢવા તે પ્રયત્ન કરવા બેઠો

પહેલો વિચાર મંજરીને પરણી, પછી તેને આપેલા વચનનો ભંગ કરવાનો આવ્યો, પણ તે વિચાર તરત દૂર કર્યો જો તેમ કરે તો મંજરીએ તેની અસરકારિતા પર કરેલા આક્ષેપો ખરા ઠરે, મંજરીના મનમા પોતે અબ્રાહ્મણ ઠરી જાય અને હમેશને માટે પોતાની પત્નીની નજરે અધમતા પામે

બીજો શો રસ્તો? તેણે ઘણોજ વિચાર કર્યો પણ રસ્તો એકે ન દેખાયો જો ઉદા મહેતાની ધાક ન હોય તો મંજરી તેને પરણે નહીં જો પરણે તો પોતાને વચન પાળવુ પડે બન્ને રસ્તા નિરાશાજનક હતા. બન્ને રસ્તાથી તેનુ શ્રેય થતુ નહોતુ શુ કરવુ? કાકને એકાએક વિચાર આવ્યો શા માટે ઉદા મહેતા મંજરીની પુઠ ન છોડે? જો તે પુઠ છોડે તો ભલે મંજરી પરણે નહીં, પણ સુખી તો થાય કાકની કલ્પનામા મંજરીનુ સુમધુર મુખ નિરાશા અને દુઃખથી કરમાએલુ તેણે જોયુ શુ પોતાના સ્વાર્થ ખાતર તે મુખને સદાને માટે કરમાવા દેવુ? ના ના. કદી નહીં—કાકે નિશ્ચય કર્યો પણ બીજી મુશ્કલી ભારે હતી ઉદા મહેતા જીદ કેમ છોડે? કોના કહ્યાથી છોડે? કાકનુ હૃદય કહેતુ કે ઉદા મહેતાની દૃઢતા જેવી તેવી નહોતી તો પછી કોની મદદ લેવી? તેણે અનેક માણસોનો વિચાર કર્યો, પણ કોઇ ખપ લાગે એવો માણસ જડયો નહીં કાકે આખરે પોતાની હામતથી ઉદા મહેતાની જીદ છોડવવાનો નિશ્ચય કર્યો

તે અત્યારે નવરો હતો એટલે તરતજ ઉદાને મળવાનો તેણે વિચાર કર્યો

હથીયાર સજી તે બહાર નીકળ્યો ઉદા મહેતા પોતાના સસગા શાતુ મહેતાને ત્યા ઉતર્યા હતા એટલે તેનુ ઘર પુછતો પુછતો, રાત્રે જે જગ્યાએ કીર્તિદેવે પેલા બહારવટીઆઓને અટકાવ્યા હતા ત્યા તે જઈ પહોચ્યો, તેની બાજુમા શાતુ મહેતાનો વાડો હતો કાકને હવે ખાત્રી થઈ કે રાત્રે જે અજાણ્યો માણસ ભીંતના ઓથામાથી નીકળી આખરે સરકી ગયો હતો તે ઉદા મહેતા જ હોવો જોઈએ

તેણે શાતુ મહેતાને ત્યા તપાસ કરી તો માલમ પડ્યુ કે ઉદા મહેતા પૂજામા હતા કાક કચવાતો કચવાતો વાટ જોતો બેઠો, અને બે ત્રણ ઘડી પછી એક નોકર તેને ઉદા મહેતા પાસે તેડી ગયો

જેવો તે દાખલ થયો કે ઉદામહેતા મોઢામા મીઠુ હાસ્ય ધારી, હેતના ઉમળકાભેર તેને આવકાર દેવા આવ્યા

"આવો! આવો! કાકભટ્ટજી! તમે ક્યાથી? તમે અમારુ ખભાત છોડી ગયા ને ખબર પણ નહીં કરી? વાહ! વાહ!" આવો આવકાર કાકે કદી ધાર્યો નહોતો ઉદામહેતા હસતા હસતા પાસે એક માણસ બેઠો હતો તેને કહેવા લાગ્યા "ધર્મપાલ! આ કાકભટ્ટજી આપણે ત્યા પરોણા હતા તે પુરુ આતિથ્ય સ્વીકાર્યા વિનાજ ચાલ્યા ગયા હાસ્તો આપણો બીચારો તિલક મરી ગયો તેજ રાત્રે તમે ગયા નહીં?" તિલકનો ઘાતક તે જ હતો એમ ઉદામહેતા જાણતા હતા એવુ સ્પષ્ટ દેખાતુ પણ આ પ્રશ્નના જવાબમા સપડાઈ જવુ તેને ઠીક લાગ્યુ નહીં

"અરરર! તિલકચદ્ર મરી ગયા!" કાકે શોક દર્શાવવા ગભીર મોઢુ કરી કહ્યુ, "ની કાચી વયમા સોમનાથ ભગવાને લઈ લીધા!"

"લલાટના લેખ ભટ્ટજી! આવો, બેસો તો ખરા! આજે હુ ખરેખર કૃતાર્થ થયો કે તમે મને ખોળતા આવ્યા"

આ સાકરના સમુદ્રમાથી તરી પાર ઉતરવુ એ કાકને મુશ્કેલ લાગ્યુ

"મારે જરા આપનુ કામ છે"

"અરરર! શુ મારુ દુર્ભાગ્ય કે મારે અત્યારેજ રાજગઢ જવુ છે"

"અત્યારે?"

"હાસ્તો ! તમને ખબર નહીં હોય એમ તે હોય? અત્યારે બધા મંત્રીઓને મહારાજાએ બોલાવ્યા છે. બીજી કોઈ વખતે તન્દી લો તો?"

"કાલના દરબાર વીશે વિચાર કરવા?" કાકે પુછ્યું.

"તે તો મહારાજ જાણે, હું તો બહુ ખટપટમાં પડતો જ નથી."

"બે પાંચ પલ પણ મારી વાત નહીં સાંભળો?"

"બે પાંચ પલ ! જરૂર ધર્મપાલ ! જરા શાંતુ મહેતાને કહેની - પાલખી તૈયાર થાય કે મને બોલાવે."

"જી" કહી ધર્મપાલ ગયો.

"બોલો—મારા સરખું જે કંઈ કામકાજ હોય તે નીગતે' કહી ઉદામહેતા હસીને તકીએ બેઠા. માત્ર તેની આંખો જ કાકના મોંઢાના ભાવ પર અચુક ચોકી પહેરો કરી રહી હતી. કાક ધુંણીએ પડી સામે બેઠો. તે પણ આટલો વખત કેમ વાત કરવી તેનો વિચાર કરી રહ્યો હતો.

"મંત્રીરાજ ! એક વખત તમે મને તમારા મિત્ર થવાનું કહ્યું હતું."

"જરૂર ! હું તમને મારા પરમ મિત્રોની જ પંક્તિમાં લેખું છું."

"તમને ખબર છે કે મારા જેવાની મૈત્રીનો ખપ તમને અત્યારે છે તેટલો કોઈ વખત નહોતો?"

"સાચો મિત્ર સદાય કામનો" કહી ઉદા મહેતાએ માત્ર મોઢાના ભાવથી જ ઉતાવળ દર્શાવી.

"જુઓ વખત થોડો છે એટલે વિનય ન સચવાય તો ક્ષમા કરજો. હું તમારા જેવો ડાહ્યો કે મુત્સદ્દી નથી. તમે મારી શક્તિ અને પ્રભાવ જાણ્યા છે."

ઉદો જવાબમાં મીઠું હસ્યો.

'આજે તમે સત્તા અને પ્રતાપ ભોગવો છો. આ પલે-કાલે વખત છે ને તે ચાલ્યા જશે."

"સુખ ચંચલ છે, દેહ ક્ષણભંગુર છે" ઉદાએ ગાંભીર્યથી આ સત્રો ઉચ્ચાર્યાં.

"અને રાજાઓની મહેરબાની તેથી પણ વધારે ચંચલ છે."

"આ વિષય ઘણો જ્ઞાનથી ભરેલો છે આપણે એ વીજે નીરાંતે વાત કરીએ તો નહીં ચાલે ?"

કાકે હોઠ કરડયા ઉદો તેની મશ્કરી કરતો હતો

"ના આ પળે જ એ વાત કરવાની છે હુ એક વચન માગવા આવ્યો છુ એ વચન આપશો તો હુ સદાનો તમારો સેવક થઇ રહીશ નહીં આપશો તો હુ કટ્ટો દુશ્મન થઇશ"

"શુ વચન છે તે કહોની ?" ઘણી જ મીઠાશથી ઉદાએ કહ્યુ અને પછી જરાક તોછડાઇભર્યા સ્વરથી ઉમેર્યું "જો કે રાગ અને દ્વેષ તો બન્ને તજવા જોઇએ એ વસ્તુ પર વધારે ભાર દેવાની જરૂર નથી"

"કવિકુલશિરોમણિ રુદ્રદત્તની છોકરીનો કેડો છોડી દો" કાકે ઉદા પર આંખો ઠેરવી કહ્યુ

ઉદાના મોઢા પર જરા ફેર પડયો ન પડયો અને તદ્દન અજાણપણાથી તે જોઇ રહ્યો 'શુ કહ્યુ? રુદ્રદત્ત કવિ તો ગુજરી ગયા નહીં? તેની છોકરી કયા છે ?"

"ખભાતમા હતી, અને તમે પરણવા માગો છો"

થોડી વાર ઉદો કાક સામે જોઇ રહ્યો "ભટ્ટજી! તમે શુદ્ધ બ્રાહ્મણ ન હોત તો અત્યારે તમે કૈં કેફની ધુનમા છો એમ હુ કહેત તમે શુ બોલો છો તેની મને કે સમજ પડતી નથી."

કાક ગુસ્સાથી જોઇ રહ્યો શુ ઉદો તેને ઉડાવતો હતો? કે શુ મજરીની વાત ખોટી હતી ?

"મહેતા! શુ તમે રુદ્રદત્તની સ્ત્રીને નથી ઓળખતા ? શુ મજરીને નથી ઓળખતા ?" કટાક્ષમયતાથી કાકે પુછ્યુ

"એમને ઓળખવાનુ મદ્દભાગ્ય હોત તો ના શા માટે કહેત ?" સાદી રીતે ઉદાએ જવાબ આપ્યો.

"ઠીક ત્યારે, નમસ્કાર મત્રીરાજ!" કહી કાક ઉભો થઇ ગયો "વધારે વાત કરવાનુ પ્રયોજન નથી"

"ભટ્ટજી! મારુ માનો તો આવી ધુનો પર બહુ ધ્યાન જ ન આપીએ સાહસ કરતા પહેલા લાબો વિચાર કરીએ" કહી કાકને વીદાય કરવા ઉદો ઉઠયો

એકાગ્રતા પામેલા ક્રોધથી કાકે તેના સામે જોયું. તેની આંખો ચમકી ઊઠી અને ક્રોધકંપિત સ્વરે તેણે કહ્યું ' મહેતાજી ' હવે સમાલજો. મારું ભવિષ્ય પણ પાટણ સાથે નાગળેલું છે.

"સારું ' આપણે ફરીથી મળીશું. એનાથી રુડું શું ?' દેડ પેટે ઉદાએ જવાબ આપ્યો. તેનું સ્વાસ્થ્ય અડગ હતું. માત્ર તેના હોઠ પરથી તેનો વિજય સમજાતો હતો.

' એનાથી રુડું શું તે હવે ખબર પડશે '' કહી કાકે પુઠ ફેરવી.

" આવજો હો ' " ઘણી જ નમ્રતાથી ઉદાએ કહ્યું.

કાક જવાબ આપ્યા વિના ચાલ્યો ગયો. તેણે જોયું કે વાક્ચાતુર્યમાં તે હાર્યો હતો. અને મંજરીને પરણ્યા વિના બીજો છુટકો નહોતો.



# પ્રકરણ ૧૪ મુ

## સત્તાના સૂત્રો

મોર પડતા મહારાજને શો જવાબ આપવો તેનો વિચાર કરતો કાક ગજગઢ પહોંચ્યો. તે વખતે મંત્રીઓની સભા ચાલતી હતી, એટલે વખત કાઢવા તે હીરા આગેટ પાસે જઈ બેઠો. છેક સાંજ પડવા આવી ત્યારે તેને ખબર પડી કે સભા બરખાસ્ત થઈ છે. તે ઉઠીને જયદેવ મહારાજ પાસે ગયો.

જે ખંડમાં મહારાજ હતા તેના બારણા આગળ ડુંગર ઉભો હતો. તેણે કાકને રોક્યો. મહારાજ કોઈની સાથે વાત કરતા હતા. થોડી વારે એક સામાન્ય રજપુત બહાર નીકળ્યો અને જયદેવનો અંદરથી અવાજ આવ્યો "ડુંગર' પેલો કાક હજુ જણાયો નથી, કેમ ?" કાકને નીરાત વળી. મહારાજના સ્વરમાં આનંદનો પ્રતિધ્વનિ હતો.

' મહારાજ ' હું ક્યારનો હાજર છું. આપને કુરસદ મળે તેની રાહ જોતો હતો " કહી કાક અંદર દાખલ થયો.

કાકની ધારણા ખરી હતી જયદેવનુ મોઢુ હસુ હસુ કરતુ હતુ. તેની આખો ચમકતી હતી તેના હાથમા એક ન્નુડાનુ ફુલ હતુ કાકને જોઇ તેણે મુઠ્ઠી વાળી ફુલ છુપાવી દીધુ

' કેમ કાકભટ્ટ ! કે કર્યુ ?"

' મહારાજ !" હાથ જોડી કાકે કહ્યુ, "બધુ ઠીક થાય છે"

' શુ ? '

કાન બધા ભલા ભલા પણ આપના પ્રતાપથી ઠીક થઇ જશે. હવે માત્ર રહ્યુ છે એક જ વાનુ "

"શુ રહ્યુ છે ?"

આપનો નિશ્ચય જાણવાનો આપે માલવરાજની કન્યાનુ માગુ સ્વીકાર્યુ કે નહીં ?"

"તેનો નિશ્ચય નથી થયો માલવાની સાથે લાબો વખત સધિ નહીં રાખવી એ તો નક્કી થયુ માત્ર કન્યાના માગાની જ વાત રહી છે મુજાલ મહેતા અને બા બને ના પાડે છે '

' પણ આપની શી ઇચ્છા છે ?'

'મારો વિચાર માગુ સ્વીકારવાનો છે, એટલે આટલા વખત નકામો જ ગયો "

કાક જવાબ ખાઇ ગયો જયદેવના વિચારનુ વલણ જણાય નહીં ત્યા સુધી કૈ પણ બોલવુ તેને દુરસ્ત લાગ્યુ નહી

માગુ સ્વીકારવુ કે નહીં તે કૈ સમજ પડતી નથી " કહી અજાણતા જયદેવની નજર પોતાની મુઠ્ઠીમા છુપાયલા ન્નુડાના ફુલ તરફ ગઇ કાકે તે નજરની ધ્યાનપૂર્વક નોધ લીધી

કાક કૈ જવાબ આપે તે પહેલા ડુગર અદર આવ્યો 'બાપુ' બા આ તરફ આવે છે "

"મીનળબા ?" જયદેવે અચબામા આખો ફાડી પુછ્યુ

"હા અન્નદાતા !"

જયદેવે હોઠ કરડ્યા તેના મોઢા પર ગભરાટ પ્રસર્યો 'કાક' તુ

બહાર ઉભો રહે" તેણે ઉતાવળથી કહ્યું કાક નીચો નમી ડુંગર જોડે બહાર નીકળ્યો

કાક જેવો બહાર ગયો કે જયદેવે મુઠ્ઠીમાનું કેસુડાનું ફુલ એકદમ કાઢી ઓટીમાં ખોસી દીધું, અને મલકાતું મો ગંભીર બનાવવા પ્રયત્ન કરવા માંડ્યો

પાંચ દશ પલમાં મીનળદેવી આવ્યાં મીનળદેવીના મોઢા પર અપૂર્વ ભવ્યતા હતી, તેની ચાલ ધીમી, ગૌરવશીલ હતી તે આવ્યા અને એક તીક્ષ્ણ નજર જયદેવ પર અને આખા ખંડમાં નાખી જયદેવ મનમાં જરા ગભરાયો, મીનળદેવીનો ધાક એને ઘણો જ લાગતો હતો

"જયદેવ!"

"કેમ બા?"

"ડુંગરની જોડે પેલો કોણ ઉભો છે?"

"એ તો બા! લાટનો ભટ્ટ છે!"

"કાકભટ્ટ?" મીનળદેવીએ કહ્યું

જયદેવ હસ્યો "તમે ક્યાથી જાણ્યું?"

"તારા રાજ્યમાં શું થાય છે તે હું નહીં જાણું તો તારું રાજ્ય ચાલશે કેમ?" જરાક હસીને રાજમાતાએ કહ્યું "માણસ ઠીક છે, નહીં?"

"હા સારો છે"

"જયદેવ! પછી આ માલવાના માગાનું શું કરવું છે?"

"બા! ફરીફરી પુછો શો ફાયદો? મારો વિચાર સ્વીકારવાનો છે" જયદેવે કહ્યું

"મે કહ્યું તે વધારે સારું છે"

"બા!" જયદેવે જરા અધીરાઈથી કહ્યું, "જ્યારે તમારા વિચાર પ્રમાણે મને ચલાવવો છે ત્યારે પુછો છો શું કરવા? તમે કહો છો કે 'તું રાજ્ય ચલાવ', મુંજાલ મહેતા કહે છે 'તું રાજ્ય ચલાવ' અને રાજ્ય ચલાવવાનો વખત આવે છે કે તમે કહો છો કે તમારા વિચાર પ્રમાણે મારે ચાલવું પછી હું રાજ્ય ચલાવું તે કેમ?"

"અકળા નહીં બેટા! પણ હજુ તું બાલક છે"

"મને તો એમ લાગે છે કે મરતા સુધી હું બાલકજ રહેવાનો" કટાળો ખાઇ રાજાએ કહ્યું

"માને મન છોરું સદાએ બાલક" મીનળદેવીએ કહ્યું

"ત્યારે તમે કહો તો હું રાજ્ય ચલાવવાની તસ્દીજ ન લઉં?"

"તે કોણ કહે છે?"

'તમે મારો વિચાર તમે જાણો છો, બધા મંત્રીઓ જાણે છે- અડધી ઘડીમાં આખું ગામ જાણશે, અને પછી તે વિચાર છોડી તમારું કહ્યું કરું? રાજા થવાનું લક્ષણ તો બહુ સારું!" કહી દૃઢતાથી જયદેવ જોઇ રહ્યો

"આવા ગંભીર પ્રસંગોમાં અમારું કહ્યું નહીં સાંભળે-" મીનળદેવીએ ધીમેથી સમજાવતાં કહ્યું "તો પરિણામ શું આવે?"

"આનું નામ ગંભીર પ્રસંગ!"

"હા તને હજુ કેટલીક વાતોની ખબર નથી"

"શું?"

"ઉબક પાટણ સાથે સંધિ કરવા આવ્યો છે, અને આપણે ના કહીશું તોપણ તે સંધિ કરવા મથામણ કરશે આવી વખતે તું વગર વિચારે કૈં કરી નાખે તો પછી શું થાય?"

"પણ સંધિની તો આપણે ના કહીશું"

"પણ પેલી છોકરી અહીંઆં આવે કે પાટણમાં અને રાજગઢમાં બે પક્ષ થાય"

"બે પક્ષ!"

"હા એક મારો ને એક લક્ષ્મવર્માની છોકરીનો તારી બે રાણી-ઓનું પીઅર આપણાથી હલકું છે, આ નવી રાણીનું પીઅર હાલ આપ-ણાથી ચઢી જાય અમારા બૈરાંની કહેવત ખબર છે? આપણાથી વધારે પ્રતાપી કુલની કન્યા નહીં લાવીએ સમજ્યો? તે આવે, સાથે માણસો લાવે, અહીંઆં પોતાની સત્તા સ્થાપવા મથે, અને આખરે પાટણ પોતા

પણ ભુલી અવંતીનું મડળ બનીને રહે એ તારે કરવું છે ? ' સખ્તાઈ-
થી રાજમાતાએ પુછ્યું

" એટલે મારે કોઈ પ્રતાપી રાજ્ય જોડે સબંધજ ન કરવો ?"

" ના, કરવો—પણ જ્યારે તેને હરાવી તાબે કરે ત્યારે '

જયદેવ થોડી વાર જોઈ રહ્યો

" આપણે અહીંઆ તો એકજ તંત્ર જોઈએ " રાણીએ આગળ
ચલાવ્યું ' નહીં તો આપણી સત્તા ઉગતી કમાઈ જશે '

' એક તંત્ર ' એક તંત્ર ' એનો અર્થ એટલોજ કે તમે ને મુંજાલ
મહેતા કહો તે મારે કરવું, નહીં ? '

" ના, એનો અર્થ એટલોજ કે જ્યારે ઘણી ગંભીર વાત હોય
તોજ હું ને મુંજાલ તારી ઇચ્છા વિરુદ્ધ જઈએ "

" નહી તો નહીં ?" જયદેવની આંખો જરા ચમકી અને મો મલક્યું

" કદી નહીં "

" જો જે હો હવે બીજી કોઈનું માગું આવે ત્યારે એમ નહીં
કહેતા કે આ કુલ તો છેક ગરીબ છે "

" કેમ કોઈનું આવ્યું છે કે શું ? ' જરા હસીને મીનળદેવીએ કહ્યું

" તે તમે જાણો માત્ર તમારું વચન પાળજો "

" હા પણ બીજું કે કલંક નહીં હોવું જોઈએ હવે ખુશ
થયો ? ત્યારે આ માગાની ના કહેજે "

" તમે આટલું કહો છો ત્યારે ઠીક, ના તો કહીશ પણ બા ' હું
મારી નિમાલ્યતાથી થાકી ગયો છું '

" એનાથી રુડું શું ? હું જીવું છું તે માત્ર તને ચક્રવર્તી જોવાજ
તું ચક્રવર્તી થશે કે હું સદ્ગતિ પામીશ "

" હું જાણું છું બા ' તમેજ રાજ્યને અત્યાર સુધી ટકાવી રાખ્યું
છે પણ હવે એ રાજ્યને હું ખરેખર મારું કરવાનો છું "

' તારુંજ છે ને " મીનળદેવી હસી

" ના " ગાંભીર્યથી જયદેવે કહ્યું તેની મોટી આંખો વધારે વિશાલ

થઈ અને તેના નનટોગ ધ્રૂજી ઉઠયા "બા ! હવેથી તેને હુ માગ કરીશ અત્યાર સુધી મને માત્ર સ્વપ્ના આવતા હતા, હવે તે સ્વપ્ના હુ સિદ્ધ કરવાનો છુ આપણે જ્યારથી યાત્રા કરીને આવ્યા ત્યારથી માગ મનમા એ વાત ઘોળાયા કરતી હતી, હવે મે નિશ્ચય કર્યો છે"

'શો ?" રાજાના ગભીર વચનોથી મીનળદેવીને હસવુ આવ્યુ

'પાટણની ધજા ભરતખડમા ફરકાવવાનો"

માતાના હૃદયમા રહેલી મહત્ત્વાકાક્ષાની મર્તિ સમો પોતાનો પુત્ર જોઇ મીનળદેવી હર્ષભેર જોઇ રહી

'મારુ દીકગ ! તાગ પૂર્વજોની કીર્તિ સાચવજે"

"મા ! મલગાજદેવ મહાગાજ્ય સ્થાપતા પહેલા મરી ગયા ભીમદેવ મહારાજ ભરતખડમા ડકો ન વગડાવી શકયા મારે તો મહારાજ્ય પણ સ્થાપવુ છે ને દશ દિશામા ડકા પણ વગડાવવો છે"

વાત કરતા જયદેવના હૃદયમા રહેલી મહત્ત્વાકાક્ષાનો અગ્નિ પ્રજ્વલી ઉઠયો તેના ઉંચા કરેલા માથા પર, તેના જ્વલત મુખ પર, તેની મોટી ચમકતી આખોમા પૃથ્વી પરના મહાવિજેતાઓની અમર, નિશ્ચલ, ભવ્ય મુખમુદ્રા પર ઓપતો તેજનો અબાર વર્ષી રહ્યો મીનળદેવી પાસે આવી જયદેવને ભેટી પડી તેની આખમાથી દડદડ આસુ પડયા તેનો સ્વર ગળગળો થઇ ગયો તેણે જયદેવનુ માથુ સુઘ્યુ અને છેડાવતી પોતાની આખો લુછી

'દીકગ ' બીજો વિક્રમરાજા થજે ને મારી, કુખ દીપાવજે''

ગદ્ગદ કઠે મીનળદેવીએ કહ્યુ,

'બા '" એકદમ ઝીણી આખો કરી ગજાએ ઉમળકાભેર કહ્યુ, "તમે મારી અતરની વાત ખરેખરી કહી, મારા મનમા પણ તે પરદુઃખભજન જ રમ્યા કરે છે દિવસ ને રાત મને તેના પરાક્રમના સ્વપ્ના આવ્યા કરે છે"

"ત્યારે જરૂર તુ દુજો જ થવાનો માત્ર તારામા ખામી એક છે"

"શી ?"

"તુ સત્તાશીલ નથી"

"હે !" માનભગ થએલા જ્યદેવે પુછ્યુ તેની ગર્વભરી વાતોથી આવેલા જુસ્સા પર ટાઢુ પાણી રેડાયુ

"હા ખરેખરો પ્રતાપ કોણ પાડી શકે તે ખબર છે?" જ્યદેવ જોઇ રહ્યો 'જે સૂર્ય સમો હોય તે"

"એટલે પ્રભાવશાલી—"

"ના પ્રભાવ તો હોય–બુદ્ધિનો કે સત્તાનો, પણ તેને શુ કરે?" મીનળદેવીએ કહ્યુ

"ત્યારે?"

સૂર્યનારાયણ પેલા જોયા? દૂરથી લોકો દાઝે ને શીશ નમાવી અર્ઘ્ય આપે જો તે પણ ઘરની દીવી પર આવી બેસે તો લોકો ફૂક મારી હોલવવા જાય મુજાલમહેતાને તુ જાણતો નથી? તેની બુદ્ધિનો પ્રભાવ કોઇએ જોયો છે? છતા દરેક જણ તે શુ કરી શકે, શુ ન કરી શક એવી બીકે ત્રાસ છે ને તેનો પડતો બોલ ઉઠાવે છે અતર વિના સત્તા નહીં, સમજ્યો?"

થોડો વખત જયદેવ મુગોમુગો જોઇ રહ્યો "ખરી વાત! કેટલાક આવતા વારજ પ્રતાપ પાડે છે મારામા એવી સિદ્ધિ નથી"

"સિદ્ધિ ન હોય તો મેળવ્યા વિના કૈં છુટકો છે? વૈતાલ વિના વિક્રમનો કોણ ભાવ પુછત? ગભરાય છે શુ કામ? તને પણ એવી સિદ્ધિ મળશે હજુ ઘણો વખત છે ચાલ મારી સાથે આવે છે?" રાણીએ વાત ટુકી પતાવવા પુછ્યુ

જયદેવ વિચારમાથી જાગ્યો "ના—ના–મારે જરા કામ છે" કહી બારણા સુધી તે વળાવવા આવ્યો અને મીનળદેવી ત્યાથી વીદાય થયા



# પ્રકરણ ૧૫ મું

## પ્રતાપના બીજ

મીનળદેવીએ ઘણો વિચાર કર્યા પછી આ શીખામણ દીધી હતી તેની આંખે જયદેવમાં મહાન્ થવાના બધા ગુણો દેખાતા, પણ માત્ર એક જ મોટો દુર્ગુણ તે બધા ગુણોને ધોઇ નાખશે કે કેમ એવી તેને ધાસ્તી હતી તે દુર્ગુણ—મીલનસારપણું

જયદેવનો સ્વભાવ ભાવાર્થી હતો જ્યારે ગુસ્સાના કે ઇર્ષ્યાના વાદળથી છવાયો નહીં હોય ત્યારે એ બધાને માટે સ્નેહ ધારતો, બધાને પોતાના માનતો, બધાની સાથે ભાવથી બોલતો ચાલતો તેના સ્વભાવમાં રહેલાં લુચ્ચાઇ અને મુત્સદ્દીપણું પરિપકવ અને સર્વગ્રાહી નહોતાં, એટલે સત્તાશીલ પુરુષો જે શાંતિથી અને પક્કાઇથી બધાને પોતાની સત્તામાં રાખી શકે તેમ તે કોઇને રાખી શકતો નહોતો

મીનળદેવીના સૂત્રની ચીનગારી સમય સાધીને અનુકૂલ વસ્તુ પર પડી ઘણી વખત ઉગતા સ્વભાવમાં બધી સામગ્રીઓ હોય છે, અજાણતાં તેને ભણકારા વાગે છે પણ શાના તે સમજ પડતી નથી અચાનક કોઇ શબ્દ સંભળાય છે, કોઇનુ ચારિત્ર્ય જણાય છે, કોઇ પ્રસંગ બને છે, અને તૈયાર થઇ રહેલી સામગ્રીઓનો ભડકો થઇ ઉઠે છે તેમ જયદેવને થયું

સ્વભાવથી, માએ પ્રેરેલી ભાવનાથી, આસપાસ રહેલા મંત્રીઓના ચારિત્ર્યથી તેને સત્તાના સ્વપ્ન આવ્યા કરતા હતા, જાણ્યે અજાણ્યે તે સ્વપ્ન કેમ ખરાં કરાય તે માટે તે અનેક વિચારો કરતો હતો રાજમાતાના વચનથી તેના વિચારો પર પડેલો પટ ખસી ગયો શૌર્ય છતાં, બુદ્ધિ છતાં તેના પિતા કેમ પ્રતાપ ન પાડી શક્યા તેની સમજ પડી, ઘરને ખુણે બેઠાં છતાં મીનળદેવીની હાક આખા દેશમાં કેમ વાગતી હતી તેની સમજ પડી, રાજગઢમાં જ રહ્યારહ્યા મુંજાલ મહેતા કેમ સત્તા અને પ્રતાપ એક હાથ કરી રહ્યા હતા તેની સમજ પડી. પોતાની નિર્બલતાની પણ સમજ પડી પોતે કુશળ નહોતો, પોતાના વિચારો બધા જાણતા

હતા, તેની શક્તિનું માપ બધા કાઢતા હતા. તેના પ્રભાવનું માપ એણે, કાકને દેદ કરાવી ઉદાએ, ત્રિભુવને ને કાકે આ બે દિવસમાં કાઢ્યું હતું, આટલાં વર્ષો થયાં મુંજાલનું માપ કોણ કાઢી શક્યું હતું ?

પણ મુંજાલ જેટલું તેનામાં મુત્સદ્દીપણું નહોતું—એ વિચાર તેને આવ્યો. સાથેસાથે ત્રિભુવનપાલના શબ્દો સાંભર્યા: "આપણામાં બુદ્ધિ ન હોય ત્યારે બુદ્ધિશાળીને સોડમાં રાખવા." મંત્રીઓની બુદ્ધિ, વીરોની વીરતા, એ બધાનો ઉપયોગ કરવા જેટલી તેનામાં શક્તિ શું નહોતી ? એ બધાનો ઉપયોગ કેમ થાય ? જેમ એક પછી એક દીવો થાય તેમ તેના અંતરમાં વધારે અજવાળું પડ્યું. તેની અને તેના રાજપુરુષો વચ્ચે અંતર વધવો જોઈએ, પોતે તે બધા કરતાં વધારે અગમ્ય પ્રભાવ ધારે છે એમ બધાને થવું જો એ. તેમની મદદ વિના પોતે સત્તા ચલાવી શકે છે એમ તે બધાને લાગવું જોઈએ.

જ્યારે આ વિચારમાળાનો અંત આવતાં તેણે ઊંચું જોયું ત્યારે સામે કાક ઊભો હતો. વિચારો કરતાં તે કાકને વીસરી ગયો હતો. કાકે પણ મહારાજની મુખમુદ્રા પરથી તેના વિચારોના ગાંભીર્યની ગણત્રી કરી હતી, અને માનભેર મુંગોમુંગો તે ઊભો હતો. કાક જ્યારે બહાર નીકળ્યો ત્યારે આનંદમાં ઉભરાતો જયદેવ તેણે જોયો હતો, અત્યારે તે દૃઢ નિશ્ચલ નયનોથી જોતો પ્રભાવશાલી નરેશ તેણે જોયો. આવા ન સમજ પડે એવા ફેરફારો જયદેવમાં તેણે ઘણા જોયા હતા. કાકને કંઈ અજાયબી લાગી નહીં.

ધીમેથી, સખ્તાઈથી, વિચારના ભારથી સ્થિર થએલી નજર જયદેવે કાક પર ઠારી અને પછી પુછ્યું:

"કાક ! તું શી તૈયારીની વાત કરતો હતો ?"

બીજે કોઈ વખતે કાક મહારાજનું આવું સ્વરૂપ જોઈ, નમતું આપી તેને રીઝવવા પ્રયત્ન કરત, પણ મંજરીએ લીધેલા વચનથી તેના સ્વભાવમાં ઉદાસી આવી હતી, નિરાશાના દુઃખે તે બેપરવા બન્યો હતો, નિષ્ફલતાના ભાનથી પેદા થએલી વ્યથા તે અભિમાનથી દબાવવા માગતો હતો. જે

સવાલ પુછવાની રીત જયદેવ જેવા નરેશમા તે સાધારણ ગણત તે તેને અત્યારે સાલી તેણે ગૌરવથી મહારાજ સામે જોયુ અને શાતિથી જવાબ આપ્યો "મહારાજે કહી હતી તે"

જયદેવ આ જવાબે કરેલો સત્તાનો પ્રતિધ્વનિ સમજ્યો તેને મીનળદેવીનુ વાક્ય ખરુ લાગ્યુ, આ માણસે તેને પરખ્યો હતો અને તેને મન એનો હીસાબ નહોતો તેની પક્કાઇએ તેને સુચવ્યુ કે રાજમાતાનુ સૂત્ર પુરેપુરુ અમલમા મુકાય એમ નહોતુ, એટલે જરા ધીમેથી પણ શાતિથી તેણે પુછ્યુ "શુ શુ કર્યું?"

"મે કર્યું તેનો ઘણો ખરો આધાર આપની નિશ્ચય પર રહેશે આપે માગુ સ્વીકારવાનો નિર્ણય કર્યો?"

"ના" રાજાએ ટુકુ પતાવ્યુ કાકે કૈં જવાબ નહીં આપ્યો "એટલે કાલે રાજ્યસભામા જરા કચવાટ થશે, પણ મને તેની પરવા નથી"

જે સત્તાશીલતા રાજા દાખવવા પ્રયત્ન કરતો હતો તે જોઇ કાકને મનમા હસવુ આવ્યુ, પણ તે જીદે ભરાયો હતો અને ખુશામત કરવા ઇચ્છતો નહોતો તેણે જવાબ દીધો "જી"

"મારે ઉબકને બતાવવુ છે કે પાટણનો રાજા રમકડુ નથી, પણ ખરો સત્તાધીશ છે"

કાક નિશ્ચલ હતો, તે માત્ર હાથ જોડી ઉભો રહ્યો તેના મનમાં થયુ કે શુ મીનળદેવીએ શીખવેલા પાઠ ઉચરાય છે?

"મારે આપણા મત્રીઓને પણ ખાત્રી કરી આપવી છે કે પાટણનો ધણી હુ છુ" જયદેવે આગળ ચલાવ્યુ

"જેવી અન્નદાતાની મરજી" મુછમા હસવુ દબાવી કાકે કહ્યુ

"એ ઇચ્છા પાર પાડવી કૈં સહેલી નથી અવતીનો સેનાપતિ જેમ તેમ અ જાય એવો નથી" રાજાએ વિચાર કરતા કહ્યુ

"મને ખબર છે મહારાજ આપણે ત્યા રાજ્યસભા મહાજનના પચ જેવી વધારે લાગે છે"

જયદેવ કાકની હીમતથી દીંગ થઇ ગયો, તેણે ગૌરવ જાળવવા સખ્તાઇથી પુછ્યુ "એટલે?"

"એટલે" કાકે શાંતિથી આગળ ચલાવ્યું, "ઉબ્બક જેવા દુર્જય સેનાપતિને વેપારીઓના પક્ષથી ડારવા બને એમ નથી એને તો યોદ્ધાઓના તેજથી આંજવો જોઈએ"

"બરોબર" જયદેવને કહ્યા વગર નહીં ચાલ્યું

"આપ રજા આપો એટલી જ વાર છે"

"શી રજા?"

"લાટના ત્રણસો સુભટો મંડળેશ્વર મહારાજની સાથે સભામાં આવવા તૈયાર છે"

'પણ મહાસભામાં ભટ્ટરાજ વિના કેમ આવી શકે? મહાઅમાત્યની રજા જોઈએ"

"દશ યુદ્ધ લડે તે ભટ્ટરાજનો પણ ભટ્ટ અને મહારાજની આજ્ઞા હોય તો મહાઅમાત્યને પુછવાની શી જરૂર?"

જયદેવ સખ્તાઈ વીસરી હસ્યો, તેને લાગ્યું કે કાક તેના હૃદયની અભિલાષાઓ ખરેખરી સિદ્ધ કરે એવો છે "પણ તેથી શું? ત્રણસો યોદ્ધાઓથી શું ઉબ્બક ગભરાશે?"

"આપણે તેને ક્યાં ગભરાવવો છે? આપણે તો એટલું જ બતાવવું છે કે પાટણનો પ્રતાપ કંઈ અવંતીથી ઓછો નથી"

"પણ આટલાથી તે કેમ થશે?"

"આટલાથી આપ ક્યાં અટકવાના છો? ચોસઠ પરમાર વિના અવંતીનાથ બહાર નીકળતો નથી, પાટણના નાથે સો સુભટ વિના સભામાં આવવું જોઈએ નહીં"

"સો સુભટ!" આંખો ફાડી રાજાએ કહ્યું "ત્રણસો તો તે કહ્યા અને આ બીજા સો?"

"તે યોદ્ધાઓ તો સામાન્ય, આ તો શ્રેષ્ઠ વર્ણના, દેવ સમાન તેજસ્વી અને વિશાલબાહુ સો વીર તેમનો ધર્મ માત્ર આપના અંગની અને ગૌરવની રક્ષા" ધીમેધીમે દરેક શબ્દની પુરી અસર કરવા કાકે કહ્યું

"શું કહે છે? એ બધા લાવશે ક્યાંથી?"

"સો બ્રાહ્મણ યોદ્ધાઓ આપના અંગરક્ષકો થવા તૈયાર છે, આપની રજા મળે એટલી જ વાર છે આપનો મિત્ર શોભ તેનો નાયક થવા પણ ખુશી છે"

જયદેવે જવાબ ન આપ્યો આવા યોદ્ધાઓથી વીંટાએલો પોતે કેવો ભવ્ય લાગશે તેનો પલવાર વિચાર કરતા તે દીંગ થઇ ગયો

"પણ બ્રાહ્મણ અંગરક્ષકો—"

"હાજી મનુષ્યોમા શ્રેષ્ઠ બ્રાહ્મણ" ગૌરવથી કાકે કહ્યુ અને પછી ઉમેર્યું "અને નહીં જૈન કે નહીં રજપુત"

રાજા સમજ્યો કાકની બુદ્ધિ પર તે રીઝ્યા થઇ ગયો

"પછી?" તેણે પુછ્યુ

કાકે જોયુ કે પોતે વિજય મેળવ્યો હતો

"પછી શુ? આપના છેલ્લા પરાક્રમે અવધિ કરી છે, તેના યશોગાન આપના બારોટ ગાશે"

"કયુ છેલ્લુ પરાક્રમ?" જરા વિસ્મય પામતા જયદેવે કહ્યુ

"વીરા બારોટે એક અમર કવિતામા ઉતાર્યું છે તે—આપે જુનાગઢના રા'ને પાંચાળમા બીડાવ્યો તે" ગંભીર મુખ રાખી કાક બોલ્યો તેની આખમા જરાક હાસ્યનુ દર્શન થતુ હતુ

"તુ શુ બોલે છે?"

"હુ નથી બોલતો વીરોની વીરતાના પ્રમાણરૂપ કવિતો બોલે છે"

"તે સાભળ્યુ?"

"હુ તે સાભળીને જ ચાલ્યો આવ્યો છુ"

"તેજ બનાવરાવ્યુ હશે?" હરખાતા રાજાએ કહ્યુ

"મને તો પુછ્યુ તે કહ્યુ"

"કાક તુ પુરો મુત્સદ્દી છે" રાજાએ ખુશ થઇ જતા કહ્યુ

"આપની સેવા એ મારો ધર્મ છે"

"ઠીક ત્યારે હુ કાલે બીજુ પણ કરવાનો છુ" રાજાએ કહ્યુ

"શુ?"

"ન્યાય ઉદાએ મારી ખંભાતની પ્રજા રંજાડી છે"

"જી" જરા હોઠ પીશી કાક બોલ્યો

"મારા રાજ્યમા મારે ન્યાય પ્રવર્તાવવો છે અને તેની શરૂઆત હુ જ કરવા માગુ છુ"

"કાક સમજ્યો નહીં કે શા વિચાર જયદેવનુ મોઢુ પાછુ હસી રહ્યુ"

"પહેલી શિક્ષા હુ વેઠીશ પાચાળ જતા માર્ગ સૈનિકોએ બે ગામ ઉજ્જડ કરી મુક્યા છે, તેના માલીકને મારે પાચ ગામ આપી બદલો વાળવો છે તે પણ કાલે જ કરવુ છે"

"તેનાથી રૂડુ શુ?" કાકે રાજાની ચતુરાઈ પર ફીદા થતા કહ્યુ "કોના ગામ ઉજ્જડ કર્યા છે?"

"કાલડીના દેવડાના બીચારો ન્યાય માગવા આજે કેટલા દિવસથી આવ્યો છે, પણ કોઈ દાદ દેતુ નથી વારુ કાક" રાજાએ કહ્યુ અને તેની આખોમા કૈ જુદુ જ તેજ આવ્યુ "તુ અત્યારે તેની પાસે જા તે વડાપાડામા રૂપસિંહ જાદવને ત્યા ઉતર્યા છે તેમને કહેજે કે મહારાજ કાલે તમારી અરજ ધ્યાનમા લેશે"

"જેવી આજ્ઞા" કહી કાક રજા લેવાનો વિચાર કરતા હતો તેટલામા જયદેવની નજરે તેને રોકયો તે નજર સ્નેહાળ, આનદે પ્રફુલ્લ બની રહી અને તેણે ધીમેથી કહ્યુ

"કાક!" રાજાનો હાથ અજાણતા તેની ઓટીમા રહેલા ફુલ તરફ ગયો "દેવડાને મળી, પછી રૂપસિંહના ઘરની પાછળની ગલીમા જજે"

"જી"

"જ્યાર જરા અધાર થાય કે ત્યા એક કબુતરખાનુ છે ત્યા ઉભા રહી બે તાળી પાડજે એટલે સામેની બારીમા એક છોકરી આવશે તેને એક ગુલાલનુ પડીકુ આપજે ને કહેજે—"

કાક સખ્તાઈમા, ગૌરવથી ટટાર બન્યો અને મર્યાદા છોડી વચ્ચે બોલ્યો "મહારાજ! હુ યોદ્ધો છુ—બ્રાહ્મણ છુ આ કામ મારુ નહીં આપના મહેલમા આ કામ માટે હજાર હજુરીઆ છે"

રાજાએ હોઠ કરડયા, આવુ કહેવાની હીંમત તેણે ભાગ્યેજ સાધારણ

માણુસોમા જોઇ હતી, છતા તેનામા આ ગર્વની કીંમત આંકવાની ને તેની ખુબી પીછાણવાની બુદ્ધિ હતી

"કાકભટ્ટ !" તેણે નરમાશથી કહ્યુ, "ઓછુ નહીં આણુશો હુ તમને હજુરીઓ નથી ગણુતો, પણુ મારા મિત્ર માનુ છુ "

"ત્યારે મિત્ર તરીકે બધુ કરવા તૈયાર છુ પણુ આ હજુરીઆતું કામ—"

"ના આ માત્ર હોળીનુ ગુલાલ હુ નથી મોકલતો, લગ્ન કરવાનુ વચન આપુ છુ "

"લગ્ન ! કાલડીના દેવડાની—"

"દીકરી હા કાક ! તેથીજ હુ તને એની પાસે મોકલુ છુ રાણુક સ્ત્રી નથી–દેવી છે એનામા દૈવી અંશ છે, મારા રાજ્યની એને રાજ્યલક્ષ્મી બનાવવી છે કાક ! તુ વિશ્વાસપાત્ર છે એટલે તને કહેતા હરકત નહીં થોડા દિવસ પર જ અમે મળ્યા, પણુ એટલા દિવસથી મારી રગમા જુદુ જ લોહી ફરે છે એ છે બાળક, પણુ ખરી ક્ષત્રીઆણી છે, અગ્નિના ભભક ને પ્રતાપ તેને ડગલે ડગલે ઝરે છે "

કાકને જયદેવના સ્વભાવનો એક અજાણ્યો પ્રદેશ દેખાયો તેના સ્વભાવના વિચિત્ર સ્વરૂપો અને તેના પ્રભાવશાલી રૂપાતરો કાકને પણુ અદ્દભુત લાગ્યા

કાકે સદેશો લઇ જવાનુ કબુલ કર્યું

—— o ——

# પ્રકરણુ ૧૬ મું

## કાલડીનો દેવડો

કાક રાજમહેલમાથી બહાર નીકળ્યો એટલે સામે પાલખીમા બેસી ઉદા મહેતા આવતા મળ્યા ઉદાએ નીચા વળી નમસ્કાર કર્યા, કાકે આડુ જોયુ ઉદો અદર ગયો એટલે તે શુ કામ આવ્યો છે તે જાણુવા તે પણુ પાછો અદર ગયો

ઉદો જયદેવ પાસે ગયો, પણુ તેણે તેને મળવા ના પાડી હોય એમ

જણાયું, કારણ કે થોડી વારે મંત્રી પાછો આવ્યો અને પાલખીએ ચઢી રાજગઢની બહાર ગયો. કાકને કૈં સમજ પડી નહીં.

ઉદા મહેતાને પોતાનો પ્રભાવ દુર્જય છે એમ ખાત્રી હતી. જયદેવને તે રમકડું સમજતો હતો, અને શાંતુનો જમાઇ અને શ્રાવકોની આખની કીકીને કૈં પણ કરી શકવાની કોઇની હીંમત નહોતી એમ તે માનતો હતો. કાક છુટ્યો, પણ તે રાજ્ય ખટપટમાં તેને મન મગતરા સમાન હતો. આ કારણોથી જયદેવ મહારાજ રણવાસમાં હોવાથી મળવાની ના પાડી તેથી તે કૈં ગભરાયો નહીં, અને સાંજ પડી જતાં કાક તરફથી કૈં ભય આડે આવે એવી બીકે તેણે ઘેર વહેલા જ પાછા વળવાનું દુરસ્ત ધાર્યું. હજુ તે કાકનો પ્રભાવ શો છે તે નગબર સમજ્યો નહોતો.

ઉદો ઘર તરફ વળ્યો એટલે કાક રૂપસિંહ જાદવને ઘેર ગયો, અને કાલકીના દેવડાને તેણે મહારાજનો સંદેશો કહ્યો. તે વખતે સાંજ પડવાની વાર હતી એટલે આમતેમ ફરી તેણે વખત કાઢવાનો વિચાર કર્યો.

સાંજ પડતાં લહેરી લોકોના ટોળેટોળાં રંગ ઉડાડતા, પીચકારી મારતા શેરીએ શેરીએ ફરતા હતા, અને હોળીચકલે ગમ્મત કરતા, તોફાન મચાવતા, ગાળાગાળી કરતા, ઘેરૈયાઓ આવતી કાલને માટે બધી સામગ્રીઓ તૈયાર કરતા હતા. લોકોની ભીડમાંથી પસાર થતાં હમેશનું ચાપલ્ય વીસરી કાક પોતાના વિચારોમાં મશગુલ રહ્યો. આખરે સાંજ પડવા આવી એટલે તે પાછો રૂપસિંહ જાદવના ઘર તરફ ચાલ્યો.

એકદમ એકજણે આવીને તેનો હાથ પકડી તેને હલાવ્યો.

"કાક!" કાક વિચારમાંથી જાગ્યો.

"કોણ કૃષ્ણદેવજી?" કાકનો હાથ ઝાલનાર સજ્જન મંત્રીનો અતિથિ કૃષ્ણદેવ હતો. "તમે ક્યાંથી?"

'અત્યારે આમ ક્યાં મરવા જાય છે?' કૃષ્ણે ઠંડે પેટે પુછ્યું.

"એટલે?"

"એટલે તારામાં અક્કલ નથી. દશેક ઘેરૈયાઓનું ટોળું ક્યારનું તારી

પાછળ ભમે છે" કૃષ્ણદેવે ધીમેથી કહ્યુ, "તે જોતો નથી? હમણા જ તને વટાવી પેલી શેરી આગળ ઉભુ છે"

"મારી પાછળ શા માટે ભમે?"

"તે તુ જાણે પણ ડાહ્યો હોય તો પાછો જા" કૃષ્ણે કહ્યુ

"મારે એ શેરીમાજ કામ છે" કાકે કહ્યુ.

"ત્યારે તુ જીવતો પાછો આવવાનો નથી"

"કેમ જાણ્યુ?"

"તારી પાછળ એ ઘેરૈયા હતા, તેની પાછળ હુ હતો ઘેરૈયાઓના પાચ છ પાસે તરવાર છે ને ચારેક પાસે ડાગ છે એકે આની તને ઓળખાવ્યો "આ પેલો કાક" તેણે કહ્યુ તારુ નામ સાભળી મેં ધ્યાન આપ્યુ બીજાએ કહ્યુ "એને પૂરો જ કરવો છે" પહેલાએ હા કહી "મહેતાનો હુકમ છે" એટલે તને સ્વધામ મોકલાવવાની તૈયારી છે હવે જવુ હોય તો જા"

કાકે વિચાર કર્યો, ઉદા મહેતાનો કૈં પ્રપચ હશે એમ લાગ્યુ "પણ મારે આ શેરીમાજ કામ છે તેનુ શુ?"

"તે બધાનો વિચાર હુ કરુ?" કટાક્ષમયતાથી કૃષ્ણે કહ્યુ

"ત્યારે મારા પર એક અનુગ્રહ કરશો?"

"એક તો કર્યો, હવે બીજો બાકી છે બોલ, શુ છે?"

"આ શેરીમા એક કબુતરખાનુ છે ત્યા જઈ બે તાળી પાડજો, એટલે સામા બારીએ એક છોકરી આવશે"

'અરે વાહરે કાકભટ્ટ' તમે પણ આવા કારસ્તાન કરો છો?" કહી કૃષ્ણદેવ ખડખડ હસ્યો "વારુ પછી?"

"તેને આ રગનુ પડીકુ આપજો"

કૃષ્ણદેવ રગીલો હતો, તેને મજાહ પડી

"છોકરી આખ ઠારે એવી છે કે?"

"ખબરદાર!" કાકે પણ કૃષ્ણ વહેમાય નહીં માટે ખોટો ઢોંગ કરી તેને ચેતાવ્યો

'મૈત્રીમાં દગલબાજી નહીં વારુ જરૂર કરશો.'

"હા, વચન પણ તું અહીંઆથી જા, નહીં તો સો વર્ષ આજે પુરાં મેં શું કહ્યું હતું ' પાટણના મહેતાઓથી તાબા" કહી તિરસ્કારથી તેણે ભવાં ચઢાવ્યાં અને રંગનું પડીકું કાકની પાસેથી લીધું

કાકને વિચાર થયો કે કૃષ્ણ જૂઠું તો નહીં બોલતો હોય પણ તેને જૂઠું બોલવાનું શું કારણ? અને ગમે તે હોય પણ અત્યારે પાછા જવું ડહાપણભરેલું દેખાયું વખત છે ને તે ઘાયલ થાય કે મરી જાય તો મંજરીનું બેલી કોણ? તેના દુશ્મનની મુરાદ બર આવે અને મંજરી સદાને માટે દુખી થાય આ વિચારથી તેણે કૃષ્ણની સલાહ માની પણ તેને પુરેપુરું જાણ્યા વિના કળ વળી નહીં, એટલે કૃષ્ણદેવ આગળ ગયો કે તેની પાછળ ઘરોને ઓથે લપાતો લપાતો તે આગળ વધ્યો

એક ઓટલા પર આઠ દશ ધેરૈયાઓ લપાઈને બેઠા હતા અને અવારનવાર ટીકી ટીકીને કોઈના આવ્યાની વાટ જોયા કરતા હતા કાક બને તેટલો પાસે ગયો જ્યારે કૃષ્ણદેવ ગાતો ગાતો ત્યાંથી ગયો ત્યારે એ સતાઈને બેઠેલા માણસોમાંનો એક બોલ્યો "આ ચાલ્યા"

"નારે" બીજાએ ધીમેથી કહ્યું, "આ તો ધેરૈયો છે પેલો તો સાદે વેષે છે"

કાકને ખાત્રી થઈ અને તે ત્યાંથી ઝપાટાબંધ ઘેર ચાલ્યો

કૃષ્ણદેવ આનંદથી ગાતો ગાતો આગળ વધ્યો તે પાટણ આવી અહીંઆની રસિક જીંદગીનો પુરેપુરો સ્વાદ ચાખતો હતો, અને વસંતોત્સવ જેવા પ્રસંગે બધા લહાવા તેણે લેવા માંડ્યા હતા તે પાટણ આવ્યો ત્યારે લહેર ઉપરાંત કે કામ પણ તે કરવા આવ્યો હતો તે કામ વીસરતો ગયો અને લહેર વધારે કરવા લાગ્યો તેનો સ્વભાવ જેવો બેદરકાર હતો તેવો જ ન કળાય એવો હતો તે હતો ગમતી, પણ તેને કોઈ મિત્ર નહોતો તે પોતે બધાથી નીરાળો, તટસ્થ રહેતો આ કારણથી તે અત્યારે એકલો મજાહ કરવા નીકળ્યો હતો અને તેમાં કાકે સોંપેલું કામ તેને ઘણું જ પસંદ પડ્યું

તે કબુતરખાના આગળ પહોચ્યો સામે એક નાની નીચી ગોખવાળી બારી હતી તેણે કાકે કહ્યુ હતુ તે પ્રમાણે તાળી પાડી તરતજ જાણે તાળીની વાટ જોતીજ બેઠી હોય તેમ એક છોકરી નીકળી સાજના વધતા અધારામા કૃષ્ણદેવ તેને બરાબર આઘેથી જો શકો નહી હીંમતથી તે પાસ આવ્યો

છોકરીનુ મુખ સ્પષ્ટ નહોતુ દેખાતુ, માત્ર તેમાથી બે કાળી ચમકતી આખો જ દેખાઇ

"જેની વાટ જુઓ છો તેણે સદેશો મોકલ્યો છે" ટોળમા કૃષ્ણે કહ્યુ છોકરી ચમકીને પાછી હઠી

"કોણ છે ?" અવાજમા મૃદુતા હતી 'જેની વાટ જુઓ છો તેનો મિત્ર"

"મિત્ર!"

"હા આ રગ મોકલ્યો છે, કાને આ રગે રગાઇ હોળી ઉજવજો" કૃષ્ણે જરાક હસી ઉમેર્યુ કૃષ્ણદેવનો મોરલી જેવો અવાજ, તેની મોલવાની રીત આગળ વર્ણવી હતી, તેણે આ છોકરીનુ પણ ધ્યાન ખેચ્યુ

"વારુ મહારાજને કહેજે—" છોકરી બોલી

"મહારાજ–" જરા વિસ્મય પામી કૃષ્ણે પુછ્યુ તે તો માત્ર ધારતો હતો કે આ કાકનીજ પ્રિયતમા છે

"હા તારા મિત્ર" જરાક હસી છોકરી બોલી

"તેને કહેજે કે મને કાલે મળે"

"વારુ બીજુ કૈં મહારાજને કહાવવુ છે?" મહારાજ કોણ છે તે જાણવા કૃષ્ણે કહ્યુ

"બીજુ શુ ? હા, કહેજે કે કાલ સભામા કસોટી છે મહારાજા છો ને મહારાજાજ થશો" કહી બારી બધ કરી છોકરી ચાલી ગઇ

કૃષ્ણદેવ દીગ થઇ ગયો મહારાજ–સભા–મહારાજા ! શુ આ છોકરી જયદેવની પ્રિયતમા હતી? ત્વરાથી તે નિર્ણય પર આવ્યો અને જે ઘરમાથી તે છોકરી નીકળી હતી તેને આગલે બારણે જઇ બેઠો

થોડી વારે બે જણ અંદરથી નીકળ્યા અને એક જણે ઘર તરફ હાથ કરી કહ્યું "દેવડો માળો નસીબદાર તો બહુ."

કૃષ્ણદેવને એટલું જ જોઇતું હતું. તેણે આગળ આવી પુછ્યું "અહીંઆ દેવડા રહે છે ને?"

પેલામાંથી એકે જવાબ આપ્યો "કોણ કાલડીનો?"

"હા."

"હા અહીંઆજ છે."

"પણ આ ઘર કોનું? હું નામ જ ભુલી ગયો." કૃષ્ણે કહ્યું

"રૂપસિંહ જાદવ"

"અરે હા" કરી કૃષ્ણદેવ નમસ્કાર કરી ઘરમાં પેઠો.



# પ્રકરણ ૧૭ મું

## રાજ્યસભા

પૂર્ણિમાની સવારે રાજગઢ ઉભરાઇ રહ્યો હતો અને તેનો સભાખંડ ઈંદ્રની દેવસભાના સ્થાન સમો દીપી રહ્યો હતો. ખંડના ચોથા ભાગમાં ઓને મઢેલો જરાક ઉંચો ચોરો હતો, અને તેની વચમાં મહારાજને માટે ઝગમગતા મખમલના ગાદી તકીઆ હતા. તેની પાછળ ચાર પુરુષો હાથમાં ચામર લઇ, પથ્થરના પુતળાની માફક ઉભા હતા. તેમની વચ્ચે એક જણ બંધ કરેલું જરીથી ભરેલું છત્ર લઇ ઉભો હતો.

સવાર પડતાંજ આયુધમલ્લ ભદ્રરાજ લાટના હૃષ્ટપુષ્ટ, શસ્ત્રોથી સજ્જ બનેલા, વ્રણોથી વિભૂષિત, ત્રણસો યોદ્ધાઓ લઇને આવ્યો. તે બધા આ માન મળ્યાથી મલકાતા હતા, અને અભિમાનના તોરમાં મુછો પર તાલ દેતા હતા. આવતા વાર કાક આયુધમલ્લને મહારાજ પાસે લઇ ગયો. મહારાજે એક હજુરીઆને બોલાવી બધા યોદ્ધાઓને રાજ્યસભામાં લઇ જવાનું ફરમાવ્યું.

મહારનું ચોગાન લોકોથી ઉભરાવા લાગ્યું, સભાખંડ ધીમેધીમે

ભરાવા લાગ્યો તે ખડમા લાટના યોદ્ધા ચારે તરફ છેક ભીંત પાસે ઉભા રહ્યા ત્યાર પછી ભટ્ટરાજો આવ્યા મુછો મરડતા ગરાસીઆઓ–રંગથી રંગાયલા, કોઇ ઘોડા પર તો કોઇ પગે ચાલતા, ધીમેધીમે આવી લાગ્યા, અને બારણાથી સિંહાસન સુધી જવાનો સીધો રસ્તો મુકી, શીરસ્તા મુજબ ડાબી બાજુએ બેઠા મહાજનો આવ્યા–પાઘડી અને ખેસની ચમકથી દીપતા, નીચા નમીનમી ચારે તરફ હસતા અને નમસ્કાર કરતા, અને સભાખડની જમણી તરફ પાછળથી બેઠા જટામડલ ધારતા, રુદ્રાક્ષની માલાના ભારથી નીચા નમેલા, જામ અને આચમની હાથ ધરી વિપ્રવર્યો ધીમેધીમે આવવા લાગ્યા, અને મહાજનોની આગળ બીરાજ્યા સાધુઓ આવ્યા, અને વશપરપરાનો દ્વેષ ભુલી બ્રાહ્મણોની સાથે બેઠા

પછી ચોરા પર બેસવાના અધિકારીઓ રસાલા સાથે આવવા લાગ્યા–કેટલાક ઘોડા પર, કેટલાક પાલખીમા, કેટલાક રથમા કે હાથી પર, અને પોતાની પદવી પ્રમાણે ચોરા પર બીરાજ્યા ચારે દિશામા પાટણની પતાકા ફરકાવનાર સેનાપતિઓ, ગુજરાતની સત્તાના સ્તભરૂપ સામતો, સરસ્વતીના પાટવી પુત્રો સમા મહાપડિતો, અને પાટણના ગૌરવના સ્રષ્ટા મનાતા મત્રીવર્યો ધીમેધીમે ચોરા પર બીરાજવા માડયા કેટલાક અગ્રગણ્યોના કુટુબીઓ, દેશદેશના [1]સધિવિગ્રહકો અને અતિથિઓ પણ ચોરા પર બેઠા. ચોરો ઉતરતા જ બારોટો માટે સ્થાન હતુ ત્યા આઠ પ્રતિષ્ઠિત બારોટો બેઠા નવઘણ રા' હાર્યો તેથી નિરાશાભર્યા મુખે અને રાજ્યોનો પ્રતાપ જોઇ નિરતર બળતા હૃદયે દેશળદેવ મડલેશ્વર અને તેનો ભાઇ વિશલ આવ્યા, ગ્રહોની ગણના કરતા ગજાનન પડિત અને ભવિષ્યમા જયદેવની સભાના શોભારૂપ થનાર રાજ્યગુરુ આમશર્માં[2] નમસ્કારો સ્વીકારતા આવ્યા, પચાસર પારસનાથની પોષધાશાલાના અધિષ્ઠાતા, સાધુગણમા શ્રેષ્ઠ એવા મુનિ વિજયચદ્રસૂરિ બે શિષ્ય સમેત આવ્યા, નાયક વૃદ્ધ મત્રી લુલો અને ધરણી ક્રુજાવતે ડગલે ચાલતો ચાપાનેરનો ધણી સજ્જન તેના પુત્ર લક્ષ્મણ સાથે આવ્યા

---

૧ એલચી ૨ કીર્તિ-કૌ.–આમીગર ૩. ચિ

તરત જ હાથી પર ચઢી ફરી આવ્યો તેના મનમા જરા ઉચાટ હતો કાલે જયદેવ મહારાજને ન મળાયુ, રાતે કાક હાથમાથી છટકી ગયો, મોડી રાતે સાભળ્યુ કે રાજ્યસભાની ગોઠવણુ માટે મહારાજ પોતે હુકમ આપે છે—એ બધા બનાવો છતા તેને ગભરાવાનુ કારણુ લાગ્યુ નહીં પાટણુના જૈનોનો તે માનીતો હતો, ખભાત તેનુ હતુ ખતીબ તેના વિશ્વાસુ માણુસોના કબજામા ખભાતમા હતો, બીજી કોઈ દિશામાથી ભય નહોતો

સભામડપમા આવતા તેણે લાટના યોદ્ધાઓને જોયા અને તેને કપાલે કરચલીઓ પડી શુ તેઓની હાજરી કાકનો પ્રતાપ સૂચવતી હતી ? તેણે એ વિચાર હસી કાઢયો કાક સભામા દેખાતો નહોતો તે જઈને સજ્જન મહેતા પાસે બેઠો અને આડી વાતો કરવા લાગ્યો

* * *

તે વખતે રાજગઢના અદરના ભાગમા જયદેવ મહારાજ તૈયાર થતા હતા ત્રિભુવનપાલ ત્યા આવી પહોંચ્યા હતા અને દૂર કાક અદબ વાળી ઊભો હતો જયદેવ મનમા મલકાતો હતો અને આજના પ્રસગનો વિચાર કરી ક્ષોભ પામતો હતો કોટે ઘરેણા પહેરતા પણુ તેનો ધ્રુજતો હતો

એકદમ બારણામાથી મુજાલનો અવાજ આવ્યો અને ત્રણે જણ પોતપોતાના હૃદયમા તેનાથી બીતા હતા

“ કેમ મહારાજ ! તૈયાર થયા ?” મુજાલ મહેતા સફેદ પાઘડી અને સાદા કીમતી વસ્ત્રોમા શોભતા આવ્યા તેમની ભવ્ય મુખમુદ્રા અદ્ભુત લાગતી હતી એક તીક્ષ્ણ નજરથી તેમણે ત્રણે જણને જોયા

“ હા તૈયાર થાઉં છુ ને ”

“ મારા મનમા કે હેઠળ જતા પહેલા મળી આવુ જોજો આજે તમારી પરીક્ષા છે ”

આ માયાભર્યા, મશ્કરીભર્યા શબ્દો સાંભળી જયદેવને જાણે પોતે બાલક હોય તેવો ભાસ થયો શુ બોલવુ તે તેને સૂઝયુ નહીં

' આજે રાજસભામા તમે લાટના યોદ્ધાઓ બોલાવ્યા એ ઘણુ સારુ કર્યુ'' કહી તેણે કાક તરફ નજર નાખી "અંકુશથી જેમ હાથી ચાલે તેમ માન અને આદરથી જ યોધ્ધો શૂર દર્શાવે કેમ ત્રિભુવન ?"
ત્રણે જણે એકમેકની સામે જોયુ અને જાણે ચોરી કરતા પકડાઇ ગયા હોય એમ તેમને ભાસ્યુ

"તમને વાત પસદ પડીને ?" આખરે જયદેવે પુછ્યુ

"જે તમારુ ગૌરવ વધારે તે મને પસદ પડેજ, પણ કરવુ લાગે તમારા કુલને શોભે એવુ કરવુ"

"શુ ?"

"એ બધાને એકેક ગામ આપી ભટ બનાવો" જયદેવનો જીવ તાળવે ચોટયો, ત્રિભુવનપાલ આખ ફાડી રહ્યા કાકે નીસાસો નાખ્યો તેને લાગ્યુ કે મુન્જાલમહેતાને કદી પહોચાવાનુ નહીં એક શબ્દે તેણે તેમના મુત્સદ્દીપણાને અલ્પ કરી મુકયુ

"હા એ પણ ઘણુ સારુ" જયદેવે કહ્યુ, "બીચારાઓએ લાટ અને સોરઠ બે સર કર્યા –"

"અને રાજ્યસભામા તમારા બોલાવ્યા આવે ને ખાલી હાથે જાય!" મુન્જાલે ઉમેર્યુ

"બરોબર છે" ત્રિભુવને કહ્યુ

"વાર ! ત્યારે હુ જાઉ છુ તમે આવી પહોચો" મુન્જાલે કહ્યુ "અરે પણ હા મહારાજ! જો પેલી ખભાતની વાત આજે છેડવાનો વિચાર હોય તો જરૂર કરજો"

"કેમ ?" પોતાની બધી હોશીઆરી પર પાણી ફરતુ જોઇ જયદેવ મહારાજે પુછ્યુ

"કાકની વાત સાચી છે ઉદાએ પેલા યવનને કેદ કરી રાખ્યો હતો"

"તમે કેમ જાણ્યુ ?" આશ્ચર્ય પામી રાજાએ પુછ્યુ

"આપણે પાચાલ હતા ને ત્રિભુવને મને વાત કહી કે મે તરત ખતીબને તેડવા માણસ મોકલ્યો હતો. તે મ્લેચ્છ આજે જ આવ્યો

છે, બહાર ઉભો છે ઉભા રહો, હુ એને અંદર મોકલુ ચાલો ત્યારે આવી પહોચજો" કહી કાક તરફ એક વિજયદર્શક દૃષ્ટિ નાખી મુત્સદ્દી મહાઅમાત્ય ત્યાથી ચાલ્યા ગયા

રાજા, ત્રિભુવનપાલ અને કાક જાણે પગ નીચેની ભોય સરી ગઇ હોય તેમ બેભાન બની ઉભા, બધાને લાગ્યુ કે મુંજાલમહેતાએ તેમને સખ્ત હાર ખવરાવી હતી અને તેના આગળ તેઓ બાલક સમાન હતા

"મામા બહુ જબરા છે" ત્રિભુવને ત્રણેના હૃદયની વાત કહી નાખી

કોઇ જવાબ આપે તે પહેલા બારણામા ખતીબ આવ્યો તે હાથ જોડી ધ્રુજતો ઉભો રહ્યો

"આ ખતીબ?" રાજાએ પુછ્યુ

"હા જી"

"ઠીક એને બોલાવુ ત્યારે તુ એને લઇને આવજે" કહી રાજા અને ત્રિભુવનપાલ સભાખડમા ગયા મુંજાલ અને શાતુ ઉબકને ત્યા પહેલેથી લઇ ગયા હતા

"કાકની કલ્પનાશક્તિ સચોટ હતી લાટના યોદ્ધાઓની હાર સભાને કૈં ન્યારુ જ સ્વરૂપ આપતી હતી, અને જ્યારે પચાસ શસ્ત્રથી સજ્જ અંગરક્ષકો સભામા દાખલ થયા ત્યારે સભાજનોના આશ્ચર્યનો પાર રહ્યો નહીં–બધા દીંગ થઇ ગયા—સત્તાના આડબરથી મહાત થયા એ અંગરક્ષકોની પાછળ જયદેવ મહારાજ ત્રિભુવનપાલ સાથે દાખલ થયા તેમની પાછળ બીજા પચાસ અંગરક્ષકો આવ્યા

બહાર ડંકા ગડગડયા, અંદર મેદની ઉભી થઇ ગઇ ચારે દિશા "જય સોમનાથ!" અને "જયદેવ મહારાજની જય!"ના ઘોષથી ગાજી રહી

રાજાએ સભામા આવેલા છસો સાતસો પુરુષોના મો સામે જોયુ શૂરવીરો, બુદ્ધિવીરો, ધનવીરોનો આવો અપ્રતિમ સમૂહ પોતાનો તાબેદાર છે તે જોઇ તેનું મો મલકાયુ, તેની આખમા સત્તાની ચમક આવી, તેના ડગલામા દેવોની નિશ્ચલતા જણાઇ અભિમાનભર્યા હાસ્યથી, દુર્જેય

દૃષ્ટિપાતથી તેણે ઉબક સામે જોયું. માલવાનો સેનાપતિ—અણડારેલો—સ્વસ્થપણે ઊભો હતો. આ બધો ભભકો ગમે તેવો હોય પણ પટ્ટણીઓ તેની મહેરબાનીથી આજે જીવતા હતા. આ વિચાર તેના મોઢા પરથી સ્પષ્ટ દેખાતો હતો.

ગજા બીરાજ્યા ને વીરા બારોટે કવિત શરૂ કર્યું. બારોટે અનહદ વીરરસની જમાવટ કરી હતી. તેના શબ્દે શબ્દે શૌર્ય ઝરવા લાગ્યું. તેવી ઉપમાએ ઉપમાએ જયદેવની કીંમત વધતી ગઇ. જ્યારે કવિત પુરૂં થયું ત્યારે સભાજનને ખાત્રી થઇ ગઇ કે જયદેવ જેવો શૂરવીર યોદ્ધો ભૂત કે ભવિષ્યમાં થયો નથી ને થવાનો નથી. પાંચાલમાં થયું એવું દારૂણ યુદ્ધ આંખે કોઇએ જોયું નથી અને કાને કોઇએ સાંભળ્યું નથી. અને જયદેવે રા' પર મેળવેલા વિજય જેવો વિજય ભુલેચુકે ઇંદ્રે પણ કોઇ દિવસ મેળવ્યો નહોતો. ઉબકે એક આંખ કાઢી જયદેવે આગળ કર્યું તેની તેને ખબર નહોતી. તેના હૃદયમાં જયદેવ માટે માનના અંકુર ફુટ્યા. જયદેવ જરા શરમાયો. શું તેણે કર્યું! અને કેવું તેનું આ વર્ણન! તેણે મનથી કાકનો ઉપકાર માન્યો.

બાદ થોડી વિધિ તથા વાતચીત થયા પછી જયદેવે ઉબકને પુછ્યું

"સેનાપતિરાજ! પાટણમાં ફાવે છે ને? અમારા આતિથ્યમાં કંઇ ખામી તો નથી રહી ગઇ ને?"

"ના, ખામી શાની? હવે આપ અમારી અભ્યર્થના સ્વીકારો એટલી જ વાર છે."

"કેમ? શું અમારાથી થાકી ગયા?"

"ના. પણ આજે સાંજે મારે મુકામ ઉપાડવો છે. કામ હશે તો મારો કીર્તિદેવ અહીંઆ થોડા દહાડા રહેવાનો છે."

"હા, ભલે રહે. પણ મહેતાજી! મારે મારા લાટના યોદ્ધાઓને શીરપાવ આપવો છે."

"જેવી આપની મરજી" કહી મુંજાલ જરા હસ્યો. ઉદાએ ચમકી આમ તેમ જોયું. પણ કે કાક જણાયો નહીં એટલે તેને નીરાંત વળી.

“મારા બહાદુર સૈનિકો !” જયદેવે જરા મોટે સાદે સભાની છેવટે ઊભેલા સૈનિકોને ઉદ્દેશીને કહ્યુ “મેં મંડલેશ્વર જે કૈં કર્યું તે તમારે લીધે છે, અને તે શૌર્યના શીરપાવ તરીકે તમને દરેકને એક ગામ આપી ભટ્ટ બનાવું છું ”

આ ઔદાર્ય જોઈ સભા પલવાર વિસ્મય પામી અને પછી એક દમ આનંદના પોકાર કરી ઊઠી ભટ્ટરાજની પંક્તિથી નીચેની પંક્તિના માણસો કામ વગર સભામાં આવ્યાથી કેટલાક લોકોને અયોગ્યતા લાગી હતી તે લોકો પણ હવે સમજ્યા અને શૂરવીરોની કદર કરી માટે ઉત્સુક મનમાં જયદેવના વખાણ કરવા લાગ્યા

“મહેતાજી !” સભાના શિરસ્તા મુજબ પાછું મહારાજે મહાઅમાત્યને કહેવા માંડ્યુ “મારે હવે ન્યાય કરવો છે ”

“જી” મુંજાલે કહ્યુ, અને માત્ર સામાન્ય રાજ્યસભા ધારી આવેલા પુરુષોને અસામાન્યતાના ભણકારા વાગવાથી તેઓ ઉંચ ટાંકે અક્ષરે અક્ષર સાંભળવા તલસી રહ્યા

“કાલડીના દેવડાને એક ભારે અન્યાય થયો છે તેમના ગામ આપણા લશ્કરના કેરથી ઉજ્જડ થઈ ગયા છે દેવડાજી !” કહી રાજાએ ચારે બાજુએ જોયુ અને ચોરા પર પાછળ ભરાઈ બેઠેલો દેવડો ગભરાતો આગળ આવ્યો “મારા રાજ્યમાં મારે અન્યાયમાત્રનો વિનાશ કરવો છે એ બે ગામ ફરી વસાવવા તમને મારે પાંચ ગામ આપવા જોઈએ ” લોકો ફરીથી હર્ષનાદ કરી ઊઠ્યા, દેવડો રાજાનો ઉપકાર માનતો ઊભો હતો ત્યાં જ બેસી ગયો

“બીજો ન્યાય મારી ખંભાતની પ્રજાને કરવો છે ” રાજાએ આગળ ચલાવ્યુ ઉદો ચમક્યો, સભામાં તેના શાગીર્દ હતા એટલા ચમક્યા તે મંત્રીનુ હૃદય ધમકી ઉઠ્યુ “શુ મહારાજ !” તેણે મીઠામાં મીઠો અવાજ કાઢી પુછ્યુ રાજાએ તે શબ્દ તરફ ધ્યાન જ નહીં આપ્યુ

“ખંભાતની મ્લેચ્છ પણ રાંકડી પ્રજાને ત્યાંના લોકોએ રખડતી કરી દીધી છે અને તેમના ઘરબાર ફુંકી મુક્યા છે ”

"મહારાજ! વાત તદ્દન જુ—"

રાજાએ એક સત્તાવાહી દૃષ્ટિથી ઉદાને ડાર્યો. તેનું મોઢું ભવ્યતાથી તપતું હતું. મોટો ઘાંટો કાઢી તે બોલ્યો: "જયદેવ સત્ય શીવાય કૈં પણ કાને ધરતો જ નથી."

"મહારાજાધિરાજ! પણ એની તપાસ થવી જોઈએ." શાંતુમહેતાએ ધીમેથી જમાઈનો પક્ષ ખેંચ્યો.

"તપાસ થવાની જરૂર નથી, મેં પોતે જ તપાસ કરી છે." વધારે ને વધારે વધતા ગૌરવથી જયદેવે કહ્યું.

"આપે!" ઉદો બોલ્યો.

"હા. તમે એમ ધારો છો કે તમારા કારભારમાં રામનું જ રાજ્ય ચાલે છે, નહીં?" મહાજનોમાં ખળભળાટ થઈ ગયો. ઉદો લોકપ્રિય હતો અને તેની પ્રતિષ્ઠાને થતા આઘાતો સામાન્ય લોકોને ગમ્યા નહીં.

"મેં જ તપાસ કરી છે. શોભ!"

"જી."

"કાકને બોલાવ." શોભ નમસ્કાર કરીને બહાર ગયો. ઉદાએ કાકનો પ્રભાવ જોયો અને તે પ્રભાવને શમાવવા પોતાની શક્તિ એકઠી કરવા લાગ્યો. તેણે મદદ માટે શ્રાવક મંત્રીઓ તરફ જોયું.

તરત સભામાં કાક ખતીબને લઈને આવ્યો. ઘણાએ યવનને પહેલી વાર જોયો હતો. બધા વિસ્મય પામી જોઈ રહ્યા.

"મ્લેચ્છોની કતલમાંથી આ એક બચ્યો તે." રાજાએ કહ્યું.

ઉદાએ ખતીબને જોયો અને તેના હાજા ગગડી ગયા. તે નીચેથી ઉંચું જોઈ ન શક્યો. કાક મુછ મરડી.

"મહેતાજી! ખંભાતનો રાજ્યવહીવટ આવો ચાલે છે તેનો મને ખ્યાલ નહોતો." રાજાએ પાછું મુંજાલને કહેવા માંડ્યું. "મારા રાજ્યમાં બધા સલાહ શાંતિથી રહી શકે એ પ્રમાણે મારે શાસન ચલાવવું જોઈએ. ખંભાતના બ્રાહ્મણોથી માંડી દરેક ન્યાતના અગ્રેસરોએ મળી લાખ ટકા આને આપવા અને એની જાતના બધાના ઘરબાર ફરીથી બાંધી આપવા. આ ખંભાતને શિક્ષા. શોભ! પેલાં વસ્ત્રાભૂષણ લાવ."

શોભ વસ્ત્ર અને આભૂષણ લાવ્યો અને રાજાએ તે ખતીબને આપ્યાં. તે બીચારો ગલવાઈ, ભોંયે પડી પોતાની ભાષામાં અનેકાનેક ઉપકાર માનવા બેઠો. કાકે તેને સમસ્યામાં સમજાવ્યું કે તેણે હવે રજા લેવી. એટલે તે પ્રમાણે તેણે કર્યું.[1]

મ્લેચ્છને પણ આવો ન્યાય મળતો જોઈ ઉબક વિચારમાં પડ્યો અને સભા જયદેવ પર આફ્રીન થઈ ગઈ. રાજા ઉબક તરફ ફરવા જતા હતા. એટલામાં નીચા વળી મુંજાલે રાજાના કાનમાં કહ્યું:

"બધાને ન્યાય મળ્યા, પણ એક રહી ગયો."

"કોણ?"

"જેણે છુવના રા' પકડ્યો ને ખતીબને મરતો બચાવ્યો તે."

"કોણ કાક?" રાજા બીજી ભાંજગડોમાં મહેનતનો કે બદલો કાકને પણ આપવાનો હોય એ વાત વીસરી ગયા હતા. સત્તાધારી હમેશાં માન લેવાની ફરજ સમજે છે—આપવાની ફરજ યાદ રાખતા નથી. નગ્નલ એ સિદ્ધાંતના અપવાદરૂપ હતો.

"હાસ્તો."

"જરૂર" કહી જયદેવ ખતીબને લઈ પાછા વળવાની તૈયારી કરતા કાક તરફ જોઈ બોલ્યા: "કાકભટ્ટ! પાંચાલના યુદ્ધમાં તેમ જ ખતીબને બચાવીને તમે જે સેવા બજાવી છે તેનો બદલો વળાય તેમ નથી, છતાં ભટ્ટરાજનું પદ સ્વીકારી મારી સભાની શોભા વધારશો. તે શોભાને યોગ્ય તમને આઠ ગામની બક્ષીસ આપું છું."

કાક નીચો નમ્યો અને રાજાએ આપેલાં વસ્ત્રાભૂષણો તેણે લીધાં. ખતીબને એક અંગરક્ષક સાથે વળાવી તે ચોરા પર બેઠો.

"ઉબકરાજ! હવે આપને જવાબ આપું. તમારા જેવા વીર પુરુષના દર્શનથી અમે પાવન થયા. અવંતી આવવાનું અને તમારું ને તમારા રાજાનું આતિથ્ય સ્વીકારવાનું મન તો મને ઘણું થાય છે. પણ હાલ બને એમ નથી તો ક્ષમા કરજો.

પછીથી તણે 'મેયું' પ્રભુ કરશે તો ફરી મળીશું."

---

[1] જામી ઇલહીકાયત

"અમારુ આણેલુ માગુ આપ સ્વીકારો છો ને ?"

"તે પણ માગથી બની શકે એમ નથી" સભામા એકદમ શાતિ પ્રસરી આજે અણધારેલી બનવાનો દિવસ હતો આ જવાબ સાભળી ઉબકનો હોઠ ફરકી ઉઠયો, તેની આખ ભભુકી ઉઠી, તેણે હોઠ કરડી સ્વાસ્થ્ય ગળ્યુ

"કેમ ?"

'સેનાપતિરાજ ! તમે કયા રાજાઓના આચારથી અજાણ્યા છો ? નસીબમા હશે" શાતિથી રાજાએ ઉમેર્યું "તો અવતીરાજની કન્યાનુ પાણિગ્રહણ કરીશ, પણ તે અવતીને પાદરે, જ્યારે તમે પાટણને પાદરે હો ત્યારે નહી"

રાજાના માર્મિક વચનથી પટ્ટણીઓ ખુશ થઇ ગયા તેમા ફરીથી યુદ્ધ કરી અવતી જીતવાની આગાહી સમાયલી હતી ઉબકે ગર્વથી માથુ ઉચુ કરી મોટે અવાજે પુછયુ "શુ અપમાન કરો છો ચાલુકયરાજ ?"

"અતિથિનુ અપમાન થાય !" જયદેવે મીઠાશથી જવાબ આપ્યો "પણ તમે જેમ પાટણ આવ્યા તેમ મારે અવતી આવવુ પડશે ને ? મારો સદેશ પરમભટ્ટારક લક્ષ્મવમાને પહોચાડજો ચાલો જય સોમનાથ '" રાજાની ઉઠવાની તૈયારી જોઇ વિપ્રવર્યોએ આશીર્વચન કહ્યા અને લોકોની હર્ષગર્જનાથી વધાવેલો જયદેવ અગરક્ષકો સમેત ખડની બહાર નીકળ્યો

ઘણા હરખ્યા, કટલાક નારાજ થયા કેટલાક ખીજી ઉઠયા કેટલાક ગુસ્સે થયા ઉદાના કચવાટનો પાર નહોતો, ઉબકના ગુસ્સાનો પાર નહોતો કીર્તિદેવની નિરાશાનો પાર નહોતો

કાકના હર્ષનો પણ પાર નહીં રહેત, પણ મજરીએ લીધેલુ વચન સદાએ તેને સાલતુ હતુ

મુજાલ મહેતા ઉઠયા અને કાકને ખભે હેતથી હાથ મુકયો મત્રીની દીલ જીતવાની કળાઓ કૈં ન્યારીજ હતી "કાક' આ એના બાપદાદા કરતા મોટો રાજા થવાનો '

જી હા !" કાકે જવાબ દીધો

"અને ભલા ભલા મુત્સદ્દીઓને પાણી પણ ભરાવાનો '



# વિભાગ ત્રીજો

## પ્રકરણ ૧ લુ

### કીર્તિદેવનો નિશ્ચય

સજ્જન મહેતાના ઘરની પાછલી વાડીમા, ફાગણ વદ પડવાની સાજે ચાર જણ એક ઝાડના થાળા પર બેઠા હતા ચારેની મુખમુદ્રા ગભીર હતી ચારે ધીમે અવાજે ક વાત કરી રહ્યા હતા એ ચાર જણા કીર્તિદેવ, કાકભટ્ટ, કૃષ્ણદેવ અને દેશળદેવ હતા

આગલે દિવસે દરબાર પુરો થયા પછી ઉબક લશ્કર લ વીદાય થયા હતા અને તેના રસાલામાથી માત્ર કીર્તિદેવ અને દશ યોદ્ધાઓજ પાટણમા રહ્યા હતા અત્યારે ખાસ નિમત્રણ કરી કીર્તિદેવે કાકને અને દેશળને બોલાવ્યા હતા કૃષ્ણદેવ ઘરમા જ હતો

નાસીપાસાથી મ્લાન બનેલુ કીર્તિદેવનુ મુખ અત્યારે દ્રઢતા દાખવતુ હતુ

"કાલે હુ છેલ્લો પાસો નાખુ છુ

"કવી રીતે?" દેશળે કાક લબાની પુછ્યુ

'કેવી રીતે' કાલે સવારે તમારા મજાલને હુ મળવાનો છુ તેને સમજાવવાનો છેલ્લો પ્રયત્ન આદરુ છુ

કાકે ડોકુ ધુણાવ્યુ "કીર્તિદેવ! તમારો પ્રયત્ન વ્યર્થ જવાનો છે"

"મને પણ એવી ખાત્રી લાગે છે" કીર્તિદેવે કહ્યુ 'કાલની સભા જોઈ મને ખાત્રી થઈ ગઈ મજાલમહેતો ગુજરાતને અને આખા આર્યાવર્તને ગરદન મારવા બેઠા છે'

"એમા કૈં નવુ નથી" કૃષ્ણદેવ બોલ્યા, "પહલેથી પાટણની પ્રણાલિકા સ્વાર્થી જ છે"

"પણ મે આટલી મુખાઈ નહોતી ધારી અવતીનો આવો તિરસ્કાર! હવે વેર વધવાના અને મ્લેચ્છો આપણને મારે તે પહેલા દ્વેષથી માહોમાહ આપણે કપાઈ મરવાના તમારા મુજાલે મારી કેટલા

દિવસની મહેનત ધુળ મેળવી" ભોંય તરફ એકાગ્રતાથી જોઈ રહી કીર્તિદેવે કહ્યું

પણ હવે કોઈ રસ્તો નથી નીરાત રાખજો" જરા ટોળમાં કૃષ્ણદેવે કહ્યું

'રસ્તા'—" ઘણો ઉંડો વિચાર કરતો હોય તેમ કીર્તિદેવ બોલ્યો 'રસ્તો નહીં જડશે તો આર્યાવર્તનું થશે શું? આ તમારા બાહોશ મંત્રીમાં એટલી બુદ્ધિ નથી? એટલું જોવાની શક્તિ નથી? શું સપાદલક્ષ અને અવંતી મ્લેચ્છો જીતશે અને પાટણને રહેવા દેશે? શું તમારા મંત્રીનું મુત્સદ્દીપણું!"

'અમારે ત્યાં તો એ જ મુત્સદ્દીપણું ચાલવાનું, કીર્તિદેવજી!" કૃષ્ણદેવે શાંતિથી કહ્યું

"જોઈએ કાલે શું થાય છે" કીર્તિદેવે કહ્યું

'અને કે ન થયું તો?' કાકે પુછ્યું

'મહાકાલેશ્વર કરે ને મુંજાલ માને અને તે નહીં માને તો—" કહી કીર્તિદેવ દાંત પીસી મુંગો રહ્યો

તો—' દેશળે પુછ્યું

તો—" અને કીર્તિદેવની આંખમાં ભયંકર તેજ આવ્યું તેણે મુઠ્ઠી વાળી દીધી "તો એક પલ્લામાં આર્યાવર્તનું ભવિષ્ય, બીજામાં મુંજાન મહેતો શંભુ મુંજાલમહેતાનું પલ્લું કેમ નમતું રાખશે?"

"એટલે?" ઘણી જ આતુરતાથી દેશળે પુછ્યું

એટલે—આપણે કાલે નક્કી કરીશું હું સ્વાર્થ માટે નથી લડતો માત્ર દેશની દાઝ મને પ્રેરે છે તો શું મુંજાલ જેવાને સીધો કરવાની શક્તિ શંકર નહીં આપે?"

દેશળ અને કાક ચમક્યા કીર્તિદેવનો અર્થ હતો સ્પષ્ટ, પણ સમજતાં તેમને કંપારી આવી પાટણ અને મુંજાલ એક છે એ ખ્યાલ તેમના મનમાં એટલો હતો કે એક રાખી બીજાને ખમેડાય એ તેમના મનમાં સહેલાઈથી આવી શક્યું નહીં એ બંનેને અશ્રદ્ધાવાન્ જોઈ

કીર્તિદેવે ઉમેર્યું "તમે મને ઓળખતા નથી જીરાતો હું કહ્યા વિના રહેવાનો નથી તમે મને કાલે સવારે મળશો ?"

"હા" કૃષ્ણે અને દેશળે કહ્યું

"મારાથી કાલે સવારે મળવાનું નહીં બને" કાકે કહ્યું

"કેમ ?"

"મારે સહેજ કામ છે" જરા અતડાપણાથી કાકે કહ્યું

"ત્યારે કાલે રાતના મને જરૂર મળજો મધ્યરાત્રે આ વાડીમાં છેક પેલી તરફ જેટલા આપણા મિત્રો છે તે બધાને બોલાવી આપણે કે નિશ્ચય પર આવીશું"

'વારુ'

"જરૂર હોં! અને કૈં મો થાય તો પેલું વચન પાળજે"

"હા" કહી કાક રજા લીધી

'કૃષ્ણદેવજી' તમારા વિશ્વાસુ મિત્રો કેટલા છે? કારણ કે હવે બાજી ગંભીર થશે ઢીલા પોચાનું કામ હવે નથી'

'કીર્તિદેવજી' જરા ગભરાશો નહીં હું દેશળદેવ અને લક્ષ્મણ ત્રણ મળીશું તો આકાશ પાતાલ એક કરીશું વીરા ચાલીગ સામંતો જરૂર મદદ કરશે"

---

## પ્રકરણ ૨ જું

### કાકનું સહેજ કામ

કાસ્મીરાદેવી મદદ હોત તો પાટણની સેનાનો નાયક તો તે સહેજમાં બની જાત તેમાં નિશ્ચયાત્મક બુદ્ધિ ઘણી હતી

તેણે એક કામ હાથ ધર્યું હતું કાક અને મંજરીને પરણાવવાનું અને તેની પાછળ તે ખાઇ પીને મંડી રહેતા મંજરીને સમજાવવાનું અને કોઇ ન જાણે એમ લગ્નની ગોઠવણ કરવાનું ને તેને માટે નાનામાં નાની વસ્તુ મેળવવાનું કામ તે આખો દિવસ કર્યા કરતા

મહાસેનાનાયકનો બીજો ગુણ તેનામા હતો એક ગદ સ થાય કે ત બીજા ઉપર ધસારો કરતી કાક ને મજરી પરણી ઉંડે કે એક બીજુ વધારે અઘ કામ તેને કરવાનુ હતુ તે કામનો આરભ તેણે કરવા મડ્યો-એટલે ગજાનન પડિતને ત્યાથી પાછા આવતા તેણે પાલખી સજ્જનમહેતાના ઘર તરફ લેવરાવી

કાસ્મીરાદેવીની સ્વારી સજ્જન મત્રીના અતપુરમા આવતા આખુ ઘર ખળભળી ઉઠ્યુ મત્રીની સ્ત્રીઓ, છોકરા, દાસ, દાસીઓ માનથી ક્ષોભથી ઉંચા નીચા થઇ રહ્યા

મત્રીની પટરાણી પાનકુવરબાએ જે આવકાર દીધો તે સ્વીકારી કાસ્મીરા ખાનગી વાત કરવા તેમને બીજા ઓરડામા લઇ ગયા

'માસીજી' હુ તો એક ઘણા જ જરૂરના કામે આવી છુ '

ત્રિભુવનપાલની મા હસા ( મુજાલની બ્હેન ) શેઠાણીના દૂરના બ્હેન થતા હતા

'તમારી દીકરી ક્યાં છે હુ તો જોવા આવી છુ

ભલે બોલાવુ ક્યાં ' દીકરા "

બીજી પળે જે સોમસુન્દરી સરોવરીઆમા સ્નાન કરતી પહેલા વિભાગમા આપણે જો હતી તે આવી તેનુ આકર્ષણ રૂપ વધારે ને વધારે ખીલ્યુ હતુ કાસ્મીરાએ એક દૃષ્ટિથી તેને નીહાળી લીધી

' જા બેટા ' કાસ્મીરાના સાસ્ત પાણી લઈ આવ ના " પાનકુવરે કહ્યુ, અને તે ગઇ એટલે ધીમેથી પુછ્યુ ' કેમ વારુ ? "

' મારે એનુ વેવીશાળ સાધવુ છે "

હુ '' હરખાઇ શેઠાણી બોલ્યા, ' કોની સાથે બ્હેન ' કહોના ? અમને તો દીવો લઇ જોતા પણ કોઇ જડતો નથી ને આ તો વધતે જ જાય છે '

એક મારી નજરમા છે '

કોણ ? "

એટલામા સામ પાણી લઇ આવી અને લોટો મુકી ચાલી ગ

કોણ ' ? એક '

ના બહેન ! ત્યાં નહી કહુ '

દાસ્મીરાદેવીએ મન લીધી અને તે પાલખીમા બેસી પોતાને ઘેર આવ્યા

મજરી ગભીર અને સખ્ત મો લ ! બેઠી હતી તેના હોઠ જમણ ગર્વમા અને તિરસ્કારમા મરડાયના હતા તે ધીમે અવાજે સજ્જન કાવ્ય ગણગણતી હતી

' મજરી ' હવે બધી તૈયારી થઈ ગઈ હવે તુ ને તારો વર જઈ બેસો એટલી જ વાર છે "

મજરીએ નીચાએ મકયો અને અભિમાનદર્શી ભ્રૂભગ કરી જોઈ રહી.

' મ પાછી ચન્ડી કે ? "

' હુ ક્યાં ચન્ડી નહોતી ? '

' હાય હાય ' તારુ થશે શુ ? "

' ભોળાનાથ જે કરશે તે "

શુ કપાળ કરવા ' કેટલી વખત સુધી આમ અમળાયા કુ કર છે ? ' ભભનાથી કામ્નીગએ પુછ્યુ "શરમ નથી આવતી ? આમ ને આમ કરી બીચારા કાકને દુ ખી કરવો 'ક નહીં ? આગલુ બાગલુ સમજીએ છીએ, પણ તને તો ઓસાન જ નથી કેમ ?

" મજરી મુગે મોઢે જો ! રહી '

જાણે છે-સમજે કે—તોપણ જડ કરેલી ? કાકની જગ્યાએ હુ હોઉં તો તારી સામ પણ નહી જોઉં તેને પણ દબાવ દબાવ કરતી હોઉં ? તે બીચારો તો પોતાના સુખ કરતા તારુ સુખ જોયા કરે છે, અને તને તો કે દરકાર જ ન મળે ? "

કામ્મીગનો ઠપકો સખત હતો તેની યોગ્યતા સ્વીકારી મજરીએ માથુ નીચુ નમાવ્યુ

' ચાલ, હવે ઉઠ કાલ સવારની તૈયારી કર '

મુગે મોઢે મજરી ઉઠી તેની આખમા આસુ નહોતા તેના મોઢા પર ગર્વ હતો છતા સખ્તાઈ, સયમ ને એકલતાની મૂર્તિ સમી તે આસુ સારતી નિરાધાર સુદરી કરતા પણ વધારે દયાજનક દેખાતી હતી

સવારે બ્રાહ્મમુહૂર્ત પહેલાં ત્રિભુવનપાલના મહેલમાંથી બે પાલખી, બે મશાલ અને પંદર વીશ ઘોડેસ્વારોનું સરઘસ છાનુંમાનું ગજાનન પંડિતના ઘર તરફ ચાલ્યું.

એક પાલખીમાં મંજરી હોઠ પર હોઠ પીસી બેઠી હતી. સામાં કાશ્મીરાદેવી કંઈ કંઈ વાતો કરી રહ્યાં હતાં. ઘોડેસ્વારોની પાછળ બે જણ ઘોડા પર જરાક પાછળ મૂંગામૂંગા આવતા હતા. એક કાક અને બીજો ત્રિભુવનપાલ.

સરઘસ પંડિતને ત્યાં અટક્યું અને સ્વારો પાછા ગયા. ત્યાં સુધી ગુપ્ત રીતે કાક અને મંજરીનું લગ્ન કરવું એવો બધાનો નિશ્ચય હતો. પંડિતજીએ બે ચાર વિપ્રવર્યોને બોલાવી મૂક્યા હતા. અને માતા જમાઈને આદર આપવા તૈયાર હતી.

ઝપાટાબંધ વિધિઓની તૈયારી થઈ. મુહૂર્ત પાસે આવવા લાગ્યું એટલે બધાંને પંડિતજી યાદ આવ્યા. કન્યાદાનદાતા તે હતા. અને આવે અવસરે તે ક્યાં અદૃશ્ય થયા તે કોઈને સમજાયું નહીં. એક શિષ્ય કહે: નહાવા ગયા હતા તે પાછા આવ્યા નથી. એક વિપ્ર કહે, નદીમાં મગર આવ્યો હતો એવી ગપ ઊડતી હતી. માતા કહે કે, તેમને પાછા આવેલા તેણે જોયા હતા. કાશ્મીરાના ઉચાટનો પાર રહ્યો નહીં. કાક અને મંજરી બંને જણ લગ્નની ક્રિયાએ ચઢવાના હોય તેમ આતુર તેઓ ઝટ આવી જાય એમ તે અધીરાં બન્યાં હતાં.

આખર માતાએ કહ્યું: 'ઊભા રહો, હું ઘરમાં જોઈ આવું. ન જડે તો પછી નદીકિનારે કોઈને મોકલીએ. આવી વખતે તે ક્યાં ગયા?'

બધાં સામગ્રી તૈયાર કરી વાટ જોતાં બેઠાં. અને માતા એક નાડીયું સળગાવી પંડિતની શોધમાં ખડખડતી બડબડતી નીકળી.

તે એક ખંડમાંથી બીજા ખંડમાં ગઈ, પણ પંડિતજી ગ્રહણ વખતે સાપ ગાડી ને એવા જડ્યા બેઠા હતા કે કંઈ પત્તો લાગ્યો જ નહીં. પણ તે નિરાશ થઈને પાછી ફરતી હતી એટલામાં એક આચમનીનો અવાજ આવ્યો. તે એકદમ કોઠાર તરફ દોડી અને ત્યાં પંડિતજી—

પંડિતજી ત્યાં અંધારામાં કે ઘણું જ ઝડપથી ગણગણતા હતા અને ડોકું ધુણાવતા હતા તેમણે આંખો જોરથી મીંચી હતી

" અરે પંડિતજી ! ક્યાં ભરાઈ બેઠા છો ? આ બધા તમારી વાટ જુએ છે "

પંડિતજીએ બોલ્યા વિના ધુણ્યા જ કર્યું અને ગણગણાટની ઝડપ વધવા લાગી

" કેમ સાંભળો છો કે બહેરા થયા છો ? "

ઉત્તર નહીં આવ્યો, ધુણવાની ઝડપ વધી

" કેમ તમને થયું છે શું ? " કહી માત્રા પાસે આવી અને પંડિતજીના ખભા પકડ્યા

પંડિતજી ધુણતા ગણગણતા અટક્યા બીકથી આંખો ઉઘાડી ને બોલ્યા " शान्तं पापम् "

અરે બધું ગયું ચુલામાં, ચાલોની મુહૂર્ત ચાલ્યું જશે મંડલેશ્વર મહારાજ ને ખા ખોટી થાય છે '

" ઉંહુ "

' શાનું ઉંહુ ? " ડોળા કાઢી પંડિતાણીએ પુછ્યું

" અશક્ય

" શું ? "

" હું નહીં આવું "

" કેમ ? એકદમ શું થયું ? આમ ગાડા શું કાઢો છો ? "

નાદાન ! તારામાં અક્કલ નથી મારાથી નહીં અવાય "

પણ શા માટે ? "

' કન્યાદાન મારાથી નહીં દેવાય મહાપાતક થાય '

' અરે તમારું આ નવું શાસ્ત્ર ક્યાંથી કાઢ્યું ? રાત સુધી બધું ઠીક હતું ને આ વળી ભૂત ક્યાંથી વળગ્યું ? "

" ભૂત નહોય માત્રા ! હું અધમ છું અશુદ્ધ છું કન્યાદાન દેવા યોગ્ય નથી " ગંભીરાઈથી પંડિતે કહ્યું

"શું બકો છો? મને તો સમજ નથી પડતી."

"મને પડે છે, દેવી! મને પડે છે મારાથી મંજરીનું દાન નહીં દેવાય."

"કેમ? ત્યારે બીજું કોણ દે? કવિકુલશિરોમણિના મિત્ર તે એના પિતા જેવા—"

"તે નથી તેની જ પીડા ઉભી થઈ છે." હાસ્યજનક રીતે દયામણા થઈ વાચસ્પતિએ કહ્યું.

"હાય હાય! તે કેમ થયું?" ખડખડ હસતાં માત્રાએ પુછ્યું.

"હું તે જ પ્રાયશ્ચિત્ત કરતો હતો. પાપ ત્રણ પ્રકારે થાય છે—મનસા વચસા, કર્મણા."

"જરા ટુંકી વાત તો કરો, મુહૂર્ત જવા બેઠું છે."

"દેવી! હું રાત્રે સુતો એટલે સ્વપ્નું આવ્યું કે જાણે રુદ્રદત્ત જીવતો થયો."

"વારુ."

"ને તેણે કહ્યું કે મારી કન્યાને વિદ્વાન્ શીવાય બીજાને નહીં આપવી. મેં કહ્યું કે વિદ્વાન્ ક્યાંથી ખોળશો? ત્યારે તે કહે—બોલતાં બોલતાં પંડિતનું મોઢું હસી ઉઠ્યું—કે 'કોઈ નહીં હોય તો તમે પરણો.' હું તરત ઝબકીને જાગ્યો અને મને વિચાર આવ્યો કે, હું એને શા માટે ન પરણું? બરોબર યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીની જોડી થાય."

"પછી?" હસ્તાહસ્તાં માત્રાએ પુછ્યું.

"દેવી! એ વિચાર આવતાં મને મારા ઘોર માનસિક પાતકનું ભાન થયું. આવો વિચાર આવ્યા પછી મારાથી એનું કન્યાદાન કેમ દેવાય, તું જ બોલની?"

"એટલે મારા પર બીજી વૈરી લાવવી હતી કેમ?" મહા મહેનતે હસવું ખાળતાં માત્રા બોલી, "મોટા મૈત્રેયીવાળા! હવે ઉઠો છો કે નહીં?"

"કેમ ઉઠાય?"

"ઉભા રહો, દેખાડું." કહી માત્રાએ હાથ ઝાલ્યો. "ઉઠો છો કે નહીં? નહીં તો હાથ પકડીને બહાર ઘસડી જઈશ."

"દેવી! મારે હાથે આવું પાપ કરાવો છો? હું નહીં આવું."

કમે કર્યું હસવુ દબાની માત્રાએ ત જ્ઞાનના ભડાગ ધસડવા માડવા એટલામા પાછળથી કાશ્મીરાદેવી આવી પહોચ્યા

“ અરે વાહ ' ત્યા મુહૂર્ત જાય છે ને તમે અહીં મસ્તી કરો છો ? ચાનાની ? ”

બને શરમાઇ ગયા, માત્રાને ગ્તો સુઝયો.

‘ ચાખો છો - નહીં ? નહી તો બાને કહી દઇશ ’

ના ના કહેતી નહીં ”

‘ ત્યારે ઉઠો ” માત્રાએ કહ્યુ

શુ છે ? ’ કાશ્મીરાએ પુછયુ, આ બે ચાનાણી શાની ? ”

કહી દઉં ? ’ માત્રાએ ધમકી આપી

“ ના—ના—ના ”

ઉઠો, નહીં તો કહી દઇશ ” માત્રાએ કહ્યુ

“ શુ કહેવાનુ છે ? ” કાશ્મીરાએ પુછયુ

‘ ના કે નહીં ’ પડિતે કહ્યુ

‘ ત્યારે ઉઠો ”

ઉઠ શભો ' કહી ધ્યામણે મોઢે પડિતે આકાશ તરફ જોયુ, પણ શકરના દરબારમા તે અરજીનો સ્વીકાર થયો કે નહીં તે ન સમજાયાથી નિરાધાર બકરુ જેમ હોમાવા ઘસડાય તેમ ગજાનન પડિત ઉઠયા અને માત્રાએ છેડો મોઢે ઢાકી હસવુ છુપાવ્યુ

કન્યાદાન—દાતા આવી પહોચવાથી મહુર્ત સચવાયુ—કાક અને મજરી પરણ્યા અને સવાર પડતા ઘણાખરા વીખરાઇ ગયા

કાક અને મજરી ગભીર, સખત, સ્વસ્થ હતા, બને તટસ્થતાથી પરણીને ઉઠયા કાકના મોઢા પર દીલગીરી દેખાતી, મજરીના મોઢા પર અભિમાન દેખાતુ બનેની આખોમા ચિંતા હતી



## પ્રકરણ ૩ જુ
## કીર્તિદેવનો મુંજાલ સાથે મેળાપ

જ્યારે કાક મંજરીનું પાણિગ્રહણ કરવામાં ગુંથાયો હતો ત્યારે કીર્તિદેવ તેના જીવનનું મહાકાર્ય આરંભવા તત્પર થયો હતો. તે મહાકાર્ય મુંજાલને મળવાનું હતું.

મંજરીએ તેને અનેક વાર વાર્યો, પણ તે માલવી યોદ્ધો અડગ રહ્યો. તેના જીવનની એ નેમ હતી. તેના પિતાની શોધ અને તેના દેશનું ઐક્ય એ બે ભાવના માટે તે જીવતો હતો, અને તે સિદ્ધ કરવા જતાં તે અમાનુષિ-અચેતન સૃષ્ટિના મહત્તત્ત્વ-જેવો નિશ્ચલ-અચોટ બની રહેતો. જેવી રીતે એક કામ સાધવા તેણે કાલભૈરવ આરાધ્યો હતો, તેવી જ રીતે બીજું કામ સાધવા રાજ્યખટપટમાં ભૈરવ સમા ભયાનક મંત્રીને મનાવવા તે જતો હતો.

કીર્તિદેવની બુદ્ધિપ્રધાન નજરે મુંજાલ એક માત્ર કાર્ય સાધવા જતાં ઉભી થએલી આડી ખીલી હતો. પણ પાટણની નાની સૃષ્ટિની નજરે તે બધી વસ્તુનો કર્તાહર્તા હતો. લોકોને પુછતાં કીર્તિદેવને તેનામાં પ્રભાવના કે ઘણાં અસાધારણ લક્ષણો જણાયાં નહોતાં. પરિણામની ખ્યાતિ તેણે સાંભળી નહોતી. તે જુવાનીમાં તોફાની હતો, ઉડાઉ હતો, લોકોને ગાંડા કરતો હતો. તેણે અઢળક ધનને પણ અધિક કર્યું હતું. ચંદ્રપુર જઇ હાલની રાજમાતાનું માગું પાટણ લઇ આવ્યો હતો. થોડાં યુદ્ધો લડ્યો હતો, થોડાં શહેરો સર કર્યાં હતાં, ભલા કર્ણદેવના વખતમાં રાજ્યસત્તા હાથ કરી હતી. રાજાના ભત્રીજા અને પોતાના બનેવી દેવપ્રસાદને દુઃખી કરી દેશવટે પહોંચાડ્યો હતો. રાણીની સેવા કરતાં, પોતાનાં સ્ત્રી અને પુત્રનો ત્યાગ કરી બંનેને મરવા દીધાં હતાં. રાજા મરી ગયા પછી બળવાખોર પટ્ટણીઓને રાજી કરી મીનળદેવીની સત્તા પાછી પાટણ પર બેસાડી હતી. અત્યારે તે રાણી અને રાજાની મહેરબાની અને બીજા મંત્રીઓની નિર્બલતાથી સર્વ-સત્તાધિકારી થઇ બેઠો હતો.

કીર્તિદેવને આ બધામાં કંઇ અસામાન્યતા ન લાગી, પણ માત્ર અસામાન્યતા તેણે પેદા કરેલા વાતાવરણમાં લાગી. જેમ વાતાવરણમાં

ગમગીની હોય, સુગંધ હોય, ધાસ્તી હોય તેમ ગુજરાતમાં પગ મુકતાં મુંજાલના પ્રભાવથી ભરેલું વાતાવરણ તેને સ્પષ્ટ લાગ્યું હતું. ન કળાય એવા ધાકથી, ન સમજાય એવા માનથી, ન જણાય એવી મમતાથી બધા તેની તરફ જોતા. કીર્તિદેવ મહાપુરુષ હતો. છતાં તેની વય કોમલ હતી. આ કારણથી તેણે આ પ્રભાવ બધો પટ્ટણીઓની નિર્બલતાથી ઉદ્ભવ્યો છે એમ માની લીધું.

તેની ભાવનામય દૃષ્ટિ અણઘડાયલી કલ્પનાશક્તિ—એ બેથી મુંજાલના પ્રૌઢ વ્યક્તિત્વનો ખરેખરો પ્રભાવ તે પારખી શક્યો નહીં. મુંજાલથી અપરિચિત તે હતો. તેથી તેના પ્રભાવમાં જે પ્રતાપી સર્જક શક્તિ હતી તે પણ ન જોઈ શક્યો નહોતો. તે તેને મળ્યો નહોતો. તેના અદ્ભુત વ્યક્તિત્વનો અસહ્ય પ્રતાપ તેણે જોયો નહોતો. નાના ગામડાના માલીકમાંથી પાટણ આજે બાર મંડળ ને બાવન શહેરો પર એકહથ્થુ સત્તા કોને લીધે ચલાવતું હતું તેની એને ખબર નહોતી.

પણ જ્યારે સજ્જનમહેતા સાથે તે રાજગઢ આવ્યો ત્યારે તેને પલવાર પાછા હઠવાનું મન થયું—ડરથી નહીં, પણ માત્ર એવા જ વિચારે - મુંજાલને મળવાથી તેણે ઉપાડેલા કર્તવ્યને કંઈ હાનિ તો નહીં પહોંચે. બીજી પળે તે વિચાર અદૃષ્ટ થયો. અને બાણાસુરની સાથે દ્વંદ્વયુદ્ધ કરવા ઉતરેલા અનિરુદ્ધ સમો કીર્તિદેવ મુંજાલ પાસે ગયો.

મુંજાલની માનસિક સ્થિતિ વળી જુદી જ હતી. જ્યારથી તેણે કીર્તિદેવને જોયો ત્યારથી તેના પ્રભાવના ભણકારા તેને વાગ્યા હતા, તેની મોહક, બાલિકા સમી મુખમુદ્રા કોણ જાણે કેમ તેના મનમાં રમી રહી હતી, અને તેની ભાવના અને કર્તવ્યો આભળી અજાયબી લાગી હતી. આ કારણોથી સજ્જને ફુરસદની વખતે કીર્તિદેવને મળવા મુંજાલ પાસે યાચના કરી કે તેણે તરત તે સ્વીકારી. મુંજાલ મનુષ્યોનો હીરાપારખુ હતો, અને પોતાની શક્તિ નવા ઝગમગતા રત્ન પર અજમાવવાનું તેને મન થયું હતું.

જ્યારે કીર્તિદેવ આવ્યો ત્યારે મુંજાલ તકીએ બેઠો બેઠો પાન ખાતો હતો. મીઠાશથી ભરપૂર હાસ્યથી મુંજાલે કીર્તિદેવને આવકાર દીધો.

"આવો કીર્તિદેવ ! સજ્જન મહેતાને તમે ઘણા જીતી લીધા છે તમારા ને તમારા જ વખાણ કર્યા કરે છે"

"મંત્રીરાજ ! 'परगुणकथनै स्वान् गुणान् ख्यापयत १' એવા પણ વીરલા દુનીઆમા પડ્યા છે" નમ્રતાથી કીર્તિદેવે જવાબ વાળ્યો

"મહેતાજી ! તમે કીર્તિદેવને ક્યાથી ઓળખો ?" મુંજાલે એકદમ સજ્જન સામે જોઇ પુછ્યુ

સજ્જનમંત્રી ગભરાઇ ગયા, તેમનુ મોહુ લાલચોળ થઇ ગયુ 'હુ" ને જરા ગુંચવાઇ બોલ્યા, "કીર્તિ–હુ–ઉબકનો પુત્ર–દત્તક પુત્ર એટલે ઓળખુ '

"એમ ! ' મુંજાલે ડોકુ હલાવી કહ્યુ

"તમે તો વણીક છો ? તમારા પણ સદ્‌ભાગ્ય કે ઉબકરાજ જેના શીરછત્ર મેળવી શક્યા ?"

'જી હા મારા માબાપ જે હોય તે–તેમણે મને બાલપણથી છોડી દીધો, પણ પરમારે બધી ખોટ પુરી છે" પણ આ વાત કૈં સજ્જનને રુચી નહીં તે એકદમ ઉભા થઇ ગયા તેને કૈં માનસિક ગભરામણ થતુ હોય એમ લાગ્યુ

"મહેતાજી ! હુ હવે જાઉં છુ"

"કેમ બેસોની"

"ના મારે મહારાજને મળવુ છે, પછી બીજુ કામ છે હુ જઇશ" કહી ઉતાવળથી રજા લઇ તે ચાલવા લાગ્યા મુંજાલની આખ જરાક ઝીણી થઇ તેને આ વર્તણુકની સમજ નહીં પડી

"ઠીક મહેતા ! આવજો" તેણે કહ્યુ અને સજ્જન ગયો એટલે કીર્તિદેવ તરફ ફરી તેણે જરાક હસીને કહ્યુ "બોલો કીર્તિદેવજી ! શુ કામ છે ?"

કીર્તિદેવ અડધી પળ મુંજાલનુ વિશાલ ભાલ અને અગમ્ય આખો જોઇ રહ્યો તેને લાગ્યુ કે તે એક મહારથી જોડે વાગ્યુદ્ધમા ઉતરતો હતો

"મંત્રીવર્ય ! હું બે કામે આવ્યો છુ એક આપના દર્શન પામી કૃતાર્થ

૧ પારકાના ગુણના વખાણથી જ પોતાના ગુણ જણાવતા

થવા, બીજુ એક યાચના કરી ભિક્ષા મેળવવા ” કીર્તિદેવે કહ્યુ તેની તેજસ્વી આંખોમા કપટ નહોતુ, ઉંડાણ નહોતુ, માત્ર સરલતા ને શ્રદ્ધા હતી તેનો સ્વર કોમલ હતો

તે સ્વરે, તે નજરે મત્રીના હૃદયમા ન સમજાય એવા સુરો પેદા કર્યા, પણ મુજાલે તે સાભળવાની કે સમજવાની તસ્દી લીધી નહી તેણે મીઠાશથી જવાબ આપ્યો “બોલો શુ કામ છે ?” કીર્તિદેવને મત્રીની મીઠાશથી આશા આવી તેણે કહ્યુ “કામ આપના જેવાને સહેલ છે આપ કરશો ?”

‘ ભદ્રરાજ ’ તમને સહેલ લાગે, પણ ગમે તેવો પણ હુ રાજસેવક” પોતાના શબ્દોને ખોટુ પાડતુ, સત્તાદર્શક હાસ્ય હસીને મુજાલે કહ્યુ

“ આપ રાજસેવક નથી, રાજ્યના ભાગ્યવિધાતા છો ”

“ તમારો ખ્યાલ ખોટો છે ”

“ ના મત્રીવર્ય ! એટલુ જ નહીં, પણ ભરતખડનુ ભાગ્ય પણ તમારા હાથમા છે ”

“ મારા હાથમા ?” જરા વિસ્મય પામી મુન્જાલે પુછ્યુ

“ હા મે ગુર્જર ભૂમિમા પગ મુક્યો ત્યારથી તમારા પ્રભાવનો પરચો જોતો અને સાભળતો હુ આવ્યો છુ, અને તેથી જ એક યાચના કરુ છુ ”

“ શી ?”

“ જેમ ગુજરાતનુ રાજ્યતત્ર એક આગળીએ ધારો છો તેમ આર્યાવર્તનુ રાજ્યતત્ર પણ ધારો ” કીર્તિદેવે કહ્યુ

“ એટલે ?”

“ મહારાજ ! તમારા જેવાએ માત્ર એક રાષ્ટ્રની રાજનીતિ પાછળ જીવન સમર્પવુ ન જોઇએ આખા આર્યાવર્તની રાજનીતિ હાથ કરો છિન્નભિન્ન થઇ ગએલા રાષ્ટ્રો, કુસપી બનેલા રાજ્યોને એકતને બાધો તમારા જેવાની શક્તિ વિના તે કોઇ કરી શકવાનુ નથી.”

થોડી વાર મુજાલ જોઇ રહ્યો તેને કીર્તિદેવનુ મગજ ભમતુ લાગ્યુ

“ કીર્તિદેવજી ! શુ અવતી ને પાટણની સધિ વીશે કહો છો ? જરા સ્પષ્ટ કહો ”

"મંત્રીવર્ય ! તમે એમ ધારો છો કે હું પાટણને અવંતીની સંધિ યાચવા આવ્યો છું ? મહારાજ ! ઉબક પરમાર તરવારની ધાર વડે સંધિ કરાવે છે, સંધિ યાચતા નથી. ગઈ કાલે એમણે ગૌરવ છોડી માગણી કરી તે માત્ર માગે લીધે. તે માગણી ફરીથી કરી, માનભંગ થવાને અવંતીને અલ્પતા પમાડવા હું ફરી આવું એવો નથી. પટ્ટણીઓ વિગ્રહ માગશે તો શું માલવીઓ આપશે નહીં ?'

"ત્યારે તમે શું માગો છો ?"

"મહારાજ ! માત્ર પાટણ અને અવંતી વચ્ચે કુસંપ છે એમ નથી. સપાદલક્ષ અને માલવાને વેર છે. [1]કાન્યકુબ્જાધિપ ચંદ્રદેવ મહારાજ માલવા અને સપાદલક્ષ [2]એ સાથે લઢે છે. [3]ચેદીરાજ કીર્તિવર્મા વા સાથે વઢે છે. ચીતાડના રાવલની મહેચ્છા દિનપ્રતિદિન વધતી જાય છે. આ બધાના વેર નમાવવા છે, આ બધાને ભેગા કરી એક મહા પ્રબલ સૈન્ય પેદા કરવું છે. એ બધું કરવા આર્યાવર્તને એક મુત્સદ્દી જોઈએ છે. એ પદવી તમે લેશો ?"

મુંજાલના મુખ પર એકાગ્ર થએલી કીર્તિદેવની આંખોમાંથી તેજના તણખા નીકળવા માડયા. જેમ તેની વાચાનો પ્રવાહ વધ્યો તેમ મુંજાલના પ્રભાવનો ખ્યાલ પણ ઓછો થયો. કીર્તિદેવ એક દેવનો દૂત હોય તેવો લાગતો. તેની નિર્મલ કાંતિ ભભુકી ઉઠી, તેની એક-વડી, સુકોમલ દીસતી કાંઈ અણદીઠી રીતે ધ્રુજવા લાગી.

"આ બધી મહેનતનું કે કારણ ?" શાંતિથી મુંજાલે પુછ્યું.

"કારણ ? આર્યાવર્તને માથે ભય ઝઝુમે છે, મંત્રીરાજ !"

"કેવા પ્રકારનો ?"

'મહારાજ ! કાલે રાજ્યસભામાં તમે અર્ધનગ્ન મ્લેચ્છ જોયો. એ અહીંઆ તો એકલો છે, કાશ્મીર પાસે એની જાતના અબજ યોદ્ધા છે, તે બધા આર્યાવર્તને ભસ્મીભૂત કરવા એક પગે થઈ રહ્યા છે. તેમના ભયંકર રણશીંગડા—તેમની ભયાનક હાક ઉત્તર પ્રદેશોમાં ગાજે છે. તમે પણ ભુલ્યા મંત્રીવીર, ગીઝનીના સુલતાને કરેલો પાટણ અને દેવપાટણનો

---

૧ કનોજ ૨ અજમેર ૩ બુંદેલખંડ

વિનાશ કાલે તો જયદેવ મહારાજે એક પાપીને પંચાગ પોશાક આપ્યો તેના પૌત્રો તમારા ને મારા છોકરાના દીલ પર એક કાપડનો કકડો પણ રહેવા નહીં દે ”

“ એટલે આપણા રાજ્યો વચ્ચે સંધિ કરાવી એ અગ્નિલો સંહારવા છે ? એ મ્લેચ્છોને પાછા હાંકી કાઢવા છે ? ”

“ હા, મુંજાલ મહેતા ! અને તે તમારા વિના કોઇ કરી શકે એમ નથી ”

મુંજાલ વિચાર કરતો હતો, તેની પ્રભાવશાળી આંખો કીર્તિદેવ પર ઠરી રહી હતી તે મનમાં આ બાલયોદ્ધાની પ્રશંસા કરી રહ્યો હતો તે થોડી વારે બોલ્યો

“ કીર્તિદેવજી ! તમારી વાત સાચી છે, પણ મારાથી કે ગુજરાતથી એમાનું કંઈ નહીં બને ”

“ કેમ ? ” ચમકીને કીર્તિદેવે પુછ્યું

“ તમે બાલક છો, નહીં સમજો આવી સ્પષ્ટ રીતે કોઇએ અત્યાર સુધી કહ્યું નહોતું, પણ ચાર વર્ષ પર એક અમારો જતિ હતો તે પણ એમ જ કહેતો હતો ” મુંજાલે કહ્યું

“ શું ? ”

“ મને તેના બોલો યાદ આવે છે ” કહી મુંજાલે ઝીણી આંખો કરી તેના શબ્દો સંભાર્યા “ તે કહી ગયો હતો કે તમારા મંત્રીઓની મહેનત ધુળ મળશે, તમારા દીકરા દીકરી ગીઝનીના બજારમાં વેચાશે,[૧] એ સ્પષ્ટ સાંભરે છે ”

“ તેની વાત સાચી છે માટે જ કહું છું કે મારું કહ્યું માનો ”

‘ કીર્તિદેવ ! ” ડોકું ધુણાવી મુંજાલે કહ્યું, “ તમારી વાત સાચી ભલે હોય, પણ દરેક સત્ય વાત શકય નથી હોતી ”

“ શકય ન હોય તો થવી જોઇએ ”

“ ત્યારે દુનીઆનો છેડો આવે ” મુંજાલે કહ્યું “ શકય વસ્તુ ન હોય તો હાથમાં ન સ્હાવી એ મારું સૂત્ર છે ”

---

૧ પાટણની પ્રભુતા

"પણ તમે બધુ શક્ય કરી શકો એમ છો તમે મહાઅમાત્ય થયા ત્યારે ગુજરાત કેવુ હતુ ? અને આજે કેવુ છે ?"

"પણ હુ મહાઅમાત્ય હતો—તે ખબર છે ? અને તે છતા મારી પીડા હુ જાણુ છુ કીર્તિદેવજી! તમે માગણી કરી મારુ ગૌરવ વધાર્યું છે જો હુ એક મહારાજ્યનો મત્રી હોત મારા તાબામા દશ હજાર સામત હોત તો હુ તે સ્વીકારત તે નથી એટલે લાચાર" કહી મુજાલ મુગો રહ્યો કીર્તિદેવે તેને અજબ રીતે પીગળાવ્યો હતો

"તમે બધુ કરી શકશો મે ઘણાખરા રાજાઓને સમજાવ્યા છે, તે બધા તમારુ માનશે"

"એક ચલ્લુ નહી માને ભય વિના પ્રીતિ સાભળી છે? તમારા વિચારના તેજમા તમને આખે અધારા આવ્યા છે કુસપ કરતા સપ કરવો વધારે કઠણ છે"

"તે તો મે કાલે જ જોયુ તમારે ઘેર એકો સપ આવ્યો, પણ તમે સ્વીકાર્યો નહીં નહી તો તમારી પીઠે આજે પાટણ અને અવતી બે હોત"

'કીર્તિદેવ' શબ્દોની ગોભાથી હુ છેતરાતો નથી હુ અને પાટણ ઉદય પરમારના ગુલામ થઇ રહેત, પાટણના ઉગતા ગૌરવનો અસ્ત થાત"

"એમ જ બધા માને તો કોઇ ભેગા મળી યવનોની સામે થાયજ નહી"

"જેણે તમને ભેગા થવાનુ વચન આપ્યુ હશે તેનો મુદ્દો હુ સમજુ છુ"

શો ?"

"યવનોને હરાવી દરેક જણ ચક્રવર્તી થવા આશા રાખતો હશે" મુજાલે કહ્યુ

"ત્યારે એ આશાએ તમે કેમ નથી જોડાતા ?"

"ગુજરાત હજી નાનુ છે, તે હજી હમણા જ પગભર થાય છે તે એવી આશા રાખે તો મૂર્ખ ઠરે યવનો તો કોણ જાણે ક્યારે હારે, પણ આવતે વર્ષે અમારુ નખોદ વળી જાય' નિરાશાભર્યા હૃદયથી કીર્તિદેવ જોઇ રહ્યો મુજાલે આગળ ચલાવ્યુ "તમારા જેવા નિસ્વાર્થ

માણસ આગળ સત્ય બોલતાં મને શી હરકત? મહા મહેનતે મેં મારી ઝુંપડી ઉભી કરી છે. આર્યાવર્તનો મહેલ ચણવા જાઉં તો એ ઝુંપડી ચગદાઈ જાય. સમજ્યા? તમને જે મહેલ બાંધવાની હોંશ છે તે તમે ભલે બાંધો. મુંજાલ તો એની મઢુલીજ સંભાળશે."

"એટલે મારા સ્વપ્નો નષ્ટ થવાનાં?" દીલગીરીભર્યા અવાજે કીર્તિદેવે કહ્યું.

"ત્યારે તમારા સ્વપ્નો ખાતર શું હું મારા સિદ્ધ થએલા સ્વપ્નો નષ્ટ કરું?"

"ત્યારે એક નાના રાજ્યની મહત્ત્વાકાંક્ષા સાચવવા આર્યાવર્તનું સત્યાનાશ વાળવા દેવું એમાં તમારું મુત્સદ્દીપણું?" નિરાશાએ ડંખેલા હૃદયથી કીર્તિદેવે કહ્યું—કહેવાઈ ગયું.

મુંજાલે ગૌરવથી ઉંચું જોયું. તેને લાગ્યું કે કીર્તિદેવની નિઃસ્વાર્થ બુદ્ધિ જોઈ પોતે અણધારેલી અયોગ્ય ભલમનસાઈ દેખાડી હતી. તેની આંખો નિશ્ચલ થઈ. "તેનો જવાબ લેવાનો તમારો અધિકાર નથી." શાંતિથી તેણે કહ્યું, "હું છું ત્યાં સુધી મારું મુત્સદ્દીપણું ગમે તેવું હશે તોપણ ચાલશે."

"અને મારું ચાલશે ત્યાંસુધી નહીં ચાલવા દઉં" સત્તાથી કીર્તિદેવે કહ્યું.

મુંજાલ તિરસ્કારભર્યું હસ્યો. "એવું મને ઘણા કહેનારા મળ્યા છે, અને—"

"અને તમે તે બધાનો પરાજય કર્યો છે." કીર્તિદેવે ઉમેર્યું. નિરાશાથી તેના મગજમાં ગુસ્સો પેદા થયો હતો. "તમે એમ ધારો છો કે આર્યાવર્તના ભવિષ્યને આડે આવતાં તમે ફાવશો? મંત્રીરાજ! તમને ડરાવતો નથી, પણ ખરી વાત કહું છું. હું થોડે દિવસે અવંતી જઈશ ને સમય આવે મારી ઈચ્છા સિદ્ધ કરીશ. દેશદેશના રાજાઓના સૈન્યો વડે મ્લેચ્છોનો સંહાર કરાવીશ અને જીવતો રહીશ તો બતાવીશ કે સત્યમેવ જયતિ—નહીં કે તમારી ટુંકબુદ્ધિની સ્વાર્થી રાજ્યનીતિ—અને ખાત્રી કરી દઈશ કે ગુજરાત એ આર્યાવર્તનું અંગ નથી, પણ સ્વાર્થી શ્રાવક ધનાઢ્યોને ધનસંચય કરવાનું ચૌટું છે. ઉબકરાજ કહે છે તેમ પાટણ માત્ર અવંતીનું મંડલ થવાનેજ યોગ્ય છે." કહેતાં કહેતાં કીર્તિદેવ ઉભો થઈ ગયો. તેની જાજવલ્યમાન કાંતિ દેવ જેવી દીપી રહી. આ ઉમળકાનો ઉછળતો સાગર મુંજાલના શાંત ગૌરવ પર અથડાયો અને વીખરાઈ ગયો.

"તમારી આશાઓ સિદ્ધ ન થઈ તો ?"

"તો હું જગતને કહીશ કે જ્યારે બધા રાજ્યો સંધિ કરવા તૈયાર હતા—જ્યારે બધાના સંપથી યવનોનો સંહાર થાત અને ભરતખંડ બચી જાત—ત્યારે એક મંત્રીએ તેમ ન થવા દીધું. જ્યારે તમારા રાજ્યોનો વિનાશ થશે—તમારું પાટણ પાધર થશે—ત્યારે કહીશ કે આ બધો પ્રતાપ એક મંત્રીનો—એક સ્વાર્થપરાયણ મુત્સદ્દીનો. તમારી જાતિ કંઈ ગઈ તેમ જ્યારે તમારાં દીકરા દીકરીઓ ગીઝનીના બજારમાં વેચાશે ત્યારે તમારા કર્તવ્યનું પરિણામ શું છે તે સમજશો." ગુસ્સાથી કીર્તિદેવના અંગેઅંગ ધ્રુજતાં હતાં.

"કીર્તિદેવ!" એક પળવાર શોભી મુંજાલે સખ્તાઈથી કહ્યું. "તમે ઉશ્કેરાઈ ગયા છો. એટલે વધારે વાત કરવામાં માલ નથી. તમે અવંતી ક્યારે જાઓ છો?"

"આવતી અમાવાસ્યાએ."

"મારું માનો તો આજે જ વીદાય થાઓ."

"કેમ?"

"કારણ જાણવાની જરૂર નથી."

"શું મહાઅમાત્ય તરીકે શાસન કરો છો? હું અવંતીનો આધિવગ્રહક છું, હો!" ગૌરવથી કીર્તિદેવે કહ્યું.

"હું શાસન નથી કરતો, શીખામણ આપું છું. માટે જેમ વહેલા પાટણ છોડો તેમ સારું."

"ડરાવો છો?" ગુસ્સે થઈ કીર્તિદેવે પુછ્યું.

"જેની પાસે શક્તિ કે સત્તા ન હોય તે ડરાવે. મારી પાસે બંને છે. જય સોમનાથ! આવજો." શાંતિથી મુંજાલે કહ્યું અને તે ઉભા થઈ ગયો.

કીર્તિદેવ નીકળ્યો. તેના મનમાં નિશ્ચયાત્મક બુદ્ધિનો પ્રવેશ થયો હતો, તેનું હૈયું ગુસ્સાથી બળી રહ્યું હતું.

તેના ગયા પછી તેની પાછળ મુંજાલ જોઈ રહ્યો અને આખરે બબડ્યો: "શો છોકરો! શો પ્રભાવ! એનો પુત્ર હોય તો ૧૦ કોતેર પેઢી તારે. ની

બોલવાની છટા—ભયંકર ! એને અહીંઆ રહેવા નહીં દેવો જોઇએ પર્વત પણ પીગળાવવાનું એની જીભમાં જોર છે અરે, બહાર કોણ છે ?"

બહારથી વિહારી આવ્યો "બાપુ ! શો હુકમ છે ?"

"કેમ ! શી ખબર છે ?"

"રાતના બાર વાગે સજ્જન મહેતાની વાડીમાં બધા ભેગા થવાના છે" વિહારીએ કહ્યું

"કોણ કોણ ?"

એક તો આ ગયો તે–કીર્તિદેવ, બીજો કાક, પેલો કૃષ્ણદેવ–"

"તે હજુ અહીંઆજ છે ?"

જી હા કીર્તિદેવનો જમણો હાથ છે"

"પછી ?"

દેશળદેવ ને બીજા થોડાક છે હું પછી બધાના નામ કહીશ"

શું કામ ?"

'આપે જે જવાબ આપ્યો હોય તેના પર વિચાર કરવા"

પેલો કાક કેમ છે ?"

બાપુ ! તે સમજાતું નથી એ તો બધાનોજ ખાસ મિત્ર દેખાય છે કીર્તિદેવનો, કૃષ્ણદેવનો, મંડલેશ્વર મહારાજનો ને મહારાણીનો

મુંજાલ હસ્યો 'હરકત નહીં એ બધું તારે સમજવાની જરૂર નથી બીજું કંઈ ?"

"બાપુ ! અત્યારે એ કાક પરણ્યો"

મુંજાલ હસ્યો 'પરણ્યો ? કોની સાથે ?"

રુદ્રદત્ત કવિ હતા ને તેની છોકરી જોડે મંડલેશ્વર મહારાજ ને કાશ્મીરાબા પણ હતા"

"ક્યાં પરણ્યો ?'

"ગજાનન પંડિતના ઘરમાં"

"વારુ ! ડુંગરનાયકને કહી આવ કે મને મળી જાય ને દશ મલ તૈયાર રાખે"

'જેવી આજ્ઞા" કહી વિહારી ગયો

'જોઈશ, હવે એ રાતના બધા શું કરે છે' કહી મુંજાલ મીનળદેવી પાસ ગયો



# પ્રકરણ ૪ થું

## કાશ્મીરાદેવી ગુરુપદે

મુંજાલમહેતાએ રાજમાતા પાસે જઈ કીર્તિદેવ સાથે થએલી વાતચીતનો સાર કહ્યો આખરે મીનળદેવીએ કહ્યું

ત્યારે મહેતા, હવે શું કરવાના?"

રાત્રે શું થાય છે તે હું જોવા જઈશ

'તું પોતે? બીજા કોઈને મોકલની તારે જીવ શા માટે જોખમમાં નાખે છે?"

"આપ મુઆ વગર સ્વર્ગે જવાય? મારે જાતે જ જોવું છે કાવત્રાબાજો શો વિચાર કરી રહ્યા છે તમે ફીકર કરશો નહીં મને કંઈ થવાનું નથી"

"કેમ જાણ્યું?" મીનળદેવીએ હસીને પુછ્યું

"તમારા આશીર્વાદ છે ને" મુંજાલના નેત્રો જરા ચમકી ઉઠ્યા "આ કાવત્રાબાજના નાયકને મારા હાથમાં રાખીશ"

"પણ કીર્તિદેવ?"

"હા આજે સાંજે તેને પકડીને કેદમાં પુરીશ એ માણસ ભયંકર છે દેવી! તમો તો એને જોતા નથી, પણ પર્વત ડોલાવે એવો છે એના જેવો જો આપણે ત્યાં હોય તો કેટલો કામ લાગે?"

અવંતીમાં કોણ જાણે કેટલા કેટલા રત્નો ભર્યા છે" રાણીએ વિચાર કરીને કહ્યું

'તેથીજ અવંતી આટલું પ્રભાવશાળી છે આપણે ત્યાં શૂર પણ છે ને ધન પણ છે, પણ જોઈએ તેવી મહત્તા નથી"

'એટલે?'

"દેવી ! આપણે ત્યાં છે બધું, પણ સાથે સાથી પણ છે. પણ છે સ્વાર્થ અને મહત્તા એ બે સાથે કેમ રહે ?"

"કેમ કરવું ? આપણા મંત્રીમાં જોઇએ તો કેવો ને સામંતમાં પેલો દેશળ" રાણીએ કહ્યું

"છેક એવું નથી" મશ્કરીમાં હસી મહાઅમાત્યે કહ્યું, "મંત્રીમાં હું અને સામંતમાં ત્રિભુવન છે ની ! અને હમણાં એક ત્રીજો આવ્યો છે તે પણ આગળ જતાં બધાને ટક્કર મારશે"

"કોણ ?"

"કાક એ ભટ્ટરાજ તો કાલે થયો, પણ એ બધાને પાણી ભરાવશે તેની પણ કસોટી મારે આજે રાત્રે જ કરવી છે"

'એ પણ કાવત્રાબાજ છે ?"

ક સમજાતું નથી જયદેવ ત્રિભુવન, કીર્તિદેવ અને કૃષ્ણદેવ– બધા એને મિત્ર માની બેઠા છે"

'કૃષ્ણદેવ કોણ ! પેલો જુનાગઢીઓ"

હા"

'એમ પણ ઠીક હાથમાં આવ્યો છે નવઘણને કહીએ કે તું—"

"લો, આ કાશ્મીરાદેવી આવ્યાં" મુંજાલે હસતાં હસતાં કહ્યું અને શોભા ખાતર શરમાતી કાશ્મીરાદેવી ત્યાં આવી

'કેમ દીકરી ! કેમ છે ?" મીનળદેવીએ પુછ્યું

"સારું" કહી કાશ્મીરા જરા આઘી ઉભી રહી એટલે મુંજાલ ઉઠી ઉભો થયો

'કેમ, તું તો લગ્ન મહાલી આવી !" મુંજાલે પુછ્યું કાશ્મીરા ચમકી તેણે ધાર્યું હતું કે કાકના લગ્નની વાત કોઇ જાણતું નહોતું મુંજાલે મીનળદેવી તરફ ફરીને કહ્યું "તમે જાણ્યું ! આ તો વરની મા છે"

"મામાજી ! કાશ્મીરાએ માર્મિક અર્થમાં કહ્યું, "લગ્નગાળો ખરો તો હજુ હવે આવવાનો છે"

મુંજાલ હસતો હસતો ત્યાંથી ગયો અને મીનળદેવીએ પુછ્યું "કોનાં લગ્ન થયાં ?"

"કાક અને મંજરીના. પણ એ વાત કોઈને કહેશો નહીં."

"કેમ?"

"કારણ કે ઉદો એ છોકરીને પરણવા માગતો હતો, એટલે મેં એ બે જણને પરણાવી દીધાં." હસીને કાશ્મીરાએ કહ્યું.

જવાબમાં હસીને મીનળદેવીએ કહ્યું: "હવે એક જણ પરણાવવો રહ્યો છે."

"કોણ?"

"ત્રિભુવન લાટની મૃણાલ કુંવરીને લાવવી છે ને."

"અહ—પણ હજુ એક જણ રહી ગયું."

"કોણ?" મીનળદેવીએ કહ્યું.

"મામાજી." હસવું છોડી એકદમ ગંભીરતાથી કાશ્મીરાદેવીએ કહ્યું.

મીનળદેવીનું હસતું મોઢું ફીકકું પડી ગયું. સત્તાથી તે જોઈ રહી અને હોઠ પર હોઠ દાબ્યા.

"તમે કેમ એમને પરણવાનું નથી કહેતાં?" સચોટતાથી કાશ્મીરાએ પૂછ્યું.

આખા રાજ્યમાં કોઈને હક ન હોય તેવા હકો કાશ્મીરા ભોગવતી અને તેમાંનો એક રાજમાતા કે મહાઅમાત્ય જેવી ભયંકર ગૌરવશીલ વ્યક્તિઓને પણ સીધી અને સચોટ રીતે ઠેકાણે લાવવાનો.

"હું શું કહું?" કંઈ જવાબ નહીં સુઝતાં મીનળદેવીએ કહ્યું.

"બા! તમે નહીં કહેશો તો કહેશે કોણ? તમે રાજમાતા છો. રાજસેવકોનું હિત તમે નહીં સાચવશો તો કોણ સાચવશે?"

"મુંજાલ માને એવો નથી."

"બીજા કોઈનું નહીં માને, તમારું માનશે." દૃઢતાથી રાણીના સત્તાશીલ મુખ પર સત્તાભરી આંખો ફેરવી કાશ્મીરાએ કહ્યું. થોડી વાર થોભી તેણે ઉમેર્યું: "તમારી જગ્યાએ હું હોત તો એમને ક્યારના પરણાવ્યા હોત."

મીનળદેવીનાં ભવાં ચઢ્યાં ને આ વાચાલ ભત્રીજી તરફ જોઈ રહી. "કાશ્મીરા!" તેણે સત્તાથી કહ્યું, "તું નાને મોઢે કેટલું બોલે છે?"

"શું કરે ? મોટા મોઢાવાળા કૈં કહેતા નથી તે પહેલાના મામા-જી જેવા ક્યાં છે ? તે તમે જોયું છે ? એના ખભાને ખુંધ આવી છે એની તરવારની ધાર જેવી આંખો પર કાટ ચઢ્યો છે ગજ્યકાગભાર ચલાવતા એ થાકી જાય છે કોઈક વખત અણજાણતા નીમામો પણ મુકે છે કોઈ દિવસ એમને "પ્રભુની મરજી" એમ કહેતા સાંભળ્યા હતા ? મે છેલ્લા થોડા દહાડામાં ચાર પાંચ વખત એ શબ્દો તેમને મોઢે સાંભળ્યા બા ! બા ! એમને અણજાણીતું કષ્ટ ઘેરે છે, અને તમે તે જોવાની તસ્દી પણ લેતા નથી "

કાશ્મીરાનો દરેક શબ્દ મીનળદેવીના હૃદયને ઘા દેતો હતો પણ હીમતથી તેણે સ્વાસ્થ્ય રાખી, વાત ઉડાવવા પ્રયત્ન કર્યો

"કેમ, તને ત્રિભુવને મામાનો પક્ષ લેવા મોકલી છે કે શું ?"

"તે શું કામ મામાનો પક્ષ લે ? તમે જાગતા જોવા બેઠા છો ને ?"

"તે ગમે તેવો પણ ભાણેજ—ને હું તો રાજમાતા" મીનળદેવીએ કહ્યું.

કાશ્મીરા તિરસ્કારપૂર્વક હસી "બા ! તમે જાણો છો ને આમ વાત શા માટે ઉડાવા મથો છો ? આખી દુનીઆ જાણે છે કે તમારા ને તમારા દીકરા માટે એણે જેટલું કર્યું છે તેટલું કોઈએ કર્યું નથી અને કોઈ કરવાનું નથી " કાશ્મીરાએ અનુભવી યોદ્ધાની ઝડપથી ઘા પર ઘા કરવા માંડ્યા રાણીએ તે વારવા એક મહા પ્રયત્ન કર્યો

"પ્રસન્ન ! જે કૈં કર્યું તે અમાત્ય તરીકે કર્યું "

"બા ! આ શબ્દો તમને નહી શોભે કૃતઘ્ની શેઠના ભાડુતી વાણોતર છે તે મે આજે જ જાણ્યું મામાજી એ જાણતા હોત તો મામીજીને તે મરવા દેત નહી " કહી કાશ્મીરાએ બ્રહ્માસ્ત્ર છોડ્યું મીનળદેવીને આ વાગ્બાણે વીંધી નાખી. ફીક્કા હોઠે તે જોઈ રહી

"તું મારી જોડે લઢવા આવી છે ?"

"ના બા ! પણ કોઈ કોઈ વખત સાચું કહેનાર પણ માણસ જોઈએ."

"ત્યારે કહે જોઈએ" રાણીએ ગુસ્સો ગળે ઉતારી ધીમેથી પુછ્યું:

"મુંજાલ શાથી આમ કરે છે ?"

"એમની એકલતા એમને સાલે છે એ બીચારાની તજવીજ કરનારું કોઇ નથી એજ પીડા છે."

"આટલા સેવકો ઓછા છે?"

'સેવકે ચાલતુ હોય તો લોકો સ્ત્રી કરે શુ કામ?'

રાણીના મુખ પરથી ખિન્નતાનુ વાદળુ પસાર થયુ "તુ એને પરણાવવા માગે છે?"

"હા"

"એ નહીં પરણે" રાણીએ કહ્યુ

કાસ્મીરા જાણે ઘા ઉગામના વખત લેતી હોય તેમ થોભી અને તેણે કહ્યુ "તમે કહેશો તો પરણશે"

"કેમ જાણ્યુ?"

"તમારો બોલ એણે કદી ઉથાપ્યો છે?"

રાણી કંઇ જવાબ આપી શકી નહીં

"એને લાયક સ્ત્રી પણ મે જોઇ કાઢી છે"

"કઇ?"

'સજ્જન મહેતાની દીકરી સોમ"

મીનળદેવી ચમકી, તેના ભવા ચઢ્યા

"જુની શેઠાણીની ભત્રીજી? મુંજાલ એને કેમ સ્વીકારશે?"

"બધુ તમારા હાથમા છે આજે સાંજે હુ સોમને અહીંઆ મોકલાવીશ જોજો, વિચાર કરજો આટલી આટલી સેવા પછી મામાજીને આ બદલો વાળવો જોઇએ નહીં તો એમનુ દુ ખ વધશે ચાલો હુ જાઉં છુ" કહી કાસ્મીરા ઉઠી અને રજા લઇ વીદાય થઇ

રાજમાતા સ્થિર દૃષ્ટિએ જ્યા સુધી ભોય સામે જોઇ રહ્યા અને આંખમાથી એક આસુ ધીરે રહીને ખર્યું થોડી વારે તેમણે આસુ લુછ્યા અને બબડ્યા "કાસ્મીરાની વાત ખરી છે મુંજાલનુ કૈં કરવુ જોઇએ"



# પ્રકરણ ૫ મું

## આનંદરાત્રિનો અનુભવ

પાણિગ્રહણથી પરવાર્યા પછી કાક સજ્જન મહેતાને ત્યાં ગયો. મુંજાલે કીર્તિદેવને શો જવાબ આપ્યો તે જાણવાને તે ઉત્સુક હતો. પણ કીર્તિદેવ આવ્યો નહોતો એટલે તે પાછો આવ્યો.

કીર્તિદેવે કાકને આજ્યો હતો. અને તેના દિવ્ય ગુણોનું ગાન કાક મંડલેશ્વર અને કાશ્મીરાદેવી આગળ કર્યું હતું. તે બંને ગુણગ્રાહી પતિપત્નીમાં આવા અસાધારણ યોદ્ધાને જોવાની જિજ્ઞાસા વધી હતી, અને રાત્રે કીર્તિદેવના મિત્રો સજ્જનને ત્યાં ખાનગીમાં મળવાના છે એ વાત જાણી બંનેએ ત્યાં આવી તેને છુપી રીતે જોવાની ઇચ્છા દર્શાવી. કાકે પણ ત્યાં તેમને લઈ જવા કબુલ કર્યું.

નવવધૂ રબેને ઘેર એકલી રહી જાય એમ ધારી કાશ્મીરાએ જીદ કરી મંજરીને પણ સાથે લેવાનું નક્કી કરાવ્યું.

સજ્જન મહેતાના વાડામાં મધરાત પછી જવાનું હતું. એટલે રાત પડતાં કાક પોતાની મેડીએ ગયો. એનું હૃદય કંપતું હતું. જે લગ્ન માટે તે તલસતો હતો—જે લગ્નને તે નિર્વાણ સમો આનંદમય માનતો હતો, તે લગ્ન થઈ ગયે તે વધારે દુઃખી થયો. મંજરી માટે તેને માન અને પ્રેમ હતાં, તેને તે દેવસુંદરી માનતો હતો. પણ મંજરીનું નિશ્ચલ હૃદય, તેનું અસ્પૃશ્ય અભિમાન, તેણે માગી લીધેલું વચન—આ બધાથી કાકનું જીવન ખારું થઈ ગયું હતું. તેના હૃદયમાં માત્ર એક આશાનું બિંદુ હતું. કાક હવે ભટ્ટરાજ થયો હતો, તેની સેવાની કૃતજ્ઞતા જાહેરમાં પાટણના નરપતિએ કરી હતી. આ બધું જોઈ શા સારુ મંજરી નહીં પીગળે?—શા સારુ તેના વચનમાંથી કાકને મુક્ત નહીં કરે?

બીતો બીતો તે મેડીમાં આવ્યો. કોડીલી કાશ્મીરાદેવીએ કાક દીઅર હોય તેવી હોંસથી, કાક અને મંજરીના સહજીવનનો સમારંભ અને તેટલો રસિક કરવા પ્રયત્ન કર્યો હતો, અને યુદ્ધોમાંજ ઉછરેલો યોદ્ધો પલવાર શણગારેલા ખંડની સામગ્રીઓ તરફ, તેમાં વિરાજી રહેલી

અનુપમ લાવણ્યમયી મંજરી તરફ જોઇ રહ્યો. સ્વર્ગના અનેરા સુખોનો ભંડાર નજર આગળ ખુલતો હોય તેમ એને લાગ્યું. તે આ દૃશ્યથી ચઢેલા નીશામાં મસ્ત બની ઉભો રહ્યો.

પણ તેનો આ મોહ તરત ઉતરી ગયો. સામે હીંચકા પર બેઠેલી રંભા-સમી મોહક માનિનીના ગર્વમાં મરડાયલા હોઠ અને તેની આંખની તેજસ્વી, ટાઢી, અભિમાનભરી નિશ્ચલતા—આ બેએ તેના ચઢેલા નીશાને ઉતારી મુકયો. સંસ્કારરૂપી ગિરિરાજના ગગનચુંબી હિમવાન્ શિખર પર તે બેઠી હતી, પોતે હતો પૃથ્વીના એક નિર્જીવ સ્થાનમાં, માત્ર એક અસંસ્કારી લડવૈયો.

ક્ષોભે તે મહારથીને મહાત કર્યો. જાણે પોતે નવવધૂ હોય તેમ તેનું અંગ કાંપતું હતું. માત્ર તેના અંતરમાં એક મંત્રનો જપ ચાલતો હતો. "कैलासमिव दुर्धर्षं कालाग्निमिव दुःसहम्" તેણે મંજરીનું ધ્યાન ખેંચવા ખાંસી ખાધી.

ગર્વથી મંજરીએ માથું ઉંચું કર્યું અને સ્વાસ્થ્યથી તેની સામે જોઇ રહી. સ્પષ્ટ જણાતી ફીક્કાશ વિના તેના મોઢા પર કંઈ ફેરફાર નહોતો. કાક ધીમેથી ડગલાં ઉપાડતો પાસે આવ્યો. હોઠ દાબી, તે પણ હૈયું શાંત કરવા મથતો હતો. તે આવીને આઘે બેઠો અને મંજરીની સામે જોઇ રહ્યો.

મંજરી થોડી વારે બોલી: "કેમ પરણ્યા? હવે વચન ક્યારે પાળો છો?" તેના અવાજમાં તિરસ્કાર હતો.

કાક ચમક્યો. તેને ગળે ડુમો આવ્યો. તેણે મહા મહેનતે ખંખારી ગળું સાફ કર્યું. સખ્તાઇને લીધે સમ્રાજ્ઞી સમી મંજરી જવાબની વાટ જોઇ રહી.

કાકે ધીમેથી કહ્યું: "વચન!"

"હા—વચન! મને ખબર નહોતી કે લાટના બ્રાહ્મણો આટલી વખતમાં વચન વીસરે છે." શાંતિથી મંજરીએ કહ્યું. તેનો શાંત તિરસ્કાર કાકને વીંછીના ડંખ જેવો કરડયો.

"મંજરી! વચન હું ભુલી ગયો નથી."

"ત્યારે ક્યારે પાળો છો?" રોફમાં મંજરીએ પુછ્યું. તેનો દરેક પ્રશ્ન કાકના ગૌરવના ચુરેચુરા કરતો હતો.

"મંજરી! મંજરી! તું આવી પાષાણહૃદયની છે? મેં નહોતું ધાર્યું કે તું આવી હશે" કાકે નિરાશાથી કહ્યું

"મેં તમને પહેલેથી કહ્યું હતું"

"હા પણ તેને તું વળગી રહેશે એમ મેં નહોતું ધાર્યું"

"તમ તમારે કાટલે મને જોખી હશે" અવર્ણનીય તિરસ્કારથી મંજરીએ કહ્યું

"હા-હા" કાક ઉભો થઇ ગયો અને બોલ્યો તેનો પીત્તો ઉછળી આવ્યો હતો, તેનું માનભંગ થએલું હૃદય ગુસ્સામાં, નિરાશામાં ફાટી જતું હતું "મેં માણસને કાટલે તને માપી હતી મેં ધાર્યું હતું કે તારા હૈયામાં અમી હશે મેં આશા રાખી હતી કે, પરણ્યા પછી તું પીગળશે-મારી સેવાથી રીઝી મારું અંતર હારશે'

'કાકભટ્ટજી! દરેક સેવકને સ્વામી કરે તો પરણતા પાર ન આવે" અભિમાનથી ઉભી થઈ, કાક તરફ અરધી પુઠ ફેરવતા મંજરીએ કહ્યું

એક પળ આ અકળ અભિમાને કરેલા ભયંકર ઘાથી કાક ઘવાયો-મુંઝાયો શું કરવું તે તેને સુઝયું નહીં તેના અંતરે એક મંત્ર ભણી રસ્તો સુઝાડયો તે મંત્ર તે મનમાં બબડયો "ઠીક છે હું કૈલાસ જેવો દુર્ધર્ષ થઇશ, કાલાગ્નિ જેવો અસહ્ય થઇશ" તેણે દાંત કચકચાવ્યા

"મંજરી! ગમે તેવો પણ હું તારો સ્વામી છું" મંજરીએ જવાબ નહીં દીધો, તેણે માત્ર પુરેપુરી પુઠ ફેરવી "આ તારા સંસ્કાર! આ તારી ભાવના! શી પતિપરાયણ સ્ત્રી!" કાકે તિરસ્કારથી ઉમેર્યું

"પતિપરાયણ!" ધીમેથી ફરીને તિરસ્કારપૂર્ણ નયનોની પ્રભા કાક પર નાખી મંજરીએ કહ્યું અને તે જરા હસી "તમે મારા પતિ!"

"હા અગ્નિદેવની સાક્ષી વીસરી ગઇ?"

મંજરીએ જવાબ નહીં આપ્યો

"મંજરી! તું સમજે છે કે હું અધમ છું-તું કહેશે તે સાંખી રહીશ હા, તે પણ કરીશ-જ્યાં સુધી હૃદયેશ્વરી માનું છું ત્યાં સુધી. પણ જો તું મને વધારે દુ:ખ દેશે તો હું નહીં સાંખું હું યોદ્ધો છું, મારું

હૃદય પણ વીર ભાવે ઊછળે છે, મારી રગોમાં પણ ભગવાન્ જમદગ્નિનું શુદ્ધ સનાતન લોહી વહે છે હો.”

“તમે શું કરશો?” માથું ગર્વમાં ઊંચું કરી નીડરપણે મંજરીએ પુછ્યું.

“મારો અધિકાર છે તે.” ગુસ્સામાં હોઠ પર હોઠ દાબી કાકે કહ્યું. તેની આંખમાંથી તણખા ખરતા હતા.

“તમારો અધિકાર?” જરાક હસી મંજરીએ પુછ્યું.

“હા, તારા સ્વામી—તારા નાથ તરીકેનો.” વિજયનાદથી ગાજતા અવાજે કાકે કહ્યું. જવાબમાં મંજરી તિરસ્કારભર્યું ફરીથી હસી. તે હાસ્યે કાકનો સંયમ તોડી નાખ્યો. “મંજરી! તું મારી છે સમજી!” કહી તેણે એક છલંગ મારી મંજરીને બાથમાં ભીડી. તેણે પ્રચંડ ઊર્મિઓના સત્ત્વ સરખું એક ચુંબન તેને કર્યું.

પણ પ્રત્યુત્તર વિચિત્ર, અણધારેલો મળ્યો. તેણે ચીસની, ગભરાટની આશા રાખી હતી. તેને બદલે જવાબમાં મંજરી ખડખડાટ હસી, અને તેના દરેક હાસ્યતરંગમાં અવર્ણનીય તિરસ્કાર હતો. આ હાસ્યથી કાક ચમક્યો, તેનો જુસ્સો જતો રહ્યો, તે બાથ છોડી આઘો જઈ ઊભો રહ્યો.

‘શાબાશ!” શબ્દેશબ્દને ભયંકર ગર્વભર્યાં ઉચ્ચારણથી ઉચ્ચારતાં મંજરીએ કહ્યું, “શાબાશ ભૃગુપુત્ર! શાબાશ બ્રાહ્મણશ્રેષ્ઠ! શો તમારો સંયમ? શા તમારા સંસ્કાર? શું પ્રતિજ્ઞાનું પાલન? શી તમારી વીરતા! આ શૂદ્રસમ અધમ આચરણથી મારા સ્વામી થવું છે? શું મને લાટની બ્રાહ્મણી ધારી કે આ બહાદુરી પર વારી જઈ હું તમારી હૃદયેશ્વરી થઈ જઈશ? કાકભટ્ટજી! તમારામાં અનેક પ્રકારની ક્ષુદ્રતા મેં કલ્પી હતી, પણ આવી નહોતી ધારી.” તેના શબ્દો તેના બીડેલા હોઠમાંથી સાપના સુસવાટની પેઠે નીકળતા, તેની આંખની ચમક તરવારની ધાર સમી કાકનું અંતર કાપી નાખતી.

કામદેવના કેટલાક ફરમાનને તાબે થવું પડે છે—જાણ્યા અજાણ્યા તાબે થઈ જવાય છે, અને તાબે થતાં થતાં તે માટે પશ્ચાત્તાપ શરૂ થઈ જાય છે. કાકે દુઃસહ, પ્રબલ ઊમળકાને વશ થઈ મંજરીને બાથ ભીડી હતી, પણ તેને તરત પસ્તાવો થવા માંડ્યો, તેને પોતાની અધમતાનો ખ્યાલ

આવ્યો અને તે સાથે મંજરીના હૃદયભેદક શબ્દકટાક્ષે તેને વીંધી નાખ્યો. તે શરમીંદો થઇ રડવા જેવો બની ઉભો રહ્યો. સત્તાના અવતાર સરખી દીસતી મંજરી સચોટતાથી વિષમય વાક્બાણની પરંપરા છોડતી હતી. તે કાયરની માફક તેની સામે શીર નમાવી ઉભો, તેનાથી નીચેથી ઉંચું ન જોવાયું. જો જીભ કરડી નાખે થયું ન થયું થઇ શકત તો તે કરવા રાજી હતો. તેનો ક્રોધ જતો રહ્યો, તેનો જુસ્સો અને મોહ ઓસરી ગયા.

"કાકભટ્ટ!" થોડીક વાર થોભી મંજરીએ આગળ ચલાવ્યું, "શું કામ શરમીંદા પડો છો? તમારી યોગ્યતા તમે તમારે હાથે જ સિદ્ધ કરી." મંજરીના અવાજમાં તિરસ્કાર જઈ કરુણાપૂર્ણ ગાંભીર્ય આવ્યું અને તેણે ધીમેથી ઉમેર્યું: "બ્રાહ્મણો સંયમ છોડે તો પૃથ્વી રસાતલ જાય એમ મારા પિતા કહેતા હતા. કાક! તમે આવા અબ્રાહ્મણ થશો એમ મેં નહોતું ધાર્યું."

"મંજરી!" મહામુશ્કેલીએ કાકે જવાબ દીધો, "મંજરી! તારાથી કહેવાય તે કહે, પણ વધારે ટાણા મારે શો ફાયદો?"

"હાસ્તો! પથ્થર પર પાણી."

કાકે હોઠ દાબ્યા. તેણે કહ્યું: "જો! પરિણામ એવું આવશે કે તું પસ્તાશે." કાકમાં ફરીથી જુદાજ પ્રકારનો જુસ્સો ઉછળવા માંડ્યો.

"એનો અર્થ એટલો જ કે, તમારું જોર તમે ફરીથી જણાવશો. એ તો હું જાણું છું." તિરસ્કારથી મંજરીએ કહ્યું. "ભર્તૃહરિ મહારાજ કહી જ ગયા છે કે 'શુનીમન્વેતિ શ્વા[1]' બ્રહ્મદેવ! તમારો સંયમ ગયો, તમારું વચન ગયું, તમારી શ્વાનતા સિદ્ધ કરવી છે? આવો. હું આ ઉભી." કહી ગૌરવથી માત્ર નેત્રમાં દીપતા તેજથી જ કાકને ડરાવતી તે ઉભી રહી.

શ્રીકૃષ્ણને પણ સહિષ્ણુતા છોડાવે એવા અપમાનકારી વચનથી કાકના ગુસ્સાનો પાર રહ્યો નહીં. તે ટટાર થયો અને સ્થિર નયને મંજરીને જોઈ રહ્યો. ગુસ્સામાં તેની કાંતિ પણ ભવ્ય બની હતી.

---

1 'કુતરો કુતરી પછાડી જાય છે'—ભર્તૃહરિકૃત વૈરાગ્યશતક

"બહુ થયું મંજરી! અપશબ્દોને પણ હદ હોય છે. તું તારી જાતને ગર્વના મદમાં શ્રેષ્ઠ માને છે, કેમ? ઠીક! તારી જોડે જીભાજોડીમાં સાર નથી. જુનાગઢ ક્યારે તૈયાર થશે?"

મંજરી એકદમ ગુંચવાઈ ગઈ. કાક એકદમ આમ કહેશે એમ તેણે ધાર્યું નહોતું.

'આવતી અમાવાસ્યાએ આપણે જુનાગઢ જઈશું." કાકે સખ્તાઈથી કહ્યું.

'એટલા બધા દિવસ શું કામ છે?" મંજરીએ જરા સ્વાસ્થ્ય મેળવી કહ્યું.

'મંજરી! મને શ્વાન નહીં માનનારા ઘણાએ પડ્યા છે. તેમને આપેલાં વચન મારે પહેલાં પાળવાં જોઈએ.'

મંજરી તિરસ્કારમાં હસી.

'અમાવાસ્યાએ પ્રયાણ શરૂ કરીશું. પણ ખબરદાર! ત્યાંસુધી આપણા વચ્ચે પડેલો વાંધો કોઈ જાણે નહીં, તેમાં નથી તને શોભા ને નથી મને." આટલું કહી બંધ કરેલા બારણા આગળ જઈ કાક પોતાની પાઘડી માથા નીચે મુકી સુવાનો ઢોંગ કરી સુઈ ગયો. ચકિત થએલી મંજરી એકદમ સમજી નહીં. આખરે ટાઢે પાણીએ ખસ ગએલી માની તે ગર્વગ્રસ્ત રમણી પોતાની પથારી પર જઈ નીરાંતે સુતી.



# પ્રકરણ ૬ ઠું

## કાવત્રાંબાજ

મધ્યરાત્રિને એક પ્રહર બાકી હતો અને ચોઘડીઆં વાગતાં જ કાક ઉઠીને ઉભો થઈ ગયો, અને ત્રિભુવનપાલ અને કાશ્મીરાદેવીને તૈયાર થવાનું કહ્યું. કાશ્મીરાદેવીએ મંજરીને ઉઠાડી અને બંનેએ પુરુષનો વેષ પહેર્યો. પાછલે દરવાજેથી ચારે જણા ખેમાબાપાના વાડામાંથી બહાર પડી સજ્જનના ઘર તરફ ઝપાટાબંધ ચાલ્યા.

સજ્જન મહેતાની વાડીની પાછલી બાજુએ ચારે જણ ગયા, એટલે કાક ત્રણેને ત્યાં ઉભા રહેવાનું કહી અંદર પેસવાનો રસ્તો ખોળવા ગયો.

વાડી વિશાલ હતી અને તેની ચારે પાસ ઉંચી ભીંત હતી તે ફરતો ફરતો તેના પાછલા બારણા સુધી ગયો બીનમા એક નાના બારણા આગળ એક પુરુષને ઉભેલો તેણે આઘેથી જોયો કેટલાક પુરુષો એકડએકડ તેને પુછીને અદર જતા હતા કાકને આઘેથી લાગ્યુ કે દરવાન તરીકે ઉભેલો પુરુષ કૃષ્ણદેવ હતો તે નિરાશ થઇ પાછો આવ્યો કૃષ્ણદેવની તીક્ષ્ણ નજર ચુકવી ત્રણ જણ—જેમાથી બે પાટણમા સુવિખ્યાત હતા—તેમને શી રીતે લઇ જવા ?

તેણે વાડાની પ્રદક્ષિણા કરવા માડી આખરે તેની નજરે ભીંતમા આવેલી એક નાની જીર્ણ બારી ચઢી તેની આગળથી કોઇએ રસ્તો કરવા માટે કાટા ખસેડી નાખ્યા હતા કાકે બારી બનાવનારને આશીર્વાદ દીધો અને ઝપાટાબધ પેલા ત્રણ જણને ત્યા લઇ આવ્યો

ચારે જણના મનની સ્થિતિ અત્યારે જુદીજુદી હતી ગભીર, દુખગ્રસ્ત કાક અત્યારે કોઇ પણ રીતે કોઇના પર કાળ કાઢવા તૈયાર હતો, બહાદુર મડલેશ્વર એક અપ્રતિમ યોદ્ધાને જોવા નાના છોકરાની ઉત્સુકતાથી તલસી રહ્યા હતા, કાશ્મીરાદેવીનુ હસવુ માતુ નહોતુ, કારણ કે આ તોફાનથી તેને અત્યત આનદ થતો હતો હતો, મજરી કાકે વર્ણવેલા એ બાલમહારથીને નજરે જોવા, કાને સાભળવા એક રસિક કવિની આતુરતાથી એકે પગે થઇ રહી હતી

કાકે ભીંત પર ચઢતા પહેલા બારણુ ધકેલી જોયુ તે વિસ્મિત થયો બારણુ લાગતુ હતુ જીર્ણ, પણ કોઇએ થોડા વખતપર જ ઉઘાડયુ દેખાતુ હતુ ચોરોના ચાપલ્યથી તે બધા અદર પેઠા અને કાક તેમને રસ્તો બતાવી બહાર આવ્યો તે કીર્તિદેવના અનુયાયીઓમા આગળ પડતો હતો એટલે તેણે તો જે બારણે કૃષ્ણદેવ ઉભો હતો ત્યાથી જ જવાનો ઇરાદો રાખ્યો હતો

આ ચારે જણે તો એમ જ ધાર્યુ કે તેઓ વાડીમા પેઠા તે કોઇએ જોયુ નહોતુ, પણ તે તેમની ભુલ હતી કાક અદૃષ્ટ થયો કે થોડે દૂર, ભીંતને ઓથે ઉભો રહેલો એક શસ્ત્રસજ્જિત પુરુષ આગળ આવ્યો તે

પુરુષ રજપૂત વેશમા હતો તેનુ મોઢું ઢાંકેલુ હતુ, તેનુ કદ ઉંચુ અને સશક્ત હતુ તેનુ ડોકુ ગૌરવમા તેણે ટટાર રાખ્યુ હતુ ધીમે પણ દૃઢ અને સત્તાદર્શક ડગલે તે બારણા પાસે આવ્યો, આસપાસ જોયુ અને ધીમેથી બારણુ ધકેલ્યુ મંડલેશ્વરે અંદરથી બારણુ દીધુ નહોતુ એટલે તે ઉઘડી ગયુ અને તે પુરુષ પણ વાડીમા પેઠો

ચાપામહેતાના વાડાની પાછળની વિશાલ વાડીનુ વર્ણન એક વખત આગળ આપવામા આવ્યુ હતુ આ વાડીના એક ઓતાઠા ખુણામા આ બધા અત્યારે મળતા હતા તેનો પાછલો રસ્તો નિર્જન હતો એટલે આ છુટા છવાયા, લપાતા છુપાતા માણસોની આવજા કોઇથી જણાય એવી નહોતી વાડાના માલીક નીરાંતે ઘરમા ઉંઘતા હતા તે ભોળા મંત્રીને ભાન પણ નહોતુ કે તેની વાડીનો અત્યારે આવો ઉપયોગ કરવામા આવે છે

જે બારણા આગળ કૃષ્ણદેવ ઉભો હતો તે તરફ કાક ગયો ત્યા કૃષ્ણદેવ એકલો જ ઉભો હતો

' કેમ કૃષ્ણદેવજી ' બધા આવ્યા ? "

' જાન આવી છે વરરાજા જ નથી " કૃષ્ણદેવે કહ્યુ

' એટલે ? "

" હજી કીર્તિદેવ નથી આવ્યો મુંજાલે માલવી યોદ્ધાને ડરાવી કાઢયો કે શુ ? "

" શુ કહો છો ? " સાશ્ચર્ય કાકે કહ્યુ

" હા "

"ત્યારે આ બધા ભેગા કર્યા છે તેનુ શુ ? જેમ આવ્યા તેમ પાછા જઇએ ? "

" શુ કરવા ? ' કૃષ્ણદેવે કહ્યુ, " બીચારા કીર્તિદેવનુ કર્યું કારવ્યુ ધુળ મળી જશે "

" ત્યારે ? " કાકે પુછ્યુ

" વાત ઘણી ટુંકી છે માલવાની સાથે સંધિ કરે એવો એક સબળ પક્ષ આપણે ઉભો કરવો છે એટલુજ જોઇએ છે ને ? જ્યારે કીર્તિદેવ પાછો આવશે ત્યારે એ પક્ષ ખપ લાગશે "

"મને એ વાત અશક્ય લાગે છે" કાકે ડોકું ધુણાવ્યું

"આવો જુઓ તો ખરા" કહી કૃષ્ણદેવ ફર્યા અને તેણે કમાડ અંદરથી અડકાવ્યું. બંને જણે મો હાંક્યા અને જ્યાં બીજા બધા માણસો ઉભા હતા ત્યાં તેઓ આવ્યા ત્યાં હથીઆરબંધ ત્રીશ ચાલીશ માણસો મોઢા છુપાવી એક બીજાથી દૂર, રખેને એકએકને ઓળખી જાય એવા ડરથી મુગામુગા ઉભા હતા કાકે તેમાં એક ઝાડની ઓથે ઉભેલા ત્રણ જણને ઓળખ્યા ચંદ્રના તેજમાં આ બધા પ્રેત લોકમાં ફરતા યોદ્ધાઓ જેવા લાગતા હતા

કૃષ્ણદેવે આવી દેશળદેવ જોડે થોડી વાર મસલત કરી અને પછી હાથવતી બધાને પાસે બોલાવ્યા બધા પાસે આવ્યા અને થોડે થોડે દૂર ભોંય પર બેઠા બધા બેઠા પછી કૃષ્ણદેવે ધીમેથી કહ્યું "મિત્રો! હજુ કીર્તિદેવજી આવ્યા નથી"

એક જણે મોટો અવાજ કાઢી પુછ્યું "કેમ?"

"સવારે મુંજાલે તેની યાચના સ્વીકારી નહીં" દેશળદેવે કહ્યું, "મને લાગે છે કે તેમને ઠેકાણે કર્યા હશે"

થોડી વાર બધા મુગા રહ્યા ઘણાખરા આશાભંગ થઇ ગયા

"કોણે?" કોઇએ પુછ્યું

"તમારા મહાઅમાત્યને પુછી આવો, તે કહેશે" કૃષ્ણદેવે શાંતિથી કહ્યું

"પાછા માળવે તો નહીં ગયા હોય?" એક જણે જેનો ઘાટો કાકને વિશલ જેવો લાગ્યો તે બોલ્યો

"ના" કાકે કહ્યું "તેની હું ખાત્રી આપું. કીર્તિદેવ એવા કાયર નર નથી"

"ત્યારે શું કરીએ? ચાલો પાછા જઇએ?" સજ્જનના પુત્ર લક્ષ્મણે નિરાશાભર્યા અવાજે કહ્યું આ બધા કીર્તિદેવના ગુરુત્વાકર્ષણથી ખેંચાઇ આવ્યા હતા, અને તે જતા શું કરવું તેની સમજ પડતી નહોતી

"શા માટે? કીર્તિદેવ ભલે નથી, આપણે શું મરી ગયા છીએ? કીર્તિદેવ કરી શકે તે શું આપણે નહીં કરી શકીએ?" દેશળે કહ્યું

"આપણે શું કરીએ?" એક કોઇ સાદા સ્વભાવના માણસે પુછ્યું

"માલવાની જોડે સંધિ કરાવી શકીએ" કૃષ્ણદેવે કહ્યું એ ચાર જણ તિરસ્કારથી હસ્યા કાકે પુછ્યું "કેવી રીતે કરાવશો? આપણે જાણીએ છીએ કે મુંજાલમહેતાને એ સાંધ પસંદ નથી પછી?"

"એટલે?" સત્તાવાહી અવાજથી કૃષ્ણદેવે પુછ્યું "શું એક જ માણસ એકચક્રે પાટણમાં રાજ્ય કરશે?"

"હમણાં તો કરે છે તેનું શું?" એક જણ દૂરથી બોલ્યો

"તમારામાં પાણી નથી તેથી" દેશળે કહ્યું

"કીર્તિદેવના તમે બધા મિત્રો છો તેના ઉદ્દેશો તમે જાણો છો" લક્ષ્મણે કહ્યું, "આર્યાવર્તને યવનોના ભયથી દૂર કરવા સંપની જરૂર છે કોઇપણ રીતે એ સંપ સધાવો જોઇએ"

"મુંજાલ હા કહે કે ના, પણ આપણે શા સારુ સંપ સાધવા પ્રયત્ન ન કરવો?" એક જણે ખોખરે અવાજે કહ્યું કાક ચમક્યો ખોખરો ઘાટો કૃત્રિમ લાગ્યો, પણ તે પરથી અસલ અવાજ તેને ઉદા મહેતા જેવો લાગ્યો

કાકે પલવાર વિચાર કર્યો કીર્તિદેવ વિના આ બધા આવેલા માણસો એકતંત વિનાના હતા એક બીજા પર વિશ્વાસ રાખતા નહોતા દરેક પોતે કોણ છે તે છુપાવવા મથતા હતા અને બીજા કોણ છે તે જાણવા પ્રયત્ન કરતા હતા કાકને લાગ્યું કે આ અવિશ્વાસને લીધે કૈં મહત્ત્વનું કાર્ય અત્યારે થઇ શકવાનું નથી તેમાં આવા પચરંગી અમલમાં ત્રણ કોને દગો દે તેની શી ખાત્રી? તેણે મોટો અવાજ કાઢી કહ્યું

'મિત્રો' આપણે બધા કીર્તિદેવજીના મિત્રો છીએ આપણને તેનામાં શ્રદ્ધા હતી, તેને આપણામાં વિશ્વાસ હતો તેના વગર આમ મોઢાં છુપાવી કાવત્રાબાજોની માફક શું આપણાથી રાજ્યકારભારના કામ થવાના છે? ચાલો આપણે રજા લઇએ"

"શા માટે?" જવાબમાં કૃષ્ણદેવનો સત્કારી શાંત અવાજ ગાજ્યો, "શું કીર્તિદેવના વિશ્વાસપાત્ર આપણે થઇએ અને એકબીજાના નહીં? પટ્ટણીઓ તો તમે છો—પાટણનું ગૌરવ જેટલું મુંજાલને વહાલું છે

તેટલું જ તમને છે કીર્તિદેવ જતા રહે એટલે પાટણની પરવા આપણે છોડી દેવી? વાહ! શું આપણે માણસ છીએ કે ઢોર?"

"ત્યારે કરવું શું?" કોઈએ પુછ્યું.

"શું કરવું?" કૃષ્ણદેવે કહ્યું "તમે બધા શું બુદ્ધિહીન છો? માલવા સાથે સંધિ કરવી જોઈએ, આપણા બધા રાજ્યોએ મળી યવનોને મારી હઠાવવા જોઈએ. એ કામ કરવું સહેલું નથી. તે કરતા પહેલા ઘણા વાંધા નડશે. એ બધા વાંધા દૂર કરવા માટે આપણે એક સબળ પક્ષ ઉભો કરવો જોઈએ. એ કરવાનું છે. અહીંઆ અત્યારે મંડલેશ્વરો છે, સામંતો છે, કોઈક મંત્રીઓ પણ હશે. એ પક્ષ ઉભો કરવો એ તમને રમતની વાત છે. અને પછી કોની મગદુર છે કે તમારા હુકમનો અનાદર કરી શકે?" કૃષ્ણદેવે કહ્યું.

કૃષ્ણદેવને ધ્યાનપૂર્વક સાંભળવા બધા પાસે ખસ્યા અને એક નાનું સરખું કુંડાળું વળીને બેઠા.

"એનો અર્થ તો એ કે પાટણનો કારભાર આપણા હાથમાં લેવો." એક ડોસો બોલ્યો.

"એમ નહીં કરીએ તો આખો દેશ પાયમાલ થઈ જશે." દેશળે જવાબ દીધો.

"એટલે આપણે રાજ્યના વિરોધી થવું પડે." બીજાએ કહ્યું.

"કોણે કહ્યું?" લક્ષ્મણે પુછ્યું. "આપણે તો માત્ર કોઈ પ્રકારે આપણી નેમ પુરી પાડવી છે. આખું આર્યાવર્ત યવનોની સાથે લડે ને આપણે બેસી રહીએ?"

"મુંજાલ મહેતાનું શું કરશો?" એક જણે પાછળથી પુછ્યું. કાકે અવાજ ઓળખ્યો—તે ત્રિભુવનપાલનો હતો. કાકને બીક લાગી કે વખત છે ને તે વધારે બોલે તો પકડાઈ જાય, પણ બીજા બધા ઉશ્કેરાઈ રહેલા હતા એટલે તે અવાજ પારખવાની કોઈને ફુરસદ નહોતી.

"મુંજાલ મહેતા પાસે આપણું ધાર્યું કરાવીશું." નિર્દોષ ને ઉત્સાહી લક્ષ્મણે કહ્યું. એકજણ ખડખડ હસ્યો. "તેણે કોઈ દિવસ કોઈ બીજાનું ધાર્યું કર્યું છે?" તેણે કહ્યું.

'તે નહીં કરે" કૃષ્ણદેવે કહ્યું, "તો તેને મંત્રીપદ પરથી ખસેડવો પડશે" કૃષ્ણદેવનાં શાંત માર્મિક વાક્યોએ ગગનની ગર્જનાની માફક બધાના હૃદયમાં ત્રાસ પેર્યો. બધા મુંગા રહ્યા.

'એ વાત સહેલી નથી" કાકે કહ્યું "અને સહેલી હોય તોપણ કરવા યોગ્ય નથી. એ આજે પટ્ટણીઓમાં શ્રેષ્ઠ છે, એકાગ્રતાથી પાટણનું ગૌરવ સાચવી રહ્યા છે. એ જશે પછી એની જગ્યાએ કોણ?"

'આવી ને આવી બીકે આપણે કંઈ કરી શકતા નથી" દેશળદેવે કહ્યું. "નેળના ગાડા કદી નેળમાં રહ્યા સાંભળ્યા છે?"

"શું આવી નાની નાની વાત કરો છો?" કૃષ્ણદેવે પ્રભાવશાળી અવાજે પુછ્યું, "આખું આર્યાવર્ત રસાતલ જવા બેઠું છે, ને તમે વિચાર કરો છો કે એક મંત્રીને રજા આપીએ તો રાજ્ય ચાલશે કે નહીં?"

'પણ એની શી ખાત્રી કે મુંજાલને કાઢવાથી આપણે બધું બરોબર કરી શકીશું?" એક જણે પુછ્યું.

'ના માટે નહીં?" કોઈ બીજો બોલ્યો, "માલવાનું માગું પાછું વાળ્યું એણે, ત્રિભુવનને પાછો કાઢ્યો એણે, કીર્તિદેવને ના કહી તે પણ એણે. મુંજાલમહેતો સમજે છે કે માલવા જોડે સંધિ થશે કે મહારાજા એને રજા આપશે."

ત્યારે તમે ભુલ ખાઓ છો" કાકે કહ્યું, "મુંજાલને પાટણની પરવા નથી. પાટણને મુંજાલની છે."

'મારા મુંજાલીઆ મિત્ર!" કૃષ્ણદેવે મશ્કરીમાં કહ્યું અને ઘણાખરા હસી પડયા. "તમારાથી ન થાય તો ના કહો, પણ મુંજાલને છાપરે ચઢાવી પાટણને હલકું શા માટે પાડો છો?"

વાગેલા પગ પર ઉભા થઈ કાકે દૃઢતાથી જવાબ આપ્યો. "ઠીકર નહીં કરો. મારાથી થાય તેની હું ના જ કહીશ. અત્યારે શા માટે આપણે મળ્યા છીએ? માલવા સાથે સંધિ કરી શકાય એવા ઉપાય યોજવા—મુંજાલમહેતાની સામે કાવત્રું રચવા નહીં. મને મુંજાલીઓ કહો કે ગમે તે કહો. હું તેનો ગુલામ નથી, મને તેની તલ માત્ર પરવા નથી.

તમે બધાએ તો તેની મહેરબાની યાચી હશે અને યાચનાના ફળ ચાખ્યા હશે—મે બેમાથી એકે નથી કર્યું જો મને ખાત્રી થાય કે તે મંત્રીપદથી હઠે તો જરૂર આર્યાવર્ત બચે, તો કાલે નવાગ હુ હાથ પકડી તેને ઉઠાડી આવુ હુ કોઈની મદદ માગુ એવો નથી રાજપોમા સપ થાય એ વાત સારી છે, પણ મુંજાલ જતા સપ થશે જ તેની શી ખાત્રી ?

"અમને તો ખાત્રી છે" બે ચાર જણે કહ્યુ

'મને જરા સશય નથી" છાતી ઠોકી દેશળે કહ્યુ

કૃષ્ણદેવે જોયુ કે કાકના શબ્દોની ઘણા પર અસર થઈ છે ને અસર નાબુદ કરવા તેણે પ્રયત્ન કર્યો "ખાત્રી ન હોય તોએ શુ ? તમે પાટણ હાથ પર લ્યો, પાટણની રાજ્યસત્તા હાથ પર લો અને કીર્તિદેવ કહેતા હતા તે જ લક્ષ્યબિદુ રાખો, પછી શા માટે આપણો પ્રયત્ન સફલ નહીં થાય ? એક કીર્તિદેવ આટલુ કરી શકયા તો આખુ પાટણ શુ ન કરી શકે ?"

'અરે પછી તો ચાહ્ય તે થાય" એક યોદ્ધાએ કહ્યુ, 'પાટણ શુ ન કરી શકે ?"

'યવનોને દૂર કરવાનો બીજો કોઈ રસ્તો નથી ?' બીજાએ પુછ્યુ, "મુંજાલ પણ રહે ને કામ પણ સધાય તો સારુ'

"મને એવો રસ્તો દેખાતો નથી" જેનો અવાજ ઉદા જેવો લાગ્યો હતો તેણે કહ્યુ

"એવો રસ્તો જડે તો તેમ કરીએ" લક્ષ્મણે કહ્યુ

'પણ મુંજાલ શા માટે ના પાડે છે તેનો કોઈએ વિચાર કર્યો ?' એક જણે પુછ્યુ પાછળથી એક કોમળ અવાજ આવ્યો "માથુ ફોડવા" બધાનુ ધ્યાન તે તરફ ગયુ કાકે હોઠ કરડયા કાશ્મીરાદેવીથી છાનામાના બેસી ન રહેવાયુ તેથી તેણે આ પ્રમાણે કહ્યુ હતુ જે માણસ કાકે ઉદો ધાર્યો હતો તેની પાછળ મડલેશ્વર, કાશ્મીરા અને મંજરી બેઠા હતા ને ત્રણ કોણ છે તે જણાઈ ન જાય માટે કાકે જરા મોટે અવાજે બોલી બધાનુ ધ્યાન પાછુ ખેચ્યુ. મુંજાલમહેતાનો અભિપ્રાય તો એટલો જ છે કે જ્યા સુધી ગુજરાત સબળ ન થાય, જ્યાસુધી તેનો કારભાર એકતતે નહી ચાલે ત્યાસુધી માલવા જોડે સધિ કરવી નહી "

"કારણ ?"

"શાંતિથી આપણા દેશમાં વિરોધ પેસે માટે."

બે ચાર જણ હસ્યા. "વિગ્રહથી વિરોધ શમ્યો સાંભળ્યો છે ?" એક જણે પુછ્યું.

"હા." કાકે કહ્યું, "આપણામાં વિરોધ ન હોય તો જ વિજય મળે. ભલે એની માન્યતા ખોટી હોય—ભલે મને મારા શબ્દોમાં વિશ્વાસ ન હોય, પણ મુંજાલને કાઢી આપણે શું કરી શકીશું ? તેના કરતાં તો જો તમારામાં હીંમત હોય—તમારે પક્ષ ઉભો જ કરવો હોય તો કરો. મુંજાલ પણ રહેશે, આપણો પક્ષ પણ રહેશે, કીર્તિદેવની નેમ પણ સચવાશે અને યવનોની મગદુર નથી કે આર્યાવર્તમાં એક ડગલું ધરી શકે."

"એવું શું છે ?" પાંચસાત જણ બોલી ઉઠયા.

"એવું !" બોલવાના જુસ્સાથી કાકનો અવાજ ધ્રુજતો હતો. તેમાં પ્રભાવ હતો, ગૌરવ હતું, સચોટતા હતી. "કીર્તિદેવે જ્યારથી યવનોના ભયની વાત કહી હતી ત્યારથી એ વિચાર મને થયા કરે છે. તમે બધા પ્રતિજ્ઞા લ્યો તો કાલે સવારે એ વિચાર પ્રમાણે કરી શકો."

"શું ?" લક્ષ્મણે અધીરાઈથી પુછ્યું.

"કીર્તિદેવજી સંપ કરવા મથે છે. એવો સંપ કદી થયો છે કે થવાનો છે ? હજુ કોઈ રાજ્યે સ્વાર્થત્યાગી પરમાર્થી સંપ સ્વીકાર્યો છે ? મહીના પર તો બબ્બે દુશ્મનો તમારા પર ધસી આવતા હતા. શું તે ભુલી ગયા ? નામનો સંપ કરશો તો બીજા રાજ્યો તમને ખાઈ જશે. તેમને તો એટલું જ જોઈએ છે. આર્યાવર્તમાં સંપ ક્યારે થશે તે ખબર છે ? જ્યારે એક રાજા એકચક્રે રાજ્ય કરશે ત્યારે સમજ્યા ? તમારામાં હીંમત હોય તો મુંજાલ મહેતાને જઈને કહો કે, આમ વિગ્રહો લડવાથી ગુજરાત સબળ નથી થવાનું—જે રાજાઓને હરાવો તેમનો દેશ ગુજરાતને તાબે કરો, તેમના પર તમારા દંડનાયકો નીમો. તમારામાં શક્તિ હોય તો કીર્તિદેવને કહો કે જ્યારે જુનાગઢ, અવંતી ને શાકંભરીમાં ગુજરાતના દંડનાયકો નીમાશે ત્યારે ખરો સંપ થશે ને યવનો ઉભી પુંછડીએ ભાગશે

જયદેવ મહારાજને કહો જઈને કે અમારે દંડનાયકો જોઈએ છે–નથી જોઈતા સામંતો ને નથી જોઈતા ખંડીઆ રાજાઓ ”

કાકના શબ્દોમાં અકલ્પ્ય પ્રતાપ હતો, તેણે દર્શાવેલા વિચારમાં નવીનતા હતી બીજા રાજાઓને હરાવવા, તેમની પાસે ખંડણી લેવી, ગામ નગર, ગ્રાસ લેવા એ રાજ્યનીતિ અનુસાર ગણાતું, પણ તેમને પદભ્રષ્ટ કરી, સુબાઓ નીમી રાજ્ય ચલાવવું એનો ખ્યાલ સરખો પણ રાજ્યકર્તાઓને ઝાઝો આવતો નહોં સોરઠમાં અને લાટમાં નામના દંડનાયકો પાટણે નીમ્યા હતા પણ છતાં ત્યાંના સ્થાનિક રાજાઓ નામતે રાજ્ય કરતા, દંડનાયકની સાથે સતત વિગ્રહ કરતા અને આપણે પહેલા ભાગમાં જોઈ ગયા તેમ વખત આવે પાટણને પણ હાનિ પહોંચાડવા ચુકતા નહીં કાકે જે સિદ્ધાંતો કહ્યા તેથી તેના સાંભળનારાઓ દીંગ થઈ ગયા કેટલાકની કલ્પનાશક્તિ થંભી રહી કેટલાક વિચારવંત પુરુષોના મગજ આગળથી પડદો ખસી ગયો તેઓને નવી રાજ્યપદ્ધતિના ઉગતા કિરણો જણાયા ત્રિભુવનપાલ અને કાશ્મીરાદેવી જે કાકને એક ડાહ્યો, શૂરા નીમકહલાલ મિત્ર ગણતા હતા તે માનભેર જોઈ રહ્યા

મંજરી પણ જોઈ રહી તેણે કાકને આવો કદી ધાર્યો નહોતો તેના દેહના અશુદ્ધ સ્પર્શના સ્મરણથી મંજરીનો જીવ હજુ કચવાતો હતો તેના તરફ તેના તિરસ્કારનો પ્રવાહ ચાલુ હતો આ બધી કડવાશમાં જાણ્યે અજાણ્યે એક અમીનું બિંદુ પડ્યું

જે ઉંચો પુરુષ ત્રિભુવનપાલ આવ્યા ને બારણેથી આવ્યો હતો તે બધાથી પાછળ મુંગોમુંગો બેઠો હતો, તેની માત્ર આંખોજ બહાર દેખાતી હતી તેના વિશાલ, તેજસ્વી, પ્રભાવશાળી નયનો ચમકી ઉઠયા

કૃષ્ણદેવના ગુસ્સાનો પાર રહ્યો નહીં તેણે કરવા ધાર્યું હતું કે અને થયું કે તેની તરફીએ ઉંધી વળી, એટલુંજ નહીં પણ જે વિચારો કાકે દર્શાવ્યા હતા તેથી તેનો જીવ ઉડી ગયો, તેનું સ્વાસ્થ્ય જતું રહ્યું, તેના હોઠ ધ્રુજી ઉઠયા, તેની આંખ લાલ થઈ ગઈ, તેનો પીત્તો ઉછળી આવ્યો તેણે પાસે બેઠેલા દેશળના હાથમાં અજાણે નખ ખોસી દીધા

તેણે ગુસ્સા દબાવવા ઘણો પ્રયત્ન કર્યો અને આખરે કહ્યું "શાબાશ આર્યાવર્તના રાજાઓના કાગ! પણ આ તમારી યુક્તિઓ સફલ કેમ કરશો?"

"એનાથી સહેલું શું? આપણે સદ્ભાગ્યે પાટણમાં મુત્સદ્દીઓના મુકુટમણિ સમાન મંત્રી છે અને ઉત્સાહી વીરોમાં શ્રેષ્ઠ એવો જુવાન રાજા છે એ બંને આ માનશે"

"પણ ક્ષત્રિયજાયાઓ સાખશે કેમ? શું અમારા કાંડા કપાઈ ગયા છે કે કોઈને હાથે ઈશ્વરના સાક્ષાત્ અવતાર રાજાઓને પદભ્રષ્ટ થવા દઈશું?" દેશળે કહ્યું

"મંડલેશ્વરો તો મુંજાલે નામના કરી મુક્યા છે-હવે રાજાઓનો વારો" એકે કહ્યું આ શબ્દોથી દેશળને નખશિખ વિષ વ્યાપી ગયું

"ગમે તેનો વારો આવે તેની પરવા નથી કીર્તિદેવે આપણને વખતસર ચેતવ્યા છે રાજ્યો હતા અને નથી તેથી શું? તે માટે શું આપણું સનાતન ગૌરવ હાથથી જવા દઈશું?"

સાંભળનારામાંના ઘણા અનિશ્ચિત મને જોઈ રહ્યા તેમને સમજ નહોતી પડી કે આ બે પક્ષમાં કયો વાસ્તવિક હતો કૃષ્ણદેવ ખેલાડી ઉસ્તાદની કલાથી તેમના મગજ પરથી કાકના શબ્દોની અસર ઓછી થાય તેની વાટ જોતો હતો તેણે અપમાનભર્યા અવાજે મશ્કરીમાં કહ્યું "તમે બ્રાહ્મણ રહ્યા એટલે બધી પીડા તમારેજને!"

"હા, હું બ્રાહ્મણ છું" કહી કાકે મોઢા પરનો બેસ કાઢી નાખ્યો

"શું કહેવું છે?"

"તેથી જ નક્ષત્રી કરવાની ધુન થઈ આવી હશે?" એક જણે કહ્યું

બોલનાર સામે કાક પલવાર જોઈ રહ્યો તેની આંખો ચંદ્રમાના તેજમાં પણ અંગારાભરી લાગી તેના જુસ્સામાં ઘીની જરૂર હતી તે પરશુરામના પરાક્રમની યાદે પુરી પાડી

"નક્ષત્રીની જરૂર પડશે તો તે પણ કરવી પડશે"

"તે પહેલાં આ હું અને તમે બંને અવની પરથી ઉખડી જશો તેની ખબર છે?" યમરાજની ગર્જના સમા ધીમા પણ ભયંકર અવાજે કૃષ્ણદેવે કહ્યું તેની આંખો પણ ચમકી રહી હતી

"એટલે મને બીવરાવો છો ?"

"બીવડાવતો નથી—ચેતવુ છુ "

"તમારી ચેતવણીની કોને પરવા છે ?"

"પણ આપણી અસલ વાત તો બાકી જ રહી ગઇ" ભોગા લક્ષ્મણે કહ્યું, 'કાકભટ્ટની વાત મને ઠીક લાગે છે"

"તો ભારતમા યાદવાસ્થલી થશે ખબર છે ?" કૃષ્ણદેવે પુછ્યુ

"નહીં તો પણ ક્યા થતી નથી ?" એક જણ જે કાકથી અંજાઇ ગયો હતો તેણે કહ્યુ

"બોલો પણ હવે કરવુ છે શુ ?" એક બે જણે પુછ્યુ

"શુ ?" કાકે ઉભા થઇ જતા કહ્યુ 'પક્ષ જો ઉભો કરવો હોય તો બધા ભુકાનીઓ છોડી નાખો ચાલો ! પાસે શિવાલય છે ત્યા જઇ પ્રતિજ્ઞા લઇએ કે, જ્યાસુધી આર્યાવર્ત પર એકચક્રે પાટણનુ રાજ્ય થાય નહીં ત્યાસુધી આપણે જંપીને બેસવુ નહીં છે હીંમત ?" કાક સત્તાથી બધા તરફ જોઇ રહ્યો કોઇ બોલ્યા નહીં, કેટલાક ઉભા થવા લાગ્યા "નહીં તો ચાલો જઇએ પોતપોતાને ઘેર"

કૃષ્ણદેવ ઉભો થઇ ગયો અને તેટલાજ ગૌરવથી કાકની સામે જોઇ રહ્યો, અને તેવી જ સચોટતાથી તેણે કહ્યુ "અને હુ કહુ છુ કે તમારામા જો કોઇ મરદ હોય તો મુંજાલમહેતાને અને તેના ખુશામતીઆઓને રાજ્યકારભારમાથી દૂર કરો, નહીં તો પાટણ પડશે અને સાથે આર્યાવર્તને પાડશે "

"પાટણ પડે તેમા તમે ક્યા રાજી નથી ?" કાકે કૃષ્ણદેવ સાભળે એમ કહ્યુ કૃષ્ણદેવ વધારે ટટાર થયો, તેની આંખમાથી તણખા ખરવા લાગ્યા તેના ભવા પર રૌદ્રરસ છાઇ રહ્યો હતો "અને પ્રતિજ્ઞા લઇને કહુ છુ—"

એટલામા રૂખેને કૈં તકરાર થાય તો તેને અટકાવવા કેટલાક ઉભા થઇ વચ્ચે પડવા તૈયાર થઇ ગયા હતા તેમાથી એક જણ આ અભિમાની સાભળી બોલ્યો "તેમાં શુ ?"

ઘણાખરા કૃષ્ણદેવને સજ્જનને ઘેર પડી રહેતા ગરાસીઆ તરીકે ઓળખતા હતા જવાબમાં તેણે અપૂર્વ છટાથી માથા પરનો પોતાનો ફેંટો કાઢી નાખ્યો તેના સુંદર મુખ પર ચંદ્રતેજમાં અવર્ણનીય ગૌરવ અને દિવ્યતાનો આભાસ જણાયો તેની મોહક આંખોમાં જાણે દાવાનલ પ્રગટ્યો

"મારી પ્રતિજ્ઞા" તેના કંપતા, પ્રભાવશાળી સ્વરના ભયંકર પડઘા પડયા "દેવના પણ દેવ ભગવાન્ શ્રીકૃષ્ણ મુરારિના વંશજની પ્રતિજ્ઞા છે" કહી તેણે મ્યાનમાંથી તરવાર કાઢી ઉંચે ધરી "કે જ્યાંસુધી આ કરમાં ખણ છે ત્યાંસુધી જો પાટણ કોઇ રાજાઓને ગાદી પરથી ઉઠાડશે તો પાટણનું નામ કે નીશાન રહેવા દેનાર નથી"

કૃષ્ણદેવના શબ્દો પુરા થયા ન થયા અને બધા એકદમ ખળભળી ઉઠ્યા બધાને લાગ્યું કે કૃષ્ણદેવ પરદેશી નથી અને તેણે અત્યારે પાટણનું અપમાન કર્યું ઝપાટાબંધ તરવાર પર તરવાર નીકળી બધા કૃષ્ણદેવ અને કાક ઉભા હતા તે તરફ ધસ્યા કૃષ્ણદેવ વધારે બોલવા જતો હતો, પણ તેને કાકે અટકાવ્યો 'ખેંગારજી!" આ નામ સાભળી કૃષ્ણદેવ ચમક્યો, અને તેનો પોતાના સ્વભાવ પરથી ગએલો કાબુ થોડોથોડો પાછો આવ્યો

"આ પાટણ છે, જુનાગઢ નથી" એમ કહી કાકે કૃષ્ણદેવનો હાથ પકડયો અને મહા મુશ્કેલીએ દેશળ અને લક્ષ્મણની મદદથી તેને દૂર મુકી આવ્યો

---

# પ્રકરણ ૭ મું

## સ્મરણસૃષ્ટિનો અનુભવ

કાવત્રાબાજોમાં ભંગાણ પડ્યું ઘણાખરા ઉભેરાઇ ગયા અને છુપા રહેવાનું પ્રયોજન નહીં રહેવાથી એક એકની સાથે વાતો કરવા લાગ્યા.

આખરે બધા બહાર નીકળવા માંડ્યા સાંકડા બારણામાંથી બહાર નીકળતાં ભીડાભીડ થઇ; અને પલવાર ભીડમાં મંજરી, મંડલેશ્વર અને કાશ્મીરાદેવીથી છુટી પડી ગઇ કાક બધા ટોળાની પાછળ આવતો હતો.

બારણાની બહાર નીકળી એક બાજુએ મંડલેશ્વર ઉભા, કાશ્મીરાદેવી આવી પહોંચી, પણ મંજરી નીકળતી જણાઇ નહીં બંનેના પેટમાં ફાળ પડી તેમણે પહેલા તો એમ ધાર્યું કે મંજરી પાછળ રહી ગઇ હશે, પણ આ ધારણા ખોટી પડી કાક પણ બહાર નીકળ્યો, પણ તેની સાથે મંજરી નહોતી

'કાક!" ત્રિભુવનપાલે કહ્યુ, "મંજરી ક્યાં છે?"

"તમારી સાથે હતીને?"

"નીકળીજ નથી" કાશ્મીરાદેવીએ કહ્યુ, "તે ગભરાઇ ગઇ હતી"

કાકે દોટ કરડ્યા "તમે બહાર જુઓ, હું અંદર જઇ આવું" કહી તે પાછો અંદર ગયો તેણે અંદર ઘણીએ શોધ કરી, પણ મંજરીનો પત્તો લાગ્યો નહીં તે હાફળો ફાફળો બહાર આવ્યો

"મહારાજ! અંદર તો તે ક્યાય પણ નથી"

"ત્યારે?"

"ઉદો ઉપાડી ગયો" કાકે કહ્યુ

"શું કહે છે?"

"હા મે એનો અવાજ ઓળખ્યો હતો બા વચ્ચે બોલ્યા તે વખત એનુ ધ્યાન તમારા તરફ ગયુ હતુ તે મે જોયુ"

મંડલેશ્વરે દાત કચકચાવ્યા "ચાલ! એ હરામખોરને પુરો કરીએ"

"ના મહારાજ! મનેજ જવા દો તમે આવો તેમા શોભા નહીં અને હવે મંજરી—" કાકે કડવાશથી કહ્યુ "નિર્ભય છે તેના ગળામા ગ્રંથિ જોશે કે ઉદો એક પલવાર એને રાખવાનો નથી, તમે એકલા જશો?"

"હા, પણ તુ વહેલો ખબર આપજે" વીલે મોઢે કાશ્મીરાદેવીએ કહ્યુ પોતાની મુર્ખાઇથી મંજરીનો જીવ જોખમમા પડ્યો હતો તેથી તેને પસ્તાવો થતો હતો"

"વારુ!" કહી કાક ઝપાટાબંધ આગળ ચાલ્યા જતા માણસો તરફ ગયો તે થોડાક માણસો પાસે થઇને ગયો, પણ તેમા ઉદો દેખાયો નહીં એકદમ તે ઉભો રહ્યો તેને એક વિચાર આવ્યો દેલી ઓતાડી બારી

તેમના પેઠા પહેલા કોઇએ ઉપાડી હતી ઉદા મહેતા તે ? તે તો નહી પેઠા હોય ? જો એમ હોય તો તે તેજ અને પાછા જાય એમ પણ બને આ વિચાર આવતા કાકે દોટ મુકી અને તે બારણા આગળ પહોચ્યો

એક ઉંચો રજપુત ભીંતે અઢેલી વિચારમા ઉભો હતો જે ત્રિભુવન-પાલની પાછળ આ બારીવાટે પેઠો હતો તેજ આ પુરુષ હતો

"રજપુતરાજ !" હાફળા ફાફળા કાકે પુછ્યુ, "આ બારીએથી કે અહીંઆથી કોઇને તમે જતા જોયા ?"

રજપુતે ધીમેથી માથુ ઉચુ કર્યું અને તીક્ષ્ણ દૃષ્ટિ કાક પર ફેરવી તે ધીમેથી અને ખોટા અવાજ કાઢી બોલ્યો "હા, એક જણ બીજાને ઉચકી ગયો"

"કેટલી વાર થઇ ?"

"થોડીક વાર થઇ"

કાક એકદમ ત્યાથી જતો રહેતો હતો, પણ પેલા માણસે હાથ ઉચો કરી તેને રોકયો

કાકને આ હાથ ઉચા કરવાની રીત કૈં પરિચિત લાગી તેણે પુછ્યુ "કેમ ?"

"એ માણસ તુ ધારે છે ત્યા નહીં મળે" સ્વાભાવિક અવાજ કાઢી પેલા પુરુષે કહ્યુ કાકે અવાજ પારખ્યો અને દીંગ થઇ તે બે ડગલા પાછળ ખસ્યો ને બોલ્યો "મહેતાજી !"

"હા" મુંજાલ મહેતાએ કહ્યુ, "તારે એ માણસનુ કામ છે ?"

"મહારાજ ! મારી સ્ત્રી એ અત્યારે ઉપાડી ગયો એ કયા ગયો ? કૈં ખબર છે ?"

"તારી સ્ત્રી ? તુ આજે પરણ્યો તે ?"

કાકની અજાયબીનો પાર રહ્યો નહીં

"આહ !"

"ત્યારે મોઢેરા દરવાજે થઇને જા તે સ્ત્રીને ઉદો અત્યારે ખભાત જાય છે"

'હં!"

"હા અને બને તો સાથે ઉદા મહેતાને પણ પાછા લઇ આવજે, એના વગર મને ગમતું નથી."

કાક નમસ્કાર કરી, આ વિલક્ષણ મહાપુરુષના પ્રભાવથી સ્તબ્ધ બની, બનતી ત્વરાથી મોઢેરા દરવાજે જવા નીકળ્યો

મુંજાલ ઉભો હતો તેમ ને તેમજ ભીંતને અઢેલી ઉભો રહ્યો ઘણે વખતે, નિર્જનસ્થાનમા, ચાદની રાતના રમ્ય પ્રેરણાત્મક વાતાવરણમા તેને નીરાતે વિચાર કરવાની ફુરસદ મળી હતી તેણે કયા સુધી કાક વીશે વિચાર કર્યો તેનું મુત્સદીપણું, તેનું શૌર્ય, તેની નીમકહલાલી, તેનું લગ્ન, તેની કારકીર્દી એ બધાનું અવલોકન કર્યું તેમ કરતા કીર્તિદેવ સાભર્યો થોડાક દિવસમા તે બાલયોદ્ધાએ શું વાતાવરણ પેદા કર્યું હતું? કેવા વિચારોને જન્મ પમાડ્યા હતા? શી તેની મહત્તા હતી? તેને કેદમા પુર્યો નહીં હોત તો તે શું કરત?—આ વિચારો કરતા સુંદરીઓનું મદમર્દન કરે એવું તેનું મુખ તેને સાભર્યું છાતી પર માથું લટકાવી અડધી બીડેલી આંખે તે મુત્સદી મહાઅમાત્ય કલ્પના પર સ્વાર થયો પલકમા ભુવનોના અંતર કાપતી તે અશ્વિનીને પાંખો આવી ને એકદમ ન કહેવાય તેમ, ન સમજાય તેમ કીર્તિદેવનું મુખ કોઇ સ્ત્રીના મુખમા ફેરવાઇ ગયું મુખ પરિચિત તો લાગ્યું—ઓળખાયું—ફુલકુંવર શેઠાણીનું![1]

મુંજાલે માથું ઉંચું કર્યું, કલ્પનાની પાંખોનો પ્રભાવ જોઇ તે હસ્યા તેણે આસપાસ નજર કરી કલ્પનાની ઘોડી વધારે જોરથી ઉડવા લાગી

ફુલકુંવરનું શું મીઠું, ભલું, નિર્દોષ મુખ હતું? શો તેનો પૂજ્યભાવ હતો? "કેટલાક વર્ષ થયા?" મુંજાલ બબડ્યો, "અઢાર વર્ષ પહેલા તો એ બીચારી સ્વધામ ગઇ વખત જતા વાર લાગે છે? ચાલીશ તો મને ક્યારના થઇ ગયા"

ઘોડીએ પાંખો ફફડાવી, ભૂતવ્યોમમા તે વિહરવા લાગી, અમાપ અંતર આંખની એક પલકમા તેણે વીતાવ્યું

૧ મુંજાલની મરી ગએલી સ્ત્રી; સજ્જનની બહેન

મુંજાલની આંખ અગાડી દશ્યપરંપરા આવવા માંડી

તે નાનો છોકરો હતો. આ વાડીમાં ફુલ ચોરવા તે આવતો. સજ્જનનો નાનો ભાઇ ને તે ગોઠીઆ હતા. દેવ સમો દેદીપ્યમાન તે હતો, ફુલકુંવર સ્વપ્નામાં સરજેલી અપ્સરા સમી હતી. તે બંને રમતા, તોફાન કરતા, આ ભીંત પર અનેક વખત ચઢતા, આ બારણેથી અનેક વખત પેસનીકળ કરતા. તે પરણ્યો. અગ્નિની ચોરી—વરરાજા—વરકન્યા સ્ત્રી પુરુષોની ઠઠ—વરઘોડો—આખું નગર જમવા આવેલું. તેની અનંત પંક્તિ. શો ઠાઠ? શી લજાતી, જરા હસતી, જરા ગભરાતી કોડીલી નવવધૂ!

તેના પિતા મરી ગયા—તે નગરશેઠ થયો. તેણે પૈસા ઉડાવ્યા— ફુલકુંવર સહિત, તેમજ તેના વગર મોજો કરી, દેશ અને પરદેશ રખડ્યો, કમાયો અને ખોયું.

તેને છોકરો થયો. શો ફુલકુંવરનો અને તેનો હર્ષ? તે આજ બારણે વડીલોથી છાનો તેને મળવા આવતો. તે લાડઘેલી સુંદરી શા ઉમળકાથી, પત્નીવ્રતથી ચલિત થએલા પતિને પોતાનો કરવા, હાથમાં લાડકડો પુત્ર લઇ હોંસભરી આવતી. તેના પિતાની વાડીમાં એક સરવરીયું હતું, તેના તટે તે બેસતા. એક પળ તે આનંદનો અમૃતરસ ચાખવા મુંજાલે ઘોડી થોભાવી અને આંખો મીંચી તે રસ ચાખ્યો.

પછી તે ચંદ્રપુર ગયો, મીનળદેવીને મળ્યો. તેનો ગુલામ થઇ રહ્યો. ત્યાંથી પાછો આવ્યો. મીનળદેવી પાટણ આવ્યાં. સામ્રાજ્યનાં સ્વપ્નાં સિદ્ધ કરવા તે મહાઅમાત્ય થયો, રાજતંત્ર હાથમાં લીધું. આકાશમાં રહેલા ચંદ્રની સાથે પ્રણય કરનારાની માફક તે મીનળદેવીને દૂરથી પુજી રહ્યો, ઘરમાં રહેલી પોતાની નાની પણ રઢીઆળી દીપિકા વીસરી ગયો.

અશ્વિની અંધકાર પ્રદેશમાં ઉડતી ગઇ, મુંજાલે કપાલેથી પરસેવો લુછ્યો.

તેણે ફુલકુંવરની પરવા કરી નહીં. તે કુમળી વેલ કરમાઇ ગઇ. કરમાતાં પણ પતિવાર તેણે ઇર્ષ્યા દાખવી. તે પોતે ઝનુની થયો—ક્રૂરતાથી તે નિરાધાર અબળાને દૂર ધકેલી—નિરાધાર પુત્રને ઘરબહાર કર્યો. તે વંથળી ગયાં, તેમણે સજ્જનમહેતાની પાંખનો આશ્રય શોધ્યો. પોતે ખુની બન્યો

સજ્જન જોડે વેર બાંધ્યું પરિણામે પુત્ર મરી ગયો—સ્ત્રી રીબાઇ રીબાઇ સ્વધામ ગઇ ! ફુલ ગઇ, સુવાસ પણ ગઇ

મુંજાલનો જીવ રહેંસાઇ ગયો તેણે ચંદ્ર સામે જોયું તે એની મશ્કરી કરતો લાગ્યો

તે બબડ્યો "મીનળદેવી ન હોત તો હું ક્ષુદ્ર શેઠીઓજ રહેત, પૈસા ને કુટુંબ બે વચ્ચે જીવન સમાપ્ત કરત " તે થોડી વાર દાંત વચ્ચે અંગુઠો ઘાલી થોભ્યો, "ફુલ શેઠાણી નથી–" તેનામાં વાક્ય પુરું કરવા હીંમત રહી નહીં "જીવન સ્મશાન થઇ ગયું હું અમાત્ય રાજાઓનું રાજ્ય વધારવાનું હથીઆર–લોભીઆનો લોભ પુરો કરવાનું સાધન જીવીશ ત્યાંસુધી આમ ને આમ અગ્નિદેવની ભભકતી જ્વાળા જ્યારે શાંતિ આપશે ત્યારે આટલો છોકરોએ ન જીવ્યો કે જોઇને દહાડા કાઢું "

હજારને રડાવનારી નિષ્ઠુર આંખમાંથી એક આંસુ પડ્યું તે ટટાર થયો, ચારે તરફ જોયું, ગળું ખોંખાર્યું

"હમણાં મળસ્કું થશે ચાલ જાઉં " પણ પગ ઉપડ્યો નહીં વીસ વર્ષે તે આ સ્થલે ઉભો હતો સ્થલના સ્મરણો સચેત થયાં હતાં, ને તે તેના હૃદયને ભૂત જીવનની ભભક અર્પી તેને આર્દ્ર બનાવી રહ્યાં હતાં અત્યારે મુંજાલ પાટણનો અમાત્ય નહોતો, ફુલકુંવરનો કોડીલો કંથ હતો તેની ડોકના મરોડમાંથી ગર્વ ગયો, તેના પરથી દૃઢતા ગઇ, તેના ખભામાં જરા ખુંધ આવી તે ત્યાંથી બારણાં તરફ ફર્યો–બારણું ઉઘાડ્યું અને વાડીની અંદર પેઠો વીશ વર્ષ ઉપર આ વાડીમાં કરેલા વિવિધ વિહારના અણવીસરેલા સ્મરણોનું આકર્ષણ દુર્જય નીવડ્યું

ઇશ્વરના કોપથી નષ્ટ થએલા નગરનો જીવતો રહેલો એક પુરો નગરજન ખંડીએરોમાં જાણે ફરતો હોય–રાખના ઢગલાથી જ પરખાય એવા પ્રાસાદોનાં સ્થાન શોધી, મનમાં ને મનમાં, તેમની વિનષ્ટ ભવ્યતા ખરેખરી મોજુદ છે એમ માની, મરેલા માનવીઓથી–તેમના વીસરાએલા વાર્તાલાપથી–તેમનાં અણદીઠેલા હાસ્ય અને ચુંબનોથી તે ભવ્યતા સજીવન કરતો હોય તેમ મુંજાલ તે વાડીમાં ફરવા લાગ્યો કેટલાક ઝાડને ઓળખવા

લાગ્યો—કેટલીક જાણીતી પગથીઓને ચુંબને ચર્ચિત કરેલા પાદના કાલ્પનિક ઝણકારથી ગજવવા લાગ્યો—કેટલાક પ્રિય વૃક્ષોની છાયને સંભળાતા ન સંભળાતા પ્રણયવાક્યો સશબ્દ બનાવવા લાગ્યો પ્રણયયોગથી ભ્રષ્ટ થએલો તે સ્મરણપૂજક મંત્રી ડહાપણ છોડી મુત્સદ્દીઓનો વિવેક ત્યાગી ઉર્વશીઘેલા પુરુરવા જેવો બની રહ્યો

દુનીઆના વ્યવહારમાં નજરે ચઢતા અનેક દુર્ગ સમા દુર્જય, કાર્યદક્ષ પુરુષો માત્ર બુદ્ધિવંત બની રહે છે, સ્વાર્થ સાધવાના સાધનરૂપ જ તેમનું હૃદય થઇ જાય છે તેવા હૃદય પર સપાટી વળી ગએલી હોય છે ખરી, પણ કોઇક સ્થળે, કોઇક સમયે પગ દેતા સપાટી છુટી જાય છે નીચે વહેતો મહાપ્રયત્ને ઢાંકેલો રસસ્રોત—અંદર ઉકળતો ઊર્મિઓનો સાગર ઉભરાય છે—તુટેલી સપાટીમાંથી ઉપર આવે છે, સપાટી પર ફરી વળે છે અત્યારે મુંજાલને પણ તેમજ થયું સ્મરણ—આનંદ અનુભવતો તે ધીમે ધીમે—કંજુસ ઘણી મહેનતે મળેલું ધન છોડતા વિલંબ કરે તેમ—પાછો જવા માંડ્યો એટલામાં તેને જલકુંડ સાંભર્યો તે જોયા વગર પાછા જવાનો તેનો જીવ ચાલ્યો નહીં ને ત્યાં જવાની પગથીએ તે વળ્યો



## પ્રકરણ ૮ મું

### જલકુંડની જાત્રા

કુંડ પાસે જતા તેને કોઇ વાત કરતા સંભળાયા તે ચમકીને ઉભો અને સાંભળવા લાગ્યો. બોલનારા ધીમેથી પણ જુસ્સાથી, દાંત પીસી બોલતા હતા મુંજાલે અવાજ પરથી ઓળખવાનો પ્રયત્ન કર્યો એક અવાજ કૃષ્ણદેવનો હતો, બીજો જરાક પરિચિત લાગ્યો.

“ઠીક ત્યારે” પેલો પરિચિત અવાજવાળો પુરુષ કહેતો હતો “તમે કોણ છો તે તમારે નથી કહેવું ? હું કાલે બાપાને કહીશ.” મુંજાલને ભાન આવ્યું તે અવાજ સજ્જનના છોકરા લક્ષ્મણનો હતો “તમને અમે મિત્ર તરીકે આદરસત્કાર આપ્યો અમને શી ખબર કે તમે દુશ્મન છો ?”

"ભાઇ એવું શું કહે છે?" એક સ્ત્રીનો અવાજ આવ્યો. મુંજાલ ધીમે પગે જરા આગળ આવ્યો અને ઝાડને ઓથે ઉભા રહી તેણે ધ્યાનપૂર્વક જોયું.

લક્ષ્મણ ઉભો હતો. તેની પાસે પુરુષના વેષમાં આ છેલ્લા શબ્દો બોલનારી છોકરી ઉભી હતી. કૃષ્ણદેવ પગ કુંડની પાળ પરથી નીચે લટકાવી બેઠો હતો.

મુંજાલ તે છોકરીને જોઇ ચમક્યો. છોકરીનું રૂપ ચંદ્રિકામાં મનોહર લાગતું. જે સ્મરણપટમાં ચીતરેલા મુખનો તે અત્યારે કલ્પના દ્વારા સાક્ષાત્કાર કરતો હતો તેની અપૂર્વ રેખાઓ કંઇક અંશે તેમાં હતી. મુંજાલને ચોક્કસ ખબર ન હોતી કે સજ્જનને કેટલી છોકરીઓ છે, પણ ફોઇના મુખની યાદ પરથી આ ભત્રીજીને તે સહેલાઇથી ઓળખી શક્યો.

"સોમ!" હડે પેટે કૃષ્ણદેવે કહ્યું. "મને કોઇનો ડર નથી તો શું હું સજ્જન-મહેતાથી ડરીશ? તમારા બાપા તો ભલા માણસ છે. હું કોણ છું ને કોણ નહીં તેની તમારે શી પંચાત?"

લક્ષ્મણે ગુસ્સામાં પગ ઠોક્યો. "ઠીક છે. હવે કોને પંચાત છે તે જોશો."

"બહુ સારું." નફ્ફટાઇથી હસતાં કૃષ્ણદેવે કહ્યું.

"ભાઇ! લક્ષ્મણભાઇ!" સોમસુંદરીએ ભાઇનો હાથ પકડી કહ્યું, "હવે ઘેર ચાલો. સવારે સૌ થઇ રહેશે. કેટલું મોડું થયું છે તેનો કંઇ વિચાર છે?"

"હા ચાલ." કહી ગુસ્સામાં લક્ષ્મણ ત્યાંથી સોમનો હાથ પકડી ચાલ્યો ગયો. જતાં જતાં સોમે પાછળ કૃષ્ણદેવ સામે બે ચાર વાર દૃષ્ટિ ફેંકી આશ્વાસન દીધું. કૃષ્ણદેવે ઇસારાથી જ સોમને મળવાની ઇચ્છા દર્શાવી. ઇશારાથી જ સોમે તેને થોભવા સુચવ્યું. ગુસ્સાભર્યો લક્ષ્મણ આગળ ચાલતો ગયો.

મુંજાલે આ ઇશારા જોયા; તેને હસવું આવ્યું. "દુનીઆ તેની તે જ રહી, હે!" તે મનમાં બબડ્યો. તેણે આ નાટક અંત સુધી જોવા નિશ્ચય કર્યો અને હતો ત્યાં જ ઉભો રહ્યો.

અડધી ઘડી આમ ચાલી ગઈ અને સોમસુંદરી ઉતાવળી પાછી આવી તેણે પુરુષવેષ કાઢી નાખ્યો હતો

"બોલો, શું કહો છો?"

"કેમ બહુ ઉતાવળ છે?" કૃષ્ણે પુછ્યું

"હા, હમણાં સવાર પડશે"

"સોમસુંદરી!" ગાભીર્યથી કૃષ્ણદેવે પુછ્યું "તમારામાં હીંમત છે?"

છોકરીને સમજ પડી નહીં તે સાશ્ચર્ય જોઇ રહી તેની મોટી તેજોમય આંખોના અવર્ણનીય ભાવોએ મુંજાલનું પણ ધ્યાન ખેંચ્યું

"કેમ?" તેણે પુછ્યું

"તમે કોલ દીધો હતો તે પાળશો કે નહીં?"

"શું તમને પરણવાનો? તેની વાત અત્યારે?" અધીરાઈમાં ઘર તરફ જોતાં સોમે કહ્યું

"હા અત્યારે તમારા ઘરમાં હવે મારાથી નહીં રહેવાય" પોતાના મોહક અવાજે કૃષ્ણદેવે વાત કરવા માંડી સોમની આંખોમાં સ્નેહ અને પ્રશંસા સ્પષ્ટ રીતે ચમકતાં હતાં "ચાલીશ માણસો અત્યારે હું કોણ છું તે જાણે છે, કાલે સવારે મુંજાલ ને જયદેવ જાણશે, એટલે આમ ને આમ મારાથી નહીં રહેવાય બોલો કોલ પાળશો?" તેણે છોકરી પર નયન ઠેરવી સત્તાથી પુછ્યું

"બાપાને પુછ્યા વગર?"

"બાપાને કોલ પાળવો છે કે તમારે? તમને બાપાની બીક લાગતી હોય તો ગભરાશો નહીં, મને નથી લાગતી"

"કેમ?"

"હું તમારું હરણ કરીશ મારા પૂર્વજ રુક્મિણી લાવ્યા હતા તો મને શો વાંધો? એ તો પરાપૂર્વથી ચાલ્યું જ આવે છે" કૃષ્ણદેવે હસીને કહ્યું કૃષ્ણદેવનું હાસ્ય તેના પૂર્વજ ગોપીજનવલ્લભની વેણુ સમું મોહક—સર્વ સંશયોનો નાશ કરનાર હતું શ્રદ્ધાળુ, સ્નેહભીની બાલાના હૃદયમાં શબ્દ કરતાં તે હાસ્યથી વધારે ખાત્રી થઇ તે પણ હસી

"શું તમે યાદવકુલના છો?" તેણે આશાભર્યા મુખભાવથી પુછ્યું મુંજાલને લાગ્યું કે છોકરી પર કૃષ્ણદેવની સત્તા પુરેપુરી જામી હતી

"યાદવકુલ! યાદવકુલનું ગૌરવ આજે મારે લીધે છે" તેણે અભિમાન-થી કહ્યું, "તમે કહ્યું હતું કે મારું કુલ ઉંચું હશે તો તમે પરણુશો બોલો હવે શું કહેવું છે?" કહી કૃષ્ણદેવ ખીજીને ઉભો થયો

છોકરી થોડી વાર જોઇ રહી તેણે નીસાસો મુકી કહ્યું 'મારા બાપા વંથળીમાં દંડનાયક, અને હું તમને પરણી ત્યાં આવું તો શું થાય?"

"કેમ?"

"દંડનાયકની પુત્રી સાધારણ યાદવને ઘેર! મારા માબાપ લાજે મરે"

કૃષ્ણદેવ ખડખડાટ હસ્યો તે પાસે આવ્યો અને પોતાની આંખના તેજે સોમને ભુરકી નાખી તે વશ થઇ ગઇ

"સોમસુંદરી! મને પરણી લાજી મરશો?" તેણે કહ્યું "ગાંડી! તમારી સીત્તોતેર પેઢીનું ગૌરવ વધશે"

"કેવી રીતે?"

કૃષ્ણદેવે ઉમળાથી તેનો હાથ ઝાલ્યો "તું રાણી થશે જયદેવની રાણીઓ તારી પદની જોઇ આગળ કરડશે ચાલ આવશે?" કહી કૃષ્ણ-દેવે માલીકપણાથી એક હાથ સોમની આસપાસ નાખ્યો "આ રાત હમણાં વીતી જશે" મોહાંધ બનેલી વિશ્વાસુ બાલા ઉમળકાભેર કૃષ્ણના હાથમાં લપાઇ ગઇ વચ્ચે પડવું કે નહીં તે મુંજાલ વિચાર કરવા લાગ્યો અને એ કંઇ પણ નિશ્ચય પર આવે તે પહેલાં કૃષ્ણદેવે સોમને પાછલા બારણાં તરફ જતી પગથીએ ઘસડવા માંડી. મુંજાલ પાછળપાછળ લપાતો ચાલ્યો સોમે થોડીક વારે ઉંચું જોયું અને હેતથી પુછ્યું "તમે ક્યાંના રાજા છો?"

"હજુ સમજી નહીં ભોળી!"

"ના"

"હું જુનાગઢના રા'નો ખેંગાર!" હસતાં હસતાં કૃષ્ણદેવે કહ્યું શબ્દો તેના મોઢામાંથી નીકળી રહે તે પહેલાં તેની બાથમાંથી સોમ કુદી, અને થોડે દૂર ઉભી

"નવઘણુ રા'ના ખેગાર!" તેની આંખ શોક, ભયપૂર્ણ થઈ, તેનું મોઢું ફીક્કું પડી ગયું

'હા' શા માટે ગભરાય છે? ચાલ"

સોમ એક ડગલું પાછળ ખસી "નવઘણુ રા'–પાટણનો કટ્ટો વેરી–જેણે માગ બાપાનો સંહાર કરવાનું વ્રત લીધું છે તે–" દરેક વાક્યે તે એકેક ડગલું પાછળ ખસતી

"હા તેજ" પાસે આવતા ખેગારે–જેણે કૃષ્ણદેવ નામ ધારી પોતાનું ખરું નામ છુપાવ્યું હતું તેણે–કહ્યું એ વેરની ગાંઠ અત્યારે સબળ કરીએ ચાલ વખત જાય છે"

"હવે હું તમારી પ્રતિજ્ઞા પણ સમજી" કાકના જવાબમાં કૃષ્ણે કહ્યું હતું તેનો અર્થ સમજતા સોમે જવાબ દીધો

'ચાલ" સત્તાથી ખેગારે કહ્યું

"ના" દૃઢતાથી સોમે કહ્યું

'કેમ?"

"સજ્જન મહેતાની દીકરી રા'ના છોકરા જોડે કેમ પરણે!" કહી સોમે ડોકું ધુણાવ્યું

"ચાલ દેખાડું"

"ના" કહી સોમ પાછી જવા વળી

"શું એમ કોલ તુટશે?" કહી ખેગાર એક છલંગ મારી તેની પાસે આવ્યો

"નહીં–નહીં" એમ સોમ બોલવા જતી હતી તે પહેલાં ખેગારે એક હાથે તેનું મોઢું દાબ્યું અને બીજે હાથે તેને ઉંચકી લીધી બારણા તરફ મોડના તેણે એક છલંગ ભરી

મુંજાલે ખેગારની બોચી પકડી અચાનક સ્પર્શથી ખેગાર ચમક્યો–ફર્યો–તલવાર કાઢવા ગયો મંત્રીના સબલ બાહુના જોરથી ખેગારનો હાથ

વળી ગયો,–સોમ ધરણી પર સરી ગઇ –ખેંગાર દૂર હટી ગયો–હઠયા વિના તેનો છુટકો થયો નહીં સિંહસમું વિકરાલ બનેલું તેનું વદન ગુસ્સામાં ભયાનક થયું શક્તિના શાંત ગૌરવથી મંત્રી જોઇ રહ્યો એક વિપલમાં ખેંગારે તરવાર ખેંચી–ને કુદ્યો મુંજાલની લાંબી પ્રચંડ તરવારે તેનો ઘા ઝીલ્યો–તરવારોમાંથી તણખા ઉડ્યા ખેંગાર પણ તરવારી હતો, મુંજાલની ખડ્ગવિદ્યા, તેનું બાહુબલ અપ્રતિમ હતું પાંચ પળજ માત્ર આ મહારથીઓનું ભયંકર યુદ્ધ ચાલ્યું આખરે મંત્રીના પ્રાબલ્યથી ખેંગારની તરવાર દૂર જઇ પડી–તેના પગ વળી ગયા યમરાજ સમો મહાઅમાત્ય તરવારની અણી ખેંગારને ગળે રાખી ઉભો રહ્યો

ચંદ્રના તેજમાં ખેંગારે મંત્રીને ઓળખ્યો, તે અંગેઅંગ કાંપી ઉઠ્યો તે બોલ્યો

"મુંજાલ ! બ્રહ્મરાક્ષસ ! " તરવારની શક્તિ કરતાં મંત્રીના અણધાર્યા મેળાપથી ખેંગારના ગાત્ર ગળી ગયા

'મને" જરા હસી મુંજાલે કહ્યું પાટણ વિજયથી નિવડ્યું–જુનાગઢ પડ્યું ખેંગારે આશા છોડી આંખો મીંચી "ઉઠો ખેંગારજી! ભૂમિ પડેલા દુશ્મનને હું મારતો નથી હવે સારા ઘરમાં તમે રહેવા લાયક નથી મીંચાવો' કહી સત્તાથી તે બારણા તરફ આંગળી કરી ઉભો '

માનભંગ થએલો ખેંગાર ઉઠ્યો, પડેલો ફેંટો ને તરવાર લીધાં અને દાંત કચકચાવતો બારણેથી બહાર ગયો મુંજાલે અંદરથી સાંકળ દીધી

ગભરાએલી સોમ આ યુદ્ધ–આ વાત–દિગ્મૂઢ બની જોઇ તે સાંભળી રહી હતી તે નવા આવનારને ઓળખી ન શકી ખેંગારે નામ ઉચ્ચાર્યું તે તેણે બરોબર સાંભળ્યું નહોતું મુંજાલ બારણું વાસી આવ્યો ત્યારે સોમ ઉભી થઇ ગઇ હતી

"છોકરી !" તેણે સખ્ત અવાજે કહ્યું, "સારે ઘેર અવતાર લીધો, છતાં આવું કરે છે કે ? જા, દોડી જા ! ફરી અજાણ્યા જોડે આવો વ્યવહાર નહીં રાખતી"

શરમીંદી સોમ નીચું જોઇ ઝપાટાબંધ ચાલી ગઇ મુંજાલ બબડ્યો "આવી છોકરીઓ હશે ત્યાં સુધી જ પાટણનો જયવારો છે"

છોકરી અદૃશ્ય થઇ કે મંત્રી જે બારણેથી આવ્યો હતો ત્યાંથી પાછો નીકળ્યો



## પ્રકરણ ૯ મું

### ઉદાની શોધમાં ઉદાનાજ ઘોડાએ કરેલી મદદ

કાક દોડતો દોડતો ત્રિભુવનપાલને મહેલે ગયો, તેને બે બોલમાં વાત કહી, તેના તબેલામાંથી પાણીપંથી ઘોડી લીધી અને ઝપાટાબંધ મોઢેરા દરવાજા તરફ ગયો

મંજરીએ જે રીતે કાકનો તિરસ્કાર કર્યો હતો તે હજુ તેને સાલતો હતો, અને તેથી જે હોંસથી તે પહેલાં મંજરીની વારે ધાતો તેવી હોંસ અત્યારે તેના હૃદયમાં નહોતી એક વિચાર પણ આવ્યો, કે આવી અભિમાની ભાર્યાને શા સારુ દુ:ખમાંથી બચાવવા પ્રયત્ન કરવો પણ પોતાની સ્ત્રીને ઉદો લઇ જાય એ અસહ્ય લાગ્યું, એ તેના શૌર્યં નીચે હલકો વિચાર આણે તે પણ તેને ન ગમ્યું અને એ ઉપરાંત વિજયથી હસતું ઉદાનું મીઠું મોઢું અને કેદ થએલી નિર્દોષ રમણીનું દયામણું મોઢું—એ બે મોઢાં કલ્પનાશક્તિએ તેના મન આગળ ખડાં કર્યા તે મુખદર્શનથી તેનું ઝનુન અત્યંત વધી ગયું, અને ચપલ અશ્વનાજના અપ્રતિમ જુસ્સાથી તે શરતમાં ઉતર્યો

તે મોઢેરા દરવાજે ગયો તો દરવાન ઉઠ્યો હતો

"બારણું ઉઘાડ તો"

"અત્યારે નહીં ઉઘડે જરા વાર છે"

"મૂર્ખા! હમણાં ઉઘાડ્યું હતું તે ભુલી ગયો?" દરવાન ચમક્યો

"મંત્રી મહારાજ કહેતા નથી ગયા કે હું આવવાનો છું?"

"ના મને કૈં કહ્યું નથી તમે એ લોકો ગયા તેના માણસ છો?"

"હા નહીં તો હુ જાણુ કયાથી? પાચ સાત જણ હતા નહી?" કાકે પુછ્યુ

"ચારેક જણ હતા" કહી દરવાને બારણુ ખોલવા માડ્યુ

કાક વિચારમાં પડયો શુ ત્યારે એજ માણસ લઇ ઉદામહેતા ખભાત જવાનુ સાહસ ખેડતા હતા? પણ લાબો વિચાર કર્યા વિના જેવો દરવાજો ખુલ્યો કે તરતજ તેણે ઘોડીને એડી મારી અને પવનવેગે તે પથે પડયો

થોડેક આગળ જતા બે રસ્તા આવ્યા એટલે કાક વિચારમા પડયો તેને સદ્ભાગ્યે ભળભાખળુ થવાની તૈયારી થતી હતી એટલે થોડો ઘણો આભાસ હતો તે આભાસમા તેણે તાજા ઘોડાના પગલા પારખ્યા અને તે જે રસ્તે ગયા હતા તે રસ્તો લીધો

ઘડી બે ઘડીમા સવાર પડી, અને બનતી ત્વરાથી કાકે ઘોડી આગળ ચલાવી આગળ ચાલતા ઘોડાઓ ઝપાટાબધ જતા હતા, એટલે તે સહેલાઇથી પકડાય એમ નહોતુ

ઘોડી પોતાનુ કામ કર્યાજ જતી હતી, એટલે કાકને વિચાર કરવાનો વખત મળ્યો આગળ જતા ઘોડાઓ એટલા ઝડપથી જતા હતા કે એક પણ ઘોડા પર મજરી બેઠી હોય એમ લાગ્યુ નહીં શુ ઉદાએ તેને પોતાના ઘોડા પર લઇ લીધી હશે? મજરીને પોતાના હાથમા રાખી ઉદો ઘોડા પર બેઠો હશે? એ વિચાર આવતા કાકના રવા ઉભા થઇ ગયા તેણે ઘોડાને જોરથી એડ મારી

રસ્તામા એક ખેડુત મળ્યો તેને પુછતા તેની ખાત્રી થઇ કે આગળ જનાર ચારજ ઘોડેસ્વારો હતા તેમને મહાત કરવા જતા પોતે મહાત થઇ જાય એવો સભવ ન રહે એવી યુક્તિ તેણે શોધવા માડી

એટલામા એક ગામડુ આવ્યુ, અને કાક ઘોડીને પાણી પાવા તલાવ આગળ ગયો એટલે તેણે પેલા ચાર સ્વારને એક ઝાડ નીચે બેઠેલા જોયા તેની અજાયબીનો પાર રહ્યો નહીં એ ચારમાથી એક જણ પણ ઉદાના જેવો લાગતો નહોતો નિરાશાથી કાકની આખે અધારા આવ્યા અને તલાવની પાળ પર બેસી શુ કરવુ તેનો તે વિચાર કરવા લાગ્યો.

પહેલો વિચાર તો આ સ્વારોનો પીછો છોડી પાછા જવાનો થયો, પણ પછી એમની પાસેથી કૈં માહીતી મેળવવા તે પોતાની ઘોડી ફેરીને પેલા સ્વારો પડ્યા હતા ત્યાં ગયો.

"ભટ્ટજી!" કાકે નમ્રતાથી પુછ્યું "આપ પાટણથી આવ્યા છો?"

"કેમ?" એકે પુછ્યું.

"ના અમે દેથળીથી આવીએ છીએ" બીજાએ જવાબ આપ્યો. આ વાત સ્પષ્ટ રીતે ખોટી લાગી, કારણ કે દધિસ્થલી ત્રિભુવનપાલનું ગામ હતું અને ત્યાંના સ્વારો આમ અમથા રખડે એ બનવું સંભવિત નહોતું.

'તમે રસ્તે કોઇ ઘોડેસ્વારો જોયા?"

"ઘોડેસ્વાર!" ઉમરે સૌથી મોટા સ્વાર હતો તેણે કહ્યું, "હું ધારું છું કે અમારી આગળ ઘોડેસ્વારો હતા ખરા નહીં?" કહી બીજા પાસે સાક્ષી પુરાવી.

"તે કઇ તરફ ગયા?"

"મોઢેરાનો રસ્તો લીધો લાગે છે."

શું આ માણસો ખરું બોલતા હતા? ચાર માણસજ દરવાજેથી નીકળ્યા હતા, અને તેના ધારવા પ્રમાણે આજ તે હતા. ત્યારે [illegible] મહેતા ક્યાં?

"તમે ક્યાં જાઓ છો?"

'ભાઇ! તમને તો આખા ગામની પીડા લાગે છે."

કાક જરા હસ્યો. "ત્યારેજ પુછું છું ને મારે તમારી સાથે આવવું છે."

"અમે તો માલપુર જઇએ છીએ."

કાક ગુંચવાયો. આ લોકોની વાત સાચી હોય તો ક્યાં માલપુર અને ક્યાં કર્ણાવતી?

"ના, ત્યારે મને નહીં ફાવે. મારે તો કર્ણાવતી જવું છે." આ લોકો સાથે જવું તેને નિરર્થક લાગવાથી કાકે કહ્યું.

પેલા વૃદ્ધે એક જણ તરફ આંખ મારી અને કહ્યું "બેસો! અમે ભાતું છોડીએ છીએ."

"મારે કૈં નહીં જોઇએ" કાકે કહ્યુ, "હુ તો રસ્તે જોઇ લઇશ"

"તમે બ્રાહ્મણ છો?" પેલા સ્વારોમા એક જુવાન હતો તેણે તિરસ્કારથી પુછ્યુ

"હા" કહી કાક ઘોડી પર ચઢી ચાલવા માડયો

તે થોડોક આગળ ગયો અને તેને પેલા જુવાનનુ મોઢુ પરિચિત લાગવાથી તે કોનુ હશે તે સભારવા લાગ્યો એટલામા પેલા સ્વારો એના તરફ આવતા દેખાયા પેલો જુવાન સૌથી આગળ હતો તેનુ મોઢુ તેણે જોયુ અને તે કોના જેવો હતો તે યાદ આવ્યુ શુ આ જે તિલકચદ્રને ખભાતમા મારી નાખ્યો હતો તેનો ભાઇ? જો તેમ હોય તો જરૂર આ કિદાના જ માણસો હોવા જોઇએ કાકે એકદમ ઘોડીનુ મોઢુ ફેરવી નાખ્યુ અને સામે ફરી પુછ્યુ

"કેમ ભાઇઓ! કૈં એકદમ કુચ કરવા માડી?"

"અમને થયુ કે ચાલો થોડે સુધી તમારી સાથે જ જઇએ" વરઠા સ્વારે કહ્યુ અને બધા સાથે સાથે ઘોડા ચલાવવા લાગ્યા

કાકને લાગ્યુ કે આ ભલમનસાઇમા કૈં પણ દગો, સમાયો હતો તે દગો જાણવા તેણે કહ્યુ 'ચાલો' મને પણ રસ્તે મજા પડશે તેમા આ ભાઇ તો ઓળખીતા લાગે છે"

"હુ!" જરા ચમકીને પેલા જુવાને કહ્યુ

"તમે ખભાતના કેની?"

"ના"

"તમારા જ મોટા ભાઇ જેવો મારે એક ખભાતમા દોસ્ત હતો, તેથી પુછુ છુ"

તે જુવાનના મોઢા પર જરાક ગુસ્સાનો ભાવ આવ્યો કાકે તે ભાવ જોયો અને આગળ ચલાવ્યુ "તિલકચદ્ર એવો બાહોશ અને વિદ્વાન હતો કે કૈં કહેવાની વાત નહીં, પણ એક સતે કોઇએ તેને મારી નાખ્યો" પેલા જુવાનનુ મોઢુ લાલચોળ થઇ ગયુ, પણ વૃદ્ધ સૈનિકે પુછ્યુ

"કેમ કરતા મરી ગયો?"

"કોણ જાણે અમારા ઉદામ મંત્રીને મેં તેનું કારણ પુછ્યું, પણ તેમણે કંઈ જણાવ્યું નહીં."

'એમ કે?' પેલા વૃદ્ધે પુછ્યું.

"તમે ઉદા મહેતાને ઓળખો છો કે?" કહી એકદમ કાકે પેલા જુવાન તરફ જોયું. તે ગુંચવાઇ ગયો.

"હા—ના—ના—ના—"

"અરે ના શું હા!" કહી પેલા વૃદ્ધ સૈનિકે કાકની ઘોડીની પીઠ પર પાછળથી ઘણા જ જોરથી તરવાર મારી. કાક સમજી શકે—મ્યાન-માંથી તરવાર કાઢી શકે—તે પહેલા ઘોડી કુદી, લથડી અને પડી, અને સાથે કાક પણ પડ્યો. તેનો પગ ઘોડી નીચે ચગદાઇ રહ્યો. તરત જ ખુનતરશી ચાર નાગી તરવારો સહિત પેલા ચાર સ્વારો પોતાના ઘોડા પરથી કુદી પડ્યા, અને કાક તરફ ધસ્યા.

'તિલકચંદ્રના દોસ્ત!' પેલા જુવાને બરાડો માર્યો અને તરવારની અણી કાકની ગરદન તરફ ધરી તે દોડ્યો.

પેલા વૃદ્ધે તેને ધક્કો મારી ખસેડી નાખ્યો, અને આગળ જઇ બીજાઓની મદદથી કાક જે ઘોડી નીચેથી પગ કાઢવાને શક્તિમાન્ થયો હતો તેને પકડ્યો, ઘસડ્યો અને ઝપાટાબંધ ચારે તરફથી બાંધ્યો. છુટા થવાને તેણે પ્રયત્ન કર્યા પણ કંઈ વળ્યું નહીં, હથીઆર હાથમાં લેવાને ફાંફા માર્યાં પણ બન્યું નહીં. હાફતો, બાંધનારાને બલથી ચારે તરફ ફેંકતો તે પોતાથી બનતું કરી રહ્યો, પણ છતાં આખરે પેલાઓએ તેને એક ઝાડ સાથે બાંધ્યો.

'મનુર! મને એ હરામખોરને પુરો કરવા દે" પેલા જુવાને કહ્યું. 'મારા ભાઇનું વેર લેવું છે."

"ધર્મભાઇ! મારા દેખતાં હું બ્રહ્મહત્યા નહીં થવા દઉં" પેલા વૃદ્ધે દૃઢતાથી કહ્યું, "મહેતા પાસે લઇ જઇએ, પછી એનું જે કરવું હોય તે કરજો."

"ઠીક છે" કહી ધર્મચંદ્ર મુંગો રહ્યો.

પોતે કરેલી અવિચારી સોબતથી પસ્તાતો કાક મુગોમુગો પડી રહ્યો, ફાંફા મારે પણ છુટાય એમ તેને લાગ્યુ નહીં પણ મ જરીનુ શુ ? તેને સ્પષ્ટ લાગ્યુ કે ઉદો પાટણમા જ રહ્યા અને કાકને ફસાવવા માટે આ માણસો મોકલી તેને તેમની પાછળ મોકલ્યો મત્રીની ઉસ્તાદીને શાપ આપતો તે કૈં યુક્તિ શોધવા બેઠો

પેલા સૈનિકોએ થોડી વાર વીસામો ખાધો અને પછી નીકળ્યા. જકડીને બાધેલા કાકના બધ પેલા વૃદ્ધ નાયક પોતાના હાથમા લીધા અને તેને પોતાના ઘોડા સાથે ચનાવવા લાગ્યો કાક પણ ઝપાટાબંધ ઘોડા સાથે ચાલવા લાગ્યો

પેલા સ્વારો તેની મશ્કરી કરવા લાગ્યા, અને કાકે તેમની મશ્કરીના બરોબર જવાબ આપવા માડ્યા તેની શાતિ, તેનુ ધૈર્ય, તેની હસમુખી વાત, તેના પરાક્રમની કહાણીઓ—એ બધાથી પેલા જુવાન સીવાયના ત્રણ સૈનિકો કાક પર ખુશ થઈ ગયા કાકને પણ એટલુ જ જોઈતુ હતુ તેણે પણ તેમના દીલ જીતવાનો પ્રયત્ન કરવા માડ્યો

સૂર્ય ઉંચે ચઢવા લાગ્યો તેમ તાપ વધ્યો અને મુસાફરી જરા અઘરી થવા લાગી એટલામા એક ગામ આવી લાગ્યુ અને ત્યા થોભી, જમવાની ગોઠવણ કરવાનો પેલા સ્વારોએ મનસુબો કર્યો તેમાથી એકે જઈ ગામના મુખીને ઢુઢી કાઢ્યો અને ઉતરવા માટે એક ઘર મેળવ્યુ. મુખીએ તેમને ખાવાપીવાની સોઇ કરી આપી

કાક બ્રાહ્મણ હતો એટલે બધ છોડાવી, નાહી ધોઇ, પાછલા વાડામા એક જુદો ચુલો માડી તેણે પોતાનુ ખાવાનુ તૈયાર કરવા માડ્યુ અને નાસવાની યુક્તિઓ ખોળવા માડી. વાડાની ત્રણ તરફ ઉંચી ભીંત હતી અને ચોથી તરફ ઘર હતુ. ઘરના પાછલા બારણા આગળ ચુલો માડી પેલો વૃદ્ધ અને બીજો એક જણ રાધતા હતા, અને ધર્મચદ્ર અને ચોથો સ્વાર પરસાળમા આડા પડ્યા હતા થોડી વારે ધર્મચદ્ર અને પેલો વૃદ્ધ સૈનિક ઘોડાઓ માટે ચદીની તજવીજ કરવા ગયા

કાકે જોયું કે આ લાગ ઘણોજ સરસ હતો તેણે ચારે બાજુએ

જોયું, વાડાના ધોરાની ઉંચાઈ આંખ વતી માપી, અને પાણી લેવાને બહાને એક બે વખત ચુલા પાસેથી ઉઠી ધોરા પાસે જઈ આવ્યો પેલા બે જણ કે પણ વહેમ લાવ્યા વગર નીરાંતે પોતપોતાનું કામ કરી રહ્યા હતા

ધીમેથી કાક ઉઠ્યો, છાપરું અને ધોરો મળતા હતા તે તરફ ગયો ને હાથ ઉંચો કરી પોતાના હાથ છાપરાની પાંખને અડકાડી જોયા તેના હાથ અડક્યા એટલે તેને હામત આવી 'જય સોમનાથ!' બબડી તેણે પાંખ પકડી અને શરીર ઉંચું કર્યું, સ્નાયુવાળા ગાત્રોના સચોટ પ્રયત્નથી ધોરા પર કુદ્યો, જોતજોતામાં ધોરા પર થઈ બહારની બાજુએ પડ્યો, પડતા વાર મુઠી વાળી દોટ મૂકી તેની બધી ઇચ્છાશક્તિ, તેનું બધું બલ તેના પગમાં આવ્યું, અને ધનુષ્યમાંથી શર છુટે તેમ તેણે દોડવા માંડ્યું

બેચાર પલકમાં તેણે તે નાનું ગામડું વટાવ્યું, અને ખેતરો ઓળંગતો, મોટા રસ્તાઓ બાજુ પર રાખતો, અને ત્યાં સુધી ખેતરમાં ફરતા ખેડુતોની નજર ચુકાવતો તે દોડવા લાગ્યો

એમ તે બે ત્રણ ઘડી સુધી દોડ્યો અને એક વડની શાંત છાયા નીચે શ્વાસ લેવા ઉભો રહ્યો સવારની અને અત્યારની દોડથી તે થાકી ગયો હતો એટલે બપોર અહીંઆ ગાળવાનું તેને મન થયું એકદમ તેને ઘોડાના પગલા સંભળાયા વડ પાસેથી જતા રસ્તાવાટે કોઈ ઘોડેસ્વાર આવતો હતો કાક તરત ઝાડ પર ચઢી ગયો અને તેની ઘટામાં લપાઈ જોઈ રહ્યો

થોડી વારે ધર્મચંદ્ર દોડતે ઘોડે, ચારે તરફ ધ્યાનથી જોતો આવી લાગ્યો કાક જેવો નાઠો એમ સાંભળ્યું કે તે ઘોડે ચઢી તેની પાછળ પડ્યો હતો કાક કઈ દિશામાં ગયો હતો તે તેણે જોયું હતું, અને તેથી તે તરફ તેણે ઘોડો મારી મુક્યો પણ ઉતાવળમાં તેણે બીજા સૈનિકોને કૈં પણ કહ્યું નહીં એટલે તે સમજ્યા કે ધર્મચંદ્ર ગયા તેનાથી બીજી દિશામાં કાકને ખોળવા જવું તે વધારે ડહાપણભરેલું હતું આ કારણથી બીજી ત્રણ દિશામાં તે ત્રણે ચાલ્યા ગયા

ધર્મચંદ્ર ક્યાં સુધી તો દૂરથી કાકને દોડતો જોઈ શક્યો, પણ ખેતરોમાં-થી ઘોડો તદ્દન સીધે રસ્તે લેવાનું બન્યું નહીં એટલે તેની અને

કાકની વચ્ચે અંતર તેટલું ને તેટલું જ રહ્યું આખરે કાક અદષ્ટ થયો એટલે તે ગુંચવાયો, પણ કાક આ દિશામા ગયો છે તે આ તરફ જ નીકળશે એમ અનુમાન કરી તેણે બાજુનો રસ્તો લીધો અને આ વડ આગળ આવી પહોચ્યો

કાક હાથમાથી છટકી જવા પામ્યો તેથી ધર્મચંદ્ર ઝનુને ભરાયો હતો તેણે ચારે તરફ ધ્યાનથી જોયુ, પણ કોઇ દેખાયુ નહીં આખરે તેણે ઉંચે જોયુ

બીજો કોઇ આ સ્થિતિમા ગભરાઇ જાત, પણ કાકની તિક્ષ્ણ બુદ્ધિએ આ અણીને વખતે અકલ્પ્ય રસ્તો દેખાડયો ઘટામા છુપાવાને બદલે તેણે મોઢુ બહાર કાઢી, હસતે મોઢે કહ્યુ "ધર્મચંદ્ર ! જય સોમનાથ !"

"હો ! પાપાચારી તુ ઉપર છે ? ઉતર હેઠળ, નહીં તો ઠાર કરીશ"

"અરે એમ શુ કરો છો ? જરા ટાઢા તો થાઓ"

"ઉતર" ધર્મચંદ્રે અધીરાઇથી કહ્યુ, "નહીં તો હમણા નીચો પાડીશ" પણ તેને કેમ નીચો પાડવો ? તે પોતાનુ તીરકામઠું તો ઉતારામા ભુલી આવ્યો હતો

"જરા પાડો તો ખરા" ખડખડ હસીને કાકે કહ્યુ તેનો હેતુ માત્ર ધર્મચંદ્રને ચીઢવવાનોજ હતો અને તે હેતુ પાર પાડવામા તે સફળ થયો ધર્મચંદ્ર ઘોડા પરથી નીચે ઉતર્યો અને પથરો લઇ તેણે કાક તરફ ફેંકયો કાકે બીજી ડાળ પર કુદીને પથરો ચુકાવ્યો નિષ્ફળ બનેલા પ્રયત્નથી ધુંધવાએલો, મોટાભાઇના ખુનનુ વેર લેવા તલસતો ધર્મચંદ્ર તરવાર કાઢી ઝાડ પર ચઢવા લાગ્યો કાક મનમા હસ્યો તેને એટલુજ જોઇતુ હતુ

ધર્મચંદ્ર ઝાડ પર ચઢી કાકને પકડવા ગયો કાક ધીમેધીમે ડાળી કુદાવતો, જ્યા નીચે ઘોડો ઉભો હતો તેની ઉપરની ડાળ પર આવ્યો ઉતાવળથી હાફળો ફાફળો ધર્મચંદ્ર ઝપાટાબંધ કાક જે ડાળ પર હતો તે પર ગયો

"જય સોમનાથ !"ની બુમ મારી કાકે ડાળ પરથી પડતુ મુકયુ અને ઘોડાની ડોક પર પડયો ઘોડો બીને કુદયો પલકમા તેની વાળ પકડી સ્વાર થઇ કાક તેના પર બેઠો

તેણે પાછા ફરી ડાળ પરથી કુદી ભોંય પર પડેલા ધર્મચંદ્રને કહ્યું- "આવજો ધર્મચંદ્રભાઇ'" અને ઘોડો મારી મુકયો

ડાકની એડીના પ્રભાવે ઘોડો પંખાળો બની રહ્યો



## પ્રકરણ ૧૦ મું

### પાતાલ—નિવાસ

આપણા મુત્સદ્દી મંત્રી ઉદયન કયાં હતા તે આપણે જોવું જોઇએ

ને બાહોશ મારવાડીની નજર ચારે ખુણે હતી, તેનો હાથ બધાની નાડ પર હતો તે કીર્તિદેવનો મિત્ર બન્યો હતો, અને તેનું નિમંત્રણ સ્વીકારી સજ્જન મહેતાના વાડામાં છુપે વેષે આવ્યો હતો ત્યાં તેણે મંજરીને ઓળખી અને બહાર જતી વખતે કાવત્રાબાજોએ કરેલી ધક્કા-મુક્કાનો લાભ લઇ તેને ઉંચકી, ઉપાડી ગયો જે ઓતાડે બારણેથી ત્રિભુવનપાલ અને મુંજાલ આવ્યા હતા ત્યાંથી જ તે આવ્યો હતો, એટલે ત્યાંથી જ પાછા બહાર નીકળ્યો તેને ભાન નહોતું કે મુંજાલે તેને જોયો હતો

મંજરીએ છુટી થવાને ફાંફાં તો ઘણાં માર્યાં, પણ કંઇ વળ્યું નહીં આખરે તે થાકી, બેભાન બની અને પડી રહી

ઉદાએ તે રાતના છાનામાના પાટણ છોડી ખંભાત જવાનો વિચાર રાખ્યો હતો, પણ મંજરી તેના હાથમાં આવવાથી તેણે પોતાનો ઇરાદો બદલી નાખ્યો તેને લાગ્યું કે કાક જરૂર મંજરીને શોધવા નીકળવાનો, અને પોતે ગામબહાર ગયો છે એમ ખબર પડતાં જરૂર તેની પુઠે લાગવાનો તો આ તકનો લાભ લઇ, શા માટે દિવસેદિવસે સામર્થ્યવાન્ થતા જતા શત્રુને પુરો નહીં કરવો? આ કાર્ય સિદ્ધ કરવા તેણે કરેલી યુક્તિ ખરેખર ઉદાની બાહોશીને છાજે એવી હતી

જે ઘોડેસ્વારો પોતાની સાથે આવવાના હતા તેમને તે મળ્યો, અને મોઢેરા દરવાજેથી ખંભાતને રસ્તે જવું, કાક પાછળ આવે તો તેને ફસાવવો, પકડવો, સામો થાય તો પુરો કરવો, અને પકડાય તો ચંદ્રાવતી

લઈ જઈ કેદ રાખવો એવો હુકમ કર્યો ધર્મચંદ્ર અને બીજા ઘોડેસ્વારો એ હુકમ પાળવા પાટણ બહાર ગયા તે આપણે જોયા

તે સ્વારો ગયા એટલે ઉદો ઝપાટાબંધ બેભાન મંજરીને ખાંધ પર નાખી પાસે આવેલા એક ચૈત્ય[1]ના પાછલા વાડામા પેઠો પલવાર દરવાને તેને રોકયો, પણ ઉદા મહેતા જેવા જીનશાસનના ધુરંધરને ઓળખી તે ઝટ માનભેર આગ્રો ખસ્યો અને બારી ઉઘાડી આપી ઉદો હડહડતી ગરીબા-ઇમાથી મોટો થયો હતો એટલે નાનામા નાની ગલીકુચી જાણતો હતો તે વાડાની ભીંતની અંદરની બાજુમા એક નાની ગલી હતી તેમા તે પેઠો અને ઠોકર ખાતો, મંજરીને સાચવતો, રખેને તે બુમ મારે તે પર ધ્યાન આપતો, પોતાના મનમા અનેક ઘાટ ઘડતો આગળ વધ્યો

જીવનની શરુઆતમા ઉદાનુ લક્ષ્યબિંદુ પાટણની મહાઅમાત્યની પદવી હતુ, પણ નિષ્ફળ પ્રયાસોએ તેને શીખવ્યુ હતુ કે મુંજાલ મહેતા જીવતા એ સ્થાન ખાલી પડે એ અશક્ય હતુ એ નિષ્ફલતાનુ ભાન થતા તેણે બીજુ લક્ષ્ય નજર આગળ રાખ્યુ શ્રાવકોમા શ્રેષ્ઠ બની, જીન-શાસનના પ્રતિનિધિ બનવુ એ લક્ષ્ય તેણે ઘણે અંશે સાધ્યુ હતુ —બુદ્ધિથી, ઉદારતાથી, ધર્મપરાયણતાથી તેણે ખંભાતને જીનશાસનનુ મથક બનાવ્યુ હતુ, અને ત્યાનુ મંત્રીપદ નિરંકુશપણે ભોગવી, ધીમેધીમે સત્તા અને પ્રતાપ વધારી, મુંજાલના પ્રતાપને પણ ઝાંખો પાડવાના પ્રયાસો તે કરી રહ્યો હતો. ધીમેથી પણ ધૈર્યથી તેની નેમ સધાતી જતી હતી

આ અરસામા તેને મંજરી મળી મંજરીના લાલિત્યે તેના ઠરી ગએલા હૃદયને ઉકાળ્યુ, તેની વિદ્વત્તાએ તેને આકર્ષ્યો, તેના બ્રાહ્મણ વર્ણે અને શ્રેષ્ઠ કુલે તેને આંજ્યો, તેની દૃઢતાએ તેને પાનો ચઢાવ્યો મંજરીને પોતાની સ્ત્રી કરવી એ વિચારને તેના હૃદય, બુદ્ધિ અને અભિમાને વધાવી લીધો

એકદમ તેના રસ્તામા ગરુડસમાન કાક આવ્યો, તેનુ ખંભાત ગયુ, તેની મંજરી ગઈ, તેની પ્રતિષ્ઠાને હાનિ પ્હોચી સાત પણ નિશ્ચલ મને

[1] જૈનમંદિર

તેણે દૃઢ નિશ્ચય કર્યો કે કાકને કાકરાની માફક કાઢી નાખવો પણ ઉદો ઉછાળીને ટાટીયો ભાગે એવો નહોતો તેણે ધીમેથી, શાતિથી પોતાનો ગ્નો લીધો અત્યારે તેને લાગ્યુ કે કાક તેના હાથમા જરુર સપડાઇ જવાનો મજરી તો હાથમા જ હતી છતા તે દૂરઅદેશી હતો રખેને બાજી પલટાય તેની બીકે તે પોતાના કરેલા કામની નીશાની પણ રહેવા દેવા માગતો નહોતો

ચૈત્યના વાડાની ગલીમા થઇ પાસે મુજાલેશ્વર મહાદેવના મદિરમા આવેલી એક અધારા ભોયરા જેવી ઓસરીમા તે નીકળ્યો ઓસરી અડધી ભોયમા હતી અને મધ્યાન્હે મહાદેવના પુજારીઓ પણ ત્યા જવાની હીંમત કરતા નહીં

તે અધારી ઓસરીમા પગથીયા હતા પરિચિત માણસની નીડરતાથી ઉદો તેની નીચે ઉતર્યો ત્યા મજરીને તેણે જમીન પર મુકી અને ચકમકથી એક રનો કાકડો ચેતાવ્યો આ અચાનક પડેલા પ્રકાશથી પથ્થરના નાના ઓરડામા ચામાચીડીયા ઉડી રહ્યા અને પાખો ફફડાની ભયાનક પડછાયા પાડવા લાગ્યા

ઉદાને બીવા જેટલી પણ ફુરસદ નહોતી ભીંતમા એક કડુ હતુ તે પકડી તેણે જોરથી ખેચવા માડ્યુ થોડીક વારે, કડાવાળો પથ્થર હાલ્યો—મહા મહેનતે તેણે તે ખસેડ્યો ભીંતમા એક બાકોર હતુ તે આખરે ખુલ્લુ થયુ અને તેમાથી જોરથી પવન આવ્યો

આ બાકોર એક સળગ ભોયરામા પડતુ હતુ, અને તે ભોયર રાજમહેલમાથી ગામબહાર વિમલશાહના સ્થાનકની વાવમા નીકળતુ હતુ. રાજા, મહાઅમાત્ય કે ઘણા જ વિશ્વાસુ રાજસેવકોને આ ચોરવાટની હસ્તીની ખબર હતી, કારણ કે દુશ્મન ઘેરો ઘાલે ત્યારે જ ગામમાથી નાસી જવા માટે તેનો ઉપયોગ કરવામા આવતો જ્યારે ઉદો નિર્ધન અવસ્થામા પાસેના ચૈત્યની ધર્મશાલામા પડી રહેતો ત્યારે એક વૃદ્ધ રાજસેવકની પાસેથી આ છુપા રસ્તાનો ભેદ તેણે જાણ્યો હતો, અને નવરા બેઠા-બેઠા નીડરતાથી તેનુ સશોધન કર્યુ હતું તે રસ્તો તેને અત્યારે ખપ લાગ્યો.

કાકડો ધરી ધ્યાનપૂર્વક જોતા તેને રસ્તો ચોખ્ખો અને સીધો લાગ્યો, એટલે તેણે કાકડો હોલવી નાખ્યો અને મંજરીને ધીમેથી ઉપાડી રસ્તે પડ્યો રસ્તામા થોડેથોડે દૂર ઉપરથી કોચેલા બાકોરા હતા તેમના મુખ કાઇક મંદિરમા, કોઇક ચૈત્યની ભીંતમા, અગાસીમા, બહારથી ન જણાય તેમ પડતા, અને તેમાથી આ રસ્તામા સહેજસાજ હવા–અજવાળુ આવતા આને લીધે માર્ગ સુગમ હતો, ને કોઇક ઠેકાણે આવતા પ્રભાતના ઉજાસથી નહીં જેવો આભાસ મારતો

દોટેક કોશ જેટલુ ચાલતા આ ભોયરાનો અંત વિમલમહેતાની વાવમા આવ્યો વાવ વિશાલ હતી, કેટલોક ભાગ પડી ગયો હતો, અને અસલના સ્થાપત્યના નિયમ મુજબ તેમા ઓરડાઓ ઘણા હતા આવા એક નાના ઓરડામા તે નીકળ્યો ત્યાથી બહાર આવી તેણે મંજરીને ભોય પર સુવાડી, અને વાવમા જઇ ઉજાગરો અને શ્રમ ઉતારવા તે મોઢુ ધોઇ આવ્યો

પછી તે પાસેના સ્થાનકના રખેવાલ પાસે ગયો રખેવાલ ઉઠીને પોતાની ઓરડી આગળ દાતણ કરતો હતો, અને ધીમેથી પરભાતીયુ ગાતો હતો તે જુના જમાનાનો વૃદ્ધ જૈન સૈનિક હતો, અને મીનળદેવીની મહેરબાનીથી પોતાનુ વાનપ્રસ્થ આ સ્થલે ગાળતો હતો તે એક-માર્ગી, શુદ્ધ, અડગ ડોસો હતો અને વચન પાળવામા એક્કો મનાતો "જય અર્હત!" ઉદાએ ચુસ્ત ધર્મિષ્ઠ તરીકે તેને ઉદ્દેશ્યો, "કેમ છો?"

રખેવાલે ધ્યાનપૂર્વક જોયુ, અને લાબી મુછો જરા વિસ્મયતામા ખેંચી "જય અરિહંત! ઓહોહો! ઉદા મહેતા અત્યારે?"

"હા તમારુ એક ખાસ કામ છે સુરપાલ!"

"શુ?"

"મારે એક માણસને છુપાવવુ છે તે તમે રાખી શકશો?"

"હુ મહારાજ! કેવી રીતે? આ અપાસરામાં તે કૈં બને? હજાર જણ આવે ને હજાર જણ જાય" કહી ડોસો ઝીણી આખ કરી જોઇ રહ્યો

"સુરપાલ! જુઓ હું ઉતાવળમાં છું તમે જાણો છો કે હું રાજ્યનો મંત્રી છું જરૂર પડયા વિના અહીંઆ આવું નહીં"

"પણ અહીંઆ રાખું કેમ?" જરા કચવાઇ ગએવાલે કહ્યું

"વિમલમહેતાને સ્થાનકે નહીં રહે તો કેં બને?" ઉદાએ માર્મિક પ્રશ્ન કર્યો

"આખું ગામ પડયું છે"

"ના પણ અહીંઆના ભોયરાનો મારે ખપ છે"

"ભોયરા!" જરા ચમકીને સુરપાલે પુછ્યું "અહીંઆ ભોયરા!"

"ભુલી ગયા?" ઉદાએ મીઠાશથી પુછ્યું, "જ્યાં હંસાદેવીને[1] પુર્યાં હતા તે? ઉઠો વાર લાગશે તો છેક સવાર પડશે"

"હંસાદેવીને પુર્યા હતા તે!" જરાક ધ્રુજતે અવાજે સુરપાલે કહ્યું, "શું કહો છો? મને ખબર નથી"

"સુરપાલ! તે હું માનું? હંસાદેવી તે મુંજાલ મહેતાની બહેન ને મંડલેશ્વરની મા તમે શું જાણતા નથી? ઉઠો"

"ઉદા મહેતા! એ શી ગાંડી વાત કરો છો?" ડોસાએ જરા તોછડાઇથી પુછ્યું, "અહીંઆ ભોયરાએ નથી ને કંઈ નથી"

"જુઓ" જરાક મીઠા અવાજમાં સત્તાનો પડઘો પાડતા ઉદાએ કહ્યું, "હું બધું જાણું છું શા માટે મારું કહ્યું નથી માનતા!"

પેલા વૃદ્ધ સૈનિકના હોઠ દૃઢતામાં દબાયા "મહેતા! તમે માલીક નથી—માલીક તો જયદેવ મહારાજ ને મીનળબા છે"

"સુરપાલ! ભુલ્યા તે પણ માલીક નથી માલીક તો જીનપ્રભુજી છે, તેનો હુકમ છે"

"જીનમહાપ્રભુજી?" ધર્મચુસ્ત સુરપાલે વિસ્મય પામી પુછ્યું

"સુરપાલ! મારી વાત સાભળો તમે જાણો છો કે હું ચુસ્ત

---

[1] પાટણની પ્રભુતા

શ્રાવક છું, જીન ભગવાનનો કિંકર છું મારે માથે એક મહા ધર્મ-સંકટ આવી પડયું છે એક બ્રાહ્મણકન્યાને તેના દુષ્ટ સગા જૈન ધર્મનો સ્વીકાર કરતી અટકાવે છે તેના સગા પ્રતાપી અને શક્તિમાન્ છે, એટલે તે મારે શરણે આવી છે પણ હું કૈં કરી ન શકયો મે પ્રભુજીને બહુ વીનવ્યા, બહુ ઉપવાસ કર્યા, બહુ માનતા રાખી, આખરે કાલે પ્રભુ-જીએ પ્રેરણા મુકી હંસાદેવીને વર્ષો સુધી આખી દુનીઆથી અજાણ રાખવામા આવ્યા હતા તે સ્થલનુ મને જ્ઞાન થયુ-પ્રભુજીએ કહ્યું તમારા જેવા શ્રદ્ધાળુ શ્રાવકની મને યાદ દીધી, અને તેથી હુ અહીંઆ આવ્યો છું એક થોડા દહાડા એ છોકરીને સંતાડી મુકો, તેનુ કલ્યાણ થાય એમ છે, અને તે આ સ્થાનકના ભોયરા શીવાય બીજે કોઇ પણ ઠેકાણે બને એમ નથી" ઝપાટાબંધ અપ્રતિમ કલાથી ઉદાએ સમજાવવા માડયુ "તમે નહીં માનશો તો મારા અને એ છોકરીના દુર્ભાગ્ય, મારી પ્રેરણા ખોટી-માત્ર ભ્રમ-એટલુ જ, અને જે કૈં પાપ થશે તેના અધિકારી તમે" કૃત્રિમ બેદરકારીથી ઉદાએ કહ્યુ

"મહેતાજી! તમારુ સંકટ તો ખરુ છે" સુરપાલે ધીમેથી ડોકું ધુણાવી કહેવા માડયુ, "પણ મારાથી બનવુ કઠણ છે"

"જેવુ નશીબ! જીનશાસનનો વિજય મારે ને તમારે હાથે થવાનો નહીં જ લખાયો હોય"

"પણ—"

"આપણે તો પાપના પોટલાના ધણી!"

"મહારાજ!" ઉદાની પ્રેરણાની વાત સુરપાલને ગળે ઉતરી ગઇ હતી "પણ એક રસ્તો છે"

"શો?" આતુરતાથી ઉદાએ પુછ્યુ

"તમે કહેતા હો તો હુ રાખુ જ્યારે જોઇએ ત્યારે પાછી લઇ જજો"

"પણ એના સગાઓ તો પાતાળ ફોડે એવા છે, ને મોટા મંડલે-શ્વરોની એને ઓથ છે"

"તે વાતમા નીડર રહેજો"

મને ન બતાવવું હોય તો ભલે, પણ જેમ હંસાબાને સતાડ્યા તેમ આને સતાડી આપો એટલે માગે કે કહેવું નથી" હમીને ઉદા મહેતાએ કહ્યું

"એ હંસાબાની વાત હું કંઈ નહીં જાણું હું તો માત્ર મારા વચનની વાત જાણું લાવો છોકરી ક્યાં છે?"

"આ પાસે જ છે હું આ લઈને આવ્યો" કહી ઉદો ત્યાંથી ગયો અને થોડી વારમાં બેભાન મંજરીને લઈને પાછો આવ્યો સુરપાલ પર શ્રદ્ધા ગણ્યા વિના છૂટકો નહોતો

"સુરપાલ! પણ મારે એ છોકરીને મળવું હોય તો?"

"તે તમે જાણો એ કંઈ ન બને"

"એક વાત કહું? માનશો?" ધીમેથી ઉદાએ કહ્યું

"માગે એને મળવું હોય ત્યારે આંખે પાટા બાંધી મને લઈ જશો? પછી હું ક્યાંથી જાણવાનો હતો?" ટેમો ઉદાની પક્કાઈ પર હસ્યો

"સુરપાલ! આ વાતની ના નહીં કહેશો તમારે જોઈએ તે લો—જોઈએ તે શરત કરો"

"મહેતા! તમો કહી રહ્યા? આ ડોકું જોયું? જોઈએ તો ધડથી જુદું કરો, પણ એ વાત બનવાની નથી"

ઉદો વિચારમાં જોઈ રહ્યો સુરપાલે આગળ ચલાવ્યું "હા, એક વાત બનશે હું એ છોકરીને જોઈએ ત્યારે તમને મેળવી આપીશ"

"વારુ! જેવી તમારી ઇચ્છા પણ સુરપાલ! તમારા જેવાને કહેવું તો નહીં પડે—પણ કોઈને આ વાત કહેશો નહીં"

"વારુ"

"ને એને છોડશો નહીં"

"મારું બનશે ત્યાંસુધી"

"હું જાઉં?"

"હાસ્તો" ઠંડે પેટે સુરપાલે કહ્યું રખેને કરીકારવેલી મહેનત ધુળ મળે એવી ચિંતા કરતો ઉદો ત્યાંથી ઝપાટાબંધ કોટના દરવાજા તરફ ચાલ્યા પણ એને ખાત્રી હતી કે સુરપાલની પાસ જેટલી મંજરી સતાડાઈ

શકાશે તેટલી પાતાલમા પણ સતાડવી નહી બને અને જો કાકનુ ડાસળ જાય તો તો એક દિવસમા તે પાછી લઇ જઇ શકાશે એમ એનુ ધારવુ હતુ

દેહો ગયો કે સુરપાલ ઉઠયો ને મનમા બબડયો "દરરોજ અકેકુ—આ થવા શુ બેકુ છે?" તેણે કમરે ધોતીઆની પાટલી વીંટી અને મજરીને ઉંચકી પોતાના ઓરડાની પાસેનો ઓરડો ખોલી તેમા લઇ ગયો તે ઓરડામા ત્રણ ચાર તાળા મારેલા મોટામોટા બારણા હતા, તેમાથી એક તેણે ઉઘાડયુ અને અદર પેસી અદરથી દઇ દીધુ અદર એક અધારો રસ્તો હતો અને તેમા ઠેકાણે ઠેકાણે બાકોરાનુ અજવાળુ પડતુ હતુ આ રસ્તાના પગથીઆ તે ઉતર્યો આ માર્ગ સ્થાનક અને વાવની વચ્ચેના રસ્તાની નીચેથી જતો હતો

કોટ અને વાવના સગીન ચણતરકામો જ્યા જમીન પર ભેગા થતા હતા તેની નીચે તે પહોચ્યો વાવના અટપટા ચણતરનો લાભ લઇ જમીનમા કરવામા આવેલી એક બે નાની ઓશરીઓ હતી ત્યા તે પહોચ્યો તેમા ઘણીજ યુક્તિસર રાખેલી જાળીઓમાથી આછો પ્રકાશ આવતો હતો આ ઓશરીમા બે ત્રણ ખડના બારણા પડતા હતા તેમાથી એક ઉઘાડી સુરપાલ મજરીને અદર લઇ ગયો

તે ઓરડામા રહેવાની અને સુવાની કૈંક સામગ્રીઓ હતી તેમ હવા અને ઉજાસ પણ બહાર કરતા કૈંક વધારે હતા સુરપાલે ત્યાં મજરીને સુવાડી અને દરેક વસ્તુ પર પડેલી ધુળ ખખેરી તે કર્યા પછી તે એક ગોળી ભરીને પાણી લઇ આવ્યો અને ત્યા મકયુ, અને બારણુ વાસી ઉપર ચાલ્યો ગયો



# પ્રકરણ ૧૧ મું

## તપાસ

રાત પડ્યા પછી મડલેશ્વર અને કાશ્મીરાદેવી વિચાર કરતા, ચિતા કરતા બેઠા હતા, અને એટલામા વાડામા ઘોડાના પગલાનો ખડખડાટ

થયો. બન્ને ઉભા થઇ ગયા અને કાન માંડ્યા. તેમનાં અંતઃકરણ આશાઓ-ચિંતાએ ધબકી ઉઠયાં. એ કોણ આવ્યું છે તે નક્કી કરવા ત્રિભુવનપાલ જાય તે પહેલાં કાક આવ્યો-પ્રતાપ પાડતો, દૃઢ ડગલાં ધરતો ભટ્ટરાજ નહીં, પણ ઉઘાડે માથે, ફાટેલે લુગડે, પસ્સેવાની રેલથી ટપકતો, હાફતો, નિસ્તેજ કાક આવ્યો, અને ત્યાં ફસડાઇ પડયો. બન્ને ચિંતાતુર મુખે જોઇ રહ્યાં. કાક બે હાથમાં માથું મૂકી જોઇ રહ્યો.

"કેમ?" કાશ્મીરાએ પુછ્યું.

"હારી ખાધું. ઉદાની ઉસ્તાદીમાં ફસાઇ ગયો." હાફતાહાફતાં ધીમે-ધીમે કાકે કહ્યું. "એ તો અહીંઆં છે-મંજરી પણ અહીંઆં છે-પણ મને મારવા ચાર મારા મોકલ્યા હતા."

"હેં!" ત્રિભુવનપાલે કહ્યું.

"હા પણ નસીબયોગે બચી ગયો ને જીવતો પાછો આવ્યો." કહી કાકે પોતાનો ઇતિહાસ કહી સંભળાવ્યો.

"ત્યારે મંજરી અહીંઆં હોવી જોઇએ."

"હાસ્તો." કાકે ડોકું ધુણાવ્યું. "આજે તો થાકીને મરણતોલ થઇ ગયો છું."

"ઉભો રહે! તને કૈં ખાવાનું આપું." કહી કાશ્મીરાએ તેને માટે ગોઠવણ કરવા માંડી. થાકેલો-હારેલો કાક અને નિરાશાગ્રસ્ત મંડલેશ્વર અને તેની સ્ત્રી અનેક યોજનાઓ ઘડી આખરે સુતાં.

સવારનો પહોર થતાં કાક રાજગઢ ગયો, અને રાજા મૃગયા રમવા આગલા દિવસના ગયા હોવાથી મુંજાલ મહેતાને મળવા ગયો. જાણે પોતાને કૈં ખબર હોયજ નહીં એમ આડીતેડી વાત કરી મુંજાલે તેને રજા આપી. મુંજાલ ઘણા કામમાં હોવાથી તે પણ વધારે પુછી શકયો નહીં. માત્ર એટલી ખબર પડી કે ગઇ કાલે ઉદા મહેતા રાજગઢમાં જણાયા નહોતા.

આ સમાચારથી અસંતોષ પામી શું કરવું તેનો વિચાર કરતો તે રાજગઢની બહાર નીકળ્યો. પણ ઉદા મહેતા પાટણમાં છે કે નહીં તે

પ્રશ્નનો નીવેડો એકદમ અચાનક રીતે આવ્યો સામેથી પાલખીમા બેસી તે પોતેજ આવ્યા

બનેએ એક બીજા સામે જોયુ એક પલવાર બને ચમકયા, અને તરત ઉદા મહેતાનો મીઠો પ્રશ્ન આવ્યો "કેમ કાકભટ્ટજી! ખુશ તો ખરા?"

કાકે હોઠ દાબ્યા "હા મહેતાજી' કેમ છો? લોકો તો વાતો કરે છે કે તમે પાટણ છોડી ખભાત ગયા?" કહી તેણે તેની પાલખી સાથે ચાલવા માડયુ

"કે કારણ' ઘણે વખતે રાજ્યકારભારમાથી જરા નિવૃત્તિ મળી છે તે શા સારુ મોજ નહીં કરુ?"

કાકને તેની ડોક મરડી નાખવાનુ મન થયુ "હા કરો! નશીબદાર છો શા માટે મોજ ન કરો'"

"તમારે પણ કયા નથી?" જરા હસીને ઉદાએ કહ્યુ, "તમારી ઉંમરે હુ તો ભીખારી હતો—અને તમે તો સુખમા મહાલો છો." કાકને આ મશ્કરીમા મર્મ લાગ્યો

'સુખ અને દુખ—અમારે તો ઠીકજ છે તો, જીવ હાથમા લઇને ફરવુ પડે છે કાલે ચાર જણ જોડે લઢવુ પડયુ" જાણે સામાન્ય વાત કરતો હોય તેમ કાકે કહ્યુ

"હે'" ઉદાએ સ્વસ્થતા ખોઇ પુછયુ "શુ થયુ'"

"અરે મને તો સોમનાથ ભગવાનનુ અભય વચન છે હુ અણી-શુદ્ધ આવ્યો, ને પેલા—"

અક્ષર બોલ્યા વિના આતુર આખેજ ઉદાએ પ્રશ્ન કર્યો

"ઠેકાણે" કહી કાક હસ્તોહસ્તો છુટો પડયો

ઉદાની ચિતાનો, નિરાશાનો પાર રહ્યો નહીં કાક સજીવ પાછો આવ્યો અને તેના ચાર યોદ્ધા ઠેકાણે! શુ કાકનુ ભાગ્ય દુર્જય હતું? શુ તેની પોતાની હાર થશે? આ વિચારોના વમળમા પડી ચિતાતુર હૃદયે ઉદો રાજગઢમા ગયો

કાકે ચારે તરફ જોયુ સામે રસ્તા પર નજર કરતા લાટનો એક સુભટ જતો તેણે જોયો

"રુદ્રમલ્લ!"

"ઓહો ભટ્ટજી'—અરે ભટ્ટરાજ જયજય!" પેલાએ હેતથી કહ્યું રાજદરબારના પ્રસંગ પછી લાટના યોદ્ધાઓમાં કાક અત્યંત પ્રિય થઈ પડ્યો હતો

"એક કામ કરશો?"

"શું?"

"આ પેલો પાલખીમાં મંત્રી ગયો તેને ઓળખ્યો?"

"હા એ તો પેલો ખંભાતવાળો, મહારાજે દંડ કર્યો હતો તે"

"તેજ આખો દહાડો એ ક્યાં જાય છે અને શું કરે છે તેની ખબર આપતા રહેશો?"

"જરૂર" લાટના ઘણાખરા યોદ્ધાઓ પાટણમાં નવરા પડ્યા મજાહ કર્યા કરતા હતા, એટલે ગમે તે કંઈ નવું ટીખળ તેમને પસંદ પડે એમ હતું રુદ્રમલ્લ જવાની વાટ જોતો સામા ઓટલા પર જઈને બેઠો.

કાક ઘેર આવ્યો ત્યારે કાશ્મીરાદેવી તેની વાટ જોતી બેઠી હતી

"કાક! ઉદો અહીંઆ છે, પણ મંજરી અહીંઆ નથી"

"કેમ જાણ્યું?"

"મેં મારી દાસી મારફતે ખબર કઢાવી શાંતુ મહેતાને ત્યાં મંજરી નથી"

"શું કહો છો?" કાકનું મોઢું ઉતરી ગયું "તે પાટણમાં તો હોવી જોઈએ"

"તે ભલે હોય, પણ ઉદો તો કાલે સવારે એકલો ઘેર આવ્યો"

"કોણે જોયો?"

"આપણી સોનની સામી છે તેણે જાતે જોયો"

"ફીકે મોઢે બંનેએ એક બીજા સામે જોયું"

"મહારાજ ક્યાં ગયા છે?"

"ફોઇબાને કહેવા"

"અરે ગમગમ" કાકે નીસાસો મુક્યો

"કેમ?"

"એ શુ કામનુ ? મીનળબાને કહેવાથી કે વજો એ તો આપણે જ શોધી કાઢવી પડશે એવા મોટા માણસો કૈં ખપ લાગે નહી ઉલટા હસી કાઢશે નહી તો પણ પુરાવા વિના કોને કૈં કહેવાય ? એ તો એ ઉઘાડે છોગે રાજગઢમા જાય"

"ત્યારે શુ કરીએ ?"

"જુઓ કે રસ્તો કાઢુ છુ"

# પ્રકરણ ૧૨ મુ

## શાસન

તે રાતના સ્મરણ–આનંદ પછી મુંજાલનુ હૃદય ઘણુ જ ખિન્ન રહેતુ હતુ દિવસ અને રાત તેનો જીવ ચણચણ્યા કરતો અને અનેક પ્રવૃત્તિ હાથ પર હતી, છતા ફુલકુવર અને તેનો છોકરો મનમા વારવાર આવ્યા કરતા અને આ કારણથી મન ઉચાટમા રે'તુ હોવાથી તે મીનળદેવીને પણ નીરાતે મળવા જતો નહીં

રાત પડયા પછી મીનળદેવીએ તેને બોલાવ્યો તે ગયો અને હમેશના રીવાજ મુજબ આખા દિવસના સમાચાર કહી સભળાવ્યા, અને પછી રજા લેવા માડી

"મુંજાલ !" જરા ખિન્નતાભર્યા અવાજે મીનળદેવીએ પ્રશ્ન કર્યો "એક નવાજુની રહી નથી જાતી ?"

"શી ?"

"તારુ હૈયુ ભરેલુ છે તે"

મુંજાલ ચમકયો, સ્વસ્થતા મેળવી હસ્યો

"શુ કહો છો ? મારુ હૈયુ !"

નયનો મુંજાલના મો પર ફેરવી રાણીએ જવાબ દીધો "હા"

"હા" મુંજાલે વાત ઉડાવી "મારુ હૃદય તો સદાએ ભરેલુ છે–તમારી ને રાજાની ભક્તિથી"

"હા ને સાથે બેચેનીથી પણ ભરેલુ છે ત કેમ ભુલી જાય છે ?"

'કોણે કહ્યુ ?"

"કોણ કહે ? જોવાને મને આંખો નથી ? પારખવાને અંતર નથી ? મુંજાલ ' હૈયુ ઉભે નથી લાવતી—એટલે શુ હૈયુ નથીજ એમ માને છે ?" ઘણે દિવસે રાણીએ આ બે વચ્ચે નિષિદ્ધ થએલી વાતો આણવા માંડી

ધારો કે એમ હોય ? તેથી શુ કૈં પોક મુકે માણસ સજીવન થતુ હશે ? જે વાતમા માલ નહીં એ વાત કરવીજ નહીં"

"ના" મીનળદેવીએ કહ્યુ, "એ વાતમા માલ છે અત્યાર સુધી હસવામા અનેક વાર વાત થઇ છે, અત્યારે સીધે સીધી રીતે કહુ છુ"

'શુ ?" યુદ્ધ માટે તૈયાર થતા મુંજાલે પુછ્યુ

"તારે બીજી વાર પરણવુ પડશે" રાણીએ કહ્યુ

"મારે—બીજી—વાર—પરણવુ—પડશે" ધીમેથી અકેક બોલ બોલતા મુંજાલે કહ્યુ, અને એકદમ માથુ ઉંચુ કરી તેજસ્વી આંખોમાંથી ચમકતા તેજ ફેંકતા તે બોલ્યો "અને નહી પરણુ તો શુ કરશો ?"

'પણ" શાંતિથી અને સત્તાથી રાણીએ જવાબ દીધો "એ બનવાનુજ નથી ને" રાણી આ બળવા માટે તૈયાર હતી

"કેમ ?"

'કારણ કે તુ મારો બોલ ઉથામે જ નહીં"

આ જવાબથી મુંજાલના જુસ્સા પર અંકુશ આવ્યો

'શા માટે એની ખોટી જીદ કરો છો ? એથી હુ કૈં વધારે સુખી થવાનો છુ ?"

તુ નહીં થતો—પણ હુ થઇશ"

'પણ આ નવી વાત આવી ક્યાથી ?"

મારા હૈયામાથી મારે તને પ્રતાપી જોવો હતો—તે મે જોયો હવે મારે તને સુખી જોવો છે"

"ના—ના દેવી ' એ ભ્રમ છે હુ પુરેપુરો સુખી નથી તો ભલે નથી,

પણ મારુ સુખ મારી રાજ્યખટપટમા સમાયુ છે તે તેમની સાધના એજ મારા જીવનનો આદેશ થઇ રહ્યો છે હવે ફરીથી સમાર માડી, ઘરડી ઘોડીને લાલ લગામ લગાવી મને સુખ મળે ? એ તો જે છે તે છે વધારે ફાંફા મારવા જાઉં તો ઉલટો ઘડપણમા પગ ઘસતો થાઉં ''

' ઘરડા ! પણ તુ તો બેતાલીશનો થયો "

"પણ સ્વભાવે ચોવીશીનો છુ ને "

' તેથી જ નાનો બનાવવાની યોજના કરી છે તુ કહેશે તે બધુ નિરર્થક જશે તારુ વાક્ચાતુર્ય કે ચાલવાનુ નથી મારો નિશ્ચય દઢ છે તારે પરણવુ પડશે " કહી રાણી દઢ અને સત્તાવાળી નજરે જોઇ રહ્યા

" પણ—"

" મુજાલ !" એકદમ સત્તાથી તેને બોલતો અટકાવી રાણીએ કહ્યુ

" કેમ ?"

" એક દૃષ્ટિએ મે વિચાર કર્યો છે રાજમાતા તરીકે, તારી -" કહી રાણી બરોબર શબ્દો બોલવા જરા અટક્યા અને આગળ ચલાવ્યુ " માલીક તરીકે મારુ શાસન છે હવે થયુ ?"

" પણ મારુ સાભળો નહિ ?"

" ના "

' ત્યારે મારે તમારુ શાસન પણ કબુલ નથી" કહી ક્રોધમા મુજાલ ઉઠીને ઉભો થઇ ગયો

" મારા શબ્દે મે કેટલા પરણ્યા છે ને મે કેટલા રાંડ્યા છે તે શબ્દ શુ ઉથ-મવા ? ને તે તુ જ " કહી રાણી જોઇ રહી 'બોલ તુ શુ કહેવા માગે છે ?"

" દેવી ! તમે આટલા જુસ્સામા આવી બોલો છો તે શુ બતાવે છે તે ખબર છે ?" ધીમેથી મુજાલે પુછ્યુ, " મીનળદેવીને આવા આપખુદી કોઇએ જોયા છે ? તે જ બતાવે છે કે નથી મારુ હૈયુ બદલાયુ—નથી તમારુ "

" તેથી શુ ?"

" તેથી જ બધુ "

" મને સમજ નથી પડતી " મીનળદેવીએ વિચારમા પડી કહ્યુ

"એક ફુલકુવરને તો રીબાવી રીબાવી મારી નાખી બીજીને મારી નાખવાનુ મારામા જોર નથી "

મીનળદેવીને સખત ફટકો લાગ્યો—ને ચમકીને આભા બની ગયા. જાણતા અજાણતા હાથ છાતી પર મુકી દાબ્યો—દબાઇ ગયો

" બેઠેલા પોપડા ઉપાડવામા માલ નહીં ચાલે તેમ થાબડી દેવામાજ માલ છે "

" મુંજાલ ! મારી બીક લાગે છે ?"

" ના—મારા પોતાના હૃદયની "

" આ પશ્ચાત્તાપ પરથી નથી લાગતુ કે એવો વખત નહી આવે ?

" અત્યારે આપણા હૈયા પરથી નથી લાગતુ કે એવો વખત જરૂર આવે ?"

" ના ના મે ફુલકુવર તને ખોવડાવી " ખિન્ન અવાજે રાણીએ કહ્યુ, " બીજી મારે અપાવવી જોઇએ "

'ના જોયુ મને મત્રીઓમા શ્રેષ્ઠ થતા શીખવ્યુ તેજ મારે બસ છે" ગર્વથી મુંજાલે કહ્યુ

થોડી વાર કોઇ બોલ્યુ નહીં આખરે રાણીએ કહ્યુ " ભલે જે થશે તે તારે પરણવુ તો પડશે જ"

મુંજાલે મ્લાનવદને તબીઅત વાળી દીધી ને છાતી પર માથુ ઝુકાવ્યુ

'ઉલટા આપણે દુખી થઇશુ "

" કદી નહીં તને સુખી જોઇ હુ સુખ માનીશ "

'તે પણ દુખી થશે "

" નહી થવા દઉં તે મારા હાથમા છે "

" આ માત્ર જીદ છે હો !"

" ભલે "

" જીદ ! જીદ !" વિચારના ઉંડાણમાંથી મુંજાલ બોલ્યો, 'હજુ એ તમારી ટેવ ગઇ નથી "

" આને જવાની નથી "

" ઠીક ત્યારે હુ પણ રાતે વિચાર કરી જોઇશ સવારે વાત" કહી નમસ્કાર કરી, ખિન્નહૃદયે મુંજાલ ચાલવા માડયો

# પ્રકરણ ૧૩ મું

## હૃદયયજ્ઞ

મુંજાલ હૃદયની અકથ્ય વ્યથાથી મુંગો બની ચાલ્યો ગયો, અને મીનળદેવી થોડો વખત બારણા તરફ જોઇ રહ્યા તેની આંખમાં આંસુ આવ્યાં, તેનું હૈયું ભરાઇ આવ્યું જ્યારથી આ પ્રશ્ન પાછો ઉભો થયો હતો ત્યારથી તેનું હૈયું ચીરાઇ જતું હતું અને મહા મહેનતે, રાત અને દિવસના વિચારને પરિણામે મુંજાલને કહેવા જેટલું સ્વાસ્થ્ય તેમણે મેળવ્યું હતું અને આ મુશ્કેલીને લીધેજ જેવી જોઇએ તેવી ખુબીથી તે મુંજાલને સમજાવી શકી નહી

કાશ્મીરાદેવીના સચોટ વચનથી તેના વિચારો જુદીજ દિશામાં વળ્યા હતા, અને તેમ થવાથી નવા દૃષ્ટિબિંદુ, નવા ભાવો નજરે ચઢયા હતા તેના વિશુદ્ધ પ્રેમનું વધારે શુદ્ધ પ્રેમમાં રૂપાંતર થયું હતું, અને તે રૂપાંતરથી મુંજાલને પરણાવવાનો તેનો નિશ્ચય દૃઢ થયો હતો. મુંજાલ ના કહેતો હતો તેનું કારણ પણ તે સમજતી હતી પણ તે કારણ તેને નજીવું લાગતું હતું

મુંજાલ ગયા પછી તેણે કયાં સુધી વિચાર કર્યો. વિચાર કરતાં તેનું હૈયું ભરાઇ ગયું રસસાગરના તરંગોની પરંપરા તેમાં ઉછળી રહી, તેની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં

તેણે સુવા પ્રયત્ન કર્યો, પણ તેમાં તે સફળ થઇ નહી આખરે ઉઠી—બધો ગઢ શાંત થઇ રહ્યો હતો

"રૂપા !" તેણે પોતાની દાસીને બુમ મારી

"બા" દાસી ઉઠીને આગળ આવી

"પેલો દીવો હાથમાં લે"

મુંગે મોઢે દાસીએ દીવો લીધો અને તે બંને મુંજાલ સુતો હતો ત્યાં ગયા.

રાણી અને મુંજાલનો સંબંધ નિષ્કલંક અને શુદ્ધ હતો તેમની

પવિત્રતા કલંકને સ્વપ્ને પણ આવવા દેતી નહીં. મીનળદેવીએ દાસીને બારણા વચ્ચે—જોઈ શકે પણ સાંભળી ન શકે—એમ બેસાડી અને પોતે અગાશીમાં જ્યાં મુંજાલ સૂતો હતો ત્યાં ગઈ.

રાણીએ ધીમેથી 'મુંજાલ' કહી બૂમ મારી—ચપળ અમાત્ય તરત જ જાગ્યો અને બેઠો થઈ ગયો.

"દેવી!" કહી અચંબો પામેલો મુંજાલ પથારીમાંથી નીચે ઊતરી બેઠો. મીનળદેવી પથારીની કોર પર બેઠી.

'મુંજાલ' તું ગયો, પણ મને ઊંઘ નહીં આવી. આ બાબતની વાત આપણે પુરી કરવી જોઈએ."

"શું પુરી કરીએ? તમે મને પરણાવવા માગો છો. મારે પરણવું નથી. તમે ધારો છો કે હું તેથી સુખી થઈશ, હું માનું છું કે આપણે બંને દુ:ખી થઈશું. એમાં હવે પુરું શું કરવું હતું?"

'પુરું કરવાનું હજુ ઘણું છે."

"શું?"

"મારા પાપનું પ્રાયશ્ચિત્ત. મુંજાલ! તું નિ:સ્વાર્થ છે. આજ દિવસ મેં એમ વિચાર કર્યો છે કે આપણા બેમાં હું વધુ જ અધમ અને સ્વાર્થી છું."

"ના."

"ત્યારે એ તારી મોટાઈ દેખાડે છે એટલું જ."

"કેમ?" જરા હસીને મુંજાલે કહ્યું.

'કેમ શું? મારે અત્યારે બધું ભર્યું પુર્યું છે. સ્નેહસમર્પણ કરવા મહારાજની યાદ છે—કલ્પનાનો આનંદ ભોગવવો હોય તો તું છે—મારું હૃદય ઠારવા જયદેવ જેવો જાયો છે. માન ને ભક્તિની ભુખ પુરવા વહુ-આ છે, અને તારે કોઈ નથી."

"કેમ કોઈ નથી?" કૃત્રિમ હાસ્ય કરી મુંજાલે પુછ્યું. "તમે છો—જયદેવ છે—ત્રિભુવન છે."

'નામના—કહેવાના. તને બધાની ખોટ છે. તું તો અરણ્યમાં એકલા

ઉભેલા તાડ જેવો અટુલો છે" કહી મીનળદેવીએ આંસુ લુછ્યાં–મુંજાલનું પણ હૈયું જરા ભરાઇ આવ્યું 'સંસાર, મર્યાદા, નીતિ મને તારાથી દૂર રાખે છે–તારો ધાક બીજાને દૂર રાખે છે એટલે તું તો એકલો ને એકલો જ"

"દેવી! દેવી!" જરા અશાન્તપણે મુંજાલે કહ્યું, "આવું આવું શા માટે બોલો છો? નકામું તમારું હૃદય ચીરાય છે, ને મારું હૃદય ચીરાય છે"

"ચીરાવા દે પણ કોઇ કોઇ વખત અંદર રહેલા વિચારો બહાર નીકળવા દો. જ્યારે તારો ને મારો હું વિચાર કરું છું ત્યારે મારા જીવ કહ્યું કરતો નથી"

"કેમ?"

"કેમ શું? પ્રભુએ મુંગા રહેવા તો સરજ્યા છે પણ હું નહીં ગાઇશ ત્યારે તારા ગુણ કોણ ગાશે?"

'પણ મારે ગુણ ગવરાવવા નથી હું જે કંઈ કરું છું તે મારા સ્વાર્થ માટે કરું છું–મારા સુખ માટે કરું છું"

"મુંજાલ!" રાણી વચ્ચે બોલી "પાંચ વર્ષ પહેલાં હું એ માનત તને ખબર છે? જુવાનીનું હૃદય બધું લેવા માગે છે–આધેડ વયે આપવા ઇચ્છે છે મારે રાણી થવું હતું–મારા પાટણને પ્રભાવશાળી બનાવવું હતું –મારા દીકરાને તેનો માલીક બનાવવો હતો એ બધું કામ કરવાનું મેં તારી પાસે વચન લીધું–અને તેં તે વચન પાળ્યું પહેલાં મારામાં મદ હતો –હવે તે ગળી ગયો છે તેં શું કર્યું તે હું જોઇ શકું છું આ વચન પાળવા તેં અભિમાનનો, સુખનો, સ્વાર્થનો, સંસારનો ત્યાગ કર્યો ભરજુવાનીમાં મારા જેવી સ્વાર્થીનું હાસ્ય તારું ધ્યેય બનાવી તું અડગ પ્રેમતપ આચરી રહ્યો. તારી નાહોશી ને બુદ્ધિનો અખુટ ભંડાર મારા પગ આગળ ખાલી કર્યો તું સ્વાર્થી હતો છતાં મારે ખાતર પરમાર્થી બની પરમ રાજ્યભક્ત થઇ રહ્યો, સંસારી છતાં તું મારે માટે સંન્યાસી બન્યો મુંજાલ! મુંજાલ! તેં શું કરવામાં મણા રાખી? હું જોઉં છું–તું નહીં હોત તો મારું ને મારા છોકરાનું શું થાત!"

"દેવી ! કેટલું કહેશો ? માત્ર જમે પાસું જ દેખાડશો ? હું આ બધું કોને પ્રતાપે કરી શક્યો તે કેમ વીસરી જાઓ છો ?'

' તારે પોતાને."

"ના તમારે પ્રતાપે-મારી બુદ્ધિ ચાલી હોય તે તમારી પ્રેરણાથી, મારો બાહુ ચાલ્યો હોય તો તમારી શક્તિથી તેથી જ દેવી, હવે એ પ્રેરણા, એ શક્તિ નથી છોડાતા-તે જીવનના તંતુએ તંતુ સાથે વણાઇ ગયા છે તેથી જ હવે નવો વણાટ વણવાની હીંમત નથી ચાલતી ને મન પણ નથી થતું"

"એ જ ભુલ છે '

"કેમ ?"

"તારા વિચાર હજુ જુવાનીની આંખે જુએ છે તને ભાન નથી કે તારું હૈયું હવે જુવાન નથી"

"કોણે કહ્યું ?"

"હું કહું છું આવી બેઠીબેઠી તારી રગે રગ હું પારખી શકું છું"

"તેમાં શું પારખ્યું ?"

' ઘણી વસ્તુઓ એક તો એ કે સત્તા, પ્રભાવ એ જુવાનીમાં ચાલે આધેડ વયે તો જીવનનું લક્ષ્યબિંદુ બદલાય '

'તમારા અનુભવથી કહો છો ?"

'હા-ને તારા અનુભવથી પણ-"

"એટલે તમે એમ માનો છો કે મારામાંથી સત્તાનો શોખ મહત્તાની અભિલાષા જતા રહ્યા છે?"

"ના પણ સુખની અભિલાષા વધી છે"

'ત્યારે તમારી ભુલ છે હું તેવો ને તેવોજ છું"

ત્યારે તું નરપિશાચ હોવો જોઇએ પણ તે તું નથી, તું તો બત્રીસ લક્ષણો છે તારા સંસ્કાર પુરેપુરા ખીલ્યા છે માટેજ તારો પ્રભાવ સાચવી રાખવા યોગ્ય સામગ્રી જોઇએ"

'અને તે સામગ્રી શું બેરી પુરી પાડશે ?"

"હા"

"કેવી રીતે?"

"તને સંસાર જોડે સોનાની સાંકળે બાંધશે. ખરું કહે, તને પોતાને નથી લાગતું કે તું એકલો અટૂલો થઇ ગયો છે?" રાણીએ સ્નેહભીની નજરે પુછ્યું. એ બે દૂર બેઠાં હતાં, ધીમેથી, સંયમથી વાત કરતાં હતાં, પણ એમના નયનોમાં અનિવાર્ય પ્રેમનાં પ્રતિબિંબો પડતાં હતાં.

"ખરું કહું?" શોકમય અવાજે મુંજાલે કહ્યું. "લાગે છે. તે દિવસે સજ્જન મહેતાના વાડામાં ગયો ત્યારે મારો જીવ છૂટે ચઢ્યો હતો. મને શેઠાણી યાદ આવ્યાં. જો તેનો છોકરો જીવ્યો હોત તો મને આટલું લાગત નહિ." વેદનાની કરચલીઓ રાણીએ કપાળ પરથી પરસેવો લુછી દૂર કરી.

"હું શું કહેતી હતી?"

"તમારી વાત ખરી છે. પણ આ ઉંમરે નવા પ્રયોગો કરવાની હીંમત નથી."

"મુરખ છે. એમાં શું?"

"પછી આપણું શું?" માર્મિક દૃષ્ટિ નાખી મુંજાલે પુછ્યું.

"મુંજાલ!" રાણીએ ગંભીર અવાજે કહ્યું, "આપણે ખાતર જ તારે પરણવું જોઇએ."

"કેમ?"

"જ્યાં સુધી તું આમ એકલો રહેશે ત્યાં સુધી આપણાં હૃદય કલંકિત રહેવાનાં."

"શું કહો છો?" ચમકીને મુંજાલે પુછ્યું.

"મુંજાલ! તું નથી પરણતો, કારણ કે તારાથી ચંદ્રપુરની મીનળકુંવરી વીસરાતી નથી, હું મારા ખરા હૃદયથી તને પરણાવવા નથી માગતી કારણ કે તું ચંદ્રપુર આવેલો જુવાન નગરશેઠ જ છે એમ મારું હૈયું માનવા માગે છે. બંને વિચારમાં પાપ છે."

"દેવી! પાપ એ ભયંકર શબ્દ છે. વર્ષો થયાં આમ રહ્યાં—છતાં પાપ!—"

'હા, આપણે ડાહ્યાં છીએ—નીતિમાન છીએ—છતાં પાપી છીએ. બે

હૈયાં એકતારે નાચે છે" મુંજાલ જોઈ રહ્યો. રાણીએ આગળ ચલાવ્યું, "એટલું જ નહીં પણ હજુ એમ નાચ્યા જ કરવા માગે છે. એ બંધ કરવું જોઈએ."

"એ કે બંધ થવાનું હતું?"

"ભલે બંધ ન થાય, પણ તેને એકતાલે નાચવા દેવાની સુગમતા શા માટે કરી આપવી? મુંજાલ! તું મંત્રીઓમાં શ્રેષ્ઠ થાય તે મારે જોવાનું છે. હું સતીઓમાં શ્રેષ્ઠ થાઉં એ તારે જોવું જોઈએ."

"અને તમે છો જ દેવી! આટલો પ્રેમ છતાં, આટલી સુગમતા છતાં, આટલા પ્રસંગ છતાં, આવું સતીત્વ કોણ સાચવી રહ્યું છે?"

"ના મુંજાલ, ના! મારું સતીત્વ તું પરણે ત્યારે સંપૂર્ણ થાય."

"કેમ?"

"તું કોઈ બીજાનો થાય તે મને સાલે છે, કારણ કે હું તને મારો ગણું છું. જ્યાં સુધી એ હૈયું સાલે છે ત્યાં સુધી તે નીમકહરામ છે. કોઈ જાણતું નથી, પણ એ ઉરનું જાગતું કલંક છે. એ કલંક તને પરણાવી મારે દૂર કરવું છે."

"એટલે?" ઊંડા વિચારમાં પડેલો મુંજાલ ધીમેથી બોલ્યો. "તમારે મારા પરથી હક ઉઠાવી લેવો છે?"

"ના, તું મારો જ છે–કાચા સૂતરને તાતણે બાંધેલો."

"ત્યારે?"

"પણ મારે એ તાંતણો શુદ્ધ અને દૈવી બનાવવો છે. એમાં મારે અપવિત્રતાનો અંશ પણ જોઈતો નથી. મારા હૈયાની મારે આહુતિ આપવી છે. તે વગર મારું સતીત્વ કેમ સિદ્ધ થાય? તે વગર આપણી પ્રતિજ્ઞા કેમ પળાય?"

"દેવી! તમે ગુરુઓના પણ ગુરુ છો. આપણી પ્રતિજ્ઞા પાળતાં તો હૈયાનાં ટીપેટીપાં સુકાઈ જશે."

"મુંજાલ! આવી પ્રતિજ્ઞા આપણા જેવા જ કરે ને આપણા જેવા જ પાળે. એમાં જ આપણી મોટાઈ છે, એમાં જ આપણે રાચવું જોઈએ."

"તે તો મને પણ લાગે છે" વિચારમાંથી મુક્ત થતા દૃઢતાથી મુંજાલે કહ્યું, 'ખરી વાત છે આપણી પ્રતિજ્ઞા પર જ આપણી મહત્તા સ્થાન છે જો આપણને ગુણબુદ્ધિ નહીં આવી હોત જો આપણે કલંકિત થયા હોત તો આજે પાટણનું નામનીશાને ન હોત આજે દેખાતા સૂર્યસમા તેજસ્વી ભવિષ્યનું ક્યારનુંએ ગ્રહણ થઈ ગયું હોત"

પાંચ પળ બંનેએ એક બીજાની સામે જોયા કર્યું પ્રતિજ્ઞાના સ્મરણે પેદા કરેલા પવિત્ર વાતાવરણથી બંને જણ ગંભીર બની, નિઃશબ્દ થયા થોડી વારે મીનળદેવીએ પુછ્યું "કેમ હવે પરણશે?"

મુંજાલે માત્ર ડોકું છાતી પર ઝુકાવ્યું

'મુંજાલ!" કહી મીનળદેવી ઊભી થઈ ગઈ મુંજાલ પણ ઊભો થયો, પણ તે અસ્વસ્થ બની ભોંય સામે જોઈ રહ્યો મીનળદેવી તેની પાસે ગઈ ધીમેથી તેના ખભા પર હાથ મુક્યો "મુંજાલ! ખેદ કરવાનું કામ નથી

'હું ખેદ કરતો નથી" મહામહેનતે ગળું ખંખારી મુંજાલે કહ્યું "હું તો એક મુનિમહારાજનો પ્રશ્ન સંભારું છું"

'શો?'

ત્યાગ મોટો કે તૃપ્તિ?"

'તું શું ધારે છે?" મુંજાલના હૈયામાં ચાલતી ઘડભાંગ જોઈ આ બમાનુ લાવી મીનળદેવીએ પુછ્યું

'તમારી આજ્ઞા છે કે ત્યાગ મોટો'

'પણ તું શું ધારે છે?"

હું ધારતો નથી—હું તમારી આજ્ઞા પાળું છું ત્યાગ મોટો તૃપ્તિ નહીં" કહી નિશ્ચયાત્મક બુદ્ધિથી તબીઅત વાળી મુંજાલે ઊંચું જોયું અને રાણી સામે સ્થિર નયને જોઈ રહ્યો

'દેવી! તમે પાટણના ખરેખરા જગદંબા છો'

"મુંજાલ!" અશ્રુભર્યા અવાજે મીનળે કહ્યું, 'તે તારે જ લીધે" અને ત્યાંથી ઝપાટાબંધ તે ચાલી ગઈ

# પ્રકરણ ૧૪ મું

## બે કેદીઓ

જ્યારે મંજરી જાગી ત્યારે તે એકલી એક ઓરડીમાં પડી હતી. તે ઉઠી, ચારે તરફ ગભરાટને જોયું અને વિચાર કરવા લાગી. આખરે તેને યાદ આવ્યું કે તે ઠેલ્લી ભાનમાં હતી ત્યારે મંડલેશ્વર તથા કાશ્મીરાદેવી સાથે તે હતી અને ત્યાંથી તેને કોઈ ઉપાડી લાવ્યું. તેને ઉપાડી લાવનાર ઉદા મહેતો જ હોવો જોઈએ એમ તેને ખાત્રી થઈ.

તે એકલી હતી એટલે તેને હીંમત આવી. તે ઉઠી. ઓરડી નાની પણ સગવડ ભરેલી હતી, બારણું બહારથી વાસેલું હતું. માત્ર એ મજબુત પથ્થરની જાળીમાંથી આભાસ આવતો હતો. તેણે ક્યાં સુધી જાળીમાંથી જોયા કર્યું ત્યારે તેને સમજાયું કે તે જાળી બાર નહોતી પડતી, પણ એક મોટા કુવાની અંદરની ગોળ ભીંતમાં પડતી હતી.

મંજરીની કલ્પના ખરી હતી. બહારથી જણાય નહીં તેમ, આ ઓરડીમાં અજવાળું પડે માટે કોઈ ઉસ્તાદ કારીગરે વાવનો એક જુનો કુવો પુરી નાખી તેની ભીંતોમાં અંદરથી આ જાળીઓ પાડી હતી અને આ કુવો ઘણો ઉંડો અને હવડ હોવાથી કોઈ તેની પાસ આવતું નહીં, અને આવે તો આટલા મોટા કુવામાં અડધે પથ્થરમાં કાણાં છે કે નહીં તે જોવાની તસ્દી લેતું નહીં. આથી આ નિવાસનો ભેદ જળવાતો.

પોતાની કલ્પના ખરી છે કે નહીં તેની ખાત્રી કરવા મંજરીએ જરાક મોટો સાદ્દી ‘ઓ” કર્યું. જવાબમાં કુવાએ ગંભીર પ્રતિશબ્દ કર્યો.

મંજરીને પોતાની સ્થિતિનો ખ્યાલ આવ્યો. પોતે નિરાધાર એકલી જીવનસૃષ્ટિથી વીખુટી પડી હતી. મનમાં એમ પણ વિચાર આવ્યો કે ડાક તેને ખોળી કાઢ્યા વિના રહેવાનો નહોતો. પણ તેના ગર્વિષ્ઠ હૃદયે આ વિચાર દબાવ્યો. તે હોઠ કરડી ઉભી થઈ ગઈ. તે કવિકુલશિરોમ-

ણિની છોકરી, આવા નિર્માલ્ય વિચારો કરે! "मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो" તે બબડી

થોડી વારે બારણુ ઉઘડયુ અને મુંગોમુંગો સુરપાલ આવ્યો તે ઇશારતથી મંજરીને બહાર લઇ ગયો અને બહારની ઓરડીમા એક ચોક હતો ત્યા તેને નહાવાનુ પાણી આપ્યુ રખેને પોતે આ બંદીખાનાના રખેવાળ આગળ કંઈ નિર્બલતા બતાવી દે એવા ભયથી મંજરીએ તેની સામે જોયુ પણ નહી ત્યા આગળ દેવતા અને રાંધવાની સામગ્રી હતી તે દેખાડી સુરપાલ મુંગોમુંગો ચાલ્યો ગયો

મંજરીએ સ્નાન કર્યું, થોડુક રાંધી ખાધુ અને પછી પોતાની ઓરડીમા આવી થોડી વારે રખેવાળ આવી તેના બારણા બંધ કરી ગયો

મંજરી થોડો વખત નિશ્ચેત થઇ પડી રહી, થોડુક ઉંઘી અને કુવામા પડતા સૂર્યના તેજના ઓળા ઓછા થવા માંડ્યા એટલે જાળી આગળ આવી બેઠી જેમ ઓળો ઓછા થતા ગયા તેમ તેના રસિક હૃદયમા કવિઓના અનેક પદો ઉભરાવા માંડ્યા શૃંગાર અને વીર રસમા ઝુલતી તે ધીમેધીમે ગણગણવા માંડી. કરુણારસ પ્રધાન થતા ગણગણાટ સ્પષ્ટ થયો–તેણે ધીમેથી ગાવા માંડ્યુ

ગાતા તે ચમકી, ગભરાઇ, જોઇ રહી–સામે તેજ શબ્દો કોઇ બોલતુ હતુ તેણે ધ્યાનપૂર્વક જોયુ અને પોતાની મુર્ખાઇ પર હસી સામે કોઇ બોલતુ નહોતુ, માત્ર કુવામા તેના બોલનો સ્પષ્ટ પડઘો પડતો હતો તે હમી પ્રભુએ તેને અણુધારેલો મિત્ર મોકલ્યો હોય તેમ લાગ્યુ. તેણે મોટેથી ગાવા માંડ્યુ–કુવાએ તેવોજ મીઠો પ્રતિશબ્દ કર્યો. બોલતા બોલતા તેનુ હૃદય વૈરાગ્ય પામવા લાગ્યુ–દુનીઆની લાલસાની નિરર્થકતાનુ ભાન અનુભવવા લાગ્યુ પોતાના તરફ, સૃષ્ટિ તરફ તિરસ્કાર દર્શાવતા તેને ભર્તૃહરિના પ્રશ્નો યાદ આવ્યા

जीर्णा कन्था ततः किं सितममलपटं पट्टसूत्रं ततः किम्
एका भार्या ततः किं हयकरिसुगणैरावृतो वा ततः किम् ॥

> भक्त भुक्त नन कि कदशनमथवा वामरान्त नन कि
> व्यक्त ज्योतिर्निवान्तर्मथितभवभय वैभवो वा नन किम ॥ १ ॥

તેણે દયાર્દ્ર સુરે આ ગાયુ કુવામાથી તેનો તેથી પણ શેકભર્યો જવાબ આવ્યા મજરી પોતાના દુખમા ગરકાવ થઈ ગઈ અને હૃદયમા ઉભા થતા ડુસ્કાઓ રોકવાની મથામણ કરી રહી

, તે મુગી રહી એટલે કુવામાથી પ્રતિસ્પર્ધીનો પડઘો આવ્યો કોઈ સસ્કૃત શ્લોકથી તેને સબોધતુ હતુ તે સમયમા વિદ્યા મેળવવી મુશ્કેલ હતી અને શુદ્ધ સસ્કૃતમા બોલી શકે એવા ગણ્યા ગાઠ્યાજ માણસો જડતા આ કારણથી તે ભાષાના બોલનારાઓ ઉચ્ચ કોટીના વિદ્વજ્જનોજ હોઈ શકે એમ મનાતુ એકાતવાસમા અચાનક સભળાતા સગીતથી મજરી ચકિત બની અને ધ્યાનપૂર્વક સાભળી રહી

બોલનારનો અવાજ મધુર અને મરદાની હતા તેના ઉચ્ચાર અને ભાષા ઉચ્ચ પ્રકારની વિદ્વત્તા દાખવતા વિદ્યાવિલાસી મજરી આ પ્રમાણે સાભળી રહી —

> कारागार सुधाभिर्बलिसदनमिव प्लावयन्ती समन्तात्
> वाग्भि कर्णप्रियाभिर्विशरणशरणे कासि कारुण्यमूर्ते ॥
> ज्ञात्वा नष्टा ममैकामघहिमहमहाकालपावापमत्वा
> प्राप्ता किं भक्तरक्ता सकलकलिहरा शर्मदा शांभवी श्री ॥ २ ॥

( પૂર્ણ કથા હોય તોયે શુ કે ફકત શુદ્ધ વાણી લુગડુ હોય તોય શુ ? મત્ર એની સ્રીજ હોય તોય શુ અથવા ઘોડા અને હાથીનો શોભીતો સમૂહ આસપાસ હોય તોય શુ ? સરસ ખાવાનુ હોય તોયે શુ અથવા દિવસને અને વહુ ખાવાનુ હોય તોય શુ ? અતરમા ભવના ભયના નાશ કરનાર જ્યોતિ પ્રગટી હોય તોયે શુ કે વૈભવ હોય તોયે શુ ?

જે સુધાથી બલિસદનનુ પ્લાવન કરતી હો તેમ મધુર કારાગારનુ કર્ણપ્રિય વાણીથી પ્લાવન કરતી, હે નિરાશ્રયશરણ કારુણ્યમૂર્તિ તુ કોણ છે? પાપરૂપ હિમનો નાશ કરનાર મહાકાલની સગુણસ્વરૂપ માગી એકનિષ્ઠ છે તે જાણીને શું, ભક્ત પર પ્રીતિવાળી સકલ દુખના નાશ કરનારી અને શાતિ આપનારી (તુ) શ્રીશકરની શ્રી આવી પહોચી છે ?

अवन्तिनाथेन सनाथकं मां विज्ञाय कल्याणविधायिनी त्वम् ।
किमागता दुर्गतमाश्रयशीला मातर् ग्रावाङ्कमुखं विहाय ॥ ३ ॥

માણસના સહવાસથી પેદા થતા આશ્વાસનથી મંજરીને હીંમત આવી ત્યાં ચકલું પણ ન સંચરે ત્યાં બીજા માણસનો અવાજ—અને તે નમસ્કારી, મીઠો અને તેના હૃદયની માતૃભાષા સંસ્કૃતમાં હર્ષઘેલી મંજરી ઉભી થઇ જાળી પાસે આવી—થોડી વારમાં મનમાં શ્લોક બનાવ્યો—અને પોતાનો પ્રત્યુત્તર આપ્યો

પ્રત્યુત્તર આપતાં ફેદાએ દીધેલાં દુઃખો તેને યાદ આવ્યાં અને બીજી ઘડી માલના જગતને શાપ દેવા તૈયાર બનેલી ચંડિકા હોય તેમ તેના નયનોમાં વિધ્વંસહારક અગ્નિ પ્રજ્વળ્યા તે બોલી

नो देवी—परिदेविनी मनुसुता मर्मार्तिभिः पीडिता
पापौघैर्निखिलैः खलैरहमिमां कष्टां दशां प्रापिता ॥

पीयूषप्रतिमैरिमैर्जलधरः सारङ्गमद्भिर्यथा
वाग्भिर्मां पुनरत्र कोऽसि भगवन् दीनां त्वमुज्जीवयन् ॥ ४ ॥

શ્લોક ધીમેથી સ્પષ્ટતાથી બોલી, આનંદમાં આવી ગએલી મંજરી જવાબની રાહ જોતી ઉભી રહી પોતાનું દુઃખ, પોતાની નિરાધારી, પોતાના પર ફેદાએ ગુજારેલો જુલમ તે વીસરી ગઇ અને આવા સ્થાનમાં આવવા સન્માનવાળો માણસ ક્યાંથી આવવા પામ્યા તે જાણવા એ તલસી રહી

થોડી વારે જવાબ આવ્યો અને કાન માંડી તે સાંભળવા લાગી

---

૩ અવંતિનાથ મારો નાથ છે એ જાણીને, હે માતા, કલ્યાણકારિણી અને દુઃખીનું સાહ્ય કરવાવાળી તું શંકરના ઉત્સંગનું સુખ તજીને આવી છે શું?

૪ હું દેવી નથી—મર્મવ્યાધિથી પીડાએલી, પાપના ઓઘરૂપ સર્વ ખલોએ આવી કષ્ટમય દશાએ પહોંચાડેલી, હું મનુસુતા—માનવ જાતિની સ્ત્રી—છું. જલધર જેમ અમૃતસમાન જળધારા વડે ચાતકને જીવાડે તેમ અમૃતરૂપ વાણી વડે મને દીનને ઉજ્જીવિત કરતા હે ભગવન્, તમે કોણ છો?

निःशेषै राजवृन्दैर्मुकुटमणिरुचा धौतपादाब्जयुग्मो
नित्यं जाज्वल्यमानं परविपिनदवोऽवन्तिपो लक्ष्मवर्मा ॥
योऽसौ तत्प्रीतिपात्रं प्रथममुपगतः क्षत्रवंशावतंस-
स्तस्याहं दिव्यकीर्तेः प्रथितभुजबलः 'कीर्तिदेव'स्तनूजः ॥५॥

કીર્તિદેવ જરા થોભ્યો, મંજરી ઊંચે શ્વાસે સાંભળી રહી

प्रद्वेषिणो यस्य भुजप्रभावाद्यमालयातिथ्यभुजो भवन्ति ।
सोऽहं यथानाम सुकीर्तिदेवोऽप्यकीर्तिदे वेश्मनि सन्निविष्टः ॥६॥

મંજરીથી કીર્તિદેવે પોતાના ગુણ વર્ણવ્યા અને પછી મીઠાશથી પુછ્યુ

बद्धोऽस्म्यवध्योऽप्यमरवश्छलेन प्रधानमुख्यैः पिशुनप्रधानैः ।
कारागता त्वं वद कासि भद्रे संस्कारभद्रां गिरमुद्गिरन्ती ॥ ७ ॥

पुण्याक्षरैः कैरभिधीयसे त्वं पुनासि वासेन निकेतनं किम् ।
को भाग्यशाली रिपुदण्डचण्डस्त्वमन्यवासांस्तव हृन्निवासः ॥ ८ ॥

આ શ્લોક સાંભળતાં તેનું હૈયું ઉછળી રહ્યું શું કીર્તિદેવ અહીંઆ? જે મહારથીની પ્રશંસા તેણે કાકને મોઢે સાંભળી હતી, જેના રૂપ અને

---

૫ સર્વ રાજમંડળ મુકુટમણિની પ્રભાવડે જેનું ચરણકમળદ્વય ધુએ છે એવો હંમેશા શત્રુવનના દાવાનલ સમો જાજ્વલ્યમાન અવંતિપતિ લક્ષ્મવર્મા છે તેની પ્રીતિનું પ્રથમ પાત્ર ને ક્ષત્રવંશનું આભૂષણ બનેલો જે ઉપગત (ઉબક) છે, તે દિવ્યકીર્તિ નરનો હું વિખ્યાત ભુજબળવાળો કીર્તિદેવનામક પુત્ર છું

૬ જેના ભુજપ્રભાવથી શત્રુઓ યમરાજના મહેલનું આતિથ્ય લેવા જાય છે તે હું યથાર્થનામ કીર્તિદેવ છતાં પણ આજે આ અકીર્તિકર મકાનમાં પડ્યો છું

૭ દુર્જનો જેમાં મુખ્ય છે તેવા પ્રધાન વગેરે પુરુષોથી હું, અબધ્ય છતાં પણ એકલો હોઇ છળથી બંધાયો છું સંસ્કારથી કલ્યાણરૂપ બનેલી વાણી ઉચ્ચારતી હે ભદ્રે! આ કારાગૃહમાં પડેલી તું કોણ છે?

૮ ક્યા પુણ્યાક્ષરોનું તારૂં નામ બનેલું છે, તારા વાસથી કયું સ્થાન પાવન બને છે? શત્રુને દંડ દેવામાં ચંડ એવો ક્યો ભાગ્યશાળી નર છે કે જે અન્ય વાસ તજીને તારા હૃદયમાંજ વાસ કરી રહ્યો છે?

ગુણની ખ્યાતિથી આકર્ષાઇ થઇ રાતે તે કાક સાથે મરદનો વેષ પહેરી સજ્જન મહેતાની વાડીમા ગઇ હતી તેને અહીંઆ પડેલો જોઇ તે વિસ્મય પામી તેની સરકારી ભાષા જોઇ તેને માટે માન વધ્યુ આવા સુવિખ્યાત યોદ્ધાની સોબતથી તેનુ ભાવનાવિલાસી હૃદય ગાડુ થઇ ગયુ તે થોડી વાર મુગી મુગી ઉભી, પ્રશ્નનો શો જવાબ આપવો તે વિચાર કરવા લાગી

આ પ્રશ્નોએ મંજરીના હરખાતા હૃદયને જરાક ગભીર બનાવ્યુ રુદ્રદત્ત જેવા કવિકુલશિરોમણિની પુત્રી તરીકે ઓળખાવુ એ તો સાર, પણ પોતે કોની–કેવાની–કેવી રીતે બનેલી પત્ની' પોતાના ધિક્કારને પાત્ર બનેલો કાક તેને સાભર્યો વેનુ પરિચિત પણ અનાકર્ષક મુખ યાદ આવ્યુ. આવાની પોતે સ્ત્રી, આ તેનો સૌભાગ્યપાલક ! તેણે પહેલા પોતાના બાપનુ ઓળખાણ આપવાનો ઇરાદો દર્શાવ્યો તેના પ્રેમના પાત્રરૂપ પિતાના ગુણ ગાતા તેનુ હૈયું ગર્વથી ઉછળી રહ્યું, તેણે ધીમે ધીમે ગાયુ

पाखण्डाशयखण्डनैकरसिको गीर्वाणगीर्मण्डन-<br>
श्चण्ड पण्डितमण्डले प्रतिदिन मार्तण्डवद् भाति य ॥

य पादप्रणत स्तुते कविगण सद्भारतीभास्वर-<br>
स्नातो मानपद स पट्टनपते श्रीरुद्रभट्टो मम ॥ ९ ॥

समस्तशास्त्राम्बुनिधिपारगतो य स्वधियामसमाम ।<br>
विनाशहेतोरिव दुष्कविनां तनु दधान कवितावतार ॥ १० ॥

આટલુ બોલ્યા પછી તે અચકાઇને ઉભી રહી. શુ પોતાના પરણેલા ધણીની વાત નજ કરવી? શુ તેને વીરે પુછેલા સવાલનો જવાબ ખાટ

---

૯ પાખંડના આશયનુ ખંડન કરવાનો અનન્ય રસીઓ, ગીર્વાણવાણીનો અલંકાર, પંડિતમંડળમા જે પ્રચંડ સૂર્યસમ ચંડ પણી પ્રકાશી રહે છે અને સુંદર વાણીની સભામા આનંદ લેતો કવિગણ ચરણમા નમીને જેની સ્તુતિ કરે છે એવો, પટ્ટન નરેશનો માનપાત્ર શ્રીરુદ્રભટ્ટ મારો પિતા છે.

૧૦ જે સમસ્ત શાસ્ત્રરૂપ જલનિધિને પાર પહોંચેલો પોતાની બુદ્ધિથી દુષ્ટ-કવિના નાશ માટે દેહ ધરી રહેલો કવિતાવતાર હોય તેમ પ્રકાશી રહ્યો છે

જવો ? તેવા પ્રમાણિક અંત કરણને આ ગમ્યું નહીં ત્યારે શું કરવું ? કબુલ કરવું કે કાક—એક રખડતો સુભટ તેનો સૌભાગ્યપાલક ! મંજરીને શરમના માર્યા ગુંગળામણ થયું. કાકને પતિ તરીકે ઓળખાવવામાં તેનો જીવ જતો હતો તેનો ગર્વ નાશ થતો હતો તેનું નામ ન દેતાં તેનો અને પોતાનો સંબંધ છુપાવવો તે પણ ગર્વ કરવા દે એમ નહોતું આ વિચારોના ગભરામણથી આવેલો પરસેવો તેણે લુછી મગજ સ્થિર કર્યું તેના મગજમાં ઝપાટાબંધ વિચારો પેદા થયા પોતે કાકની સ્ત્રી હતી એ વાત હવે ફેરવાય એમ નહોતી તેનું કુલ શુદ્ધ બ્રાહ્મણનું હતું જે જામદગ્નેયની તે હૃદયમાં જપમાળ ધારતી હતી તેનોજ તે ગોત્રજ હતો તેણે લાટને વશ કર્યું હતું—એકલે હાથે નવઘણને મહાત કર્યો હતો જયદેવનો તે જમણો હાથ હતો—તેને પોતાને તેણે ઘણીજ બહાદુરીથી બચાવી હતી. જેમ કથાકાર પોતાની કથાના નાયકના પરાક્રમની યાદી કરે તેમ તેના મગજે ઝપાટાબંધ યાદી કરી તેને સરવાળો સારો લાગ્યો તેમાં ઘણી અધમતા નજરે ન ચઢી કવિની અતિશયોક્તિ કરવાની સ્વાભાવિક ટેવથી તેણે કાકનું ઓળખાણ આપવા માંડ્યું ઓળખાણ આપતાં તેની કલ્પનાશક્તિ ઉત્તેજીત બની અને જાણે કાકને બદલે પરશુરામનુંજ વર્ણન કરતી હોય તેમ તે બોલી

> नीमाचारगुरु पुरघ्नसदृश प्राहण्डशौण्डा मुनि-
> र्मातृघ्नो जमदग्निजोऽग्निदहनस्तद्गोत्रमौलिर्यथा ॥
> शौर्यक्रौर्यविधौ तथैव निपुण पुण्यप्रभावान्वितो
> रेवातीरवितीर्णकीर्तिनिकर काकारिसन्च्छत्रुक ॥ ११ ॥

આટલું બોલતાં તેનો કંઠ ગયો—હૃદય ગુંચવાયું—મગરૂર સ્વભાવે

---

૧૧ મુનિ જેવા ભીષણ આચરણનો ગુરુ, પુરઘ્ન (એટલે મહાદેવ) સમો, દંડ આપવામાં ચાલાક એવો, માતાનો વધ કરનાર અને અગ્નિ જેવો દાહક જમદગ્નિ તનય પરશુરામ જે ગોત્રના મુકુટરૂપ જેવા હતા, તેવોજ શૌર્યક્રૌર્યવિધિમાં નિપુણ અને પુણ્યપ્રભાવયુક્ત રેવાતીરે જેની કીર્તિ ફેલાઈ છે તેવો, અને જેના શત્રુ નારિ એટલે ઘુવડ બને છે (અંધારામાંજ છુપાઈ રહે છે) એવો—

મોમાંથી કાકનુ નામ નીકળવા દીધુ નહીં, તેણે તેના રસીલા હોઠ અરસિક દહતામા બીડ્યા, ગર્વના બને, નેત્રમાથી તેજ ફેકતી તે અવગણના કરેલા પતિનું નામ બોલી —

"કાક —"જરા અટકી અને ઝપાટાબંધ તેણે ચરણ પુરુ કર્યું

"काककारित्रवयस: शुष्काशनितेजसा"

બીજુ ચરણ બનાવતા વાર લાગી કાકે એકલે, હાથે જુનાગઢના નવઘણ રા'ને પકડી લાવી કરેલુ અપ્રતિમ પરાક્રમ યાદ આવવાથી તેણે ચલાવ્યુ

"शीर्णं येन हि जीर्णदुर्गनृपतेर्मान महामानिना॥"

આ ચરણથી ઉભી થએલી માનસિક છબીથી તે કાક તરફનો ધિક્કાર પલવાર વીસરી જઇ તેના ગુણ ગાવા લાગી

नी ताम्रचकितप्रधानसचिव कर्णात्मजाभ्यर्चित

श्रीमन्मण्डलनाथसख्ययुगसो–"

વર્ણન પુરુ થયુ, ચરણ અધુરુ રહ્યુ ગુસ્સામા–તિરસ્કારમા તે બાકીના શબ્દો બોલી

"सैाभाग्यनाथो मम॥ १२॥

છેલ્લા શબ્દો બોલતા તેનું હૃદય ચીરાઇ ગયુ, તેને આંખે અંધારા આવ્યા તે પોતાના મનથી પડી–ગંગાની માફક નીચે અને નીચે ગર્વ છોડી કાકને પતિ સ્વીકારવાનુ! તેને ભીંત સાથે માથુ પટકી મરી જવાની ઇચ્છા થઇ

છેલ્લું એક ડુસકુ આવ્યુ જે મહા મહેનતે તેણે દબાવ્યુ તેને ખાત્રી થઇ કે તે અધમતાની નીચામા નીચી પંક્તિ પર અત્યારે આવી રહી હતી. આ શ્લોક સાભળી કીર્તિદેવના આશ્ચર્યના પાર રહ્યો નહીં

"શુ કહો છો?" તે સંસ્કૃત છોડી બોલી ઉઠયો અને પ્રશ્નાએ તે પ્રશ્ન મંજરીને કર્યો "ભટ્ટરાજ કાક–મારો વયસ્ય. તમે અહીંઆ ક્યાથી?"

---

૧૨ કાક–કે જે તેજમા સુકી વીજ જેવો બીકણનો બાળપણથીજ શત્રુ છે, જે મહામાની. જુએ જીર્ણદુર્ગના નૃપતિનુ માન શીર્ણ કર્યુ છે, જેણે નીતિજ્ઞ એવા શ્રી મુખ્યમંત્રીઓને ચોકાવ્યા છે અને જે કર્ણાત્મજ જયદેવથી પૂજાય છે તે શ્રીમાન મંડલનાથની મૈત્રી પામેલો કાક–મારો સૌભાગ્યનાથ છે

મંજરીએ ધીમેધીમે પોતાનો ઇતિહાસ જણાવ્યો અને આગલી રાતે સજ્જન મહેતાના વાડામાં ભરાએલી કાવત્રાખોરોની સભાનું વર્ણન આપ્યું. કીર્તિદેવ આશ્ચર્યથી સાંભળી રહ્યો.

"બહેન!" તેણે કાંઈ દર્શાવેલા વિચાર સાંભળી કહ્યું, 'તમારા ભાગ્યનો પાર નથી."

"કેમ?" અજાયબીથી મંજરીએ પૂછ્યું.

'ત્યાગ વગર આવા પતિને પામ્યાં છો?"

મંજરી દીંગ થઈ ગઈ. શું કાક આવો બાહોશ ગણાતો હતો! આના જવાબમાં તેના ગર્વિષ્ઠ હૃદયમાં માત્ર તિરસ્કાર પ્રસર્યો, એકાંત છતાં અભિમાનમાં તેના હોઠ મરડાયા.

' અને મને પણ ખાત્રી છે—"

"શી?"

"કે કાક તમને છોડાવ્યા વિના રહેવાનો નથી.'

પોતાનાજ વિચારનું પ્રતિબિંબ આ શબ્દમાં જોઈ મંજરી વિચારમાં પડી. શું કાક તેને શોધી કાઢશે? 'शुनीमन्वेति श्वा' આ અપમાનભર્યા વાક્યનો તેણે ગઈ રાતે કરેલો ઉપયોગ તેને યાદ આવ્યો. તેણે હૈયું કઠણ કર્યું. કાક જેવો માણસ તેને છોડાવે, તેના પર બેહદ ઉપકાર ચઢાવે તેના કરતાં આ પાતાલનિવાસમાં જીવનભર સડવું કરવું સારું એમ તેને લાગ્યું.

એટલામાં કીર્તિદેવનો અવાજ આવ્યો. "હવે બોલશો નહી, રખેવાલ આવે છે."

મંજરી ચુપ થઈ બેઠી. તેનું હૈયું ભરાઈ આવ્યું હતું. શું તેનું જીવન! શી તેની અધોગતિ! તેની પ્રબલ કલ્પનાશક્તિએ તેના ગત જીવનની યાદ આપી.

તે રડી–પિતાને સંભારી–પોતાનો વિદ્યાનો વિલાસ, પોતાના બાલપણની ચેષ્ટાઓ સંભારી. પોતાની માના અધર્મી આચરણે–ઉદાએ કરેલા જુલમે, કાકના કરેલા પરિગ્રહણે, આંસુડાંઓના દ્વાર ખુલ્લાં કર્યાં. ભાવનાઓના શિખરેથી પડવું એ દુઃખ છે, પણ તેનું જો ભાન હોય તો એ દુઃખનો પાર નથી રહેતો, અને તેમાં આ તો સંસ્કાર અને શુદ્ધતાના ગર્વમાં નિરંતર મસ્ત રહેતી માનની.

# પ્રકરણ ૧૫ મું

## પત્તો લાગ્યો

એક દિવસ થયો—બે દિવસ થયા—ત્રણ દિવસ થયા—પણ કાકને મંજરીનો પત્તો મળ્યો નહીં તેના કચવાટનો પાર રહ્યો નહિ ત્રિભુવનપાલ અને કાશ્મીરાદેવી પણ નિરાશામા પડ્યા

કાકને પાનો ચઢયો તે રોજ મુંજાલને મળી આવતો, મહારાજ શીકાર કરી આવ્યા ત્યારપછી તેને મળી આવતો—અને બાકીનો વખત મંજરીની તલાસ કરવામા ગુમાવતો તે ઉદાની પાછળ પડયો, તેના નિર્જન ઘરની તપાસ લઇ આવ્યો—વિશ્વાસુ માણસો દ્વારા શાન્તુ મહેતાના ઘરની જડતી લેવડાવી, પણ મંજરીનુ નામ કે નીશાન દેખાયુ નહીં

તેનો ભટ્ટ રુદ્રમલ્લ પણ કઇ પત્તો મેળવવા ભાગ્યશાળી થયો નહીં

'રુદ્રમલ્લ' લાટનુ પાણી જવાનુ' કાકે કહ્યુ

"મહારાજ, પણ શુ કરવુ ?"

'એ સવારે કયા જાય છે ?'

'કોણ ઉદો મહ—'

'શ–શ–શ—ધીમેથી'

'સવારે પોષધશાળાએ જાય છે પછી ત્યાંથી રાજગઢમા આવે છે પછી ત્યાથી પાછો શાન્તુ મહેતાને ત્યા આવી, ખાઇ કરી બપોર પછી બહાર નીકળે છે"

"પછી ?"

"ઘણી વખત તો પાછો રાજગઢમા મીનળબાને મળવા જાય છે ને કોઇ કોઇ વખત મુંજાલેશ્વર મહાદેવની પાસે જુનુ ચૈત્ય છે ત્યા જાય છે",

"પેલા જુના ચૈત્યમા શુ કરવા ?"

"તે ખબર નથી પડતી"

"તેના અપાસરામા કોઇ એમનો મુનિ છે ?"

"ના કોઇ ખાસ તો નથી"

"વારુ, પછી ક્યાં જાય છે?" કાકે પુછ્યું

"પછી તો ક્યાં તો કોઇ શેઠને ત્યાં કે શાંતુ મહેતાની હવેલી પાસેના અપાસરામાં બેસે છે."

"ને રાતે?"

"આખી રાત ઘરમાંથી બહાર નથી નીકળતા."

"વારુ." ગુંચવાઇ કાકે કહ્યું

કાકે બીજે દિવસે શાંતુ મહેતાની બાજુમાં આવેલા અપાસરામાં તજવીજ કરી ઉદો ત્યાં ખુલ્લી રીતે મુનિઓના સંભાષણો સાંભળવા બેસતો હતો અને ચુસ્ત જૈનને છાજે તેવી એકાગ્રતાથી શ્રવણ કરી બહાર નીકળતો હતો. તેને એક વિચાર આવ્યો—શા સારુ ઉદો રોજ પેલા ચૈત્યમાં જાય છે? ત્યાં તો મંજરીને નહીં રાખી હોય?

એક શ્રાવક સુભટની મદદથી તેણે ચૈત્યમાં તપાસ કરાવી, પણ ત્યાં નામાં જાણીતા મુનિ કે આચાર્ય ઉતર્યા હોય તેમ લાગ્યું નહીં. એક વખત ત્યાં પોતે જઇ તેણે જોયું તો ત્યાં કોઇને સતાડાય એવી સોઈ દેખાઈ નહીં. ઉદો ત્યાં એકેક દિવસને આંતરે આવતો, ચૈત્યમાં જતો અને મોટે બારણેથી પાછો આવતો દેખાતો નહીં. એક વખત ઉદાને અંદર ગયાને અડધી ઘડી થઇ એટલે તેણે રુદ્રમલ્લને બરોબર શીખવી અંદર મોકલ્યો.

તે ગયો અને ઉદાને માટે તપાસ કરી. આ જુના ચૈત્યમાં માત્ર નામનાજ માણસો આવતા. મહા મુશ્કેલીએ એક જણે કહ્યું કે, ઘણું ખરું ઉદા મહેતા ત્યાં આવ્યા હતા ખરા, પણ ગયા.

"ના, ના. અહીંઆ જ છે. મને કહ્યું હતું કે હું અહીંઆજ મળીશ. રાજગઢમાં એમનું જરૂરી કામ છે માટે આવ્યો છું."

"ત્યારે તો પેલી તરફ પુછો. ત્યાં એક બે સાધુઓ છે તેમને મળવા આવતા હશે."

રુદ્રમલ્લે ત્યાં તપાસ કરી. "હા," એક વૃદ્ધ, મરવાને આળસે જીવતા સાધુએ કહ્યું. "ઉદા મહેતા આવ્યા હતા. કેમ?"

"ક્યાં છે?"

"તે કેમ કહેવાય? પણ ખરા શ્રાવકોના હૃદયમા તે વસે છે."

"તમારી પાસે આવે છે?"

"ત્યારે કોની પાસે? સૃષ્ટિમા ગુણ પારખનાર ક્યા છે? આ એક છે આટલે વર્ષે મારામા ગુણ હતો તે મને પારખ્યો."

"ક્યારના ગયા?"

વિનયશીલ છે—શુદ્ધ શ્રાવક છે" ડોસાએ આખો મીચી ઉદાના ગુણ ગાવા માડ્યા "વિદ્વાન્—"

"પણ મહારાજ! હમણા એ છે ક્યા?"

"ગયા માણસને કસોટી કરતા આવડવી જોઈએ"

રુદ્રમલ્લ ત્યાથી ચાલ્યો ગયો અને કાકને બધુ કહ્યુ બીજી વખતે ચૈત્યના જેટલા નાના બારણા હતા ત્યા અક્કેક માણસ ગખી કાકે તપાસ કરાવી પણ ઉદો ત્યાથી નીકળતો જણાયો નહિ કાકને ખાત્રી થઈ કે મજરીનો પત્તો હવે જરૂર લાગવાનો

ફરીથી જ્યારે કાકને આ ચૈત્યમા આવવાનો વખત થયો ત્યારે ફાટેલા તુટેલા લુગડા પહેરી તે ત્યા આવ્યો અને પેલો વૃદ્ધ સાધુ ઉતર્યો હતો તે એકાત ઓશરીની સામે ભતાખે બેઠો થોડી વારે ઉદો આવ્યો અને તે ઓશરીમા ગયો કાક તેની પાછળ ગયો અને સતાઇ રહ્યો

ઉદાએ થોડી વાર સાધુ જોડ વાત કરી અને રજા લીધી પથ્થરના એક થાભલા પછાડી ઉભા રહી કાકે જોયા કર્યુ મત્રી બારણા સુધી આવ્યો, બારણા બહાર નજર કરી અને બહાર કોઈ નહીં દેખાવાથી પાછો અદર ગયો કાક ઉચે શ્વાસે જોઈ રહ્યો ઉદાએ આમ તેમ જોયુ અને ભીતમા એક જુની, મોટી બારી હતી તે ઉઘાડી બહાર કુદ્યો શીકાર પકડવા સાવજ કુદે તેમ કાક કુદ્યો અને ઉદાએ અમથુ દીધેલુ બારણુ ઉઘાડી નજર કરી અને બહાર ભુસ્કો માર્યો

આ બારી મુજાલેશ્વરના મદિરની ભીત અને આ ચૈત્યની ભીત વચ્ચેની ગદી, અધારી ગલીમા પડતી હતી કાકે આગળ જતા ઉદાના સફેદ વસ્ત્રનો આભાસ દીઠો અને તેની પાછળ ભીતમા લપાઈ ચાલવા માડ્યુ

ઉદાએ એ ગલીમાંથી પડતું મુંજાલેશ્વરના મંદિરમાં જવાનું બારણું વટાવ્યું અને તે મંદિરની પાછળ તે નીકળ્યો અને ત્યાંથી ઝપાટાબંધ પાછલા ભોંયરામાં તે પેઠો. રખેને પકડાય એવા ડરથી બીતો બીતો ચાલતો કાક પણ પાછળ ગયો. તેને કંપારી આવી, કારણ કે આ ભોંયરાઓમાં કાલભૈરવ વસતો હતો એમ મનાતું હતું. પણ કાકે વિચાર કર્યો: 'જ્યાં જૈન મારવાડી જાય ત્યાં તેના જેવા બ્રાહ્મણવીરને શો ડર!'

થોડું ચાલી ઉદાએ કાકડો ચેતાવ્યો અને કાક એક ખુણાને ઓથે ભરાઇ ગયો. ભોંયરામાંના પથ્થર ખસેડી તેણે પેલું બાકોરું ખુલ્લું કર્યું અને તેમાં તે પેઠો. જ્યાં ઉદાએ કાકડો ઓલવ્યો કે કાક આગળ વધ્યો. તે બાકોરામાં થઇ સુરંગમાં આવ્યો. સુરંગનો રસ્તો સીધો હતો.

કાકને આ તકનો લાભ લઇ ઉદા મહેતાને યમસદનમાં મોકલવાનો વિચાર થયો, પણ તેમ કર્યે કે મંજરી મળે એમ નહોતું એટલે તેણે તે વિચાર મુલતવી રાખ્યો.

ઘણું ચાલ્યા પછી વિમલશાહની વાવમાં તેઓ નીકળ્યા. આ રસ્તો જોઇ કાક અચંબો પામ્યો અને મંજરીની શી દશા હશે તેનો વિચાર કરવા લાગ્યો. મંજરીની વર્તણુકથી તેને ઘણીએ તિરસ્કાર આવ્યો હતો, છતાં તેના હૃદય પર તે ગર્વિષ્ઠ સુંદરીનું સામ્રાજ્ય નિશ્ચલ હતું અને તેને જીતવાની આશા તેણે હજુ લગી મુકી નહોતી.

ઉદો ઝપાટાબંધ ત્યાંથી નીકળી સામે આવેલા અપાસરામાં ગયો અને તેના એક વિભાગમાં સુરપાલ રખેવાલ રહેતો હતો ત્યાં ગયો. કાકે તેની પાછલી બાજુએ જઇ અપાસરાની રચના નજરમાં ઘાલી.

બે ઘડી સુધી તેણે વાટ જોઇ ત્યારે ઉદો પાછો નીકળ્યો અને વાવ તરફ ગયો. કાકને હવે તેની પરવા નહોતી. તેને ખાત્રી થઇ કે મંજરી આ અપાસરામાંજ હોવી જોઇએ. એટલામાં સાંજ પડી, અંધારું થયું અને પાટણના દરવાજા બંધ થયા. દરવાજા બંધ થયા એટલે કાકે નીકળી સુરપાલનું બારણું ઠોક્યું.

'કોણ મહારાજ?'' તેણે ધીમેથી પુછ્યું.

"ભાઇ! હું તો વટેમાર્ગુ છું. મને અત્યારે પડી રહેવા દેશો?" 'મહારાજ' કોણ હશે તેનો વિચાર કરતો કાક બોલ્યો.

"ગામમા જતુ હતુ ત્યારે જરા વહેલા આવીએ ને'" સુરપાલે કહ્યુ, "જાઓ, આ અંદરની ઓસરીમા પડો" કહી તેણે બારણુ અડકાવી દીધુ

કાકને એટલુજ જોઇતુ હતુ તે અંદરની ઓસરીમા ગયો અને ત્યાથી આખા અપાસરામા ફરવા લાગ્યો બે ચાર સાધુ શીવાય ત્યા કોઇ હતુ નહીં તે બધે ફર્યો, પણ મંજરી રહી શકી હોય એવી જગ્યા જડી નહીં અને ચિંતામા ને ચિંતામા તેણે આખી રાત ગાળી

તે સવારે વહેલો ઉઠી ફરીથી અપાસરો તપાસવા બેઠો તેને એ તો ખાત્રીજ થઇ હતી કે મંજરી અહીંઆ જ હોવી જોઇએ પણ ક્યા? સુરપાલ વખત છે ને જાણતો હોય પણ તે ઉદાનો શાગીર્દ હોય તો તેને પુછવુ શા કામનુ? એટલામા સુરપાલ હાથમા બેડુ લઇ વાવ પર જતો જણાયો કાક તેની સાથે થયો

"કેમ ગામમા નથી ગયો?" સુરપાલે પુછ્યુ

"ના મારા મનમા કે સ્નાનસંધ્યા કરીનેજ જઇશ"

"બ્રાહ્મણ છો?

"હા" કાકે કહ્યુ

બને વાવે પહોચ્યા અને સુરપાલે પાણી વહેવા માડ્યુ સુરપાલ ઘણો ઓછાબોલો હતો એટલે તેની જોડે વધારે વાત થઇ શકે તેમ નહોતુ કાકે ધીમેધીમે નહાવા માડ્યુ થોડી વારે તેને એક વસ્તુ આશ્ચર્યજનક લાગી સુરપાલ એક માણસને જોઇએ તેના કરતા ઘણુજ વધારે પાણી વહી જતો હતો

એકદમ કાકને વિચાર આવ્યો કે મંજરીને સુરપાલે ભોયરામા તો નહીં નાખી હોય' એ વિચાર આવતાજ તેને હંસાબાની વાત સાભરી ત્રિભુવનપાલે તેને તે કહી હતી તેના રોમેરોમ ઉભા થઇ ગયા. શુ મંજરીની પણ તેની દશા થવાની? તેણે નાહી, સંધ્યા કરી સુરપાલની રજા લીધી અને ઝપાટાબંધ ઘેર આવ્યો.

"કેમ રાતે ક્યા હતો?" ચિંતાતુર મંડલેશ્વરે પુછ્યુ

"એની એજ પીડા તો"

"કાલે મે મીનળબાને વાત કરી હતી તેમણે વચન આપ્યુ છે કે જો મંજરીને ઉંચકી જનાર પકડાય તો તેને સખત શિક્ષા કરવી"

"પકડાય તો ને?" કાકે હસીને કહ્યું

"કંઈ પત્તો લાગ્યો?" કાકનો અવાજ સાંભળી આવેલી કાશ્મીરાએ પુછ્યું

"હા"

"ક્યાં છે?"

"કહું ઉભા રહો પણ હું પુછું તે કહો"

"શું?" બંને બોલી ઉઠયાં

"હંસાબાને વર્ષો સુધી કેદ રાખ્યાં હતાં તે કઈ જગ્યાએ?"

ત્રિભુવનપાલને વીસરેલા દુઃખનું સંભારણું થયું તેને કપાળે કરચલીઓ પડી "કેમ?"

"મારે કામ છે"

"તે જગ્યાની કોઈને ખબર નથી મામા જાણે કે ન માનગળા"

"પણ લોકવાયકા શું કહે છે?"

"–કે વિમલમહેતાના અપાસરામાં ગાળી હતી"

"સાચી વાત" કાકે કહ્યું

"કેમ જાણ્યું?" કાકનું ભગજ ઠેકાણે છે કે નહિ તેનો સંશય આવતાં કાશ્મીરાદેવીએ પુછ્યું

"કારણ કે મંજરી પણ ત્યાંજ છે"

"હે! ત્યાં શું ભોયરાં છે?"

"લોકોમાં એમ ગપ્પાં ચાલે છે"

"ત્યારે તે પણ વાત સાચી તમે એ અપાસરાના રખેવાળને ઓળખો છો?"

"ના પણ ઘણો જુનો માણસ છે"

"તે પલળે એમ છે કે?"

"તે કેમ ખબર પડે?" મંડલેશ્વરે કહ્યું

"એ ભોયરાં વીશે ત્યારે કંઈ માહીતી મળે ખરી?"

ત્રિભુવનપાલે ડોકું હલાવ્યું "નહીં એ તો તું કહે છે ત્યારે માનો માનવું એમજ છે કે એ ભોયરાં છેજ નહીં"

"ઠીક છે હું ખાત્રી કરીશ"

"કેવી રીતે?"

"ત્યાંથી મંજરીને છોડાવી લાવીને"



## પ્રકરણ ૧૬ મુ

## મંજરીએ પોતાના પતિની આબરૂ સાચવી

કાક એક દહાડામા બધી તૈયારી કરી, અને જ્યારે ઉદાને વિમલશાહના અપાસરામા જવાનો વખત થયો ત્યારે તે તેને મહાત કરવાને તત્પર થયો

આટલા વખતમા કાક અને ચંદ્રમલ્લ બેએ મળીને જે ઓરડીઓમા સુરપાલ રહેતો હતો તેના કેટલાક નળીઆ ખસેડી વાસ તોડી નાખ્યા હતા નિશ્ચિંત સુરપાલ પોતાનુ કામ કર્યે જતો હતો પોતાની હોશીઆરીમા મલકાતો ઉદો નીડર થઇ રહ્યો હતો

તે દિવસે ઉદો અજવાળા છતા ન આવે માટે કાશ્મીરાદેવીએ એક યુક્તિ ઘડી કાઢી હતી મોરઠમાથી કર્કસૂરિ કરીને એક વિદ્વાન દિગબરી સાધુ બે ચાર દિવસથી પાટણમા આવ્યો હતો અને તેને મળવા મીનળદેવી બપોર પછી જવાના હતા કર્કસૂરિએ રાજમાતાને સહકુટુબપરિવાર આવવાનુ સુચવ્યુ હતુ કાશ્મીરાએ આગ્રહ કરી ઉદાને પણ આવવાનુ નિમંત્રણ કહાવ્યુ રાજમાતાના હુકમનો અનાદર થાય નહીં એટલે ઉદાને આવવુ પડયુ ત્યા સહેજે સાંજ પડી ગઇ ત્યાથી નીકળી ઉદો બનતી ત્વરાએ સુરંગને રસ્તે વિમલમહેતાને અપાસરે આવ્યો તે વખતે સુરપાલ ઓટલે બેઠો હતો, છાપરા પર ધ્યાન દઇ કાક સતાઇ રહ્યો હતો

"કેમ મહેતા વાર લાગી?"

"શુ કરુ? આજે મીનળબાએ બોલાવ્યો હતો"

"ભાઇ, હવે કૈં ગોઠવણ કરો હો હુ બહુ દહાડા નહીં રાખુ"

"હવે બે ચાર દિવસ વધારે નહીં"

"વાર ત્યારે બેઓ હુ લઇ આવુ"

"કેમ હવે આવે છે કે?" ઉદાએ મીઠાશથી પુછ્યુ.

"અરે શિવ શિવ કરો એ તો એવી જબરી છે હમેશા મારે ધાક બતાવવો પડે છે"

"શો?"

"કે ચાલશે નહીં તો ઉંચકીને લઈ જઈશ આવો પેલી ઓરડી મા બેસો"

"હા" કહી ઉદો પાસેની ઓરડીમા આવ્યો અને સુરપાલ મંજરી-ને લેવા ગયો

ઓરડી નાની હતી અને તેમા એક નાનો દીવો બળતો હતો અશાન્ત થઈ રહેલા ઉદાએ ડેડ હાથ મુકી આમ તેમ આટા મારવા માંડ્યા. કાકને આ લાગ અમૂલ્ય લાગ્યો તેને ખાત્રી હતી કે સુરપાલને પાછા આવતા થોડીક વાર તો લાગશેજ તેણે એક ઢીલો કરી મુકેલા છાપરાનો વાસ તોડ્યો અને બાકામાથી તે નીચે પડ્યો એ પડ્યો ત્યારે તેના તરફ ઉદાની પીઠ હતી પણ તે ધબાકાથી ચમકીને પાછળ ફરી રહે તે પહેલા કાક તેના પર કુદ્યો કેટલા દિવસના ઘેરાઈ રહેલા ઝનુનથી તેને વળગ્યો, તેને મોઢે મુક્કો માર્યો ને તેને ભોયે પાડી તેના પર ચઢી બેઠો ઉદાએ તેને જોયો, ઓળખ્યો અને તેના હોસકોસ ઉડી ગયા તેને લાગ્યુ કે હવે તેને કાક જરૂર ઠાર કરવાનો

પણ કાકનો તેવો વિચાર નહોતો કમરે બાંધેલુ ધોતીયુ છોડી ઉદાના હાથ પગ બાધ્યા અને તેના શાલ, વસ્ત્ર અને પાઘડી લઈ લીધા પછી તેના શરીર પરથી ઉઠી, બારી ઉઘાડી રુદ્રમલને બોલાવ્યા અને મંત્રીને ઉંચકી ગાસડીની માફક બારીએથી બહાર ફેંક્યો–રુદ્રમલ્લે તેને લીધો

"રુદ્ર !"

"જી !"

"પેલા ઝાડ પાસ ઉભો રહેજે, પણ આને જવા દેતો નહીં" કહી કાકે બારી બંધ કરી અને ઉદાની શાલ ઓઢી, પાઘડી પહેરી અને તેની માફક ખુણાની બાધી

સુરપાલને આવતા તેના ધાર્યા કરતા વધારે વાર લાગી આખરે તેના અને બીજા કોઈના પગલા સંભળાયા કાક સજ્જ થઈ જરા અંધારામા ઉભો

મંજરી અંદર આવી અને બહારથી સુરપાલે બારણા વાસી દીધા તે આવી–તિરસ્કારની મૂર્તિ સમી અને બારણા આગળ ઉભી રહી, ગર્વમા

માથુ ટટાર નાખી, નીડરતાથી જોઇ રહી કાકે તેનો ગર્વ, તેનો તિરસ્કાર, નિશ્ચલ બનેલા મધુરા હોઠ જોયા, અને છેલ્લા શબ્દો “ શુનીમન્ત્વત્તિ શ્વા ’ તેણે તેને કહ્યા હતા તે યાદ આવ્યા કાકનુ ઉછળતુ હૃદય ભાવહીન થઇ ગયુ જે પ્રેમ હૃદયમા ઉછળતો હતો તે પર ગૌરવ અને તિરસ્કારની સપાટી ફરી વળી

“ મંજરી ’’ તેણે ધીમેથી કહ્યુ

મંજરીએ તેને ઓળખ્યો નહીં ટાઢા તિરસ્કારથી તે જોઇજ રહી

મંજરી ' વાર નહીં લગાડ આ બારી ઉઘાડી છે ”

‘ કોણ ’’ અજાયબીમા એક ડગલુ પાછુ ખસી મંજરીએ કહ્યુ તેના અવાજમા એકદમ ઉમળકો આવ્યો “ તમે ’ ”

“ હા ” સખ્તાઇથી કાકે કહ્યુ “ તે કહ્યુ હતુ તેમ કુતરી પછાડી કુતરો આવ્યો છે વખત જાય છે ’ કહી તે બારી પાસે ગયો મંજરી તેની પાસ આવી

પણ ‘ કા— ’

મે સાંધીને બહાર નાખ્યો છે ચાલ ’ સત્તાથી કાકે કહ્યુ મંજરીએ પાછુ ગર્વથી માથુ ઉંચુ કર્યુ

“ હુ એકલી કેમ આવુ ? મારી જોડે બીજેન એક કેદી છે તેને મુકીને કેમ અવાય ? ”

“ મને બીજા કેદીની પરવા નથી ” ટાઢે પેટે કાકે કહ્યુ

‘ પણ તે તમારો મિત્ર છે ’

‘ કોણ ? ’

“ કીર્તિદેવ ”

“ કીર્તિદેવ ! અહ હવે સમજ પડી તેની વાત કાલે, અત્યારે તુ તો ચાલ , નહીં તો પેલો રખેવાળ હમણા આવશે ”

“ મારાથી નહીં અવાય ”

“ કેમ ? ” ગુસ્સામા કાકે પુછ્યુ

“ મારે કીર્તિદેવને નિરાશ નથી કરવો ”

“ શી રીતે ? ”

તે આશા રાખે છે - તેનો મિત્ર કાક તેને અને મને છોડાવવા જરૂર આવવાનો."

"પણ મારાથી ન બન્યું તો?" અધીરાઈમાં કાકે પુછ્યું.

"જે તેની વલે તે મારી વલે."

"તું મુરખ છે" કચવાએલા કાકે દાંત કચકચાવી કહ્યું.

"તમારા જેવા નીમકહરામ મિત્રની મદદથી છુટવા કરતાં તે બીચારા આશાજીવી મિત્રની સાથે મરવું સારું."

"તું નહીં માને?"

"હું ભગારમાં પડી પડી માનીશ કે કીર્તિદેવના મિત્ર એને છોડાવવા આવશે ત્યારે મને છોડાવશે."

"શું બોલે છે?" કહી કાક પાસે આવ્યો.

"મને જોરજુલમથી લઈ જશો તો બુમ પાડીશ" કહી મંજરીએ દૃઢતાથી તબીઅત વાળી દીધી. ગુસ્સામાં કાકે મુઠીઓ વાળી નખ હાથમાં બેસી દીધા. મંજરીએ ધીમેથી ઉમેર્યું: "તે ધારે છે કે અસાધ્ય વસ્તુ પણ તમે સાધ્ય કરો એમ છો."

"તમે ક્યાં સુતાં છો?"

"કોઠા કુવાની નીચે છીએ. અમારી જાળીઓ તેમાં પડે છે."

"એમ?" નિરાશામાં કાકે પુછ્યું, "પણ તે જણાય કેમ? વિમલમહેતાની વાવને તો સાત કુવા છે."

"અમે જાળીમાંથી વાતો કરી ધોધાટ કરીએ છીએ એટલે તે જરૂર જડવાનો."

"ઠીક. કાલે વાત. મંજરી તું નહીં જ માને? કીર્તિદેવની કાલે વાત. એ ક્યાં જાણવાના હતો કે અત્યારે તને હું લઈ જાઉં છું."

"પણ આ પક્ષપાતથી મને આ જન કેટલું લાગે?" તેણે ગૌરવથી કહ્યું.

"તને?"

"હા, ભુલી ગયા" તેણે તિરસ્કારથી કહ્યું, "અગ્નિએ મને તમારી સહધર્મચારિણી બનાવી છે."

"ઠીક ત્યારે હું જાઉં છું" ચીઢાઇ કાકે કહ્યું
"વારુ"

કાક ઝપાટાબંધ બહાર નીકળી ગયો આ દેવાંગના હતી કે ડાકેણ તેનો નિર્ણય કરવા તે આ વખતે અશક્ત હતો બહાર નીકળી, ધીમે અવાજે સુરપાલને "જય સોમનાથ" કહી કાક ચાલ્યો ગયો આ નવા પ્રકારનો જયજય સુરપાલને અપરિચિત લાગ્યો, પણ તેને કંઈ વહેમ પડ્યો નહીં બહાર નીકળ્યા પછી કાક અને રુદ્રમલ્લ ઉદાને ઘસડી થોડે દૂર લઇ ગયા ત્યાં બે ઘોડા તૈયાર હતા તેમાંથી એક પર તેને બાંધી રુદ્રમલ્લ બીજા પર સ્વાર થયો અને કાકની સૂચનાને આધીન થઇ બંને ઘોડાઓ તેણે દધિસ્થલી તરફ હાંકી મુકયા

## પ્રકરણ ૧૭ મું

## કર્કસૂરિની વૃદ્ધ હરણીની વાર્તા

જે સોરઠી દિગંબરી સાધુને મળવા મીનળદેવી ગયા હતા તે હાડકાના માળા સમો, કદરુપી મુખમુદ્રાનો પુરુષ હતો. તેની આંખો સદાએ અડધી મીંચાએલી રહેતી અને તેમાં રહેલો ઉંડાણનો પાર કોઇ પામી શકતું નહીં

મીનળદેવી અને તેનો સાથ તેને મળીને ગયા અને આવેલા લોકો વીખરાઇ ગયા માત્ર એક બે રુઆબભર્યા પુરુષો જ સૂરિની પાસે રહ્યા હતા એટલામાં એક નોકર જેવો લાગતો પુરુષ કોઇ ન ઓળખી શકે એમ મોહું બાંધીને ત્યાં આવ્યો, તેને પગે પડ્યો અને સૂરિને સોરઠના ક્ષેમકુશળ પુછ્યા

"કેમ છે ?" તેણે ધીમેથી પુછ્યું કર્કસૂરિની તીક્ષ્ણ નજર તેના પર ઠરી રહી તે એક અક્ષર બોલ્યા નહીં

'રુપાળા મીનળબા જોડે આપને મળી ગયા, પણ તે સોરઠના સમાચાર પુછી શક્યા નહીં તેમણે ખબર પુછાવી છે" પેલા નોકરે કહ્યું.

રૂપાદેવી દેશળ ને વિશળની મા અને જુનાગઢના રા' નવઘણની પુત્રી થતા હતા

' ખબર શી? બધું ક્ષેમકુશળ છે " કર્કસૂરિએ મોટેથી કહ્યું અને પછી ધીમેધીમે શબ્દો ઉચ્ચારવા માંડ્યા "આ ક્ષણભંગુર સંસારમાં ક્ષેમ અને કુશળ શું? એક દૃષ્ટાંત છે એક અમારે ત્યાં હરણી હતી—હતી શું છે—એ વાત જાણવાજેવી છે" પેલા નોકરના કપાળ પર અધીરાઈની કરચલી પડી

'જી!" કહી સૂરિની વાત સાંભળવા ત્યાં બેઠેલા બધાએ ધ્યાન દેવા માંડ્યું

"તે હરણીને બે પ્રતાપી બચ્ચાં—તેમાં એક હરણી ને બીજું હરણ, બાકીનાં બધાં નમાલાં—એવાં જ ' પેલા નોકર વાત સાંભળવા માંડી

"તે હરણી પડી માંદી—જુઓ આ સંસારની ખુબી—મરવા પડી મરતામરતાં પોતાનાં બાલકો સાંભર્યાં બધાં હતાં તેની પાસ, માત્ર ન મળે પેલાં પ્રતાપી બચ્ચાં—પેલી હરણી અને હરણ"

"અરરર!" પેલા નોકરે સૂરિની સામે જોઈ કહ્યું

"હા—શોચવા જેવી વાત ઘરડી હરણી તરફડીઆં મારતી હતી એવે સમય ત્યાં એક વીતરાગ સાધુ જઈ ચઢ્યો—એક મહાન્ દિગંબરી" કહી કર્કસૂરિએ પહેલી વાર આંખો પુરી ઉઘાડી પેલા નોકર સામે જોયું

'ઓહો!" કહી એક ભાવિક દિગંબરી શ્રોતાજને ઉંચું જોયું

"તેને હરણીએ કહ્યું 'મહારાજ' ગમે ત્યાંથી મારાં છોરું લાવો મારો પ્રાણ જતો નથી' સૂરિએ કહ્યું 'આ લાવ્યો' '

' પછી?" પેલા નોકરે પુછ્યું

"સાધુ મહારાજ પવનપાવડીએ ચઢી પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યા, પણ પેલાં છોકરાં મળ્યાં નહીં જુઓ, પેલી તરફ હરણી તરફડે—આમ પેલાં બચ્ચાં ગમે ત્યાં રખડે આ દુનીઆની ક્ષેમકુશલતાનું દૃષ્ટાંત"

"પણ મહારાજ! એ બચ્ચાં કઈ દિશામાં ગયાં તેની કંઈ માહીતી નહીં મળી?" પેલા નોકરે પૂછ્યું

"તે તો ભૂળી"

"ત્યારે સાધુ મહારાજને પત્તો કેમ નહીં મળ્યો ?"

'પત્તો મળે તોએ શુ ? પોતાના સ્વચ્છંદમા પડેલા છોકરા કે વગડા ભાઈઓની દરકાર કરે ? એકલુ હરણુ પણ જાય તો પેલી ઘરડી હરણી તો જીવ ગતે જાય "

"ત્યારે મહારાજ, પછી શુ થયુ ?"

'પછી શુ ? ક નહીં જા અલ્યા, કહેજે તારા શેઠાણીને આ મારહી હરણીની વાત આ દુનીઆમા ક્ષેમ શુ અને કુશળ શુ ? આ વાત કહેજે મને મળ્યે શો ફાયદો ?"

પેલો નોકર આ વાત સાભળી ચાલ્યો ગયો અને બધા વીખરાઈ ગયા



# પ્રકરણ ૧૮ મુ

## વૃદ્ધ હરણીનાં બચ્ચાંની કથા

બીજે દિવસે પરોઢીએ સોમ તેના હમેશના શીરસ્તા મુજબ પોતાની વાડીમા પેલા નાના જલકુડ આગળ ફુલ વીણતી હતી તેના હૃદયમા ગ્લાનિ હતી, કારણ કે તેના બાલજીવનમા કૃષ્ણદેવ જતે નિરાશા પ્રસરી રહી હતી

એકદમ તેની પાછળના ઝાડ હાલ્યા તે ચમકી પાછી ફરી હાથ-વની ઝાડ આઘા કરી કૃષ્ણદેવ સામે આવી ઉભો તેનુ મોઢુ હસતુ હતુ, તેની આખો ચમકતી હતી પરોઢીઆના મીઠા ઉજાસમા તે સાક્ષાત્ શ્રીકૃષ્ણ જેવોજ લાગતો

"ખેગાર '—"

'હા, તેજ ખેગાર યાદવ—"

સોમે જવા માડ્યુ "સોમ !" ખેગારે કહ્યુ

"કેમ ?" સખ્તાઈથી સોમે પુછ્યુ

"હુ છેલ્લી વાર તારા દર્શન કરવા આવ્યો છુ. હુ આજે પાટણ છોડી જવાનો છુ."

"મે જાણ્યુ કે ગયા હશો" તેણે આડા ફરતા કહ્યુ

"તું અહીંઆ ને હું કેમ જાઉં ?"

"મારે ને તમારે શું ?"

"બધું જ તું નહીં માને ?"

"ના મેં એક વાર કહ્યું—પાટણનો દુશ્મન તે મારો પણ."

"પણ પાટણનો હું દુશ્મન ક્યાં છું ?"

"તમારી સાત પેઢી છે."

"ભલે હોય હું નથી કારણ કે મારું મન—"

સોમે ઉંચું જોયું.

"તારા ચરણ સેવવા તલસ્યા કરે છે" હીમતથી હસી ખેંગારે કહ્યું.

"એ વાત તમારે કરવી નહીં."

"એ શીવાય મારે બીજી વાત કરવી નથી. આ ભવે સોમ—આવતે ભવે સોમનાથ—એ બે મારા બેલી."

સોમને હસ્યા વિના ચાલ્યું નહીં.

"ખરી વાત. તું મને ઓળખતી નથી. તું નહીં માને તો હું પાટણને પાધર કરીશ—સજ્જનમહેતાને પકડીશ—તેની છોકરીને પટરાણી બનાવીશ પછી મને કોણ રોકવાની હીમત કરશે ?"

"આ બધી વાતો નથી સાંભળવી" કહી સોમે કાને હાથ દીધા.

"પણ મારે કહેવી છે—તું માનશે તો તારું પીઅર ને મારું સાસરું ગણી હું પાટણ સાથે સંધિ કરીશ."

"નહીં તો ?"

"તું મને ઓળખતી નથી. યાદવાસ્થળી કરાવી તેજ શ્રીકૃષ્ણ મારા પૂર્વજ."

સોમને કંપારી આવી. તેણે ચિત્ત સ્વસ્થ કરી કહ્યું, "આ તમારા તડાકાથી હું થાકી ગઈ."

"તડાકા કેમ ?"

"તમારા હાથમાં એ બધી સત્તા જ કેમ આવવાની ?"

"કારણ કે જુનાગઢની ગાદીનો માલીક હું થવાનો."

"હે !" તિરસ્કારમાં સોમે કહ્યું.

"હા—મારા પિતા મરવા પડ્યા છે"

"કોણ ના ?" ચમકીને સોમે કહ્યું, "કેમ જાણ્યું ?"

'તેમણે મને એક નાગરના સૂરિ જોડે સંદેશો મોકલી બોલાવ્યો છે—મને ગાદી આપવાનો તેમનો વિચાર છે"

'તે કેમ બને ?" સોમે વિસ્મય પામી પૂછ્યું

'મારા મોટા ભાઈઓમાં પાણી નથી, તેથી મારા પિતા મનેજ ગાદી આપશે' ખાત્રીથી ખેંગારે કહ્યું સોમની આંખમાં જરાક મીઠાશ આવી, ખેંગારે તરત તેનો હાથ પકડ્યો

"સોમ ! તું જુનાગઢની પટરાણી થશે"

છોડી દે !'' કહી સોમે તેનો હાથ તરછોડી નાખ્યો "મારે ને જુનાગઢને શું ?"

વાહ'' હસીને ખેંગારે કહ્યું, "જુનાગઢ મારું એટલે તારું પણ ખરું ને ? જુનાગઢ ને પાટણ એ બે સંબંધ બાંધે તો સારું —નહીં ?"

'જો રા" સોમે જવાની ઇચ્છા દર્શાવી કહ્યું

"ઠીક હું રાતે આવીશ અને રાતે આપણે પાટણ છોડીશું"

સોમે જવાબ નહીં દીધો

'હું પેલી બારી આગળ વાટ જોઈશ"

'ના"

"ના શું ? હા, જરૂર ગામ ભલે જુદાં હોય, હૈયાં ક્યાં જુદાં છે ?" કહી ખેંગાર ત્યાંથી કુદીને ઝાડીમાં થઈ જતો રહ્યો વિચારના વમળમાં ગભરાઈ ગએલી સોમ ત્યાં પથ્થર જેવી બની ઉભી રહી તેના અસ્વસ્થ બનેલા મગજ આગળ જુનાગઢની ગાદી રમી રહી તેનું ભોળું, પ્રેમાળ હૃદય ખેંગાર પાછળ ગયું—તરત પાછું આવી ન શક્યું

* * * * *

આ વાતને ઘડી બે ઘડી થઈ ને કર્કસૂરિ ઉતર્યા હતા ત્યાં પેલો રૂપાદેવીનો નોકર જે ગઈ રાત્રે આવ્યો હતો તે આવ્યો અને સૂરિને પગે પડ્યો. તે વખતે પણ સૂરિની પાસે બે ત્રણ જણ બેઠા હતા

"મહારાજ ! રૂપાબાને મેં આપની હરણીની વાત કહી"

"વારુ"

"તેનો જવાબ કહાવ્યો છે"

"શો?"

"રાતના બાને સ્વપ્નું આવ્યું કે જાણે પેલી તરફની હરણીને મળવા તેનું એક બચ્ચું જઇ પહોંચ્યું"

"કયું? હરણી કે હરણ?"

"હરણી તો પોતાની જગાએ હતી, પણ હરણ સફાળું સાગર ભણી ચાલ્યું અને વૃદ્ધ હરણીનો જીવ ગતે ગયો"

"રૂપાદેવીને કહેજો કે આ સ્વપ્નું બહુ શુભસૂચક છે હરણ જાય એ યોગ્યજ છે આવી વખતે તેને બીજે શું કામ? જા ખેંગાર! બાને જઇને કહેજે કે મારા આશીર્વાદ"

પોતાનું નામ સાંભળી પેલો નોકર ચમક્યો, પોતાનું મોઢું વધાર છુપાવવા મોઢે હાથ મુકી ખાસી ખાવા લાગ્યો કકસૂરિએ તેને આશીર્વાદ દીધો અને તે નોકરે ત્યાંથી ઉઠી ચાલવા માંડ્યું



## પ્રકરણ ૧૯ મું

### પાટણનું પરદેશખાતું

સવારના ઉઠી કાક મંજરીને છોડાવવાની વેતરણ કરવા માંડી પહેલાં તે વિમલમહેતાની વાવ આગળ જઇ, મંજરીએ કહ્યો હતો તે કુવો પારખી આવ્યો, તેમાં ઉતરવા માટે જોઇએ એટલું દોરડું ત્યાં સાંજના પહોંચી જાય તેની ગોઠવણ કરી, અને પછી તેણે મંજરીને અમાવાસ્યાને દિવસ જુનાગઢ લઇ જવાનું વચન આપ્યું હતું તે પાળવાની તૈયારી કરવા માંડી તે રાતે પાટણ છોડવાનો પોતાનો ઇરાદો તેણે મંડલેશ્વરને દેખાડ્યો

મંડલેશ્વર ચકિત થયા અને આનાકાની કરવા લાગ્યા

"પણ મહારાજ! મંજરી આંખ આગળથી અદીઠ થશે નહીં ત્યાં સુધી ઉદો જંપીને બેસવા દેવાનો નથી એ રીતે મંજરીને પણ દાદાને મળવાની હોંસ છે તે પુરી પડશે. માટે જવા દો" કાકે કહ્યું

' પણ રસ્તે શું થશે?"

કે નહીં હું છું ને સાથે પાંચ દશ માણસ લઇ જઇશ '

' પણ મહીનામાં તું પાછો ફરે ત્યારે "

' જરૂર મારે ત્યાં શું કામ છે?"

' પણ મામાની રજા લીધી?"

' મુંજાલ મહેતાની રજા લેવા હું આ ચાલ્યો " કહી ને રાજગઢ આગળ

જયદેવ મહારાજ હતા નહીં એટલે તે મુંજાલ મહેતાને બારોબાર મળવા ગયો પણ તેની સાથે કોઇ ખાનગી મસલત ચલાવતું હતું એટલે થોડો વખત તેને ઉભા રહેવું પડયું આખરે મહાઅમાત્ય બેઠા હતા તે ખંડમાંથી એક ધુળેટો સ્વાર બહાર નીકળ્યો તે માણસ ઘણી લાંબી મુસાફરી કરીને આવ્યો હોય એમ લાગતું હતું પણ કાક પોતાના વિચારોમાં એવો ગુંથાએલો હતો કે તેણે તેના સામે પણ જોયું નહીં અને જ્યારે મુંજાલનો માણસ તેને કહેવા આવ્યો ત્યારેજ તે આસપાસ નજર કરી, સ્વસ્થ બની અંદર ગયો

"કેમ ભટ્ટરાજ! હમણાં કે દેખાતા નથી?' મુંજાલમહેતાએ હસીને ટોળમાં પુછયું

' દરરોજ આપની સેવામાં હાજર થાઉં છું ને''

વારુ બોલો! કેમ?"

આપની પાસે એક યાચના કરવા આવ્યો છું "

"શી? બોલો ખુશીથી" કાક મુંજાલમહેતાની મીઠાશ જોઇ વિસ્મય પામ્યો

"મારે મહીનાની રજા જોઇએ છે"

"રજા!" જરા વિસ્મય પામી મહાઅમાત્યે પુછયું, ' પાટણમાં શી ખોટ છે? એટલામાં શાટ સાંભર્યું?"

"ના મહારાજ!"

"ત્યારે?"

"મારે જરા કામ છે" કાક અચાતા ખચાતા બોલ્યા.

"એવું શું છે?" ઘણાજ હેતભર્યા હાસ્યથી મુંજાલે પુછ્યું.

"મારી સ્ત્રીને તેને મોસાળ મુકી આવવી છે મુંજાલ તે રાતની નાત સભાળે છે કે નહી તે જોવા કાક બોલ્યો

"હમણા રજા નહી મળે મારે તમારુ ઘણુ કામ છ તટસ્થતાથી અમાત્યે કહ્યુ

'મહારાજ' બનતી ઉતાવળે હુ પાછો આવીશ

'પણ અહીંઆ મારુ કામ રખડે તે'" મુજાલે પુછ્યુ

'મહારાજ '—"

"અરે હા–' મુજાલને કૈ યાદ આવતા તેણે કહ્યુ

'શુ જી ?" કાકે પુછ્યુ

'તમે તો કવિકુલશિરોમણિની છોકરી પરણ્યા છો નહી'

મકે ડોકા વતે હા કહી

'ત્યારે તો તેનુ મોશાળ જુનાગઢ

'હા જી"

'ચાલો એક પથ અને બે કાજ મારે પણ તમને જુનાગઢજ મોકલવાના છે"

જુનાગટ''

હા અને એ કામ કાકભટ્ટ શીવાય બીજુ કોઇ કરી શકે એવુ નથી તમે આવ્યા ત્યારે હુ તમારોજ વિચાર કરતો હતો" કાક જરાક હસ્યો અને જોઇ રહ્યો હવે તેને મજાલમહેતાની મીઠાશનુ કારણ જડયુ

તમે રા'ને ઓળખો છો ?"

જી હા"

તેનો છોકરો અહીંઆ છે" કાક સ્વાસ્થ્યથી જોઇ રહ્યો "તે તમારો દોસ્તદાર—નહીં ?"

'જી હા !" કાકે હીમતથી મત્રીને કહ્યુ "તે દિવસે આપણે સજ્જન મહેતાની વાડીમા હતા ત્યાજ એને ઓળખ્યો"

"તે પહેલા તમે એને પારખ્યો નહોતો ?"

'શકા હતી—ખાત્રી નહોતી પડતી"

'ત્યારે મને કેમ નહીં કહ્યુ ?"

'આપે મને પુછ્યુ નહીં તેમા"

મુજાલ હસ્યો "કાકભટ્ટ' તમે ભયકર માણસ છો"

'સાથે વિશ્વાસપાત્ર પણ છુ" કાક હસીને કહ્યુ

'વારુ" મુજાલે ગાભીર્યથી પુછ્યુ "એ ખેગારનુ શુ થયુ '"

'તે દિવસે રાત પછી તે અદ્દષ્ટ થઇ ગયો છે"

'હુ-તેને અહીંઆજ રાખવા ઇ અને તમારે જુનાગઢ જવાનુ ઙ"

'જેવી આજ્ઞા"

'રા' મરવા પડયો છે તેને કટલા છોકરા છે તે ખબર છે'

જી હા રાયઘણ, શેરસિહ, ચુડચન્દ્ર ને ખેગાર"

'આપણે ત્યા અહીંઆ નાનો આવ્યો હતો, નહીં?"

"જી હા' ખેગાર' અજાણપણાનો ડોળ કરતા મત્રી તરફ હસી-ન કાકે કહ્યુ

'ઠીક એમા નવઘણનો વહાલો છોકરા ખેગાર છે તે એને ગાદી આપવા માગે છે પણ આપણી રાજ્યનીતિ ન્યાયી છે—મોટા દીકરા રાયઘણને ગાદી મળવી જોઇએ' ધીમેધીમે મુજાલે કહ્યુ

જી'

કાકપણ પ્રમાણે ચુડચન્દ્ર કે ખેગારને ગાદી ન મળે એ જવાનુ ઙ'

'જી

"નહીં તો પછી આપણે મોટાનો પક્ષ લઇ બીજા સાથે લઢયા વિના છુટકો નથી"

"જેવી આજ્ઞા'

"પરશુરામને હુ એક દૂત જોડે સદેશો કહાવુ છુ તે બનની મદદ કરશે પણ આમા માત્ર શૌર્યનુ કામ નથી કામ માથે લેનારો શૂરો પણ જોઇએ અને મુત્સદ્દી પણ જોઇએ'

માગથી બનતુ કરીશ"

બસ મારે એટલુજ જોઇએ ઙ ક્યારે નીકળશો'"

"કાલ સવાર પછી-આપ કહો ત્યારે"

મુંજાલ આ હીમતવાન જુવાનીઆ તરફ જોઈ રહ્યો "ઠીક કાલે પગીઓ નીકળજો સાથે જેટલા માણસ જોઈશે."

"કે જરૂર નથી મે આઠ દશ મારે માટે લીધા છે તે પુરતા છે વધારે માણસ લઈ જાઉં તો કામ બગડે"

"વારુ આજના મને મળજો બીજુ કંઈ હશે તો કહીશ"



## પ્રકરણ ૨૦ મુ

### કાકને લાગે છે કે કીર્તિદેવ ગાંડો થઈ ગયો છે

મુંજાલે આ કામ તેને સોંપ્યુ તેથી એક રીતે કાક ખુશી થયો મંજરીને મોસાળ મુકવા જવુ એ એને નાનમભર્યું લાગતુ હતુ આ કામથી હવે તે નાનમ જતી રહી અને ગર્વિષ્ઠ સ્ત્રીની સાથે ગર્વભેર તે જઈ શકશે એમ લાગ્યુ મંજરીના ગર્વને પણ અલ્પતા પમાડે એવો ગર્વ પોતે ધારવા તેણે નિશ્ચય કર્યો હતો, અને તે ગર્વ સકારણ છે એમ પુરવાર કરવા માટેજ તે કીર્તિદેવ જેવા રાજ્યબંદીને છોડાવવા તત્પર થયો હતો જ્યા મંજરીના ગર્વમા રહેલી ભવ્યતા તે જોઈ શકતો હતો અને તેને લીધે મંજરી તરફ તેનુ માન વધતુ જતુ હતુ આ ઉપરાંત તે એ નિરીક્ષણ પણ કરી શકતો હતો કે મંજરી જેવી શુદ્ધ, ભાવનાશાલી સ્ત્રીના આદર્શો પુરા પાડવાને તે જે મથન કર્યા કરતો હતો તેનાથી તેના પોતાના ચારિત્ર્ય અને પરાક્રમ અદ્ભુત થતા જતા હતા

તે આજ પડતા મુંજાલ મહેતાને મળી છેલ્લા બે શબ્દ શીખામણના સાંભળી મુંજાલેશ્વરના ભોંયરામા થઈ વાવ પર આવ્યો ત્યા નક્કી કરી રાખેલી જગ્યાએ લાગના બે યોદ્ધાઓ કુમારને વેશે બે ઘોડા પર દોરડા ભરી ઉભા હતા થોડે દૂર સંકેત પ્રમાણે કીર્તિદેવને સારુ આણેલા એક પવનવેગી ઘોડાને ઝાડે બાંધી રાખ્યો હતો

કાકે ઝપાટાબંધ બે દોરડા કઢાવ્યાં અને તેને પેલા કુવામા નાખ્યા તેમાથી એક દોરડું કેડે બાંધી, બીજે દોરડે સરતો સરતો તે નીચે ઉતર્યો

તે જેમ નીચે નીચે ઊતર્યો તેમ શ્લોકના શબ્દોના પડઘા તેના કાને પડ્યા અને તે પડઘામાં તેણે મંજરીનો અવાજ પારખ્યો

તેને જેવું લાગ્યું કે પોતે ઉતરતોઉતરતો જાળીઓ સુધી આવી લાગ્યો કે તેણે ચકમક ઘસી રૂનો કાકડો ચેતાવ્યો અપરિચિત પ્રકાશથી ગભરાઈ ઉઠેલા જીવજંતુ ને પંખીઓનો ખળભળાટ ત્યાં થઈ રહ્યો, થોડેક દૂર કુવાની ભીંત પર એક મોટા સાપને ગભરામણમાં જીભ કાઢતો તેણે જોયો જાણે પોતે નરકમાં સદેહે આવ્યો હોય એમ તેને લાગ્યું

તે દોરડું હલાવતો, ઉપરના ઝાલી રાખનારને દિશા બદલવાની સૂચના આપતો આખરે પેલી જાળીઓ પાસે ગયો

મંજરીની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં

"આવ્યા ?" તે ઉમળકાભરી બોલી ઉઠી

"હા" ઊંડે પેટે કાકે જવાબ આપ્યો

"કીર્તિદેવજી ?"

કાક ' વયસ્ય ' તું ' શા માટે ?" બીજી જાળીમાંથી કીર્તિદેવ બોલી ઊઠ્યા

"કેમ જાળી જબરી છે કે ?"

ના મેં ઢીલી કરી મૂકી છે પણ કાક ' હમણાં હું આવી શું કરે ?"

કેમ ?

"કેમ ?"

આજે વદ ચૌદશ છે '

'હા' એકદમ સ્મરણ થતાં કાકે કહ્યું, "કાલભૈરવ—"

'હા તેણે આજે મધરાતે આપણને બોલાવ્યા છે "

'હા ચાલો આપણે અહીંઆથી ત્યાં જઈએ "

'અને રસ્તે પકડાઈ જાઉં તો ?"

"તો ભોળાનાથની મરજી "

'એટલે મારું તો મૃત્યુ જ થાય "

"હાસ્તો "

"અને તે મારો પિતા કોણ છે તે જાણ્યા વિના—' કીર્તિદેવે સખેદ ડોકું ધુણાવ્યું "કાક ' ભાઈ ' મને એ ત્રાસ સદાએ થયા કરે છે '

"શો ?"

"કે મારો બાપ જાણ્યા વિનાજ હું મરી જવાનો. આવું થાય તો એ ત્રાસ ખરો ઠરે" નિરાશાભર્યા અવાજે માલવી યોદ્ધાએ કહ્યું. કાકે દાંત કચકચાવ્યા અને પુછ્યું "ત્યારે શું કરવું ?"

"તમે જઇ કાલભૈરવને પુછી ને પાછા આવો" કીર્તિદેવે શાન્તિથી કહ્યું

કાકનો મીજાજ ગયો "તમો કે ભાન છે ? આમ તમને છોડાવવા એ કંઇ હસવાનો ખેલ છે ? આ બીજી વખત મોતને આવેલી ગંગા પાછી ઠેલો છો."

"પ્રારબ્ધમાં હશે તો જરૂર છુટીશું. જે તમે હમણાં કર્યું તે જરૂર મધરાત પછી કરી શકશો." કીર્તિદેવે પથ્થરને પીગળાવે એવા અવાજે કહ્યું. તેના તરફ મીજાજ કાઢવો તે નહીં સુઝતાં મનમાં કાકે કીર્તિદેવને બે ચાર ગાળો દીધી

કીર્તિદેવ તેનું કુલ શોધવા કેટલો આતુર હતો તે કાક જાણતો હતો, અને તે માલવી યોદ્ધા માટે તેને એટલું માન હતું કે તેનું હૃદય દુખાવવા તેનો જીવ ચાલ્યો નહીં. તે મંજરીની જાળી તરફ ફર્યો

"મંજરી ! તું ચાલે છે ?"

"કેમ તમે કાળભૈરવ પાસે જઇને પાછા આવો છો ને ? ત્યારે"

"ને પાછો નહીં આવ્યો તો ?"

"વૈધવ્ય મળ્યા પછી—આ સ્થલ કે બીજું સ્થલ તેની શી પરવા ?"

એક શબ્દ પણ બોલ્યા વિના કાકે સંકેત પ્રમાણે પોતાની કેડે બાંધેલું દોરડું હલાવ્યું અને ઉપર ઉભેલા પેલા બે પુરુષોએ તેને ખેંચી લીધો

મંજરીએ કહેલા છેલ્લા શબ્દોથી કાકનો નિશ્ચય એકદમ થઇ ગયો હતો. 'વૈધવ્ય' શબ્દથી મંજરીએ જો કાક જીવતો રહે તો જરૂર આવે એવી તેનામાં નિશ્ચલ શ્રદ્ધાનું સૂચન કર્યું હતું, અને આ શ્રદ્ધાથી કાક તાબે થયો હતો. આટલું કર્યા છતાં પણ અજાણતાં મંજરીની સત્તા તેના પર તેવી ને તેવી જ જામેલી હતી

કાક ઉપર ગયો ત્યારે પેલા બે યોદ્ધાઓએ ચકિત થઇ પુછ્યું 'ક્યાં છે ?"

"બધા ગાડા છે હજુ આપણી મહેનત પુરી થઇ નથી હુ બે ત્રણ ઘડીમા પાછો આવુ છુ ત્યા સુધી તમે નીરાંતે બેસો"

"આ રાતે?" એકે પુછવાની હીંમત કરી

"સોમભટ્ટ! હીંમત ન ચાલે તો પાછા જવા માંડો" સખ્તાઇથી ડાકે કહ્યુ

"ના–ના–ના બાપુ! હુ તો તમારે માટે પુછુ છુ"

"ગાડા ' મારે માથે ૐકારેશ્વર* ભગવાન્ છે"

"જી"

"જો જો મસતા—'

' નારે"

ડાક ત્યાથી ગયો, થોડે દૂર બાંધેલો ઘોડા પલાણ્યો અને હીંમગીરજ ચાચરને ઓવારે કાલભૈરવને કીર્તિદેવનુ દુ:ખ પુછવા નીકળ્યો '

# પ્રકરણ ૨૧ મુ

## શ્રીમાળી દરવાજો

ડાક કીર્તિદેવ અને મંજરીને છોડાવવા મથતો હતો તે વખત મુન્જાલ મહેતા વિહારી સાથે ખાનગીમા બેઠા હતા

"બાપુ! મને ડાક સમજાતો નથી"

' મને સમજાય છે તા, આજે શુ કર્યુ?'

' એ બધા પક્ષના છુપે છે"

"વારુ પછી આજે શુ કર્યુ?" મુન્જાલે અધીરાઇથી પુછ્યુ.

"સવારે એ ગામ બહાર જઇ આવ્યો, પછી આપની પાસે આવ્યો પછી એક ઘાટના ગોદ્ધા પાસે શુ મંગાવ્યુ તે ખબર છે?'

"શુ?"

"બાપુ! બસે બસે હાથના બે દોરડા—"

---

* દેવ તીરે પવિત્ર મનાતુ એક શિવનુ લિંગ

વારુ ”

“ તે મંડલેશ્વર મહારાજના ત્યાં મોકલાવ્યા

‘ પછી ?”

‘ પછી એ કુંભારો ગધેડાં લઇ આવ્યા ”

નઝાલ મહેતા ખડખડ હસી પડ્યા

‘ મુર્ખા ’ વળી વાતમાં ગધેડાં ક્યાંથી આવ્યા ? આજે તને શું થયું છે ?”

‘ બાપુ ’ કે નહીં પણ કે સમજ પડતી નથી ”

પછી ?

ત ગધેડાં મંડલેશ્વર મહારાજના પાછલે બારણેથી ભાર ભરી નીકળ્યા અને સંધ્યાકાલે શ્રીમાલી દરવાજેથી બહાર ગયા ’

‘ પછી પાછા ક્યારે આવ્યા ?’ હસીને મુંજાલે પુછ્યું

‘ હજુ આવ્યા જ નથી ને દરવાજા બંધ થઇ ગયા

વારુ ગધેડાંની વાત પુરી થઇ હવે કે રહી છે ?

“ પછી ઘોડા પર બેઠો એક લાટનો યોધ્ધો મંડલેશ્વર મહારાજના વાડામાંથી નીકળ્યો જતાંજતાં તે સ્વારને કાંઇ કે કાનમાં કહ્યું ’

પછી ?’

પછી આપને મળી એ મુંજાલેશ્વર મહાદેવમાં ગયો

બીજું કંઇ ’ કટાળી મહાઅમાત્યે પુછ્યું

“હજુ તેમાંથી પાછો આવ્યો નથી ’ મંત્રી એકદમ ચાગળાથી ઉઠ વાની તૈયારી કરતો વિહાગી બોલ્યો

‘ શું કહે છે ?”

ને મંદિરમાં પણ નથી ’ જરનું બાણ દકી વિહાગી કહેતો

‘ વિહાગી !” જરા ધ્યાન દઇ મુંજાલે પુછ્યું, ‘તેને ગયે કેટલો વખત થયો ?

‘ પાંચ સાત ઘડી થઇ હશે પોતાની બાહોશી પર મલકાતો વિહાગી બોલ્યો

‘ ત ત્યાં પહેલાં જતો હતો ”

"ના એક બે વખત સાજના પાનના પેલા જુના ચપાસગામ જતો હતો હુ નહોતો–' મુજાલનો એકાગ્ર દૃષ્ટિપાત જોઇ તે મુગો રહ્યો

' કાઇ સવારે ગામબહાર ક્યા ગયો હતો ?" મત્રીએ પુછ્યુ

"કોણ જાણે પણ તે પણ શ્રીમાલી દરવાજેથી"

અહ વાર પેલા ગધેડાની ગુણોમા શુ હતુ ?'

મને પેલા મોરડા લાગ્યા"

મોરો કેવો હતો ?'

જરા પાણીપથો"

એક જ બીજુ કે ?

કે નહી બાપુ' કહી પોતાના અગયો પર મુજાલે આટલુ રજન મુક્યાથી મલકાતો વિહારી બહાર ગયો પાચ દશ પલ મુજાલે એકાગ્રતાથી, ભોય પર નજર ટેકવી વિચાર કર્યો વિહારીની ધ્યાનપર્વક જોવાની શક્તિમા તેને વિશ્વાસ હતો

"મોરડુ–શ્રીમાલી દરવાજો–મુજાલેશ્વર મહાદેવ,–આ છોકરો ભય કરે છે"

એકદમ મુજાલને એક વિચાર આવ્યો તેના ડોળા ચળકી ઉઠ્યા– તેના કપાળ પર ક્રોધ આવ્યો તેણે હાથ પર હાથ પછાડ્યો, તે હવે સમજ્યો ' કહી ઉભો થઇ ગયો

"બહાર કોઇ છે ' એક અનુચર આવ્યો 'જા માર ખડ્ગ ને જમૈયો લઇ આવ"

' જી"

સાથે વહાણાણુ પણ લાવજે"

દશ પલમા મહાઅમાત્ય શસ્ત્ર સજી છાનામાના રાજગઢની એક નાની બારીએથી બહાર પડ્યા અને ઝપાટાબધ શ્રીમાલી દરવાજે ગયા

' રેવાદત્ત !"

દરવાન ચમકી જોઇ રહ્યો 'કોણ ભાઇ ?"

' બારી ઉઘાડ" સત્તાથી મુજાલે કહ્યુ

"નહી ઉઘડે હવે બધ થઇ ગઇ"

"કોને કહે છે ? ખબર કે ? તારી મશાલ લાવ" દરવાન આટલી સત્તાથી આ માણસને બોલતો જોતાં ગભરાતો મશાલ લઈ આવ્યો.

'કોણ છો મહારાજ ?'

જેવી મશાલ આવી એટલે મુંજાલમહેતાએ મોઢા પરની બુકાની કાઢી નાખી. તેને જોતાંજ દરવાન ગભરાઈ પાછો હઠયો. "મહારાજ!"

'હા ચાલ બારી ઉઘાડ. રેવાદત્ત! અહીંઆથી આજના બે ગધેડા જતા જોયા હતા કે ?'

'હા મહારાજ."

'તે પાછા ફર્યા ?'

'ના અન્નદાતા!" કહી અને તેરલો અવાજ કરી તેણે બારી ઉઘાડી અને રહેલા મશાલ આગળ ધરી.

અને થોડી વખત પરજ હાથ લઈ રેવાદત્તે બહાર જવા દીધા હતા તે માણસોને ચેતવવા તેણે મશાલ આગળ કરી. કોટની બહાર થોડે દૂર ઊભેલા પેલા બે માણસો મશાલ જોઈ ગભરાયા અને તરત કોટની પાસે એક ઝાડને ઓથે ભરાઈ ગયા.

રેવાદત્ત! વખત છે ને હમણાં હું પાછો ફરું. જાગતો રહેજે.'

'જેવી આજ્ઞા."

મશાલનું તેજ મુંજાલના મોઢા પર પડતું હતું. જે પેલા બે માણસો ઝાડને ઓથે ભરાયા હતા તેમણે પણ મહાઅમાત્યને ઓળખ્યો અને એમાંથી જે ઉંચો હતો તેણે બીજાનો હાથ દાબ્યો.

'સામ! જોયા કે ?"

"હા એ ક્યાંથી અત્યારે અહીંઆ ? આપણને પકડવા તો નહીં આવ્યા હોય ?"

"ગાંડો થયો છે ?" ખેંગારે સોમનો હાથ દાબી કહ્યું, "મુંજાલ મહેતાને તારી શી પરવા પડી છે ?"

'હા હવે મને યાદ આવ્યું" એકદમ સોમે ધીમેથી કહ્યું. 'તે દિવસ પણ તમે મને લઈ જતા હતા ત્યારે પુઆડજ આડે આવ્યા હતા.'

'દા' દાત કચકચાવી ખેગારે કહ્યું, "એક વખત તો એ વચ્ચે આવ્યો, ફરી આવશે તો—" કહી ખેગાર મુંગો રહ્યો

સોમના માથામા રણશીંગડા ફુકાવા માડ્યા ખેગારે તેનો બોલ પાળ્યો હતો અને રાત પડતા સજ્જનમહેતાની વાડીમા હાજર થયો હતો સોમના મનમા અનેક વડભાગ થયા કરી જુનાગઢની ગાદી—ખેગારનો મોહ—એ એ એક તરફ આકર્ષતા હતા—પાટણ તરફનો પ્રેમ અને પિતૃભકિત બીજી તરફ ખેચતા હતા એ ઘડભાગ પુરી થઇ ન થઇ અને તે ખેગારને ના કહેવા ફિતરી—ના કહેવા જતા હા કહેવાઇ ગઇ અને ખેગારની મોહિનીને વશ થઇ ઘરથી નાહી ખેગારની ધારણા - આ ભોળી છોકરી તેની ઇચ્છાની સામે થઇ શકવાની નથી તે ખરી નીકળી ખેગારે એ તેજી ઘોડા આ દરવાજા બહાર રાખ્યા હતા એટલે તેઓ દરવાજાના દરવાનને લાચ આપી ત્યાથી હમણાજ બહાર પડ્યા હતા

મુંજાલને—તેના પૂજ્ય ફુઆને—તેના પાટણની સત્તાના પ્રતિનિધિને—તને એક વખત બચાવનાર અને જેની જોડે તેનુ વેવીશાળ કરવાનો વિચાર ચાલતો હતો તે પુરુષને અહીંઆ, આ વખતે, અચાનક આવતો જોઇ તેનુ મન ભાગી ગયુ—વહેમાયુ—મુંઝવાયુ જાણે પોતાને નાસી જતી રોકવા માટે મુર્તિમાન પાટણ અહીંઆ આવ્યુ હોય એમ તેને લાગ્યુ આ મૂર્તિ આગળ જુનાગઢની ગાદીની મહત્તા ઓછી થઇ તેની પાસ ઉભેલા ખેગારના શબ્દો સાભળી, તેનો હાથ હાથથી ધ્રુજતો પારખી, તેને કૈં અજબ જેવી લાગણી થઇ ગમે તેવો પ્રિય ખેગાર હતો છતા, આ દૃશ્યીજ જોએલો અમાત્ય પોતાના વધારે છે એમ લાગ્યુ પણ હવે પાછુ જવાય એમ નહોતુ—તેણે હોઠ પર હોઠ બીડી મુઠીઓ વાળી મન દઢ કર્યું પીઅર—પીઅરનુ ગૌરવ તેનુ નહોતુ, પાટણ હવે પારકુ હતુ—તેનુ તો હવે જુનાગઢ—આમ તણે વિચાર કર્યો તોપણ પીઅર છોડતી છોકરીની સ્વાભાવિક ખિન્નતાએ તેની હોસ, તેનો ગાદીનો લોભ બંનેને વશ કર્યા.

મુંજાલ મહેતા બારીમાથી નીકળ્યા—જરા વાર ઉભા રહ્યા, ચારે તરફ જોયુ, કમરમા તલવાર ઢીલી કરી અને આ ઝાડ તરફ આવવા લાગ્યા. અંધારી રાતે તારાના પ્રકાશમા પણ તેનો કદાવર આકાર, તેના સ્પષ્ટ ડગલા ગૌરવશીલ દેખાતા હતા.

તે ઝાડની પાસે આવ્યા અને ખેંગારે સોમનો હાથ પોતાના હાથમાંથી છોડી નાખ્યો. સોમ વિચારમાં પડી—એક પલ પાસે આવતા મુંજાલ તરફ નજર કરી—બીજી પલે પાસે ઊભેલા ખેંગાર સામે જોયું. તેણે ખેંગારને કંઇ કહેવાની મથામણ કરી, પણ તેની જીભ સુકાઇ ગઇ હતી ને બેબાકળી થઇ રહી. તેણે ખેંગારની આંખમાં ભયાનક તેજ જોયું—તેને ખંગારનો સાદ ભણકાયો: "ફરી આવો લાગ કયે ભવે મળવાનો!"

સોમને સમજ ન પડી: કંઇ લાગ શું—ભવ શું. તેના મગજ પર અંધકાર ફરી વળ્યો. તેમાં માત્ર બેજ વસ્તુ દેખાઇ—પાસે આવી રહેલો મુંજાલ—જમણો હાથ તરવાર પર મુકી ઊભેલો ખેંગાર. મુંજાલ આવી લાગ્યો છેક ઝાડની પાસે. સોમના મગજમાં આવી પડેલા અંધકારમાં એક જ્યોત જાગી—મુંજાલ એટલે પાટણ—એક નહીં એટલે બીજું પણ નહીં. તેણે ખેંગારને તરવાર ખેંચતો જોયો—કુદવાની તૈયારી કરતો જોયો. બધો વિચાર છોડી તે કુદી.

નિઃશંક મને મહાઅમાત્ય ચાલ્યા આવતા હતા. ઝાડની એક તરફથી ખેંગાર કુદી તેના પર તુટી પડ્યો. બીજી તરફથી "મુઆ" કહી ચીસ પાડતી સોમ તેના પર તુટી પડી. અજાયબ થએલો મુંજાલ ચમક્યો. તેણે ખડ્ગ ખેંચ્યું. તે ફર્યો. ને તેના પર "મુઆ" કહી પડ્યું—બીજાએ તેના પર ખડ્ગનો પ્રહાર કર્યો. મુંજાલે સ્વસ્થ થઇ તરવાર ખેંચી ત્યારે એક જણ ભોંયે પડ્યું હતું—બીજું તે પડેલાના શરીરમાંથી પોતાની તરવાર ખેંચતું હતું—પોતે અણઘવાએલો ઊભો હતો.

"ચાંડાલ" કહી મુંજાલ પેલા મારનાર તરફ ફર્યો. મારનાર થએલો અકસ્માત્ જોયો. "હાય હાય" કરી બુમ પાડી અને પાછું જોયા વિના તે નાઠો. મુંજાલે તેની પુઠ પકડી—પણ ખેંગાર ઝાડીમાં ભરાઇ ગયો. "હરકત નહીં—જોઇએ પેલો બીચારો કોણ છે?" કહી તે પાછો આવ્યો. સોમે મુંજાલ મહેતાને બચાવવા જતા ખેંગારનો ઘા પોતે સહ્યો હતો.

મુંજાલે નીચા વળી જોયું, પણ અંધારામાં સોમને ઓળખી નહીં. "મારા પ્રાણરક્ષકને અહીંઆં કેમ છોડી જવાય" કહી તેણે સોમને ઉંચકી અને ઝપાટાબંધ તે વિમલશાહને આવાસે આવી પહોંચ્યા.



# પ્રકરણ ૨૨ મું

## બરબાદ થએલી કાકની મહેનત

મહાઅમાત્યે સુરપાલને બારણા ઠોકી ઉઠાડયો મુંજાલને ખબરાત અહીંઆ જોઇ તે બીચારો ગભરાઇ ગયો

"સુરપાલ, દીવો લાવ" કહી મુંજાલે સોમને ભોય પર મુકી 'ઘા-બાજરીયુ છે હોય તો તે લાવ"

સુરપાલ મુગે મોઢે દીવો લાગ્યો તેના પ્રકાશમા મુંજાલે સોમને ઓળખ્યો ને તે વિચારમા પડયો "શુ એનો સાથી ખેગાર! અને તે નાઠો! મુંજાલે નિસાસામા હોઠ કરડયા તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં "એ હરામખોર જખ્મ ન નીકળ્યો" તે મનમા બોલ્યો

સુરપાલે અનુભવી યોદ્ધાની કલાથી સોમનો ઘા બાંધ્યો અને તેને ઉચકી પથારીમા સુવાડી મંત્રીના કપાળ પર ઘેરાઇ આવેલુ વાદળ જોઇ તેને ધ્રુજારી છુટવા માંડી હતી. તે સોમને સુવાડી મુંજાલ પાસે આવ્યો

"સુરપાલ! તને દેહાંતશિક્ષા કરવી પડશે"

"કેમ મહારાજ?" સુરપાલના હાંજા ગગડી ગયા

"તારો કેદી નાસી ગયો"

"શુ કહો છો મહારાજ?"

"ચાલ એક મશાલ ચેતાવ પછી ડહાપણ કરજે"

પલવારમા, ગભરાતે હાથે સુરપાલે મશાલ ચેતાવી

"અપાસરામા કોઇ માણસો ઉતર્યા છે કે?" મુંજાલે પુછયુ

"ના જી"

"તારી પાસે કેટલા માણસ છે?"

"મહારાજ! બે અંદર છે અને ત્રણેક જણ પેલી તરફની ઝુંપડીમા છે"

"બોલાવ"

સુરપાલ બહાર ગયો અને ખેતરમા નાદ કરે એવી ચીસ પાડી થોડી વારમા બે માણસો અપાસરામાથી નીકળ્યા અને બીજા બે બહાર-થી દોડતા આવ્યા.

' મશાલને ખડી આપ '

' જી " કહી સુરપાલે તે પ્રમાણે કર્યું અને મશાલ લઈ તે આગળ ચાલ્યો. પાછળપાછળ મુંજાલ ચાલવા લાગ્યા. તેના હોઠ પ્રેત સમા નિશ્ચલ બની ગયા હતા. તેની આંખો બે તરવારની અણી હોય તેમ ચમકી રહી હતી. પેલા બે બીજા પુરુષો જે સુરપાલના છૂપા મદદગારો હતા તે મુંજાલને અત્યારે જોઈ, કાંઈ ભયંકર બનાવની આગાહી કરતા મૂગા-મૂગા પાછળ આવ્યા.

મુંજાલ ઝપાટાબંધ વાવ આગળ જઈ પહોંચ્યા. " પેલો કુવો ક્યાં ? "

' આ પેલો " સુરપાલે કહ્યું.

મુંજાલ તે તરફ ફર્યો અને તેની તીક્ષ્ણ નજરે પાળ પર બેઠેલા બે પુરુષો દેખાયા.

મુંજાલે તેના અનુચરોને પેલા પુરુષો આગળથી વતીજ દેખાડ્યા. " પેલાઓને પકડો—જીવતા કે મરેલા."

અંધારામાં ઠોકરો ખાતા અનુચરો પાળ તરફ દોડ્યા, પણ મશાલનું અજવાળું જોઈ ત્યાં બેઠેલા લાટના યોદ્ધાઓ ચેતી ગયા હતા. એટલે તેમણે ઉભી પુંછડીએ નાસવા માંડ્યું. તેમની પાછળ પેલા અનુચરો પડ્યા. મુંજાલે તેમાંના એક જણને પાછો બોલાવવા સુરપાલને હુકમ કર્યો. અને તે પ્રમાણે તેણે બુમ મારી " મેરા ! "

મેરો પાછો આવ્યો.

' જોઈએ, તારી મશાલ આમ લાવ " કુવાની પાળ પર પહોંચતા મુંજાલે કહ્યું.

સુરપાલે મશાલ ધરી અને તેને કપાળે પરસેવોપરસેવો થઈ ગયો. કુવામાં બે દોરડાં લટકતા હતા. તેને લાગ્યું કે આ ઉદામહેતાવાળી છોકરીને લઈ જવા કોઈએ યુક્તિ રચી હશે. તેણે મનમાં ઉદાને અને પોતાને [illegible] કહી નાખ્યું.

" બુઢ્ઢા ! આમ કેદી સાચવે છે ? " મુંજાલે કહ્યું.

' મહા—"

'ચુપ કર' કહી મુંજાલે નીચા વળી તરવારથી બંને દોરડાં કાપી નાખ્યાં

'હું નહીં આવ્યો હોત તો કેદી નાસી જાત ચાલો હજુ કંઈ બગડું બાજી થયું નથી તું અને આ મેત્રો બે જણા અહીંઆં ઊભા રહો વખત છે ને પેલા પાછા આવે આવે તો પકડીને મારી પાસે લાવજો ખબરદાર કોઈને હાથમાંથી જવા દીધો તો"

"જેવી આજ્ઞા"

અંદરના ઓરડાની કુંચી કયાં છે?"

"આ રહી મહારાજ' કહી કેડે ખોસેલી ચાર પાંચ મોટી કુંચીઓનો ઝુમખો સુરપાલે આપ્યો

લાવ તારી મશાલ" કહી મુંજાલે સુરપાલની મશાલ લીધી અને ધીમેધીમે તે પાછો અપાસરે આવ્યા

અપાસરે આવી તેણે સુરપાલની ખોલી ઉઘાડી અને બેભાન સોમસુંદરી જ્યાં પડી હતી ત્યાં ગયો તેણે મશાલ ધરી તેજ તેના મોઢા પર પાડ્યું અને તેના શ્વાસોશ્વાસ અનિયમિત લાગતાં નીચા વળી, ધ્યાનપૂર્વક એકીટસે જોયા કર્યું હેતાળ માતાની અનિર્વાચ્ય મૃદુતાથી તેના નાક ઉપર પડેલી લટ ખસેડીને નાક પર આંગળી ધરી તે બે પલ જોઈ રહ્યો

'નહીં, જીવ છે"

મશાલના અસ્થિર તેજથી અનેક રૂપાંતરો પામતા તે ખંડના અંધકારના પટ પર તે ચિત્ર અદ્‌ભુત લાગતું કદાવર મુંજાલ વાંકો વળી, એક હાથે મશાલ આડી ધરી ઉભો હતો ભોંય પર જખમમાંથી નીકળેલા રુધિરથી શ્વેત, સંગેમરમર સમી બની રહેલી બેભાન સોમ મરણ ને જીવનની સંધ્યામાં પડી હતી મંત્રીનું મુખ નિશ્ચલ હતું, તેની આંખો એકાગ્ર પણ અમીભરી હતી વાંકા વળી ઊભા રહેવાની તેની છટામાં પણ સ્વાસ્થ્ય હતું સોમ નિશ્ચેતન હતી છતાં તેના સૌંદર્યમાં ચેતન હતું, નિરાધાર છતાં તેની મુખરેખામાં ગૌરવ હતું આ દૃશ્ય પરથી ઉપજાવાતો વિષય કોઈ અપૂર્વ ચિત્રકારની સર્જકશક્તિભરી પીંછીની કસોટી કરે એવું હતું અમીભર્યો પ્રભાવ અને મોહક નિરાધારી

પણ મુંજાલમહેતાને આવા વિચારો માટે જોઇની ફુરસદ, કેલવણી કે પરવા નહોતા. કોણ જીવે છે એ જોઈ તે ટટાર થયો અને નીચે ભોંયરા તરફ જવા વળ્યો.



## પ્રકરણ ૨૩ મું

## લોહીતરસ્યો મહાઅમાત્ય

મુંજાલની નિશ્ચયાત્મક બુદ્ધિએ અત્યારે ભયંકર સ્વરૂપ લીધું હતું. તેની ઇચ્છાશક્તિ મૂળમાં તો પ્રબલ હતી. અભ્યાસ, સમોવડીઆને અભાવે નિશ્ચલ બની હતી, અને સામે પડનારને અચુક કચરી નાખે એવી થઇ રહી હતી. એવી દુર્ધર્ષ શક્તિ અત્યારે ઘણીજ છછેડાઇ હતી. ઘણા એની સામે થવા મથતા—પણ થોડા વખતમાંજ ઠરી જતા. હાર ખાઇ જતા. પણ આ એકજ નિર્માલ્ય સુભટ તેનાથી ડરતો નહોતો અને તેની યોજનાઓ ઉંધી વાળતો હતો. આ અવિચારી છોકરાને છુંદી નાખવા મુંજાલે અત્યારે દૃઢ નિશ્ચય કર્યો હતો. કેસરીના પંજામાં ઉંદર આવતો હતો, પંજો બીડાતો હતો. પંજો બીડી તે નિર્જીવ પ્રાણીને ચગદી નાખવા વનરાજ તૈયાર થઇ બેઠો હતો.

મુંજાલ ભોંયરામાં ઉતર્યો, ભીંત ટેકવી ને મશાલ મુકી અને એક સાથેની ઓરડીનું બારણું ખોલવા માંડ્યું. તેણે આસપાસ નજર કરી અને જરા વિચારમાં પડ્યો, કારણ કે ક્યા ઓરડામાં કીર્તિદેવ હતો તે એ વીસરી ગયો. કે નિર્ણય પર ન આવી શકવાથી કુંચી લગાડી પહેલી ઓરડી ઉઘાડી.

તાળું ઉઘાડવાનો અવાજ થતા કોઇએ અંદરથી મધુર સ્વરે પુછ્યું "કોણ એ?" અવાજ કોઇ સ્ત્રીનો લાગ્યો એટલે મુંજાલ ચમક્યો. સુરપાલને તે શુષ્ક, રુદ્ધ સૈનિક ધારતો હતો,—તે વળી અહીંઆ સ્ત્રી લાવી રાખે! મનમાં તે હસ્યો અને પલવાર જરા ઉભો રહ્યો.

"કોણ સુરપાલ?" ફરીથી પ્રશ્ન આવ્યો. મુંજાલ કંઈ બોલ્યો નહીં પણ બારણું ઉઘાડ્યા વિનાજ તે પાસેની બીજી ઓરડીનું તાળું ખોલવા બેઠો.

ને તાળુ ખોલી તેણે બારણુ ઉઘાડ્યુ કે કીર્તિદેવે પુછ્યુ "કોણ?" મુંજાલે જવાબ નહીં દીધો, પણ ભોંય પર પડેલી મશાલ ઉંચકી, કમર પર લટકતી તરવારનો બંધ જરા ઢીલો કર્યો અને અંદર પેઠો

મશાલના અજવાળામાં તેણે કીર્તિદેવને જોયો તે માલવી યોદ્ધાએ પણ મુંજાલને ઓળખ્યો, જરાક આંખ ચોળી અને તેના મોઢાનુ નુર ઉડી ગયુ અત્યારે-આ-જ્યારે તે પલેપલ છુટવાની વાટ જોતો હતો ત્યારે તેના કટ્ટા વેરીને આવતો જોઇ તે અડગ યોદ્ધો પણ ડગ્યો

"કેમ છો કીર્તિદેવ?" જરાક મજાકમાં મુંજાલે પુછ્યુ

શુ જવાબ દેવો તે કીર્તિદેવને એકદમ સુઝ્યુ નહીં, પણ મુંજાલ નીચો વળી પાસે પડેલી દીવીનુ કોડીયુ ચેતાવતો હતો એટલે તેને સ્વાસ્થ્ય મેળવવાનો વખત મળ્યો

"ઓહો, મંત્રીરાજ! તમે અત્યારે?"

"હા" કહી મુંજાલ ભોંય પર મશાલ મુકી કીર્તિદેવ તરફ ફર્યો

"કેમ?" રખેને કાક આવી પહોંચે એવી ધાસ્તીથી જાળી તરફ નજર નાખી કીર્તિદેવે પુછ્યુ

"તમને નાસી છુટતા અટકાવવા"

"આ તમારા યમસદનમાંથી કોની મગદુર કે નાસી છુટે?" છાસીયુ કરી ધ્રુજતુ હ્રદય મહામહેનતે કાબુમાં રાખી માલવી યોદ્ધાએ કહ્યુ

"હુ તેજ જોવા માગુ છુ" સખ્તાઇથી મહાઅમાત્યે કહ્યુ.

"હવે ખાત્રી થઇ?"

"જાળી તરફ શા માટે જુઓ છો?" મુંજાલે તિરસ્કારપૂર્વક કહ્યુ, "તમારે જવાના દોરડા ક્યારના કપાઇને કુવાને તળીએ પડ્યા છે"

ધીમેથી કીર્તિદેવે તબીઅત વાળી, હતાશ થતા તેની હીંમત પાછી આવી "તે તો તમને અહીંઆ દીઠા એટલે મારી ખાત્રી થઇ ગઇ ઓહો! હવે તમારે શુ કામ છે?"

"કેમ આટલી અધીરાઇ આવી?" તિરસ્કારથી મંત્રીએ પુછ્યુ

"રાત ઘણી ગઇ છે મને ઉંઘ આવે છે" શાંતિથી કીર્તિદેવે કહ્યુ

"તમારે અત્યારે અહીંઆ ઉંઘવાનુ નથી"

"કેમ ? ત્યારે કયાં ?"

"કાં તો મારી સાથે રાજગઢમાં–અથવા તમે કહ્યું ત્યાં–યમસદનમાં" કીર્તિદેવ નિશ્ચલ નયને જોઈ રહ્યો અને મુંજાલે આગળ ચલાવ્યું "રાજગઢમાં સુખ હોય તો મારું કહ્યું માનો."

"શું ?"

"જયદેવ મહારાજની સેવા સ્વીકારો."

ગુસ્સામાં કીર્તિદેવે ઉંચું જોયું અને ધીમેથી ગુસ્સો દબાવી તે બોલ્યો "મંત્રી ! તમારા જયદેવ મહારાજને કહો કે અવંતિનાથના સામંત થાય–એટલે હું તેની સેવા સ્વીકારીશ."

મુંજાલે હોઠ કરડ્યા અને ગૌરવથી પૂછ્યું "એટલે ?"

"એટલે આ ભવે મારા સ્વામી અવંતિનાથ–આવતે ભવે ભગવાન્ પિનાકપાણિ સમજ્યા ?" કીર્તિદેવનો અવાજ સખ્ત હતો.

"મારું કહેવું નહીં માનવાનું પરિણામ શું આવશે તે ખબર છે ?" મુંજાલે ગુસ્સામાં પુછ્યું.

"પરિણામ જાણવાની મને પરવા નથી," શાંતિથી કીર્તિદેવે કહ્યું.

ગુસ્સામાં પણ મુંજાલ થોડો વખત આ બાલની યોદ્ધાનું નિર્દોષ મુખ, તેની ભવ્ય તેજોમય આંખો, તેની અડગતા જોઈ રહ્યો. આવા સુંદર, પ્રભાવશાળી પુરુષને મારવાનું મન તેને થયું નહીં.

"કીર્તિદેવ ! એક બીજો રસ્તો છે."

કીર્તિદેવે જવાબ ન આપ્યો. તે અદબ વાળી હોઠ બીડી શાંતિથી ઉભો હતો.

'તમે આ તમારું ગાંડપણ છોડી દેશો ?'

'કયું ?"

"અવંતિ અને પાટણ વચ્ચે સંધિ કરાવવાનું ?"

"પાટણના તો તમે મુખત્યાર છો. પછી સંધિ કેમ થવાની હતી ?"

"પણ તમારી હોંસ પાટણ અને અવંતિ બંનેના મુખત્યાર થવાની છે." તિરસ્કારથી મહાઅમાત્યે કહ્યું. "યવનને કાઢવાને બહાને લક્ષ્મવર્માને આર્યાવર્તનો ચક્રવર્તી કરવો છે, કેમ ? એ કદી થવાનું નથી."

"મુંજાલમહેતા ! વિધિની નિશ્ચલતાનો આડંબર શા કામનો ?" તેની મોટી આંખ પણ જરા ઉઘડી. અંધારામાં પણ તેમાંથી તેજના પુંજ વર્ષ્યાં "ભારતનું ભાગ્ય તમારા હાથમાં નથી કે તમે કૈં કહી શકો. તમે એક કીર્તિદેવ મારશો–તો બીજા સહસ્ર ઉભા થશે. જો પાટણની મદદથી યવનોનો સંહાર થવાનો હશે તો હજાર મુંજાલો છતાં સંધિ થશે. તેના વિના થવાનો હશે તો પાટણને પાધર થતાં વાર કેટલી ?" ગર્વથી કીર્તિદેવે કહ્યું.

"પાટણને પાધર થતાં ઘણી વાર છે." તિરસ્કારથી મુંજાલે કહ્યું "તે પહેલાં તો તેનો પતિ પૃથ્વીપતિ થશે."

"કે નહીં તો પછી ગર્જનાધિપ[1]નો સામંત બનશે. તમે મને કેદ કર્યો છે. અત્યારે હવે મારી નાખશો. બીજું શું કરશો તેની મને પરવા નથી. તમારી કલંકી રાજ્યનીતિને એજ શોભશે." મુંજાલ બોલ્યો નહીં, તેને આ યુવાન્ યોદ્ધાના બોલ સાંભળવા ગમતા હતા. કીર્તિદેવના પલેપલે વધારે તેજસ્વી થતા મુખ તરફ તે જોઈ રહ્યો.

"પાટણના શ્રાવકમંત્રીઓને રાજ્યસત્તા હાથમાં રાખવી છે અને તેથી તેઓ આર્યાવર્તના બીજા રાજ્યો સાથે સંધિ કરતા નથી. ભૂતકાલમાં એ તમારી રાજ્યનીતિ હતી–આજે પણ તે જ છે. હું આ રાજ્યનીતિનો વેરી છું તેથી તો તમે મને મારવા માગો છો. ભલે મને મારી નાખો-તમારી સ્વાર્થબુદ્ધિ રાખો, કરો છો તેમ કર્યા જાઓ. પણ જે સ્વપ્ન સિદ્ધ કરવા હું માગતો હતો તે સિદ્ધ ન થયા તો આખા ભરતખંડના ભોગ મળશે. મને મર્યાની બીક નથી–પછી શું થશે તેની બીક છે. અને ભવિષ્યનો ખ્યાલ લાવતાં હું કંપું છું. પણ મારું કહેવું નિરર્થક છે. વાણીઆને એ ખ્યાલ ક્યાંથી આવે ?" કહી કીર્તિદેવે ખેદથી ડોકું ધુણાવ્યું. મુંજાલમહેતા ! જ્યારથી તમારા જેવાના હાથમાં રાજ્યસત્તા આવી ત્યારથીજ આર્યાવર્તના ભાગ્ય ફુટ્યા." આ શબ્દો પણ કીર્તિદેવે સામાન્ય સિદ્ધાંત ઉચ્ચારતો હોય એવી તટસ્થતાથી કહ્યા.

---

1 ગીજનીનો સુલતાન

મુંજાલના હોઠ તિરસ્કારમાં મરડાયા "છોકરા ! હું અત્યારે જીભાજોડી કરવા નથી આવ્યો, અને આવ્યો હોત તો એ તારા જેવા નમાલા જોડે કરવાની તસ્દી નહીં લેત–"

કીર્તિદેવના મોઢા પર ગુસ્સો પ્રસરી રહ્યો તેણે ચમકી દાંત કરડ્યા અને એકાગ્ર દૃષ્ટિએ મુંજાલ તરફ જોઇ કહ્યું "મહેતાજી ! હું નમાલો હોઈશ–નિર્જીવ હોઈશ, પણ પાટણને જીતનાર–યવનદલને સંહારનાર–મહારથીઓના પણ મહારથી ઉબક પરમારને ખોળે ઉછર્યો છું કાશીને શરમાવનાર અવંતિના વિદ્વાન્ શ્રોત્રિયના ચરણ ધોઇ વિદ્વત્તા મેળવી છે મારી શક્તિ નથી ધીકાટે બેસીને આવી કે નથી શુષ્ક જાતિઓની સેવા કરી"

"ઠીક તું વચન નથી આપતો એમ ?" મુંજાલે દાંત પીસી, ધીમે, ખોખરે, ભયંકર અવાજે પુછ્યું

"નહીં આપું તો શું કરશો ?" તિરસ્કારથી હસી કીર્તિદેવે કહ્યું મુંજાલના સ્વસ્થ મગજમાં ઝનુનની જવાલા ભભુકી રહી અનેક વાર તેણે સમોવડીઆ સાથે બાથ ભીડી હતી, પણ કોઇએ તેને આવો તુચ્છકાર્યો નહોતો અને તેના ગૌરવને હાનિ પહોંચાડવાની ધૃષ્ટતા કરનાર દુશ્મનને પુરો કરવા તેણે નિશ્ચય કર્યો "છોકરા ! તારું આવી બન્યું છે" કહી તેણે હાથ તરવાર પર નાખ્યો

"તે તો લલાટના લેખની વાત છે," શાંતિથી, તિરસ્કારથી કીર્તિદેવે કહ્યું, "તેમાં તમે શું કરશો ?"

"જોવું છે ?" કહી વીજળીની માફક મુંજાલે તરવાર કાઢી

પણ મુંજાલ પુરી તરવાર કાઢે તે પહેલાં કીર્તિદેવ કુદ્યો અને એ હાથે મુંજાલનો તરવારવાળો હાથ તેણે પકડ્યો શસ્ત્રસજ્જિત મંત્રી નિ:શંક મને ઉભો હતો, અને આ અચાનક તરાપથી જરા પાછો પડ્યો કીર્તિદેવના હાથ–શીકારી કુતરાના દાંતની માફક–તેના જમણા હાથ પર સજ્જડ ચોંટ્યા હતા તન્ત સાવધ બની તેણે જમણા હાથમાંથી ડાબે હાથે તરવાર લેવા પ્રયત્ન કર્યો દ્વંદ્વયુદ્ધમાં કુશલ કીર્તિદેવ સમજ્યો ! અને મંત્રીના હાથ આમળી તરવાર લેવા મથામણ કરવા માંડી ચાર હાથ

માત્ર ઝપાઝપી કરતા હતા અને તેને બન્ને જણ તેના નાના ઓરડા-માં ચક્કરચક્કર ફરવા લાગ્યા નાની, સાંકડી ઓરડીમાં એ દીવાના અસ્થિર અજવાળામાં આ જીવલેણ દ્વંદ્વયુદ્ધ ભયંકર રીતે જામ્યું

આખરે મુંજાલનું અપ્રતિમ બાહુબળ કીર્તિદેવના ચાપલ્યથી ચઢ્યું તેણે માલવી યોદ્ધાને ખુણામાં ચગદી ઘાલ્યો અને પોતાનો તરવારવાળો હાથ છુટો કરવા એક મહાયત્ન કર્યો તેણે પોતાનો હાથ જોરથી વાળ્યો સાથે કીર્તિદેવના પણ હાથ વળ્યા એમાંથી જેનો હાથ પહેલો ભાગે તે હારે એવો વખત આવ્યો, પણ મંત્રીએ પોતાના ઘુંટણના જોરથી ખુણે દબાયલા કીર્તિદેવને દાબ્યો તે દબાણ દુઃસહ થઇ પડવાથી કીર્તિદેવના હાથ છુટી ગયા—વીફરેલા મુંજાલના ઘુંટણ નીચે તે સપડાઇ પડ્યો મુંજાલે યમદંડ જેવા વિજયી ખડગની તીક્ષ્ણ અણી કીર્તિદેવની છાતી પર ધરી

'પાપી' જો હવે તારે લલાટે શું લખાયું છે?" હાંફતા હાંફતા મંત્રીએ કહ્યું.

"ખબરદાર" પાછળથી કાકની પ્રચંડ ગર્જના સંભળાઇ મુંજાલે ચમકીને પાછળ જોયું બારણામાં કાક અને સુરપાલ ઉભા હતા

## પ્રકરણ ૨૪ મું

### કીર્તિદેવનું કુલ

મધ્યરાત્રિને ઘડી બે ઘડી થઇ એટલે કાક દોડતે ઘોડે પાછો આવ્યો અને ઘોડાને બાંધી, પગે પેલા કુવા પાસે આવ્યો તે જેવો આવ્યો એટલે સુરપાલ અને તેના શાગીર્દો તેના પર તુટી પડ્યા અને મહાસુરકેલીએ તેને પકડ્યો સુરપાલે એક દોરડું લાવી તેના હાથ પાછળથી બાંધ્યા

"સુરપાલ! તું જાણે છે હું ભટ્ટરાજ છું!"

"ભલે ને મોટો રાજા હોય"

"કોના હુકમથી પકડે છે?"

"મુંજાલ મહેતાના"

'હેં! તે અહીંઆં છે?"

"હા અપાસરામાં."

"મને તેની પાસે લઈ જા."

"હું તેજ કરું છું," કહી ઝપાટાબંધ સુરપાલ તેને ભોંયરામાં લઈ આવ્યો.

સુરપાલની મશાલનું તેજ દેખી, અધઉઘાડા બારણામાંથી પેલું ભયંકર દ્વંદ્વયુદ્ધ જોઈ રહેલી મંજરી પાછળ ખસી અને ખુણામાં લપાઈ ગઈ. કાકના ગયા પછી ક્યાં સુધી તે તેની વાટ જોતી બેઠી. જેમ પળ જતી ગઈ તેમ તેની ચિંતા વધતી ગઈ. તેને લાગ્યું કે કાક જેવા અપ્રતિમ વીરની અણમોલી જીંદગીને તેણે અને કીર્તિદેવે નકામી જોખમમાં નાખી હતી, અને જેમ મોડું થતું ગયું તેમ તેનું હૃદય અધીર બન્યું.

તે અધીરા હૃદયે કાકના પરાક્રમો અને તેણે કરેલી સેવાનું સ્મરણ કરાવ્યું. તે મધ્યરાત્રિના ગંભીર, ભયંકર વાતાવરણમાં તેની ઉત્તેજિત થએલી કલ્પનાશક્તિએ કાકની છબીમાં અનેક રંગ પુર્યા. જે રંગોથી તેણે કીર્તિદેવને કાકનું ઓળખાણ આપ્યું હતું તે યાદ આવ્યા અને તે ખરા છે કે કેમ તે જોવા તેને ગુંજવા લાગી. અને તેમાં કહેલું વર્ણન આછું, નીરસ લાગ્યું. તેણે કાવ્ય અને ઇતિહાસમાં આલેખેલા વીરોનું સ્મરણ કર્યું—તેમના જેવો તેથી પણ ચઢીઆતો કાક લાગ્યો. અને તે બધા તો કાલ્પનિક હતા અને આ તો 'સૌભાગ્યનાથ મમ.' ને બમણી બારણું ખખડ્યું અને આ રસભરી વિચારમાળા તુટી. "આવ્યા? સુરપાલ!" તે ચમકી, ગભરાઈ અને વાટ જોતી ઉભી, પણ કોઈ આવ્યું નહીં. ઉલટું બારણું ઉઘાડું રહ્યું. શું થયું તેનો તેને સ્પષ્ટ ખ્યાલ આવ્યો નહીં—પણ કે મોટી પીડા માથે પડી હોય તેમ તેનું હૃદય ખિન્ન થઈ ગયું. તેણે ઘડીમાં બારણા સામે ઘડીમાં જાળી તરફ જોવા માંડ્યું.

એકદમ પાનની ઓરડીમાં જોસ્સાભેર થતો સંવાદ બારણામાંથી તેમજ કુવામાંથી પડઘારૂપે આવતો. તે વધીજ મળતા. પણ જેમ ના આગળ ચાલ્યો, તેના અક્ષરે સમજે કાને પડવા લાગ્યા તેમ તેને હીંમત આવી અને બારણું ઉઘાડી બહાર નીકળી. સામેની ઓરડીના અધઉઘાડા બારણામાંથી મુંજાલ ને કીર્તિદેવનો સંવાદ સાંભળી તે દીંગ

બની ગઈ જ્યારે દ્વંદ્વયુદ્ધ શરૂ થયું ત્યારે તેનું હૃદય કાંપી ઉઠ્યું, તેને પાછા જવાનું મન થયું, પણ ડરને લીધે તેના પગ ઉપડ્યા નહીં એટલામાં સુરપાલની મશાલનું અજવાળું જોયું અને તે ખુણામાં લપાઈ ગઈ

સુરપાલની સાથે કેદી બનેલા કાકને જોઈ તેના હોસકોસ ઉડી ગયા તે બધું સમજી તેમનું કાવત્રું ઝલાઈ ગયું, કાક પકડાઈ ગયો, બહાર નીકળવાની આશા નષ્ટ થઈ વખત છે ને કાકને દેહાંત શિક્ષા થશે, તેને લીધે કાકે આટલું જોખમ ખેડ્યું, તેને લીધે આવો બહારથી આમ જીવથી જાય ' તેણે કાકની સામે જોયું બાંધેલે હાથે પણ તે ટટાર, સમર્થ ચાલતો હતો, તેને ગળેથી લોહી વહેતું હતું, તેના કેશ વીખરાઈ મોઢા પર પડ્યા હતા, તેની આંખો બે તારાની માફક ચમકતી હતી—અને તેનું મોઢું ભયંકર દંતાળામાં બીડેલું હતું કાકનું આ મુખ તેના હૃદયમાં કોતરાઈ રહ્યું

સુરપાલે ઓરડીનું બારણું ઉઘાડ્યું કે કાક છલંગ મારી અંદર ગયો અને તેણે 'ખબરદાર" ની ગર્જના કરી

કીર્તિદેવનું લોહી રેડવા તલસી રહેલા મુંજાલને કાને આ ગર્જના જતા તેણે પાછળ જોયું અને કાકને જોઈ તેના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું તેની નસેનસમાં તોફાન જાગ્યું પણ સત્તા અને ગૌરવનો અવતાર ગણાતો મહાઅમાત્ય આ પળે પણ ગૌરવ વીસર્યો નહીં તે ધીમેથી બાજઠ ઉપર અને કર્યું... સ્વસ્થ રાખી કીર્તિદેવ પરથી ઉઠ્યો અને કહ્યું "સુરપાલ' આ હરામખોરને પકડ. એ ધારે છે કે મુંજાલને મહાત કરવો એ રમત વાત છે"

સુરપાલે પોતાની મશાલ પણ ભીંતે ટેકવી મુકી અને આવી કીર્તિદેવને પકડ્યો

અધઉઘાડા બારણામાંથી મંજરી મુંજાલનું ક્રોધથી જ્વલંત બની રહેલું મુખ જોઈ રહી તેના પણ વાળ કપાળ પર વીખરાઈ ગયા હતા તેની વિશાલ આંખો લાલચોળ થઈ હતી

મુંજાલ કાક તરફ ફર્યો

"તું પણ આવ્યો ?" મેઘગર્જના સમા ચિત્તભેદક અવાજે મુંજાલે પુછ્યું

"હા અને વખતસરજ પાટણના મહાઅમાત્ય આમ મારાની માફક મધ્યરાત્રે લોકોના ખુન કરવા ક્યારથી શીખ્યા ?" કાક હસ્યો

મુંજાલના નેત્રો ફાટી ગયા. તે એક ડગલું આગળ આવ્યો, તરવાર ઉગામી. પણ તરવાર પડે તે પહેલાં બારણામાંથી મંજરી કુદી અને પાસેજ ઉભેલા કાકની કોટે વળગી પડી.

મુંજાલ ચમક્યો. એને લાગ્યું કે બેભાન સોમ આવી. તેણે તરવાર પાછી ખેંચી લીધી અને ધ્યાનપૂર્વક જોયું.

"કોણ છે તું?"

"હું!" ગર્વથી માથું ઉંચું કરી મંજરીએ સ્પષ્ટ રીતે કહ્યું. મોરના કેકારવ સમો તેનો સુમધુર અવાજ ટહુકી રહ્યો. "કાકભટ્ટની અર્ધાંગના."

"કોણ કવિકુલશિરોમણિની છોકરી! તું અહીંઆ ક્યાંથી?" મુંજાલે વિસ્મય પામી પુછ્યું.

"મારા સૌભાગ્યનાથની સાથે." મંજરી કાકને ગળે વળગી રહી.

"મંજરી!" શાંતિથી કાકે કહ્યું, "અમારી તકરારમાં તું નહીં પડ. નહિ તો કહેવાશે કે સ્ત્રીહત્યાથી ડરી મુંજાલમહેતાએ મને જીવવા દીધો." કહી તેણે મંજરીને હેતભરી દૃઢતાથી જરા દૂર કરી.

"જે બ્રહ્મહત્યાથી નહીં ડરે તેને સ્ત્રીહત્યા શી વીસાતમાં?" તિરસ્કારથી કીર્તિદેવ—જેના હાથ સુરપાલે બાંધ્યા હતા તે—બોલ્યો. "મુંજાલમહેતા! એને શું મારો છો? એણે શું ગુનો કર્યો છે? ગુનો તો મેં કર્યો છે."

કંઈ પણ જવાબ આપ્યા વિના મુંજાલે એના તરફ પુંઠ ફેરવી અને કાકને દાંત પીસી કહ્યું.

"મારો રાજ્યકેદી તારે નસાડવો હતો, કેમ?"

"હું રાજ્યકેદી ઓળખતો નથી. મારી સ્ત્રીને અહીંઆ કેદ કરી છે. મારા મિત્રને કેદ કર્યો છે—તેમને છોડાવવા એ હું મારો ધર્મ સમજું છું."

"તારી સ્ત્રી!"

"ભુલી ગયા? નંદજનમંદતાના વાડામાંથી ઉદ્દો મહેતો મંજરીને પાછી લઈ ગયો તે. પારકાની વૈરી લોકો ઉપાડી જાય—અને તેને પાછી લઈ જવાય નહીં. વાહ તમારો ન્યાય!"

"તે વાતની મારે પંચાત નથી જોઈતી તેં રાજદ્રોહ કર્યો છે, એજ બસ છે"

"રાજદ્રોહ? મેં? હા મેં લાટ જીતી આપ્યું, નવઘણને પકડી આપ્યો અને કીર્તિદેવનું કાવત્રું ફોડ્યું"

'તેમાંજ તું ફાટ્યો છે. કાલે તને તો હાથીને પગે કચરાવીશ'

"કચરાવો-તમારી મગદુર હોય તો તમે હજુ મને ઓળખ્યો નહીં મને હાથીને પગે કચરાવો-પછી જુઓ, કાલે મંડલેશ્વર તમારા દુશ્મન થશે-પાટણમાં વસેલા હજાર લાટના સુભટો બારવટું લેશે ને લાટ જીત્યું અણજીત્યું થઈ જશે'

"છોકરા! તું કોને ડરાવે છે?"

"તમે તે કોણ થયા કે ન ડરો?' ગર્વથી કાકે પુછ્યું મંજરી કાકના મુખની પ્રભાવભરી ભભક જોઈ રહી

"તે હું તને બતાવીશ'

"તમે પાટણની સત્તાના પ્રતિનિધિ હશો તો હું પણ છું'

"તું—' તિરસ્કારથી મુંજાલે પુછ્યું

"હા-તમે ભૂતકાલના-પણ હું તો ભવિષ્યનો' શાંતિથી કાકે કહ્યું

મુંજાલ મુંગો રહ્યો આ વાતમાં તેને કંઈ માલ લાગ્યો નહીં થોડી વારે તેણે કહ્યું 'સુરપાલ! આની કાલે વાત, લે તરવાર, પેલાનો શિરચ્છેદ કર!'

સુરપાલ આગળ આવ્યો, અને તરવાર લેવા હાથ આગળ ધર્યો, કાક વચ્ચે આવ્યો "ખબરદાર!"

'ચુપ રહે" ગુસ્સામાં મુંજાલે ગર્જના કરી

"શા માટે? એ અવંતિનો સંધિવિગ્રહક છે એનો દેહ પવિત્ર છે'

'એ કાવત્રાબાજનો દેહ પવિત્ર! લે સુરપાલ!" કહી મુંજાલે ફરી તરવાર ધરી

"મુંજાલમહેતા!—'

સુરપાલે તરવાર લીધી ગર્વમાં માથું ઉંચું રાખી કીર્તિદેવ તરવારના ઝપાટાની રાહ જોતો હતો

"મુગ્ધપાલ!" કાકે કહ્યું ' એક પલ સબુર કર. મારે કીર્તિદેવને બે બોલ કહેવા છે" મુગ્ધપાલે મુંજાલ સામે જોયું, અને મંત્રીએ નજરથી હા કહી એટલે તે થોભ્યો

'કીર્તિદેવજી' હું કાલભૈરવ પાસે જઈ આવ્યો"

'કીર્તિદેવના મુખ પર તેજ છાયું તેની આંખોમાં અમી આવ્યું

"મારું કુલ કહ્યું ? મારો પિતા કોણ ?' આતુરતાથી કીર્તિદેવે પૂછ્યું

જરાક હસી કાકે તિરસ્કારભરી નજર મુંજાલ પર નાખીને કહ્યું

"કીર્તિદેવજી' તમે બાળક હતા ત્યારે તમને સજ્જનમહેતાએ નબાપા તરીકે જાત્રાએ આવેલા સેનાપતિ ઉબકને સોંપ્યા હતા, નહીં ?"

મુંજાલે કાન ફફડાવ્યા તે ધ્યાનથી સાંભળી રહ્યો

"હા એ તો મેં તમને વાત કહી હતી"

' સજ્જનમહેતા તમારા કોઈ સગા હોય એમ લાગે છે, નહીં ?"

"મને વહેમ છે' અધીરાઈથી કીર્તિદેવે કહ્યું

"કીર્તિદેવજી !" મોટે અવાજે કાકે કહ્યું, "ત્યારે તમારા પિતાનું નામ જાણવાની ઉત્સુકતા છોડી દો"

"કેમ ? કાલભૈરવે નહીં કહ્યું ?"

"ના કહ્યું છે પણ મરણની અણીએ પિતાનું નામ જાણવાથી તમારું નિષ્કલંક જીવન કલંકિત થશે"

"હેં !" નિસ્તેજ બની કીર્તિદેવે કહ્યું

"હા " કાકે મુંજાલ તરફ વિજયદર્શક નજરે જોતાં કહ્યું

દ્વિજ છું ? કુલ કયું છે ?" નાઉમેદીભર્યા અવાજે કીર્તિદેવે પૂછ્યું

"કુલ પ્રાગ્વાટ[1] છે તેની નામના નવે ખંડે પ્રસરે છે તમારા પિતા છે સુવિખ્યાત—"

'પણ—"

"વૈરી મારી, બહેન મારી, પુત્રને મારવા તલસી રહે એવા છે" કહી કાક હસીને મુંજાલ તરફ ફર્યો 'મુગ્ધપાલ' હવે શિરચ્છેદ કર

1 પોરવાડ



# પ્રકરણ ૨૫ મુ
## કીર્તિદેવનો પિતા

મુંજાલ આ વાતચીત સાભળી ફીક થઇ ગયો તેના મોઢા પરથી ગુસ્સો અને સખ્તાઇ જતા રહ્યા મધ્યાહ્નના ભભુકતા ગગનમા વાદળ છવાઇ આવે તેમ તેના મુખ પર ને આખમા વેદના છવાઇ ગઇ તેને કપાળે પરસેવો થયો તે એકથી બીજા સામે જોઇ રહ્યો

'સુરપાલ' સબુર કર" તેણે એકદમ કહ્યુ 'કાક! તુ કોની વાત કરે છે?"

કાક કઠોર રીતે હસ્યા "કીર્તિદેવનો તિરસ્કાર કરો પછી કહુ એ બાચારાનુ નિષ્કલકિત મન નાહકનુ અપવિત્ર થશે"

મુંજાલ આ ઘાથી ફીક્કો પડયો શુ પુછવુ તેની તેને સુઝ ન પડી

'બોલ બોલ' પ્રાગ્વાટ કુલ કયાનુ?"

પાટણનુ"

મુંજાલ ગુચવાઇ કીર્તિદેવ તરફ ફર્યો તે માલની ગોઠો સમજી ન શકયા - મુંજાલમા આ ફેરફાર કેમ થયો

'કીર્તિદેવ'" આતુરતાથી ફાટેલી આખે અને ધ્રુજતે સ્વરે મુંજાને પુછ્યુ 'તમે સજ્જનને ત્યા ઉછર્યા હતા?"

હા"

મુંજાલ કાક તરફ ફર્યો, પણ તે તો હસતો હતો તેની આખમા કૈં મર્મ સમાયો હતો

"કાક' બોલ–બોલ એનો બાપ કોણ–એની મા કોણ? તુ આવુ શુ બોલે છે? હુ પણ પ્રાગ્વાટ છુ મે પણ બૈરીને મરવા દીધી, બહેનને મરવા દીધી" મુંજાલે ઉતાવળથી ગુચવાડામા પુછ્યુ 'કીર્તિદેવની માનુ નામ શુ?" તેનો અવાજ રડવા જેવો થયો હતો

"બીજુ શુ હોય? ફુલકુવરબા" હસીને કાકે કહ્યુ

એક ફાળ ભરી મુંજાલ કીર્તિદેવને બેઠી પડયો તેની આખમાથી ચોધાર આસુ પડ્યા, તેણે રડતે અવાજે કહ્યુ "મારા દીકરા'

કીર્તિદેવ સમજ્યો. તેના મુખ પર નુર આવ્યુ–'પિતાજી''

'સુરપાલ ' શિરચ્છેદ તો આવો જ્યો પણ બંધચ્છેદ તો કર" કાકે કહ્યુ સુરપાલે કીર્તિદેવના બંધન કાપી નાખ્યા, દરેકની આંખમાથી ચોધાર આસુ પડવા માડ્યા અને વૃદ્ધ સુરપાલે મર્યાદા છોડી જોરથી નાક છીંકવા માંડ્યુ

થોડી વારે મુંજાલ અને કીર્તિદેવ છુટા પડ્યા અને બંનેએ આખો લુછી મુંજાલે સ્વાસ્થ્ય મેળવી આસપાસ જોયુ અને જરા હસી કહ્યુ

"મને આટલા વર્ષ એમજ થયા કરતુ હતુ કે તુ જીવે છે સજ્જન-મહેતા તો કહ્યાજ કરતા હતા કે તુ મરી ગયો મને એણે સ્પષ્ટ કહ્યુ હોત તો હુ કેટલો સુખી થાત ' "

"પિતાજી ' મને પણ તમારી ભાળ મેળવતા કેટલુ થયુ ! આખરે કાલભૈરવ આરાધી સગપણ જાણ્યુ ત્યારે "

"ચાલો ! " હજી આખમા ભરાયેલા આસુ લુછતો મુંજાલ બોલ્યો, "સોમનાથ ભગવાને મારી સામે જોયુ તારી મા પાછળ, તારી પાછળ કેટલાએ મે આસુ પાડ્યા છે મને એવુ એકલુ લાગતુ હતુ–" જાણે રખેને કીર્તિદેવ અલોપ થઇ જાય, એની બીકે વારવાર સ્નેહદૃષ્ટિએ તેને નીરખતા મુંજાલે કહેવા માડ્યુ "મારુ હૃદય અરણ્ય જેવુ ઉજ્જડ થઇ ગયુ હતુ કીર્તિદેવ ' કીર્તિદેવ ' આજે પણ મારા હાથથી તારુ ખુન થતુ રહી ગયુ "

"ન થયુ એ પ્રતાપ આ મારા મિત્રનો" કહી કીર્તિદેવ કાક તરફ આવ્યો

"અરે હા સુરપાલ ' એના બંધ કાપી નાખ" મુંજાલે કહ્યુ અને રખવાલે તે પ્રમાણે કર્યુ કાકના હાથ છુટા થયા કે કીર્તિદેવ અને તે ભેટી પડ્યા

"કાક '" મુંજાલે હસતા હસતા કહ્યુ, "હજુ તને શિક્ષા કરવી બાકી રહી છે "

"હુ પણ શિક્ષા ખમવા તૈયાર છુ " કાકે પણ હસીને કહ્યુ

"ના–ના "–કીર્તિદેવે કહ્યુ

"અને શિક્ષા એ કે" મુંજાલે હસીને કાક અને મંજરી તરફ હાથ કરી કહ્યું, "તમારે બેએ બારોબાર ઘેર નહીં જવું, પણ મારી જોડ રાજગઢ આવવું."

"જેવી આજ્ઞા."

"ચાલો!" કહી મુંજાલ આગળ થયો. એકેકી મશાલ સુગ્પાલ અને કાકે લીધી અને બધા ઉપર આવ્યા. જાણે રખેને કીર્તિદેવ એનો પુત્ર મટી જાય એમ મુંજાલ તેના ખભા પર હાથ મુકી ચાલતો હતો.

"કાક!" મુંજાલે કહ્યું, "તારે કામ હવે વધારે મુશ્કેલ થયું."

"મારે કામ!"

"હા. જુનાગઢ જવાનું."

"પણ હું તો કેદી છું." જરા ટોળમાં કાકે કહ્યું.

"ભુલી ગયો? તું તો પાટણની સત્તાનો પ્રતિનિધિ છે." મુંજાલે પણ હસતાં જવાબ આપ્યો. "જેને આપણે પાટણમાં રાખવા ધારતા હતા તે નાઠો."

"હેં!" કાકે ચકિત થઈ પુછ્યું.

"હા! સાથે સજ્જન મહેતાની છોકરી પણ ઉપાડી જતો હતો."

"કોણ સોમ?" કીર્તિદેવે પુછ્યું.

"હા, પણ આપણે સદ્દભાગ્યે એ તો આ પડી." કહી મુંજાલે સોમ કેમ ઘાયલ થઈ તેનો વૃત્તાંત કહ્યો.

થોડી વારે એક ખાટલા પર સોમને ઉંચકી બધા નીકળ્યા અને પાટણ આવ્યા.

શ્રીમાળી દરવાજેથી કાક પોતાનો ઘોડો લઈ સજ્જન મહેતાને તેડવા ગયો. અને બાકીના બધા રાજગઢ આવ્યા. કાક સજ્જન મહેતાને તેડી આવ્યો અને સાથેસાથે ઉદા મહેતાને દધિસ્થલીથી પાછા લઈ આવવા પોતાના એક માણસને દોડતો સાઢણીએ મોકલ્યો.



# પ્રકરણ ૨૬ મું

## મંજરીની મેડી

સજ્જન મહેતા આવી પહોંચ્યા અને તેણે બધી વાત કરી જૂના-નીના મરથી–વહેમથી ઉશ્કેરાઈ મુંજાલે ફુલકુંવરને લાગી હતી. હેતાળ ફુલકુંવર પોતાના ફુલ જેવા છોકરાને લઈ ભાઈને ઘેર જઈ રહી. સજ્જન બહેનભાણેજને સોરઠ લઈ ગયો અને ઉગતા અમાત્યનો તાપ કેમે કરી સહ્યો. એ બધા સોરઠમાં હતા ત્યારે છોકરાને ઉપાડી લઈ જવા મુંજાલે ઘણી મહેનત કરી, પણ સજ્જનની સાવચેતીથી તે બન્યું નહીં.

મુંજાલને છોકરો તેની માથી જુદો રાખવો હતો. સજ્જને અને ફુલકુંવરે ધાર્યું કે મા પરનો તાપ દીકરાને ઠાર કરી કાઢવા, મંત્રી છોકરો લઈ જવા માગતા હતા. આ ગેરસમજ દિનપ્રતિદિન વધતી ગઈ.

વિરહદુખે પીડાતી ફુલકુંવર આખરે સ્વધામ ગઈ અને દીકરો મતાડી રાખવાનું વચન ભાઈ પાસે લીધું. એ અરસામાં મુંજાલ મહાઅમાત્ય થયા. અને રખેને મહાઅમાત્યની સત્તા ઘણી પ્રબલ નીકળે એમ ધારી સોમનાથની જાત્રા કરવા આવેલા ઉબક પરમારને તે છોકરો સજ્જને આપી દીધો.

સજ્જને મુંજાલે મીનળદેવીએ આ વાત ફરીથી, મરેલી ફુલકુંવરને સંભારી ભારી કરી. બધા રડ્યા–બધા કીર્તિદેવને ભેટ્યા–બધાએ કાકના ઉપકાર માન્યા.

સવાર થવા આવી ત્યારે બધાએ ઘડી બે ઘડી આરામ લેવાનો વિચાર કર્યો અને મુંજાલ કાક અને મંજરીને માટે રાજગઢમાં જુદી મેડી તૈયાર કરાવી હતી ત્યાં તેઓ ગયા.

મંજરીનું હૃદય કાકના પરાક્રમો જોઈ ઉભરાઈ જતું હતું. કલ્પના-સૃષ્ટિમાં પરણેલા કાલીદાસને અને પરશુરામને તે વીસરી ગઈ. જીવતસૃષ્ટિનો કાક–જેણે કાલભૈરવ આણ્યો હતો, મુંજાલને તેડવા મોકલાવી

હતી એવો મહારસીજ તેની નજર આગળ રમી રહ્યો તેના મગજમા અનેક ભાવો ઉદ્ભવતા હતા, અનેક ઝસવાકયો ઝરતા હતા તેનુ હૈયુ તે અનંગ પુષ્પે તના સૌભાગ્યનાથને આવારવા તલસી રહ્યુ હતુ તેનો પતિ હવે પોતાને લાયક તેને લાગ્યો

તેને આશા હતી કે મેડીમા પેસતા કાક ઉમળકાભેર પહેલા જેમ આવતો હતો તેમ હોંસથી આવશે તેને હૃદયે સકેલશે, પણ મેડીમા પેસતા કાક જુદોજ થઇ ગયો—તેનુ શાંત સ્વસ્થ, તિરસ્કારપૂર્ણ વદન જોઇ મંજરી નિસ્તેજ બની રહી

કાકે મેળવેલો વિજય અપ્રતિમ હતો અને તેથી તેના મગજમા સકારણે ગર્વ આવ્યો હતો, અને પહેલી રાતે મંજરીએ કરેલુ અપમાન તે વીસર્યો નહોતો, તે રમણીના હૃદયમા થએલા ફેરફારની તેને માહીતી નહોતી તેથી અને તેના ગર્વના ચુરેચુરા કરવા તે માગતો હતો આથી એકાંતમા આવતા તે સ્વસ્થ અને અતડો થઇ ગયો તેના મગજમા તે પ્રથમ રાતે અભિમાની મંજરીએ કહેલા વાક્યો અત્યારે સંભળાતા હતા

તે આવ્યો અને તે રાતે કર્યું હતુ તેમ પોતાની પાઘડી બારણા આગળ નાખી સુવા તૈયાર થયો પથારી પર બેઠેલી મંજરીનુ અંતઃકરણ માંહ્ય ને માંહ્ય ચીમળાઇ ગયુ તે ઉઠી, ધીમેથી પાસ આવી તેના હમેશના ગૌરવ અને ગર્વ જતા રહ્યા હતા ક્ષોભથી તેની નસેનસ કાંપતી હતી

"તમે જુનાગઢ જવાના છો?"

"હા તને અમાવાસ્યાએ લઇ જવાનુ વચન આપ્યુ હતુ તે પાળીશ, અભરાઇશ નહીં" બેદરકારીથી કાકે જવાબ દીધો

મંજરીનો ગર્વ આ બેદરકારીથી ઘવાયો અને હૃદયના ભાવો વણબોલ્યા રહી ગયા તે ખિન્ન હૃદયે પણ કૃત્રિમ દૃઢતાથી પથારીમા આવીને પડી

થાકેલા કાકે નીરાંતે ઉંઘવા માંડ્યુ હૃદયની વ્યથાથી મુંઝવાઇ રહેલી મંજરી જાગતી જાગતી પડી રહી પતિ હતો, છતા તેની મેડી સુની હતી.



# વિભાગ ૪ થો



## પ્રકરણ ૧ લુ

### ન્યાય

બીજે દિવસે સવારે વીજળી પડે તેમ પાટણ પર એક વાત પડી—કે મુજાલમહેતાનો મરી ગએલો છોકરો ફરીથી સજીવન થયો

આ વાતે અનેક સ્વરૂપ લીધા—અનેક મુખે જઇ આવી—અનેક રૂપાંતરો કર્યાં—અનેક સુધારા વધારા સાથે પાટણની પરિક્રમા કરી અને પુરુષો, સ્ત્રીઓ, છોકરાઓ બધાને તેણે વશ કર્યાં

વાત ચોક્કસ હતી—તેના પુરાવા પ્રત્યક્ષ હતા તે આ પ્રમાણે હતી મુજાલમહેતાનો છોકરો મામાને ત્યા સોરઠમા રહેતો હતો ત્યારે શેષનાગ સોમનાથની જાત્રા કરવા આવ્યો, આ નાગરાજ જાત્રા કરી પાછા ફર્યા ત્યારે વથળી આગળ આ કદર્પની કાંતિને લજાવે એવી કાંતિવાળો કુવર રમતો દીઠો શેષનાગ આ કાંતિ જોઇ મોહ્યા પાતાળમા રહેલી અનેક નાગણીઓને અને તેની જાયાઓને વીસરી ગયા અને છાકરાને ઉપાડી ચાલતા થયા મુજાલમહેતાને ખબર પડતા તેણે પુત્ર ફરી મેળવવા અનેક પ્રયાસો કર્યા, પણ બધા વ્યર્થ ગયા આખરે જ્યારે ભટ્ટરાજ કાક પાટણ આવ્યો ત્યારે પાતાળ જઇ પુત્ર લઇ આવવાનુ બીડુ તેણે ઝડપ્યુ તેણે નર્મદાજીની આરાધના કરી, અને તે મહાદેવી પ્રસન્ન થતા, અભય વચન લઇ આ અડગ ભટ્ટરાજે હીંગળાજ ચાચરને ઓવારે જઇ સાત દિવસ ને રાત સુધી કાલભૈરવ સાથે યુદ્ધ કર્યુ—આખરે કાલભૈરવ હાર્યા અને ખભે બેસાડી કાકને પાતાળમા લઇ ગયો ત્યા શેષનાગે મુજાલસુતને છોડવાની ના કહી—કાક તેને વળગ્યો અને કાક ઘસડતો ઘસડતો તેને વિમલશાહની વાવ સુધી લઇ આવ્યો ત્યા કાક ને નાગરાજ વચ્ચે યુદ્ધ થયુ, કાલભૈરવની સહાયતાથી શેષનાગ હાર્યો અને મુજાલસુતને લાટનો યોદ્ધો રાજગઢમા લઇ આવ્યો

કોઇએ એક વાત સાચી માની—બીજાએ બીજી ખોટી ઠેરવી—ત્રીજાએ પુરાવા આપ્યા—ચોથાએ સામા પ્રમાણો કહ્યા પણ સામાન્ય વર્ગે આ વાત ખરી માની અને તેનું કારણ એ હતું કે આ વાત દામોદર વાલદે કહી હતી અને તેનો પુરાવો એ હતો કે એ ગૃહસ્થે મુંજાલ-મહેતા, તેનો છોકરો અને કાક ત્રણેની રાજગઢમાં સવારે પોતાને હાથે હજામત કરી હતી અને કાકને સેધનાગે પુછડા વતી કરેલા પ્રહારના જખમો પર જાતેપોતે ધાબાજરીયું લગાવ્યું હતું

જો આ વાલદશિરોમણિને અધમ કે અલ્પ ગણીને આ ઇતિહાસ-માંથી બાતલ કરવામાં આવે તો પાટણની નરરત્નાવલિમાંનો એક મોટો મણકો જતો રહે અને માલા અધુરી રહી જાય

જેમ દેવલોકની વાત મર્ત્યલોકને નારદમુનિ મારફતે મળતી—જેમ ઉમરાવ કુટુંબોની વાત સામાજિક છાપા મારફતે આજ મળે છે—તેમ ગુજરાતના મહાજનોની ખાનગી વાતો સામાન્ય વર્ગને દામોદરના ન્યાતી-લાઓ મારફતે મળતી જ્યારથી દાઢી રાખવાનું છોડી પાટણના અગ્રે-સરોએ આ ગૃહસ્થો આગળ નીચું માથું નમાવવાનો આરંભ કર્યો ત્યારથી એમનો મોભો અને સત્તા સર્વોપરિ થઇ ગયા, ત્યારથી વાલદ વીરોની પરંપરાને એ ગુજરાતી ઘરોમાં અગત્યનું સ્થાન મળ્યું

અસ્ત્રો પટપટાવતા તેઓ પ્રશ્નો પુછતા, પાણી લગાડતા ભલભલાને પાણીપાણી કરી નાખતા, મુછો કાતરતા મુત્સદીઓને પણ મોહિની લગાડતા, રાતના દીવા કરવા આવતા ઘરધણીઆણીઓના હૃદય પણ વશ કરી દેતા તેઓ ઘેરેઘેરની વાત જાણતા, સ્વાર્થ કે પરમાર્થના વિચાર વગર, સુધારીવધારી પ્રસારતા, ઘણાની ફજેતી કે બેડો પાર કરતા, ઘણાના ઘરો ભંગાવતા કે મંડાવતા દરેક કુટુંબ બીને નહીં ચાલે, કુલગોર કે કુલગાયજા વિના, લગ્ન કરવા હોય કે તોડવા હોય, નોતરા દેવા હોય કે ટાળવા હોય, સંદેશા કહાવવા હોય કે ચાડી કરવી હોય, સ્વાર્થ સાધવો હોય કે શ્રાદ્ધ સારવું હોય તો આ બે મહાત્માઓ વિના પાટલો ફરતોજ નહોતો

આવા ગૃહસ્થોમાં શ્રેષ્ઠ કાણો અને વૃદ્ધ વાલદ દામોદર હતો પાટણ

સ્થપાયું ત્યાંથી તેના પૂર્વજોએ પાટણના પતિઓનાં મુખારવિંદો રૂડીઆળાં કર્યાં છે. તેઓ ન હોત તો એ બધા નરેશોનાં નૂર ઝાંખાં જ પડી જાત એવું અભિમાન તે ધરતો, અને ઘણે અંગે પાટણની મહત્તા તેણે તેના રાજા અને મંત્રીઓ પર ચલાવેલી આજ્ઞાની અણીથીજ વધતી હતી એમ તેનું માનવું હતું. આ ગૃહસ્થ ગામના ગપાટાઓનું સંગ્રહસ્થાન હતા અને તે સંગ્રહસ્થાનનો બનતો ઉપયોગ કરવા મુંજાલમહેતા ચૂકતા નહીં. પણ તે લાભની કીમત તરીકે રાજગઢની ટેક વાતો અમાત્યને પણ કરવી પડતી.

અમાત્ય પાનથી થોડીક વાત કહાવી દામોદર કીર્તિદેવ પાસે ગયો. બીજી થોડીક વાત કહાવી ત્યાંથી કાક પાસે ગયો અને જે માણસની હાંસી સામે તે તિરસ્કારની નજર પણ ન કરત તેને પંપાળી પંપાળી થોડીક પાદપ્રીતિ કરાવી. જે ખૂટ્યું તે પોતાની કલ્પનાશક્તિ ચલાવી નિર્મ્યું અને ઉપર આપેલી ખબર બને તેટલી ત્વરાથી અને તેટલે વેગે પ્રચારી દીધી. આ શુભ પ્રયાસને પરિણામે મુંજાલમહેતાના પુત્રને અને શેષનાગના વિજેતાને નીરખવા આખું પાટણ રાજગઢ આવ્યું, અને સ્નેહીજનોના, નાગરિકોના અભિનંદનો સ્વીકારતા મુંજાલમહેતાની ધીરજ પણ ખૂટવા લાગી. તેના હૃદય પરથી દિવસો થયાં ઘેરાયેલું વાદળ વીખરાઈ ગયું. કીર્તિદેવ તો તેવો ને તેવો જ રહ્યો—તટસ્થ, તેજસ્વી ને નીગળો, માત્ર તેના મુખ પર અસ્પષ્ટ ગ્લાનિ જણાતી હતી, પણ આવે પ્રસંગે તે કોઈ જોઈ શક્યું નહીં.

બપોર થઈ ત્યારે ઉદામહેતા રાજગઢ આવી પહોંચ્યા. તેનું મોં જરા કરમાયેલું લાગતું હતું, છતાં તેની તેવીજ મીઠાશથી તે બધા સાથે હસીને બોલવા લાગ્યા. ત્યાં ભેગા થયેલા પુરુષોમાંના થોડાજ જાણતા હતા કે પરોઢીઆમાં સાંઢણીની પીઠ પર મુસ્કેટાટ બની તેણે દધિસ્થલીથી પાટણ સુધી—મને કમને—મુસાફરી કરી હતી. તેણે પણ શેષનાગવાળી વાત સાંભળી હતી અને દિવસેદિવસે વધારે સબલ થયેલા શત્રુને જોઈ, તેને બનતી ત્વરાએ પૂરો કરવાની ગાંઠ જે મનમાં વાળી હતી તેને સખ્ત ઠગી. આવા સંકલ્પ કરી રાજગઢ આવતાં તે મુંજાલમહેતા બેસતા હતા

તે ખડમા ગયો, પણ ત્યા માત્ર કાકનેજ નીગતે ઉભેલો જોઈ તેના ક્રોધાગ્નિમા ઘી હોમાયુ

તેને જોઈ કાક ફર્યો અને માર્મિક હાસ્યે તેને આવકાર આપી બોલ્યા "ઓહોહો ! ઉદામહેતા ! તમે ક્યાથી ? મુંજાલમહેતા તમારીજ વાટ જોયા કરતા હતા "

"એમ ?" જરાક તિરસ્કારભર્યુ હસીને ઉદાએ કહ્યુ, "હુ તમારી પ્રશંસા સાભળવામા રોકાયો હતો કેમ શેષનાગને પુરો કરી આવ્યા ?"

તરવાર જેવી ધારદાર દૃષ્ટિએ કાકે ઉદા સામે જોયુ અને તેના શબ્દોમા રહેલુ વિષ પારખ્યુ તેને લાગ્યુ કે મીઠાશથી હવે કૈં વળવાનુ નથી તેણે પણ હસીને જવાબ આપ્યો "અરે હા ! નાગને તો બાંધી, જકડી નિરાધાર બનાવી મુકયો "

"નાગ વીફરશે ત્યારે ?" મંત્રીએ દાંત પીસી કહ્યુ

' આ વખત તો બાંધ્યા, પણ આવતી વખત તો બત્રીસે દાંત તોડી નાખીશ "

' શેષનાગ અનંત છે હો જોજો "

"હા તેથીજ વણો વૃદ્ધ ને નિર્વીર્ય છે "

ઉદાએ હોઠ કરડ્યા અને તુચ્છકારથી હસ્યો "કાકભટ્ટ ! તમે તો પાટણ જીતવા નીકળ્યા લાગો છો ? જોજો કોઈ ચામુંડદેવ[1] ન મળે ?" એમ કહી તે જવા માટે ફર્યો, પણ કાકનો વિચાર તેને તેમ જવા દેવાનો નહોતો

"તમેજ સભાળજો કોઈ સેનાપતિ બારપ[2] મળશે તો ભાગતાં ભોય ભારે પડશે " કાકે પ્રત્યુત્તર વાળ્યો, ' લાટના યોદ્ધાઓ પાટણની અનાથ છોકરીઓ નથી કે ઉપાડી જવાય "

ઉદો ફર્યો, તેની આંખનો ચમકાર ઉંડો ને ભયંકર થયો અને સખ્તાઈથી તેણે કહ્યુ તમે પાટણના મંત્રી સાથે વાત કરો છો–હો !"

"ના હુ તો નિરાધાર બાળકીઓના રંજાડનાર સાથે વાત કરુ છુ "

---

૧ મુળરાજના પુત્ર ચામુંડે લાટ જીત્યુ હતુ ૨ મુળરાજ સોલંકીએ લાટના સેનાપતિ બારપે નસાડયો હતો

ઉદાનો હાથ તેના ખડ્ગ પર ગયો, ને એક ડગલું પાછો ફર્યો "એક શબ્દ વધુ બોલશો તો—'

"એક શું—એક સો કહીશ કવિકુલશિરોમણિની છોકરી એટલામાં વીસરી ગયા?' હસીને કાકે પુછ્યું

ઉદાને ભાન આવ્યું કે ગજગઢમાં ઉઘાડે બાગે મારામારી કરવાથી ફજેતી થયા વિના રહેશે નહીં તેણે મહાપ્રયત્ન કરી ગુસ્સો શમાવ્યો અને તરવાર પરથી હાથ લઇ લીધો કાક સમજ્યો અને કહ્યું "શું કામ ગુસ્સો દેખાડો છો? છાનાછપના કરેલા કામ આખી દુનીઆ જાણશે"

મંજરી કાકને પરણી છે એ વાત ઉદો જાણતો નહાતો અને તેથી કહ્યું "ભલે આખી દુનીઆ જાણે!"

પાછળથી મુંજાલમહેતાનો હસતો અવાજ આવ્યો "શું આખી દુનીઆને જણાવો છો?'

કાક અને ઉદો બંને ચમક્યા-દીન થઇ ગયા અને શું કહેવું તેના વિચારમાં પડ્યા આખરે ઉદાએ કહ્યું "આ ભટ્ટરાજના પરાક્રમ"

"હાસ્તો" ના વીશે ઉદો વાત કરે છે તે ન સમજતા મુંજાલે કહ્યું

ઉદાએ સ્વાસ્થ્ય મેળવી મીઠાશથી કહ્યું 'મહેતાજી! હું પરાક્રમ કહું છું તેની આપને ખબર નહીં હોય"

'શું?"

"એક માંડ ત્યાંની આશ્રિત બ્રાહ્મણકન્યા છ તેને એ ઉપાડી લાવ્યા છે" મીઠાશ ઝરતો અક્કેકો શબ્દ બોલતા ઉદાએ કહ્યું, 'અને તેની મા તેના વગર મરવા પડી છે હું એમને કહેતો હતો કે શા માટે બીચારીને રંજાડો છો?"

"કાક' આ શું?" જરાક સખ્તાઇથી મુંજાલે પુછ્યું મુંજાલના મો પરથી કાંઇ કહી શકે નહીં કે તે કે પણ જાણતો હતો

"મહારાજ! પણ રાતોરાત તેને ઉદ્દામહેતા ઉપાડી ગયા અને સતાડી આવ્યા"

મુંજાલ ઉદ્દા તરફ ફર્યો

'હા બીજો રસ્તો શો? પણ છતા ભટ્ટરાજનો જીવ રહ્યો નહી તે પાછી ઉપાડી ગયા"

"એ છોકરીની મા ક્યા છે?" મંજાલે પુછ્યુ

"ખભાતમા"

"વાહ!" સખ્તાઇથી મુંજાલે કહ્યુ "આ તે પાટણ છે કે વેરાન? એક બીચારી છોકરીની તાણાતાણી શી? કાકભટ્ટ' એ છોકરી તમારી પાસે છે?"

'જી હા" હીંમતથી કાકે કહ્યુ

"ત્યાર તેની માને સ્વાધીન કરવી જોઇએ" ઉદાએ કહ્યુ

"મહારાજ' આપ ન્યાયમૂર્તિ છો' જરાક મુછમા હસીને કાકે મુંજાલને કહ્યુ "આપની આજ્ઞા મને શિરસાવદ્ય છે, પણ ઉદા મહેતા શ્રાવક થઇ એ બ્રાહ્મણકન્યાને પરણવા માગતા હતા અને હજુ એમનો એ વિચાર છે"

'મારો વિચાર શો છે તે તમારે જાણવાની શી જરુર?'

"ત્યારે મહારાજ!" કાકે શાંતિથી મુંજાલને કહ્યુ, "હુ એ કન્યા એમને કેમ આપુ? આપની આજ્ઞા પાળવી જોઇએ તો હુ જાતે ખભાત જઇ તેની માને સોંપી આવીશ."

"શા માટે?" મહાઅમાત્યે પુછ્યુ

'ઉદ્દામહેતા પર મને વિશ્વાસ નથી"

'વિશ્વાસ!' મુંજાલે સખ્તાઇથી પુછ્યુ

'હાજી જે છાનામાના પરદારા ઉપાડી જાય તેના પર વિશ્વાસ કેમ રખાય?" શાંતિથી કાકે કહ્યુ

"પરદારા!" ગુસ્સામા ઉદ્દાએ જવાબ આપ્યો "શુ? તેની માના વચનદાને તે મારી દારા થઇ છે?"

# પ્રકરણ ૨ જું
## સોરઠ તરફ પ્રયાણ

બીજે દિવસ અંધારામાં કાક અને મંજરીએ ગમાના સાથે સાંઢણી પર પાટણ છોડ્યું. કાકનું મન પ્રફુલ્લ હતું. મંજરીનું ભારે હતું. કાક કુંડ વખતમાં પાટણના રાજ્યકારભારમાં પોતાનો એકડો દાખલ કરી, સોરઠમાં નવા પરાક્રમના અણદીઠ ક્ષેત્રો ખોળવા જતો હતો. મંજરી પોતાની મરજી વિરુદ્ધ, ગર્વથી જ ખેંચાઈ કાકનું ઘર જોડી મોસાળ જતી હતી.

જેમ આગળ જતાં ઉષાનો આભાસ ચોમેર પ્રસરવા માંડ્યો તેમ ગામો, ખેતરો, ભીમમાં જતા ખડૂતો તેમની નજરે ચડવા લાગ્યા અને તેમતેમ મંજરીનું હૃદય વધારે ખિન્ન થવા માંડ્યું.

ગર્વ એ મનનો ગઢ છે. બહારનો પ્રતાપ અંદર ન આવવા દેવાનું મુખ્ય સાધન છે. એનાથી અંદર રહેલું મન નિર્ભય, તટસ્થ, સંતુષ્ટ રહે છે. જ્યાંસુધી આ માનિની પોતાને શુદ્ધ અને શ્રેષ્ઠ માનતી હતી ત્યાંસુધી આસપાસના તોફાનો – ભાવો તેને સ્પર્શતા જ નહીં. બીજા બધા ગમે તે કરે કે કહે, પણ તેની ગર્વભરી શાંતિ અડગ જ રહેતી. તેને લાગતું કે તે આ દુનીઆથી નીરાળી છે. આ એની શાંતિનું, અસ્પર્શતાનું મૂળ હતું, અને આથી જ તે પોતાની માનસિક સૃષ્ટિમાં નીરાંતે મહાલી શકતી.

પણ તેના ગર્વનો ગઢ તુટ્યો હતો. તેમાંથી બહારના તોફાન અંદર આવતા હતા. તેનો અને સૃષ્ટિનો સંસર્ગ સરલ થયો હતો. તે પોતાની જાતને ઋષિઓની કન્યા અને કવિવરોની વધુ માની શકી નહીં. હવે તેને ભાન થયું કે તે એક નિરાધાર કન્યા છે—અને અણમાનીતી વહુ છે. વિધાએ પાડેલાં દુઃખ તે સહેલાઈથી સહી શકી. કારણ કે તે બધાં સ્વપ્ન-સૃષ્ટિમાં પડેલા જેવાં દુઃખો તે માનતી હતી. પણ કાકની બેદરકારી તેને સાલવા લાગી, કારણ કે કાકની દુનીઆ તે હવે તેની થવા લાગી હતી. હવે પરશુરામનું વર્ણન ગાઈ સંતોષ નહીં મળ્યો, કાલિદાસનો નિર્જીવ પ્રેમ અકારો લાગ્યો. હવે તેને કાકનું હાસ્ય જોઈતું હતું, તેના પ્રેમભીના વચન સાંભળવા હતા.

મુસાફરીમાં તેને કંઈ પણ અડચણ ન પડે એમ કાક બધી ગોઠવણ કરતો. પણ તેથી તે સંતુષ્ટ નહોતી. ઘણીએ વખત કે લાવી આપતો, મુકામ કરવાની જગ્યાની પસંદગી કરતા કાક તેની જોડે વાતચીત કરતો, પણ આ વાતચીત તેને ગુંગળાવતી. તેમાં નહોતો રસ કે ભાવ, નહોતી હોંસ કે ઉમંગ. આ શાંત વ્યવહારુ વાતચીત તેનું હૃદય ભેદી રહી હતી. તેના રસિક હૃદયને રસ ઝરતા પ્રેમવાક્યો જોઈતા હતા.

જેમ વખત ગયો તેમ તે અધીરી બની. સ્વાસ્થ્ય મેળવવાના, ગર્વ સજીવન કરવાના બધા પ્રયત્નો નિષ્ફલ થયા. કાકની શી ઇચ્છા છે, તે કયું રમણીય સ્થળ પસંદ કરે છે, તે શો હુકમ કરે છે—આ બધી વસ્તુઓ તેના ચિત્તને વશ કરી રહી. જે કલ્પનાસૃષ્ટિમાં તે અત્યાર સુધી જીવતી હતી તે સ્મરણરૂપ થઈ રહેવા લાગી. અને જ્યારે તેને મન આગળ ખડી કરવા તે પ્રયત્ન કરતી ત્યારે કાક તેમાં આવી મધ્યસ્થાને બિરાજતો અને તે ત્યાં પણ તેનેજ નીરખ્યા કરતી.

કલ્પનાસૃષ્ટિમાંજ તરવરી રહેલા તેના ભાવો હવે ખરી સૃષ્ટિમાં આશ્રય શોધતા હતા. આશ્રયદાતા હતો ખરો, પણ આશ્રય દેતો નહોતો. અને પરિણામે તેના ભાવોના પ્રાબલ્યે તેનો અસંતોષ વધતો હતો. અને શું સુંદર પ્રસંગો! સાંઢણી પર, શુક્લપક્ષના ઉગતા બાલચંદ્ર સાથે લાડ કરતી કોડીલી સંધ્યાના ઉદ્દીપક આભાસમાં તેઓ સાથેસાથે બેસતાં. બપોરે તે રાંધતી, એ ખાતો. રાતે ઉતારામાં પ્રેમીઓની પર્ણકુટિ સમી વટવૃક્ષની ઘટા નીચે તે સુતાં. પણ નહોતો રસ, નહોતો સંવાદ કે નહોતો આનંદ. અણમોલા દિવસો વહી જતા હતા—ફૂલ ઝડ્યાં અણઝડ્યાં જેવાં.

તેમની મુસાફરી આઠ દહાડા તો નિર્વિઘ્ને થઈ. બીજે દિવસે સાંજના ગામના ઉતારો શોધવા મુખીને ઘેર તે ગયો. પણ મુખીની સ્ત્રીએ કહ્યું કે તે ગામમાંથી હજુ આવ્યા નથી. રાત પડી હતી એટલે કાકે તે માન્યું નહીં.

'પણ ઉતારો ક્યાં છે?'

જવાબમાં મુખીની સ્ત્રીએ બારણું અડકાવી દીધું. તેણે પડોશીને પુછ્યું. તે પણ જવાબ દીધા વગર ઘરમાં પેસી ગયો. કાકને ગુસ્સો લાગ્યો. તેણે જઈ તેના બારણાંને બે લાત લગાવી.

"બોલ! નહીં તો હમણા બારણા તોડી નાખીશ હું પાટણનો ભટ્ટરાજ છુ "

એના બરાડાથી ગભરાઇ ઘરવાળાએ ધીમેથી બારણા ઉઘાડયા "કેમ બાપુ?"

"હરામખોર! જવાબ આપતા તસ્દી પડે છે? જીભજ ખેચી કાઢીશ મોલ ઉતારો કયા છે?"

"મુખી જાણે અન્નદાતા!"

કાકે દાત કચકચાવી તરવાર પર હાથ મુ ા બો ન'

ધ્રુજતા હાથ જોડી પેલો બોલ્યા "બાપુ આ સામે ગ ન ત્રીજુ ઘર"

કાક તેની સામે તિરસ્કારની નજર નાખી ચાલ્યો અને ઉતારા પાસ ગયો ત્યા આઠ દશ ગામડીઆ હાથમા ધારીઆ લઇ રસ્તામા બેઠા હતા કાક જાણે ઉતારાનો માલીક હોય તેમ પોતાની સાઢણીઓ પાછળ દોરાવી આવ્યો, પણ તેને જોઇ પેલા ગામડીઆઓ ઉભા થઇ ગયા

"બાપુ' ઉતારામા જગ્યા નથી '

'મુખી કયા છે?" સત્તાથી કાકે પુછયુ

"નથી"

"મારે ઉતારામા રાત રહેવુ છે"

"નહી રહેવાય બાપુ! મુખીનો હુકમ નથી"

"મુખીનો હુકમ!" કાકે ગુસ્સામા કહ્યુ, "તમારા મુખીને મારી પાસ આવવા દો પછી દેખાડુ ચાલો, આઘા હઠો"

ગામડીઆઓ ધારીઆ લઇ પાસે આવ્યા, કાકના રોકયી તે ક્યાય એમ લાગ્યુ નહીં એટલામા પાછળથી એક વૃદ્ધ ગામડીઓ આવ્યો

'કેમ, છે શુ? હુ મુખી છુ શુ કહેવુ છે?'

"એટલુજ કે મારે ઉતારામા રાત ગાળવી છે"

"તમે કોણ છો?"

"પાટણનો ભટ્ટરાજ છુ"

"ઉભા રહો તમને એક ગામમા ઘર ખાલી કરાવી આપુ '

કાક જરા ભરાયો 'એટલે ? આ ઉતારો શું કામ કરાવ્યો છે?"

"એ ઉતારામાં આપુ'" વિનયથી સમજાવી મુખી બોલવા લાગ્યો, "બીજા કોઈ ઉતર્યા છે"

"પણ ઉતારો તો મોટો છે ?"

પણ એમને નાર પસંદ નથી

કાકનો અહંકાર ઘવાયો 'એવો તે નાણું છે ? નહીં હું અહીંઆ જ ઉતરીશ' તેણે ડોળા કાઢી કહ્યું

'અહીંઆ નહીં ઉતરાય" તેવીજ દૃઢતાથી મુખીએ કહ્યું કાક વિસ્મય પામ્યો આ ગામડીઆઓ આટલી દૃઢતા રાખવી શકે તેમ તેણે આશા રાખી નહોતી પણ હવે આ નમતુ આપવું તેને ગમ્યું નહીં તેમજ ઉતારામાં કોણ છે તે જાણવાની જિજ્ઞાસા પણ તેને થઈ આવી

"તે જોઈશું આગી ' સાંઢણી આગળ ચલાવ'

આડા નાખેલા બે ધારીઆના અંતરાયે તેને રોક્યો અને તે જોતાં સાંઢણી બેસાડી કાકના અનુચરો નીચે ઉતર્યા અને તેની આસપાસ આવીને ઉભા

કાકે જોયું તો તેના બાર માણસ આગળ આ ગામડીઆઓના હીસાબ નહોતો 'પાટણના ભટરાજનો હાથ જોવો છે કેમ ?" કહી તેણે તરવાર કાઢી જતા પેલો મુખી હાથ જોડી સામે ઉભો રહ્યો

'અન્નદાતા' મારે કહ્યું માનો ને જરા જવા દો"

શું કરવું તેનો વિચાર કરતો કાક એક પળ થંભ્યો તે પળમાં અવા શાન્ત રહ્યા-માન અંદરથી કોઈનો અવાજ આવ્યો-'ડુંગર' જોની એ શી મસ્તક છે ?"

કાકે એ પરિચિત નામ પરિચિત અવાજે, સત્તાવાહી, અભિમાની રીતે ઉચ્ચારેલું સાંભળ્યું અને તે પાછા હઠ્યા તેની અજાયબીનો પાર રહ્યો નહીં ' હે !"

મુખી નમજ્યો અને જવાબમાં કહ્યું "હા, મહારાજ"

કાક હસ્યો "ઠીક મારા માણસોને સારુ ગોઠવણ કરો અને જઈને કહો કે ભટરાજ કાક આપને મળવા માગે છે"

નમસ્કાર કરી મુખી અંદર ગયો અને ગામડીઆઓ ત્યાં રોકી ઊભા રહ્યા. મુખી અંદર ગયા કે એક સામાન્ય વેષે કોઈ ઓટલા પર બહાર નીકળ્યું અને તેણે પુછ્યું

કોણ લાટનો કાક ?" આ અવાજ સાંભળી ગામડીઆઓ સન્માન દૂર હટ્યા.

હા, મહારાજ !" કહી કાક ઉતારાના ઓટલા પર ચઢ્યો. આ ઉતારામાં ઉતરેલો પુરુષ તે ગુર્જરાતનો નાથ જયદેવ હતો.



# પ્રકરણ ૩ જું
## જયદેવની મૃગયા

અન્નદાતા ! આપ અહીંઆ ? મેં તો સાંભળ્યું કે આપ મૃગયા રમવા નીકળ્યા છો " કાકે પુછ્યું.

જયદેવ મહારાજ જરા હસ્યા અને બોલ્યા હા કેમ અહીંઆ મૃગયા નહીં રમાય ?"

આપ મહારાજ ચાહો તે વસ્તુ ધારો ત્યાં કરી શકો તે ના કહેવાય ? '

પાટણના સમાચાર શા છે ?"

'કંઈ નવીન નથી. મુંજાલમહેતાનો પુત્ર જડ્યો,' કહી તેણે કીર્તિદેવની વાત કહી, " પણ આપ પાટણ ક્યારે જાઓ છો ?"

'મારે કંઈ નક્કી નથી. પણ હવે ગયા વિના છુટકો નથી.'

જરા હસી કાકે કહ્યું "મૃગયામાં ઘણી મજાહ પડી હોય એમ લાગે છે શું માર્યું ?"

જયદેવ જરા ગુંચવાઈ આસપાસ જોવા લાગ્યો ' હા કંઈ હરણ માર્યા '

આ તરફ હરણ છે ? મંડલેશ્વર મહારાજ તો ના કહેતા હતા. આપના શીકારીઓ ક્યાં બીજે ગામ પડ્યા છે ?"

ફરી મહારાજ ગુંચવાયા "હા '

" મહારાજ ! આપે હવે પાટણ જવું જોઈએ મુંજાલમહેતા આપની વાટ જુએ છે "

"કેમ ?"

'ગઇ કાલેજ એમણે આપને પાછા બોલાવવા માણસો મોકલ્યા '

શુ કામ છે એનુ ?" જરા ભવા ચઢાવી જયદેવે કહ્યુ

"જુનાગઢમા પાછી ખટપટ ચાલી છે નવઘણ રા' મરવા પડ્યો છે

'તેમા મારુ શુ કામ છે ? મારે ક્યા એને અગ્નિદાહ આપવો છે ?"

"ના પણ કઇ ઘડીએ શુ નવી રમત ઉભી થાય એ કેમ કહેવાય ? તેમા તો હુ ત્યા જાઉં છુ" કહી ધીમેથી કાકે મહારાજને તે શા માટે સોરઠ જતો હતો તે કહી સભળાવ્યુ, અને કહ્યુ "એટલે મુન્જાલમહેતાનો સંદેશો આપને આજકાલ મળવાનો'" એક પલવાર જયદેવ વિચારમા પડી મુગો રહ્યો

"મુન્જાલમહેતા જાણે છે કે હુ કઇ તરફ છુ ?"

"તે કેમ કહેવાય ? મુન્જાલમહેતા શુ જાણે છે ને શુ નહીં તે કેમ કહેવાય ?"

"એ પણ પીડા આવી" જયદેવથી બોલાઇ જવાયુ

"પણ મહારાજ ! આપને શીકાર કરવા નીકળે દશ બાર દિવસ થયા હવે કેટલુક રહેશો ?"

"આ રાજ્યખટપટથી પણ તોબા છે પાચ દિવસ પણ જંપીને બેસાતુ નથી તુ ક્યારે જવાનો છે ?"

"કાલ પરોઢીએ મારે તો દોડતી સાઢણીએ જવાનુ છે"

"ઠીક ! તુ અહીંઆ જમશે ?"

"ના અન્નદાતા ! મારી સ્ત્રી સાથે છે તેણે રાધ્યુ હશે"

"તારી સ્ત્રી ! તુ પરણ્યો ?"

"જી હા કવિકુલશિરોમણિની છોકરી જોડે"

"વારુ કાલે જતા પહેલા મને મળી જજે"

"જેવી આજ્ઞા" કહી કાકે રજા લીધી બહાર નીકળીને કાકને ચટપટી થઇ આવી જયદેવ મહારાજની મુઝવણમા તેને કૈં ભરમ લાગ્યો અને આ ભરમ ભાગવાનો તેણે નિશ્ચય કર્યો

તેણે બહાર નીકળી ડુગર નાયક સાથે કૈંક વાતો કરી, પણ તે ઉસ્તાદ અનુચર પાસેથી કૈં ઝાઝી વાત મેળવવા તે પામ્યો નહીં આખરે

એ ચાર જણ પાસેથી થોડીથોડી ખબર મેળવી ને પોતાને ઉતારે ગયો ત્યા જઇ તેણે એક લાટના ભટ્ટને બોલાવ્યો

"સોમભટ્ટ !"

"કેમ ?"

'પગોઢીએ એક કામ છે"

"શુ ?"

"અહીંઆ જયદેવ મહારાજ આવીને રહ્યા છે એમને પાછા પાટણ જવુ નથી અને પાટણમા એમનુ કામ છે ત્યાથી મુન્જાલમહેતાએ એમને પાછા બોલાવવા માણસો મોકલ્યા છે"

"જી"

"પણ આ તરફ કોઇ આવ્યુ નથી માટે તારે સવારે જઇ એમને કહી આવવાનુ છે કે મીનળબા તમને તાકીદે પાછા બોલાવે છે'

"અને નહીં માને તો ?"

"તેની તારે પંચાત છે ?"

"જેવી આજ્ઞા"

"અને કહેજે કે એમને સંદેશો કહી મને મળવાનો હુકમ કર્યો છે નહીં તો એ તને એની સાથે ઘસડી જશે"

"વારુ"

આ નક્કી કરી કાકે ખાધુ અને રસભુખી મંજરીની દરકાર કર્યાં વિના તે સુઇ ગયો

સવારમા નીકળતા પહલા તે જયદેવ મહારાજને મળવા ગયો ઉતારે થોડી ઘણી ગરબડ ચાલી રહી હતી અને એક મશાલ લઇ ઓટલા પર કુંવર ઉભો હતો

"નાયક ! મહારાજને મળવા દેશો કે ? એમણે મને બોલાવ્યો છે'

"હા તમારીજ વાટ જુએ છે"

"કેમ ?"

"હમણાં પાટણથી એક જણ પેગામ લઈને આવ્યો છે."

"કોણ કાક આવ્યો?" અંદરથી જયદેવ મહારાજનો અવાજ આવ્યો.

"હા અન્નદાતા!" કહી કાક અંદર પેઠો. સોમભટ્ટ હાથ જોડી ઊભો હતો.

"તારી વાત ખરી પડી. આ મીનળબાનો સંદેશો લાવ્યો છે."

"શો?"

"માગ્યા વગર ત્યાં લવણની વખારે તાળાં દેવાઈ જાય છે." કચવાઈ પથારીમાં પડ્યાપડ્યા મહારાજ બોલ્યા, "મને બોલાવે છે."

"કોણ સોમભટ્ટ?" જાણે હમણાં જ મળ્યો હોય તેમ કાક તેની તરફ ફરી બોલ્યો. "તમે સંદેશો લાવ્યા છો?"

"જી હા, અને મુંજાલમહેતાએ કહ્યું છે કે આ સંદેશો કહી મારે આપની સાથે પાછું જવું."

"ઠીક! તું બહાર જા." સોમભટ્ટને જયદેવ મહારાજે કહ્યું, "કાક! હવે શું કરું?"

"પાટણ જાઓ." શાંતિથી કાકે કહ્યું.

"મૂરખ! એ કરવું હોત તો તને પૂછત શું કરવા?"

"ત્યારે આપને ક્યાં જવું છે?"

"સોરઠ તરફ."

"સોરઠ તરફ!"

"હા. જોની, હું તને માંડીમેલીને વાત કહું."

"જી."

"હોળીને દિવસે મેં તને રંગ લઈ મોકલ્યો હતો તે યાદ છે?"

"હા, કેમ નહીં?"

"તે કુંવરીની સાથે મારે જવું છે."

કાકને હવે આ મૃગયાની સમજ પડી. "તે ક્યાં જાય છે?"

"એ કાલભોના દેવડાની છોકરી થાય છે ને ભાદરના સામંતને ત્યાં એનું મોસાળ છે. એ મોસાળ જાય છે."

"ભાદર ક્યાં આવ્યું?"

"સોરઠ જતા"

"પણ ત્યા તમે જઇ શુ કરશો?"

"ભાદરનો સામત હા કહે તો દેવડો રાણક મને આપે"

"પણ બાપુ' પાટણના નરેશને આ શોભે?" કાકે કહ્યુ

"તુ પણ મુજાલમહેતાની સીફતે વાત કરે છે કે? મારે તો એ દેવડાને મારી કરવી છે એના વિના મને પાટણની ગાદી પણ સુની લાગે છે તે તો એને જોઇએ છે છે એવી આખા ભુતલમા કોઇ?"

"બાપુ' પણ આપના કુલને આમ એકલા રખડવુ ઘટે? મોકલોને આપણા ભાટને માગુ લઇ"

'તુ મીનળબાને ઓળખતો નથી એ કે એવુ સાલ પેસાડે કે ભાટ ઓડનુ ચોડ કરી આવે અને ભાદરનો સામત છે તીખો, જરા અપમાન લાગે તો ફરી બેસે તેથી મારે જાતે જવુ પડે છે"

'બાપુ' એક વાત મારી સાભળશો?"

'બોલ'"

જો આપ હમણા પાટણ નહીં જશો તો મીનળબા ઉલટા ગુસ્સે થશે થોડો ઘણો વહેમ તો બધાને પડયો છે એ મે એમની વાત પરથી જાણ્યુ કે માટે હમણા જાઓ અને પદર દિવસે પાછા ભાદર આવજો જુનાગઢની ગાદીએ જો બેગાર બેસશે તો આપણુ લશ્કર સોરઠના સીમાડા પર લાવવુ જ પડશે આપ તેની સાથે આવજો અને હુ જઇ દેવડાને કહીશ - આપ જરૂરતે કામે પાટણ ગયા છો ને દશ પદર દિવસે ભાદર આવશો"

જયદેવ વિચારમા પડયો

'એટલામા હુ પણ પાછો જુનાગઢથી આવી લાગીશ'

"એ પણ ઠીક છે"

'આપ આમ જાઓ એ મને ઠીક લાગતુ નથી આખરે ભાદરનો સામત પણ માણસ છે ભપકા અને પ્રતાપથી તે પણ અજાશે એટલામા કોઇ વરી જાય એમ તો નથી ને?"

"ના બે ચારના માગા આવે છે, પણ રત્નો સામત માને એમ નથી તો"

"ત્યારે હરકત નહી"

"પણ જરૂર દેવડી સાભળે એમ કહેજે, નહીં તો મને નગુણો ગણશે"

"એ વાતની જરા ફીકર કરશો નહીં, અન્નદાતા! પ્રભુ કરશે તો એજ કન્યા પાટણની પટ્ટરાણી થશે પછી કૈં છે?"

જયદેવ હસ્યો "કાક' તુ જબરો છે"

"હજુ કેમ કહેવાય?" કહી હસીને કાક રજા લીધી

ડાલડીના દેવડાનો મુકામ પાસેના ગામમા હતો ત્યા કાક ગયો અને પોતાની સાઢણીઓ થોડે દૂર ઉભી રાખી દેવડાને મળવા ગયો

દેવડાને ઉતારે નીકળવાની બધી તૈયારીઓ થઇ રહી હતી અને દેવડો બહાર આવે તેનીજ ખોટી હતી એટલા આગળ એક ઘણીજ સરસ કાઠી ઘોડી થનથનતી હતી

"દેવડા છે?"

"આ અહીઆ જાઓ" કહી એક ઓરડો તરફ અનુચર આગળી કરી કાક તે તરફ ગયો અને ભરભાખરના આછા ઉજાસમા નાઇ ઝડપથી બહાર આવતા માણસ સાથે તે અથડાયા

"કોણ દેવડા?" કાકે પુછ્યુ

"જોતો નથી?" સામા પુરુષે કહ્યુ કાકે અવાજ ઓળખ્યો

"કોણ કૃષ્ણદેવ?—"

"કાક તુ—"

પણ કાક ફરે તે પહેલા વિદ્યુતની ત્વરાથી એ ગાર પેલી થનગનતી ઘોડી પર બેઠો અને તેને મારી મુકી કાક થોડી વાર આખો ચોળતો ઉભો રહ્યો અને પછી અદર પેઠો

"કોણ મહારાજ?"

"ના! મહારાજનો દાસ"

"કેમ?"

"મહારાજ જરૂરી કામે પાટણ જાય છે અને પદર દિવસ રહી તમને ભાદર આવીને મળશે"

"એમ?"

"અને અહીંઆ આવ્યો છુ તો એક વાત પણ કહેતો જાઉં'

"શી?"

"આ માણસ અહીંઆથી નીકળ્યો તે અહીંઆ રાત રહ્યો હતો?"

"હા એ પણ મહારાજનોજ માણસ છે"

"જયદેવ મહારાજનો?"

"હા પાટણમા મને મળ્યો હતો રાણક પણ એને ઓળખે છે"

"જોજો ફસાતા ના' મહારાજની એના પર ઇતરાજી છે જો મળે તો પકડીજ રાખજો સમજ્યા?"

"હે! હાય હાય' એવુ જાણત તો ઉભોજ નહીં રાખત"

"હરકત નહી, પણ ભવિષ્યમા જોજો"



# પ્રકરણ ૪ થું

## એ ગારની પુઠે

પોતાનો શીકાર પંઝામાથી જતો જોઇ કાક ગુસ્સે થયો અને મંજરી અને તેના અનુચરો હતા ત્યા ઝપાટાબંધ આવ્યો જેમ નવઘણ રા'ની પુઠ તેણે પકડી હતી તેમ તેના પુત્રની પકડવા તે એકે પગે થઇ રહ્યો

"સોમભટ્ટ! મારે તમારાથી છુટા પડવુ પડશે"

"કેમ?"

"એક જણ આમળ નાસે છે તેને મારે પકડવો છે"

"આ હમણા એક દોડતે ઘોડે ગયો તેને?"

"ઘોળી ઘોડી હતી?"

"હા બાપુ."

"ત્યારે તેજ તુ એક સાઢણી લઇ પાછો જયદેવ મહારાજને ઉતારે જા ને મારે નામે મહારાજ પાસેથી સરસમા સરસ ઘોડી લઇ આવ"

"ને તમે ?"

"હુ બનતી ઉતાવળે એ ઘોડેસ્વાર પાછળ સાઢણીઓ લઇ જાઉં છુ પણ આ રસ્તે ઘોડી વિના પત્તો નહી લાગે જા"

"જેવી આજ્ઞા" કહી સોમભટ્ટ એક સૈનિકને લઇ પાછો ગયો અને કાક પોતાની સાઢણી પર ચઢયો

મજરી મુગીમુગી આ વાત સાભળી રહી હતી, અને કાકથી તે છુટી પડવાની છે જાણી તેના હૈયામા કૈં કૈં થવા માડયુ હતુ

"મજરી," સાઢણી ચાલવા માડી એટલે કાકે કહ્યુ, "મારે જરા આગળ જવુ પડશે"

"કેમ ?" મહા મહેનતે અવાજ શાત રાખી મજરીએ કહ્યુ

"આગળ એક ઘોડેસ્વાર જાય છે તેને પકડવો છે"

મજરી ગભરાઇ, તેનુ સ્વાભાવિક સ્વાસ્થ્ય જતુ રહ્યુ, તેના મોઢા પર ખિન્નતા છવાઇ ચિતાતુર અવાજે તેણે પુછ્યુ "આપણે આમ જઇએ તો નહીં પકડાય ?"

કાકને આ પ્રશ્નમા કૈં અપરિચિત રણકાર લાગ્યો, પણ ખેગારને પકડવાની ઉત્સુકતામા તેણે વધારે ધ્યાન આપ્યુ નહી

"ના આ તે કૈં કાઠી ઘોડીને પહોચે"

"તમે—" મજરી પુછવા ગઇ, પણ તેનો પ્રશ્ન અધુરો રહ્યો કાક એકાગ્ર દૃષ્ટિએ ચોમેર જોયા કરતો હતો થોડી વાર કોઇ બોલ્યુ નહી

મજરીના હૃદયમા પણ અપરિચિત નવા ભાવો પેદા થયા તેને કાકનો હાથ પકડવાનુ મન થયુ, પગે વળગી તેને જતો રોકવાનુ મન થયુ, હસ્તલતાથી તેને ગળે વીટાઇ તેને પોતાની પાસે રાખવાનુ મન થયુ, પણ તેનો ગર્વિષ્ઠ સ્વભાવ એમ નમતુ આપે એવો નહોતો તે બહારથી તેવી ને તેવીજ સ્વસ્થ રહી, માત્ર આખો રકુરકુ કર્યા કરતી હતી

"હુ કેમ જઇશ?" થોડી વારે તેણે સવાલ કર્યો

"સોમભટ્ટ કામેલ છે, ને જટાનાથ આચાર્યની દુહિતાને જુનાગઢમા જતા હરકત શી?"

મજરીએ હોઠ કરડ્યા પોતાની નિરાધારતા દર્શાવવી એ તેને રચ્યુ નહીં

એટલામા સોમભટ્ટ ઘોડી લઇ આવી પહોચ્યો અને પોતાની સાઢણી બેસાડી કાક ઉતરવા તૈયાર થયો ઉતરતાઉતરતા તેનુ હૃદય મંજરીને હૃદયે ચાપવા તલસ્યુ, પણ તેની સામે જોતા તે કૃત્રિમ ગર્વમા એંઠેલી દેખાઇ

"મંજરી! હુ જાઉ છુ અનશે તો ગ્મતે મળીશ "

મંજરીએ દયામણી આખે જોયા કર્યું, "અને નહીં તો—"

"જુનાગઢમા તો જરુર" હસીને કાકે ઉત્તર વાળ્યો તેને પણ ગળામા ગુગળાટ થતો હતો

"જો આ પ્રદેશ અરણ્ય સમો છે સાવધાન થઇને રહેજે જો જરુર પડે તો સજ્જન મહેતાનો પુત્ર પરશુરામ અહીંઆ દંડનાયક છે અને મોરડીઆઓની મદદ જોઇતી હોય તો રા'ખેંગારનો હુ મિત્ર થાઉં છુ તેને નામે બધા માર્ગ ખુલ્લા થઇ જશે "

"વા–પણ–" મંજરીની જીભ નહીં ઉપડી તેનો હાથ આગળ આવ્યો–પાછો ખેંચાયો શુ કરવુ તે તેને સુઝ્યુ નહીં

"ભટ્ટરાજ—" તે હોઠમા ને હોઠમા બોલી

"કેમ શુ છે?" સાઢણી પરથી ભોંય પર કુદી કાકે પુછ્યુ

એટલામા પાલવ વડે મંજરીએ આખો લુછી "ના કૈં નહીં પણ સભાળજો "

કાકને મંજરીનો ગર્વિષ્ઠ સ્વભાવ યાદ આવ્યો, તેને મંજરીએ કાશ્મીરાદેવી જોડે વાત કરી હતી તેનુ સ્મરણ થયુ તેણે પણ ગર્વથી પુછ્યુ

"શા માટે?"

"તમને કૈં થાય નહી " ધીમેથી મંજરીએ કહ્યુ

કાક હૈયુ કઠોર કરી, તિરસ્કારમા હસી જવાબ દીધો "ગભરાશો નહીં હુ પણ કૈલાસ જેવો દુર્ધર્ષ ને કાલાગ્નિ જેવો દુ સહ થવા લાગ્યો છુ "

આ કઠોર ટાણાના વજ્રાઘાતથી મંજરી મુગી રહી ગઇ અને હોઠ બીડી હામત રાખી મનમા તે બબડી "મારાજ શબ્દો! છે–છે–એને ના કેમ કહેવાય?"

કાક નવી આણેલી ઘોડી પર બેઠો "સોમભટ્ટ' તુ મારા ભાઇ સમાન છે"

"જી"

"જો, તારી ભાભીને ઉની આચ આવે નહીં હુ જુનાગઢમા ભેગો થઇશ"

"જેવી આજ્ઞા"

"તુ કૃષ્ણદેવને ઓળખે છે તે ખેગાર છે—નવઘણ રા'નો પુત્ર છે પરશુરામ દડનાયકને પણ તુ ઓળખે છે"

'જી હા"

"સમાલીને કામ લેજે જટાનાથ પડિત નવઘણ રા'ના આચાર્ય છે એટલે તેને નામે પણ તમને રસ્તો મળશે પણ વખત છે ને કૈં મને થાય તો મજરીને પાટણ લઇ જઇ કાસ્મીરાબાને સોપજે"

"જેવી આજ્ઞા"

કાક ઘોડી પર ફર્યો, પાછુ જોયુ, મજરીની પાસે જવાનુ મન થયુ, પણ મન માર્યું અને તેણે ઘોડી મારી મુકી

મજરીની આખમાથી દડદડ આસુ પડવા લાગ્યા

# પ્રકરણ ૫ મું

## ખેગારકુવર

કાક દોડતી ઘોડીએ ખેગારની પાછળ પડયો ઘડીઓ ગઇ, સૂર્યનારાયણ અસ્તાચલ પર જવા લાગ્યા, પણ આગળ જતો ઘોડેસ્વાર અને તેની વચ્ચેનુ અતર કપાયુ નહીં જોતજોતામા જુદો પ્રદેશ આવવા લાગ્યો

એટલામા એક નાનુ ગામ આવ્યુ ત્યા થોભી થોડુ દુધ પી ભૂખ શમાવવા તે ચોટામા ગયો, અને દુધ પી ખેગારની તપાસ કરવા લાગ્યો તપાસ કરતા તેને માલમ પડયુ કે એક ઘોડેસ્વાર થોડાજ વખત ઉપર ગામમાથી ગયો હતો એકે કહ્યુ કે તે ગામમા જ છે ખબર સાભળી જે તરફ આ ઘોડેસ્વાર ગયો એમ કહેવામા આવતુ હતુ તે તરફ એ ગયો

એકદમ તેણે ઘોડાઓના પગલા સાંભળ્યા અને તે તરફ જતા પંદર વીશેક ઘોડેસ્વારોને તેણે ગામબહાર જતા જોયા તે ઘોડેસ્વારોના પહેર-વેશ પરથી તે સોરઠી લાગતા હતા

"ભાઇઓ! જરા ઉભા રહો"

પેલા ઘોડેસ્વારોએ ઘોડા વધારે ઝડપથી દોડાવ્યા અને કાક તેમની પાછળ દોડયો થોડુંક જતા કાકને લાગ્યું કે પેલા સ્વારો તેને ગામબહાર જાણીજોઇને ખેંચી લઇ જતા હતા આ વહેમ પડતા તેણે પોતાની ઘોડીનું મોં ફેરવ્યું અને ગામ તરફ જવાનો ઇરાદો દેખાડયો

તરત પેલા સ્વારો થંભ્યા અને એક જણ આગળ આવ્યો કાકે ઘોડીને એડ મારી ઘોડી પાછી ફરી અને ગામ તરફ ધસી, પણ તે જોઇ પેલા બધા સ્વારો તેની પાછળ પડ્યા જોતજોતામાં કાકની આસ-પાસ બધા વીંટાઇ વળ્યા

"કોણ છો તમે?"

"એ તો હું, કાકભટ્ટજી!" એક જણ હસીને આગળ આવ્યો

"કોણ ખેંગારકુંવર?" કાકે ચમકીને પુછ્યું

"હા! પાટણની આણ ગઇ, હવે જુનાગઢની શરૂ થઇ" ખેંગારે હસીને કહ્યું

"પણ મને રોકવાનું કારણ?" કાકે પુછ્યું

"તમારી પરોણાચાકરી કરવા"

"જયદેવ મહારાજ ને રા' વચ્ચે તો સંધિ છે શા માટે આવી પરોણાચાકરી કરો છો?"

"કાકભટ્ટ! અમારા દેશમાં તમને કૈં ભિક્ષુ નહીં આવવું જોઇએ નહીં તો અમારું નામ લાજે"

"શું કરવા માગો છો?" શાંતિથી હસી, મનની ચિંતા છુપાવતા કાકે કહ્યું

"તમને જુનાગઢ લઇ જઇશું ચાલો, વિલંબ થાય છે" ખેંગારે પેલા સ્વારોને હુકમ આપ્યો.

"મારે નથી આવવું" કાકે કહ્યું

"ભટ્ટરાજ ! એ જીદ શા કામની ? આવવું જ પડશે."

"ના."

"ત્યારે જોરજુલમથી લઈ જવા પડશે."

"ત્યારે એમજ કહો કે હું કેદી છું."

"ના મારા અતિથિ છો." ખેંગારે કહ્યું.

કાકે પલવાર વિચાર કર્યો અને હસીને કહ્યું: "કુંવર ! તમારું કહ્યું માન્યા વગર ચાલે ? ચાલો આવું છું."

"ચાલો."

"રા' કેમ છે ?" તેઓ ચાલવા માંડ્યા એટલે કાકે પુછ્યું.

"આ લોકો તો કહે છે કે મરણ અણીએ આવી લાગ્યા છે."

"જીવતા હોય તો સારું. પાટણથી તમારું આવેલું સાર્થક થાય." કાકે માર્મિક હાસ્યથી કહ્યું.

"મને તો ખાત્રી છે કે થશેજ." કહી તે રસાલા સાથે આગળ વધ્યો.

આખી રાત અને દિવસ દોડતે ઘોડે તેઓ જુનાગઢ તરફ ચાલ્યા. રસ્તામાં કાકને ખેંગારમાં અજાયબ જેવો ફેરફાર દેખાયો. તે પાટણનો વહેમી, શાંત, તિરસ્કારપણું દાખવતો નહોતો, પણ ઉમળકી, ખુશમીજાજી લોકનો પ્રિય હતો. ગામેગામના લોકો તેને મળવા આવતા. તે બધાની સાથે હેતથી, નીખાલસપણાથી વાત કરતો. જે ગુણો પાટણની રંગભૂમિમાં પ્રગટતા નહોતા તે પોતાની ભૂમિમાં ઝળકી રહ્યા. કાકને પણ તે મિત્ર સમાન ગણવા લાગ્યો અને અનેક રીતે તેને રીઝવવાના પ્રયાસો કરવા માંડ્યા.

કાક પણ ખેંગારના ખાનદાની ગુણો જોઈ ખુશ થઈ ગયો.

વૃદ્ધ ભારેખમ યોદ્ધાઓને આવા નાના કુંવરને અનહદ માન અને પ્રેમથી આદર દેતા જોઈ, ખેંગારના શૌર્ય વિશે તેનો પણ અભિપ્રાય બદલાયો.

ત્રીજે દિવસે તે જુનાગઢ પહોંચ્યા ત્યારે ખેંગાર જાણે દિગ્વિજય કરી આવ્યો હોય તેમ નગરજનોમાં ઉત્સાહ અને આનંદ પ્રસરી રહ્યો.

દરવાજા પર એક દરવાનને ખેંગારે પુછ્યું: "બાપુ કેમ છે ?"

"અન્નદાતા ! આપનાં મળવાજ જીવ ગળે આવી રહ્યો છે."

"એમ ?" કહી ખેંગારે ઘોડીને એડ મારી.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## રા' નવઘણની પ્રતિજ્ઞા

શહેરમાં પેસતાં કાકને એક નવાઈ લાગી. જુનાગઢ શહેર નહોતું પણ સજ્જ થએલા યોદ્ધાઓની છાવણી લાગતી. રાજા મરણ પથારીએ હોય તે વખત પણ શહેરનો આવો ઠાઠ જોઈ તેના અચંબાનો પાર રહ્યો નહીં.

ગઢમાં જતાં, ખેંગાર ઘોડી પરથી નીચે કુદ્યો.

"કાક! મારી સાથે ચાલ!"

"મહારાજ!" કાકે ગૌરવથી કહ્યું, 'હું પાટણનો ભટ્ટરાજ છું, દુશ્મનનો માણસ છું. આવે પ્રસંગે પારકા માણસને સાથે રાખવો કામનો નહીં."

ખેંગાર મુખ્ય રીતે ખડખડ હસ્યો.

'કાક! હું તને ઓળખું છું. મને તારા પર વિશ્વાસ છે. તારા જેવો દુશ્મન હોય તોએ શું? ચાલ."

"જેવી આજ્ઞા" કહી કાક સાથે થયો. ખેંગારના વિશ્વાસે તેને જીતી લીધો. તેના મનમાં વિચાર આવ્યો કે આવો પતિ પાટણનો હોય તો શુનું શું થાય!

પરિચિત મહેલમાં ખેંગાર ઝપાટાબંધ ગયો અને જે જે મળ્યા તે એને જોઈ હરખાઈ રહ્યા.

અંદર જતાં એક પથ્થરના ચોકમાં નવઘણ રા' મરણ પથારીએ પડ્યા હતા. આસપાસ તેના કુટુંબીઓ અને યોદ્ધાઓ વીંટાઈ વળ્યા હતા. ખેંગાર આવ્યો જોઈ બધાએ જરા દૂર ખસી રસ્તો આપ્યો.

ચિંતાતુર, સ્નેહભીની આંખે ખેંગાર ઉતાવળથી આગળ ધસ્યો. પાછળ કાક આવ્યો. તેણે એક સાધારણ ખાટ પર સોરઠના વૃદ્ધપતિને પડેલો જોયો, અને કેવે પ્રસંગે તેઓ ગઈ વખત મળ્યા હતા તે યાદ આવ્યું.

મરતી વખતે પણ તે વૃદ્ધ મહારથીના પ્રચંડ અંગના સ્નાયુઓ-સ્નાયુઓ પહેલા જેવાજ સશક્ત લાગતા હતા, માત્ર તેના ગાલમાં ખાડા પડ્યા

હતા અને આંખો ઉંડી જતી રહી હતી તેના કપાલ પર કરચલી વળી રહી હતી અને થોડી થોડી વારે આંખો ઉઘાડી તે આસપાસ જોતા હતા

ખેંગાર દોડીને આવી ખાટલા પાસે બેસી ગયો અને પિતાનો હાથ લઇ છાતી સરસો ચાંપ્યો ખેંગારની વૃદ્ધ માતા ઉંચી, ઘડપણમાં પણ તેજસ્વી લાગતી સોરઠી વીરાંગના ખાટલા પર બેઠીબેઠી પતિના પગ ચાંપતી હતી તેણે ખેંગારને જોઇ કહ્યું 'ગગા' તારા વિના જીવ ગતે નથી જતો "

જેવો ખેંગાર રા'ને અડક્યો કે તેણે ડોળા ફાડી ચારે તરફ જોવા માંડ્યું ખેંગારે કાન આગળ જઇ બુમ પાડી

"બાપુ–એ તો હું ખેંગાર–બાપુ!" ડોસાએ આંખો મીંચી, તેનો શ્વાસ જરા નરમ પડ્યો અને પછી પાછી આંખો ઉઘાડી

" ગગા," ધીમેથી તેઓ બોલ્યા

"બાપુ!"

દરેક સ્ત્રીપુરુષ એકચિત્તે સાંભળી રહ્યા

"બેટા–આ–ગો–" મહામુશ્કેલીએ ડોસા બોલ્યા મહામહેનત કરી છેલ્લી વખત તે જોર ભેગું કરતા હતા એમ સ્પષ્ટ લાગ્યું અને તેમની આંખમાં આવી રહેલું અમાનુષી તેજ દૂર થયું

"ગયા–"

તખ્ત પાસે ઉભેલો ખેંગારનો મોટો ભાઇ આવ્યો "

" બીજા ક્યાં ?"

"આ રહ્યા બાપુ!" શેરસિંહ અને ચૂડચંદ્ર–ખેંગારના મોટા ભાઇઓ–પણ પાસે આવ્યા

ડોસાએ આંખ વતી પાણી માગ્યું અને વૃદ્ધ રાણીએ આંગળા વતી પાણી તેમના મોઢામાં મુક્યું

"સોમનાથ ભગ–ની–પ્ર–તિ–"

"હા બાપુ!" ચારેએ કહ્યું, "સોમનાથ ભગવાનની પ્રતિજ્ઞા શું કહેવું છે ?"

બધું ર–હી–ગયું ' ડોસાને ધીમેધીમે જોર આવવા લાગ્યું.

"કે નહી બાપુ ! અમે છીએ ને" બેગાએ કહ્યુ

ડોસાના મોઢા પર તિરસ્કાર આવ્યો "તમે !–"

"બાપુ ! શુ કરવાનુ છે ?"

"મારી ગાદી–"

"તમે કહો ને લેશે જરા ગભરાશો નહી–" રાયઘણે કહ્યુ

ડોસીએ પાછા પાણીના ટીપા મુક્યા અને રા' ની જીભ ઉકળી

"દીકરા !" કહી તેણે શ્વાસ ખાધો "પણ લેવા સહેલ છે–પણ પાળવા–"

"પાળીશુ બાપુ !–"

"લઢી મરશો તો જુનાગઢ–"

"તમે બોલો" શેરસિંહે કહ્યુ "તમે કહેશો તે જુનાગઢ લેશે પછી કૈં છે ?"

"પાણી મુકો" કહી ડોસાએ પોતાને બેઠા કરવા કહ્યુ મહામહેનતે ચાર દીકરાઓએ ઉચકી ડોસાને બેઠા કર્યા અને તકીએ અઢેલી બેસાડયા. તેમનો શ્વાસ પાછો રંધાતો હોય એમ લાગ્યુ

તરત એક વૃદ્ધ બ્રાહ્મણે ચારે પાસે પાણી મુકાવ્યુ.

"કોણ લે બાપુ ?"

ડોસાએ ધીમેધીમે ચારે તરફ જોતા કહ્યુ "પણી ! માર વેર વાળે–ને પિંડ સારે–ને જુનાગઢ લે"

"હા બોલો શુ વેર વાળવુ છે ?"

"બોયરુ ભાગવુ છે[1]"

"ભાગીશ બાપા" રાયઘણે કહ્યુ

"ને–ને–"

બધા ધ્યાનપૂર્વક સાભળી રહ્યા

"મહીડા[2] મારવો છે"

---

1 બોયરાનો કીલ્લો તોડવાનુ નવઘણે વ્રત લીધુ હતુ 2 ઉમેટાના રાજનો છોકરો હંસરાજ, તેની બહેન રા' પરણી લાવ્યો હતો તેથી વેર થયુ હતુ.

બધા થોડી વાર મુંગા ગયા અને ગેરસિંહ મોલવા જતો હતો એટલે ગ એ આંખો વડેજ તેને મુગા રહેવા સુચવ્યુ

"દામો ચારણ[1] છે ને–'

"હા "

'તેના ગાલ ફાટ્યા છે"

બધા ચમક્યા પવિત્ર મનાતા ચારણને આવી ક્રર શિક્ષા કરવાની અનીતિ કોઇ રજપુત કરે એમ નહોતુ ચારે છોકરાઓ ખચાયા ગ' એ તેના તરફ કરડી નજરે જોયુ તેની મસ્તી આંખોમા પણ ઝનુન આવ્યુ

"પછી?— ચૂડચંદે પુછ્યુ

'મોલકીએ તરત લેવડાવ્યુ" ડોસાની આંખોમા ભય ક્રર નિશ્ચ વ્યાપી રહ્યુ બધા એકચિત્તે સાભળી ગયા

એટલે શુ?" તિરસ્કારથી ગ'એ પુછ્યુ

"ત્યારે?"

'જે મોલકીનુ નાક કાપે—"

"હા––' ચારે જણા ઉંચે સ્વરે બોલ્યા

"તે બાગ્યુ આવે–ને–જુનાગઢ '—"લે" ગણીએ વાક્ય પુરુ કર્યું રાણી પહેલીજ વખત વચ્ચે બોલી હતી કાઇ તેનો પ્રભાવશાળી ચહેરો–તેની તીક્ષ્ણ આંખો જોઇ રહ્યો ત્યા ઉભા રહેલા બધાના મ ના ઉંના થયા હોય એમ લાગ્યુ

કાઇ બોલ્યુ નહી ચાર દિવસમા ગુજરાતના નાથનુ નાક કાપવુ એ રમત વાત નહોતી ચારે પુત્રો નરમીંદા થઇ ઉભા રહ્યા કાકને કપાળે પરસેવો વળ્યો રાણીએ વાઘણની માફક માથુ ઉંચુ કર્યું તે ગયવણ અને ચૂડચંદ તરફ ગુસ્સામા જોઇ રહી

"ચાદા[2] એ ચુડી પહેરી–ગયા તુ પણ પહેર "

[1] જ ચારણે તે પકડાયો ત્યાર એની મશ્કરી કરી હતી તે

[2] ચૂડચંદ અબાજીનો ભક્ત હતો તે હમેશા ચુડીઓ પહેરતો

ડોસાએ આમતેમ નજર કરી અને નિરાશ થઇ તેણે પટરાણી સામે જોયુ અને તેની પાછળ ઉભેલી રાણીઓ તરફ તિરસ્કારથી જોયુ

"રાણી! આ છોકરા કોના સેવ્યા?" મોટે અવાજે તિરસ્કારથી ડોસાએ પુછયુ, "કહો તો ખરા!"

ત્યા મળેલા બધા ધ્રુજી ઉઠયા, ઘણાખરા નીચુ જોઇ ઉભા રહ્યા, કાક ચારે પુત્રો તરફ ધ્યાનથી જોઇ રહ્યો એકદમ તેણે ખેગારનુ સ્વરૂપવાન મુખ તેજે ચમકતુ જોયુ કાકના હૃદયમા ધ્રાસ્કો પડયો, તેજ પળે તેણે મુત્સદ્દીની રમત ખલાસ થઇ જતી જોઇ

ખેગારે પોતાનુ માથુ ગર્વથી ઉચુ કર્યુ અને ડોસા સામે એકાગ્ર નજર જોયુ તેના હોઠ ભયકર નિશ્ચલતામા બીડાયા હતા

"બાપુ! હુ તમારો પિડ સારીશ"

"ગગા!" ડોસાએ ચકિત થઇ કહ્યુ

'હા બાપુ! કા તો શ્રાદ્ધ સારીશ—નહીં તો—તમારી પાછળ" ડોસાએ ખેગારનો હાથ ઝાલવા પ્રયત્ન કર્યો ખેગારે બાપનો હાથ ઝાલ્યો, રા'એ તેને છાતી સરસો ચાપ્યો

'દીકરા! જાદવકુલમા દી—" કહી શાતિથી ડોસાએ આખ મીચી તેના મોઢા પર મીઠાશ—જરા કૈં હાસ્ય જેવુ રમી રહ્યુ તેનો શ્વાસ મદ પડયો થોડી વારે તેણે આખ ઉઘાડી "ગ—"

"બાપુ!—" ખેગારે નીચા વળી કહ્યુ

"પિડ—"

"પિડ મુકીશ"

'શત—જી—" કહી પાછી ડોસાએ આખ મીચી બધા પુતળા જેવા સ્તબ્ધ બની ઉભા રહ્યા

રાણીએ બે ટીપા પાણી મુકયુ અને એક શ્વાસનો ઉછાળો આવ્યો રા'ના ગળામા મરણઘટ વાગ્યો અને બીજી પળે તેના ડોળા ઉઘડી ગયા રા' નવઘણનો દેહ પડયો—અને પરિજનો "જય મહાદેવ" કહી રહ્યા



# પ્રકરણ ૭ મું

## રા' ખેંગાર

તરત ખેંગાર ત્યાંથી ફર્યો "કાકભટ્ટ!"

"જી"

"મારે તમારું કામ છે આ તરફ આવો."

તરત આસપાસ ઉભેલા લોકોએ માર્ગ આપ્યો અને એ બે બહાર નીકળ્યા.

"ભટ્ટરાજ! મારે તમારી જોડે વાત કરવી છે"

"અત્યારે?" જરા વિસ્મય પામી કાકે પુછ્યું.

"હા અત્યારેજ કાક! હું અહીંઆ આવ્યો ત્યારે આ બધું થશે તેની મેં આશા નહોતી રાખી"

"મને પણ એમજ લાગ્યું"

"હવે મારી બાજી જુદા રંગની થઇ ગઇ"

"કેવી રીતે?"

"મારે પાટણ જોડે વિગ્રહ શરૂ કરવો પડશે. મને નહોતી ખબર કે આટલો વહેલો કરવો પડશે. કેમ બોલતા નથી?"

"મહારાજ! આપની છેલ્લી પ્રતિજ્ઞા જોઈ પછી હું શું કહું?"

ઘણાજ સ્નેહથી ખેંગારે કાકને ખભે હાથ મુક્યો.

"મારી જગ્યાએ તું હોત તો શું કરત?"

"આપે કર્યું તેજ"

"ત્યારે?"

"બાપુ! સોરઠ આવી હું તો તમારા ગુણનો દાસ થઇ બેઠો છું"

"કાક! તું મિત્રજ થઇ રહે એટલે મારે બીજું કંઈ નહીં જોઇએ"

"આ ભવે તો મહારાજ! તમારો મિત્ર રહેવાનો. બોલો શું ફરમાવો છો?"

"કાક! મને એક સ્પષ્ટ વાત કહે. તું મને ઓળખે છે—મારી પ્રતિજ્ઞાઓ તું જાણે છે. શું જયદેવ ચક્રવર્તી થવાને સરજાયો છે—ને હું નથી?"

"મહારાજ! હુ આજે તેજ વિચાર કરતો હતો—કે તમે પાટણની ગાદી પર હોત તો વિક્રમરાજાની કીર્તિ લોકો વીસરી જાત"

જરા ગર્વથી ખેંગાર ટટ્ટાર થયો "પાટણની ગાદીમા શુ છે અને જુનાગઢની ગાદીમા શુ નથી?"

"ત્યા મુત્સદ્દીપણુ ને શૌર્ય બે છે—અને અહીંઆ માત્ર શૌર્ય છે"

"કાક!" એકદમ કાક તરફ ફરતા ખેંગારે કહ્યુ, "મારુ શૌર્ય અને તારુ મુત્સદ્દીપણુ એ બે શુ ન કરી શકે?"

કાક ચમકીને પાછો હઠયો "મહારાજ! એ શુ બોલો છો?"

"સત્ય મારે તને મારો મત્રી કરવો છે"

કાકે એક નીસાસો મુકયો "મહારાજ! તે કેમ બને?"

"સહેલાઈથી અહીંઆ આવીને રહે"

"હુ?" કાકે ડોકુ ધુણાવ્યુ

"શુ જયદેવને વેચાયો છે?"

"ના"

"ત્યારે એ સ્વાર્થી તારી શી કદર કરવાનો હતો?"

"તે પણ જાણુ છુ પણ જેમ તમને મારામા શ્રદ્ધા છે તેમ બીજા એક મિત્રને પણ છે"

"કોને ત્રિભુવનપાલને?"

"હા તમે તો મને આજે બોલાવો છો, તેણે તો જ્યારે હુ લાટમા રખડતો સૈનિક હતો ત્યારે મારો હાથ ઝાલ્યો"

"તેથી શુ તારુ ભાગ્ય તુ પડીકે બાધે છે?" ખેંગારે પુછ્યુ

"ને તો વિધાતાએ ક્યારનુ એ બાધ્યુ હશે"

"કાક!—"

"બોલો"

"તારા જેવો હરામી તેમજ ભલો માણસ મે બીજો જોયો નથી"

"ને મારો આટલો કડવો અનુભવ લીધા પછી કોઇ મારી આવી કદર કરનાર પણ મે જોયો નથી."

"તુ નહીંજ માને?" નિરાશાથી ખેંગારે પુછ્યુ

'ના '

'કાક ' મે ધાર્યું હતુ કે મારુ આજે ભાગ્ય ઉઘડ્યુ હવે લાગે છે ઊલટુ બધ થઇ ગયુ " માથુ ધુણાવી ખેંગારે કહ્યુ

" એમ નિરાશ શા માટે થાઓ છો? તમારે લલાટે શુ એ લખ્યુ હશે ! "

" બીજુ ગમે તે હશે, એક વસ્તુ તો લખાઇજ છે "

" શી ? " કાકે પુછ્યુ

' ટેક "

" ત્યારે મહારાજ ! બધી દુનીઆ જખ મારે છે ' થોડી વારે બને મુગામુગા ઉભા રહ્યા

" તુ ત્યારે દુસ્મનના પક્ષમાજ જવાનો ? "

' શુ કરુ ? '

" ખરી વાત છે જેવી મારી ટેક તેવી તારી પણ કાક ! મારે ત્યારે દુસ્મનાવટ કેળવવી પડશે "

" કેવી રીતે ? "

" મારી પ્રતિજ્ઞા પછી તારા જેવા પરૂણાને છુટો કેમ રખાય ? "

કાક સમજ્યો " મહારાજ ! ખરી વાત છે હુ બદીવાન થવાને તૈયાર છુ "

" આજથી બારમે દિવસે તને છોડી મુકીશ "



## પ્રકરણ ૮ મુ

### ગર્વમર્દન

અનાથ પણ મગરુર મજરી જેમતેમ પોતાના રડતા હૃદયને છાનુ રાખી શકી મગરુરી જતા તે નિર્બલ થઇ હતી, પોતાની માનસિક સૃષ્ટિની મજાહ ભુલી સામાન્ય સસારના સુખદુ ખનો તે શીકાર થઇ પડી હતી

તેનો સ્વભાવજન્ય ગર્વ કૈં ગયો નહોતો, પણ તેના હૃદયમા સચાર પામેલા નવા ભાવોએ તે ગર્વને ગુલામ બનાવ્યો હતો પોતે શા માટે

આમ ચિંતા કરે છે, પોતાને શા માટે કાક જતા આની બેચેની થાય છે, પોતે એમ આમ નિરાધાર થઈ રહી છે—એ પ્રશ્નો તેના મનમા પેદા થતા પણ તેનો નિર્ણય થાય તે પહેલા વિજેતા કાકનો વિચાર આવતો,—અને નિર્ણય કરવો રહી જતો

પાટણથી નીકળ્યા પછી તેના વિચારસામ્રાજ્યનો કાક મહારાજા થઈ રહ્યો હતો પણ જ્યારે તે એકલો આમ ચાલ્યો ગયો ત્યારે તેની બુદ્ધિ મરી ગઈ, તેનામા વિચાર કરવાની શક્તિ રહી નહી, જાણે છાતી ચીરી હૈયુ દૂર દોડી ગયુ હોય એમ લાગ્યુ શુ થયુ તે તે સમજી નહી, કેમ થયુ તે પણ ન સમજી—માત્ર એટલુ જ લાગ્યુ કે તે પોતે સજીવ નહોતી જીવ ચાલ્યો ગયો હતો—ઘોડીપર બેસી દૂર દોડી જતા કાકની સાથે નાસી ગયો હતો

પહેલા વિચારો આવતા—હવે વિચારશૂન્યતા આવી પહેલા હૃદય શાંત રહેતુ—હવે હૃદયમા ઊર્મિઓની પરપરા ઉછળી રહી પહેલા વિચારમા કાકનુ મુખ આવતુ—હવે હૃદય કાકમય થઈ રહ્યુ મજરીને સમજ પડી નહીં

પહેલા કાકને તુચ્છ ગણતી, પાટણથી નીકળતા તેના પર ભાવ આવ્યો હવે તે સર્વોપરી થઈ બેઠો તેની મૂર્તિના પગ આગળ ભાવના ને બુદ્ધિ દીન વદને ધુળમા રગદોળાવા લાગ્યા

પહેલા કાકની બુદ્ધિ નીચે વિચાર આવતા, તેના શૌર્યને બીજા સાથે સરખાવતી તેના રૂપની બીજાના રૂપ સાથે તુલના કરતી, હવે તે કે કરી શકી નહીં, હવે નજરે માત્ર કાક જ દેખાયો પહેલા કવિની નજરે તેનુ રૂપ જોતી, બ્રાહ્મણ કન્યાની નજરે તેના સસ્કાર જોતી, વિરાગનાની નજરે તેનુ શૌર્ય જોતી હવે એક જ દષ્ટિબિંદુ રહ્યુ—સ્ત્રીનુ તેની અસ્વસ્થ કલ્પનાશક્તિએ તેને માત્ર જોયો—પુરુષોત્તમ રૂપેજ પહેલા માત્ર મન સાથે રહેવાની ઇચ્છા કરતુ—હવે તેનુ હૃદય, તેના અંગેઅંગમા છુપાએલુ ભયકર સ્ત્રીત્વ તેને માટે તલસતુ

મજરી ઊર્મિના ઉછાળા જોઈ ગભરાઈ, હૃદયનો તલસાટ જોઈ ચમકી. આવો અપરિચિત, ભયકર, તોફાની તલસાટ તેણે અનુભવ્યો ન-

હોતો, પોતે અનુભવશે એવી આશા રાખી નહોતી ને થાકી હારી ગભરાટ—પણ તલસાટ મટયા નહીં, તેને શાંત કરવાનું સ્વાસ્થ્ય રહ્યું નહીં તેને પોતાના પર પોતાના સંસ્કાર પર, પોતાની નિશ્ચલ માની બેઠેલી વિશુદ્ધિ પર તિરસ્કાર આવ્યો ભાન કૈં રહ્યું નહીં

હૃદયચક્ષુઓ સ્પષ્ટ રીતે જોવા લાગ્યાં કે હવે કાક માત્ર ભાવનાઓ સંતોષનાર કે હૈયાનો હાર નહોતો—એ તેનો ભરથાર હતો—તેના દેહનો તેના જીવનનો, તેની આશાનો—નાથ હતો તેના ભવિષ્યના સંતાનનો પિતા હતો

જેમ ધરતીકંપ થતાં પાતાલ દેખાય તેમ સંસ્કારી મંજરી આ વિચાર-પાતાલ જોઈ કાંપી ઉઠી, પણ આ પાતાલ દેખી નાસી જવાની શક્તિ નહોતી, તેમ મન પણ નહોતું તેણે એ પાતાલમાં પડતું મૂક્યું

તે રસસાગરને તીરે હતી—હવે સાગરમાં આંખો મીંચી તેણે ઝંપલાવ્યું રસોર્મિઓ ચારે તરફ ફરી વળી તેને પલાળી—તેને ગભરાવી, ડુબાડી આત્મઘાત કરતી હોય તેમ પોતાને તણાવા દીધી—આશા માત્ર એક જ રહી કે તળીયું ક્યારે મળે

અણધારેલા પ્રસંગો, અણબોલેલા શબ્દો, અણવિચારેલા ભાવો મનમાં ખડા થયા તેના રંગિક સ્વભાવનો ધોધ રસસૂર્યના પ્રતાપી તેજમાં રંગાતો આગળ વધ્યો તેને સાગર સાથે મળવું હતું

ચાર દહાડાની મુસાફરીમ તેના મનોરાજ્યનું ચક્ર બદલાઈ ગયું પોતાનો ગર્વ, પોતાનું અતડાપણું, પોતે કરેલું કાકનું અપમાન—એ બધા માટે તેણે પશ્ચાત્તાપ કર્યો કેવી પળો ગુમાવી? અને તે માત્ર પોતાના અભિમાનથીજ પોતે કેવી મૂર્ખ? તેણે સંકલ્પ કર્યો કે હવે નવું જીવન શરુ કરવું—જુનાગઢ જઈ કાકને પગે પડવું, ક્ષમા યાચવી, તેની દાસી બની રહેવું

આ પોતાનું અધઃપતન જોઈ તેને ગુસ્સો આવ્યો—જવાબમાં તેનું હરામખોર હૈયું હસવા લાગ્યું તે પોતાના સંસ્કારો અને શુદ્ધતા સંભારવા લાગી—જવાબમાં તેનું ચંચલ હૃદય મદભર્યું બની તેની ઠેકડી કરવા લાગ્યું

તેણે પિતા સભાર્યા–સામે કાક ખડો થયો, પોતાના ન કહ્યો ફરી કયા–ત્યારે તેના કઠ પર વિરામ લેવાનુ મન થયુ, શાસ્ત્ર સભારવા ગઇ અને અલકાપુરી સાભરી, બોલાઇ ગયુ

> सक्रीडन्ते मणिभिरमरप्रार्थिता यक्षकन्या ।
> नीवीबन्धोच्छ्वसितशिथिलं यत्र बिम्बाधराणाम् ॥
> क्षौमरागा [1]

શ્લોક અધુરો રહ્યો શરમનુ માર્યું તેનુ મો લાલચોળ થઇ રહ્યુ જાણે ચોરી કરી હોય તેમ તે જોઇ રહી અને પાછી તે બોલી

> श्रीमन्मण्डलनाथमहनृपति सौभाग्यनाथो मम।



## પ્રકરણ ૯ મુ

## કાકની શોધ

મજરી નવી સૃષ્ટિમા સચરી તે સૃષ્ટિના રગ આગળ વિધાતાની વિભૂતિ પણ નકામી, નીરસ લાગી તેની ભૂમિ યૌવને મઢી હતી, તેના વ્યોમમા પ્રેમ પ્રકાશતો હતો તે સૃષ્ટિમા તે વિહરતી હતી, નાચતી હતી તેમા માત્ર બેજ જણ હતા તે અને કાક

---

1 મેઘદુત, આખા શ્લોકનો તરજુમો આ પ્રમાણે છે—

> જ્યા ગગાના જળ થકી શિળા વાયુને સેવી સેવી
> મંદિરોની તટ પર જ્યા, શીળી છાયે રમતી
> શોધી કાઢે મણી, કનકની રેતિમાં ઢાંકી ઉંડા
> વાંચ્છે જેને અમર, કુંવરી યક્ષની એવી કન્યા
> નીવીઓથી ઢિલી થઈ જતા રાગથી કામિઓ જ્યા
> ખેંચી લેતા, ચપલકરથી, ચીર બિમ્બાધરાના.
>
> રા. કીલાભાઇનો તરજુમો.

તેણે ધાર્યું હતું કે કાક જુનાગઢને દરવાજે મળશે પણ તેને ત્યાં ન જોતાં તે જરા વિસ્મય પામી. પછી પોતાના ગાંડપણનો વિચાર આવ્યો— તે અહીંઆ ક્યાંથી હોય? તેને હજાર કામ હશે? તે ક્યાંથી જાણે કે તે અત્યારે આવવાની છે? પછી પાછું હૃદય ગભરામણમાં પડ્યું—પોતે કહેલા શબ્દો યાદ આવ્યા, "શુનીમન્વેતિ શ્વા"—પોતે કેવી ચીબાવલી, બીજાડ, અધમ!

સોમભટ્ટે તપાસ કરી જટાનાથ આચાર્યનું ઘર ખોળી કાઢ્યું. જ્યારથી તેની માએ ઉદા મહેતાનો આશ્રય સ્વીકાર્યો હતો ત્યારથી જટાનાથ આચાર્યનું ઘર તેના હૃદયમાં રમી રહ્યું હતું પણ અત્યારે ત્યાં પહોંચતાં પણ તેને કંઈ રસ ન પડ્યો.

એક શિષ્ય આવી બારણામાં ઊભો.

"કોણ છો?"

"આચાર્યજી છે કે?" સોમભટ્ટે પૂછ્યું.

"પણ છો કોણ?"

"આ આચાર્યની છોકરી આવ્યાં છે."

"કોણ—વત્સલીબા?"

"રુદ્રદત્ત! હું તેની છોકરી!" મંજરીએ બેઠેલી સાંઢણી પરથી કહ્યું. શિષ્ય ચમક્યો. મંજરી સામે જોયું—અને તેના તેજે અંજાઈ તે મઢ જેવો ઊભો રહ્યો.

"કોણ મં—"—આખરે તે બોલ્યો.

"હા, હું જ મંજરી. દાદા ક્યાં છે?"

આઠ વર્ષે રુદ્રદત્તે મંજરીને જોઈ અને વેદાભ્યાસજડ બ્રાહ્મણ એ સુંદરીનું થએલું રૂપાંતર જોઈ ગભરાઈ ગયો. તે વિનય છોડી એકદમ ઘરમાં જતો રહ્યો અને તેના ક્ષોભ જોઈ સોમભટ્ટ ખડખડાટ હસી પડ્યો.

થોડીવારે મંજરી અને તેના સાથીઓ બધા સાંઢણીઓ પરથી ઊતર્યાં અને એટલામાં બીજો શિષ્ય તેનું સ્વાગત કરવા આવ્યો.

નિરાશ હૃદયે મંજરી ઘરમાં ગઈ. તેણે કાકને અહીંઆ તો જોવાની આશા રાખી જ નહોતી. વૃદ્ધ જટાનાથ આચાર્ય અગ્નિહોત્રી હતા અને

અગ્નિ સમક્ષ બેસી જપ કરી રહ્યા હતા તેમની ધોળી લાંબી દાઢી તેમના પેટ પર પથરાઇ હતી, રુદ્રાક્ષની મોટી માળાઓ તેમની ડોક, અને હાથ શોભાવી રહી હતી, તેમની વૃદ્ધ પણ મોટી પ્રભાવશાળી આંખો નાસિકાગ્રનુ ધ્યાન કરી રહી હતી

નિશ્વાસ મુકી તેમણે આંખો ઉઘાડી

"કોણ વત્સલી—"

'ના, દાદા એ તો હુ"

ઘણા વર્ષના યોગાભ્યાસની ટેવથી અણજાણપણે આચાર્યે આગળી નાક આગળ લઇ જઇ કયા નસ્કોરામાથી શ્વાસ નીકળે છે તે તપાસ્યુ, અને ધીમેથી જાણે બરફના ઢગલા પર સૂર્યકિરણો પડે તેમ તે હસ્યા 'કોણ મજરી'"

'હા, હુ જ, કેમ છો?"

"તુ બહુ મોટી વધી ગઇ"

મજરી આવીને સામે બેઠી "કેટલા વર્ષ થયા?" તેણે હસીને કહ્યુ તેની આસપાસ આચાર્યના શિષ્યો, આંખો ફાડી, આવીને ઉભા રહ્યા

"તુ કેવડી હતી, હે?" ડોસાએ હસીને જાણે પોતે એકલા જ બોલતા હોય તેમ કહ્યુ, "વત્સલી તને લઇ આવી ત્યારે દશ વર્ષની હતી, નહીં? રુદ્રા તે પહેલો અધ્યયન આરભ્યો ત્યારે"

'મહારાજ' તેને સાત વર્ષ થયા"

'બરાબર છે, છોકરી' તું ક્યાથી આવી?"

'પાટણથી'

"પાટણ હા તે કહાવ્યુ હતુ કે તુ ખભાતથી ત્યા ગઇ તારી મા ક્યા છે?"

"ખભાત"

'એ દુર્બુદ્ધિવાળી છોકરીએ હજુ અપાસરો છોડયા નથી હર હર તુ ક્યા હતી ત્યારે?" ડોસાએ જરા વહેમાઇ પુછ્યુ

"પિતાજીના મિત્ર ગજાનન પંડિતને ત્યાં હતી."

"ગજાનન–ગજાનન–પંડિત–હર–હર–હર–એ અહીંઆં ત્રીજે સાલ આવ્યા હતા. મહા વિદ્વાન્–મહા સમર્થ–" કહી પાછી પોતાની આંગળીઓ આચાર્ય નસ્કોરા આગળ લઈ ગયા. "અહીંઆં નાની જોડે આવી?"

"દાદા! પછી હું પરણી."

"હેં!" ડોસાએ સાશ્ચર્ય ઉંચું જોયું. બધા શિષ્યો એક બીજાના સામું જોવા લાગ્યા.

"શું કહે છે? હર–હર!"

"સાચું—"

"કોની જોડે?"

મંજરીએ શરમાઈ નીચું જોયું.

"જયદેવ મહારાજના ભટ્ટરાજ છે." સોમભટ્ટે ઉમેર્યું.

"ભટ્ટરાજ!" ડોસાએ ગુસ્સામાં પુછ્યું. "ભટ્ટરાજ! હર–હર—"

"હા. લાટના—"

"ઠોઠ!"

"મહારાજ!" સોમભટ્ટે મીઠાશથી કહ્યું, "મહાસમર્થ મહારથી છે."

"પણ તેનું ગોત્ર કયું?" ડોસાએ મંજરીની સામેથી સોમભટ્ટ તરફ જોતાં કહ્યું.

"જામદગ્નેય." ધીમેથી મંજરીએ ઉમેર્યું.

"મહારાજ! દ્વાપરમાં દ્રોણાચાર્ય હતા ને તેનાથી પણ એમની યુદ્ધકળા ચઢે એમ છે."

"હર–હર–હર–"

"નવઘણ રા' જેણે એકલે હાથે પકડ્યા હતા તે."

"હર–હર–હર" બહુમાન ફક્ત અક્ષર ઉચ્ચારતાં ડોસાએ કહ્યું.

"તે ક્યાં છે?"

"અમે તો જાણ્યું કે તે અહીંઆં આવી પહોંચ્યા હશે. એમને જરા કામ હતું તે પહેલાં આવ્યા. અહીંઆં આવ્યા નથી?"

"ના."

મંજરીને ફાળ પડી, તેણે ચિંતાતુર મુખે સોમભટ્ટ સામે જોયું

"મહારાજ!" રુદ્રદત્તે કહ્યું, "હવે આ બધાને સ્નાન પાન કરાવીએ. થાક્યાહાર્યા આવ્યા છે."

"હર-હર! હું તો ભુલીજ ગયો ઉઠ દીકરી, પછી વાત કરીશું"

મંજરી ઉઠી, પણ તેનો જીવ ઠેકાણે ચઢ્યો તે નાહી, ખાધું, પણ ચેન પડ્યું નહીં તેને માનશુકન થવા લાગ્યા, તનું હૃદય ચકડોળે ચઢ્યું. કાક ક્યાં હશે એજ વિચાર થયા કર્યા ખાસ કરી તેણે સોમભટ્ટને તપાસ કરવા મોકલ્યા, થાક ઉતારવા તે સુતી પણ તેને ઉંઘ આવી નહીં તે ઉઠીને આમતેમ ફરવા લાગી પણ તેના જીવને જંપ વળ્યો નહીં

તેણે રુદ્રદત્તને બોલાવ્યા ને ખેંગારની ખબર કાઢી ખેંગાર લશ્કર લઇ હંસરાજ મહીડાને મારવા ગયો હતો એમ સાંભળ્યું તેનો વિચાર ખેંગારને મળવાનો થતો હતો તે પણ અશક્ય થઇ પડ્યો પાંજરામાં નાંખેલું પુરાયું હોય તેમ તે પછાડા મારવા લાગી રાત પણ વેરણ થઇ; આટલી મુસાફરી પછી પણ આંખ મીંચાઇ નહીં

બીજે દિવસે તેની સાથે આવેલા લાટના બધા યોદ્ધાઓએ તપાસ કરવા માંડી પણ કંઇ પત્તો મળ્યો નહીં મંજરીનું હૃદય ચીરાઇ જવા માંડ્યું, ન સમજાય એવા તર્કવિતર્ક થવા લાગ્યા, તે હીંમત હારવા લાગી તેણે જટાનાથ આચાર્યને રુદ્રદત્તને તેમજ બીજા શિષ્યોને તપાસ કરવા કહ્યું, પણ કંઇ આશા લાગી નહીં તેના મનમાં ધ્રાસ્કો પડ્યો કાક ક્યનો છે, જુનાગઢમાં છે એની શું ખાત્રી? જેની એ પાછળ દોડ્યો તે માથાનો મળ્યો હોય તો?

તેને જુનાગઢ ઝેર સમાન લાગ્યું ત્યાંથી નાસી જઇ સોરઠના ગામેગામમાં તેને શોધ કરવાનું મન થયું તેણે સોમભટ્ટને કહ્યું, અને તે નીમકહલાલ યોદ્ધો બીજે દિવસે પોતાના શાગીર્દો લઇ ચારે તરફ તપાસ કરવા નીકળી પડ્યો તેણે મંજરીને ઘણી સમજાવી અહીંઆજ રાખી બીજી રાતે પણ તેને ઉંઘ આવી નહીં નીચે ઓટલા પર આચાર્યના શિષ્યો બેસી ગપાટા હાંકતા હતા અને ઉપર બારીમાં લપાઇ મંજરી આંસુ સારતી હતી એટલામાં નાનો ઘાંટો સંભળાયો

'રુદ્રદત્ત' રુદ્રદત્ત' અચ્યા એક વાત પુછુ '

"શુ ?"

"'कैलासमिव दुर्धर्षम्' એટલે શુ ?"

એકદમ મંજરી ચમકી આ તેના પ્રિય શબ્દો આહ્યા ક્યાંથી ?

"કૃપાળ તારે" રુદ્રદત્તે અર્થ કર્યો 'રખડેલ' તુ વાળી એ ક્યાંથી લઈ આવ્યો ?"

'ગમે ત્યાંથી શાસ્ત્ર તો જાણે તુજ ભણ્યો હશે કહેતો ખરો મને સમજ નથી પડતી"

"પણ તુ એ લાવ્યો ક્યાંથી ?'

"એક માણસ છે તે કે એવુ બોલ્યાજ કરે છે એ શુ ?"

મંજરીએ હોઠ પર હોઠ બીડ્યા અંધારામા પણ તેની તેજની આંખો તનખા ખેરવવા લાગી

'કોણ જાણે કે હશે"—રુદ્રદત્તે મહત્તાદારીથી કહ્યુ 'જવા દેની '

"રુદ્રદત્ત' એ લીટી મને આવડે છે" મંજરીથી ન રહેવાયુ તે વચ્ચે બોલી "कैलासमिव दुर्धर्षम् कालाग्निमिव दुःसहम् ।"

પેલો નવો માણસ ચકિત થઈ ગયો હા' એજ' તમે ક્યાંથી લાવ્યા ? એ કોણ છે રુદ્રદત્ત ?" તેણે ધીમેથી પુછ્યુ

"એ તો આચાર્યજીની દુહિતા"

"રુદ્રદત્ત, ઉભા રહો હુ હમણા આવુ છુ" કહી મંજરી નીચે આવી



## પ્રકરણ ૧૦ મું

### કાક જડયો

મંજરી અભિમાન દૂર મૂકી નીચે ઉતરી ઢોંગ કરવા, જુઠ્ઠુ બોલવુ એ તેના સ્વભાવ અને આદર્શોથી વિરુદ્ધ હતુ, છતા અત્યારે આ વિચિત્રતાનો વિચાર કર્યા વગર તે બધુ કરવા તૈયાર થઈ તેના હૃદયમા આ અસ્વાભાવિક વર્તણુકથી જરા દુખ લાગતો, પણ દુખના ચટકાને, કાક

મેળવવાના તલસાટ આગળ કંઈ હિસાબ નહોતો. તેને લાગ્યું કે જો કાક જ આ શબ્દો બોલતો હોય તો આ બ્રાહ્મણ શીવાય બીજે ગમે તેનો પત્તો લાગવાનો નથી.

રાતના અંધકારમાં સહેજ ઉતરી આવેલી ઉષા જેવી મંજરીને જોઈ બીચારો મણિભદ્ર તો દિગ થઈ ગયો, અને મોઢું ફાડી તે જોઈ રહ્યો.

'રુદ્રદત્ત' આ તમારા મિત્ર મણિભદ્ર કે?" જરા હસીને મીઠાશથી મંજરીએ કહ્યું. મંજરીની આંખમાં આ વખતે ભયંકર મોહિની હતી. આવાં નયનરશ્મિઓ વિદ્વાનો ન સાંખી શકે તો બીચારો મણિભદ્ર ક્યાં?

"હા!" રુદ્રદત્તે કહ્યું, "મણિભદ્ર રાજ્યગોરના શિષ્ય છે."

"એમ કે? પણ રાજ્યગોરના શિષ્ય થઈ જુનાગઢના નામ પર પાણી ફેરવે છે?" હસીને મંજરીએ પુછ્યું.

મણિભદ્ર રાજ્યગુરુનો શિષ્ય હતો—પણ વેદાભ્યાસ કરતાં ગમા- કરીને ઝાપટવામાં વધારે પ્રવીણ હતો. આ પ્રશ્ન જોઈ તેના અચંબાનો પાર રહ્યો નહીં.

"કેવી રીતે?" રુદ્રદત્તે પુછ્યું.

"કાલ પરદેશી વિદ્વાન તમારી મશ્કરી કરે ને તમે જવાબ ન આપો."

"પણ બા! મને સંસ્કૃત આવડે તો ને—"

"ઓહો! એટલું જ ને?" મંજરીએ કહ્યું.

"કેમ એટલું જ?"

"'કેમ પરદેશીને નમતું અપાય?' એ આ શબ્દોથી શું કહેવા માગે છે તે ખબર છે?"

"ના."

"કહે છે કે કૈલાસની માફક મારી વિદ્વત્તાને કોઈ પહોંચી શકે એમ નથી અને કાલાગ્નિની માફક પરદેશી શ્રોત્રિઓને હું બાળીને ભસ્મ કરું છું. આવું અપમાન સહો છો?"

"પણ મને આવડે નહીં તે?"

"એમાં શું? તમને એ મળ્યો ક્યાં તે તો કહો."

મણિભદ્રના મુખ પર ભય વ્યાપી રહ્યો. તેણે ચારે તરફ જોયું, અને બોલતાં ગુંગળાઇ ગયો.

'રાજગઢમાં હવે રાજગોરના શિષ્યને આ વિદ્વાનો મળે!'

રુદ્રદત્ત મંજરીના પ્રશ્નનો ગૂઢ અર્થ તો સમજ્યો નહીં, પણ તેનો ગમે તે હેતુ હોય તે પાર પડે તેમાં મદદ કરવા તેણે કહ્યું: "ત મણિભદ્ર! ગભરાય છે શું? પરદેશી પંડિત કે છુપા રહેશે?"

"ના—ના—પણ —"

"અને એ તો કોઇ કેદી હશે!" મંજરીએ ધીમેથી પૂછ્યું.

મણિભદ્ર ચમક્યા ને મોઢું ફાડી જોઇ રહ્યા. રખેને તે ચમકી જાય એમ ધારી મંજરીએ જુદો પાટો બાંધ્યો: "જે હોય તે પણ તમારે તેને નમાવવો તો જોઇએ."

"ખરી વાત છે." રુદ્રદત્તે પણ પાણી ચઢાવવા માંડ્યું, 'નહીં તો તે વળી તને દેશ જઇ કહેશે કે જુનાગઢમાં બધા મણિભદ્રના જેવા જ છે."

"કેમ મણિભદ્ર તે કેવા છે?" મંજરીએ પૂછ્યું. 'અરે એક કામ કરો.'

'શું?'

"તે પંડિતને એક શ્લોકમાં જવાબ આપો.'

'એજ પીડા છે ને" કપાળ પર હાથ મૂકી, નીસાસો મૂકી, મણિભદ્ર બોલ્યા: 'બારબાર વર્ષ ગુરુના ચરણ સેવ્યા, પણ એક બાપો શ્લોક મોઢે ચઢ્યો નહીં."

મંજરીએ એક પલવાર વિચાર કર્યો ને કહ્યું: 'હરકત નહીં, એક શ્લોક સંભળાવું."

'હા!'

એમ કહો કે હે અભિમાની! જુનાગઢની તો છોકરીઓ કવિકુલગિરામણિ છે, તેને જીતવાની શરૂઆત કર, અને પછી જુનાગઢી પંડિતની સાથે બાથ ભીડ."

"હા, એ તો ઠીક."

"પછી જો બાહુ પાંડિત્યનો આડંબર કરે તો લઇ જજો મને"—

'તમને' —

'હા મને"

"પણ આ પંડિત છે ત્યાં જવાય એવું નથી" ધીમેથી મણિભદ્રે કહ્યું

'તમે જાઓ છો ને?"

'હા'

ત્યારે એક દિવસ તમારે બદલે હું જઈશ"

'તે કદી બને નહિ' ગભરાતા મણિભદ્રે કહ્યું

'નહીં તે શું બને?' આકર્ષક હાસ્યભર્યું ફરી મંજરીએ કહ્યું 'પણ આપણે શું વિદ્વત્તામાં પાણી ભરશું? અને જો એ હારશે તો જશ બધો તમનેજ મળશે કેમ ખરું કેની હદ?"

'હાસ્તો'

'જઈશ હું આટલું તો કહી જોઉં"

'પણ અમને કહેજો કે એ શું કહે છે હો'

'હા કાલે સવારે"

'ઠીક"

બાળક પહેલી ચોરી કરી નીકળે તેમ તરતા શીખનાર પહેલીવાર નદી પાર ઉતરી આવે તેમ, મંજરી પોતાની બાહોશીથી હરખાતીહરખાતી ઉપર આવી. જુઠાણાથી તેણે મણિભદ્ર પાસે કામ કઢાવ્યું તેથી તે શરમાઇ નહિ, ઉલટી હરખાઇ, અને ગર્વ વધ્યો અને કાકને મળવાની ઉગતી આશાની હુંફમાં સુતી ઉંઘમાં પણ કાકને મળવાના સ્વપ્નો તે જોઇ રહી.

પરોઢીએ તે ઉઠી મણિભદ્ર ક્યારે આવશે, આવશે કે નહીં, એ પરદેશી વિદ્વાન્ કાક હશે કે કોઇ બીજો, કાક હોય તો સંદેશો સમજશે કે કેમ એવાએવા અનેક તર્કવિતર્ક તેના મનમાં ઉઠવા લાગ્યા અત્યારે તેની પાસે સોમભટ્ટ પણ નહોતો કે તેને મોકલી તપાસ કરાવે, અને તે જાતે બાળક, બીનઅનુભવી ' તે અનેક રીતે વીમાસણ કરી રહી

પ્રણયીના સંદેશાની વાટ જોતાં થતી વેદના ત્રિવિધિના તાપથી પણ વધારે દુઃસહ છે. આ દુઃસહ વેદના મંજરી સહી રહી. પગલું વાગ્યું—પાંદડું ખખડ્યું—બારણું દેવાયું કે તે ચમકતી, હૃદય ધબકી ઊઠતું, કાન ચકોર થતાં તે ઊઠી બારણે જતી. મણિભદ્ર ન આવતાં તે નિરાશ બની, હૃદય જાણે બંધ પડી જતું હોય એમ તેને લાગતું. અને કલ્પનાતીત ન કરવા જેવા વિચાર કરી રહેતી. પણ નિરાશ થઈ તે પાછી આવતી, તો વેદના વધતી. ઓટલે ઊભા રહી મણિભદ્રને ન જોવો તેના કરતાં તે હમણાં આવશે ધારી વાટ જોવી એ તેને વધારે ત્રાસદાયક થતું. તે પલોમાં તેને સૂર્ય ને ચંદ્ર વ્યોમમાં થંભી ગએલા લાગતા, શ્વાસ બંધ પડેલો લાગતો, જીવ ત્રિશંકુની માફક અધ્ધર લટકતો રહેતો. તેની નસેનસમાં ગુંગળામણ થતી, પ્રાણ પટકી નાખ્યા વિના બીજો આરો તેને દેખાતો નહીં.

શુંક રુદ્રદત્ત બ્રહ્મચારી હતો, જ્યાં મંજરીને જોઇ તે તેનો ગુલામ બન્યો હતો. તે એટલું જાણતો હતો કે તે નિરાધાર હતી, દુઃખી હતી, કરમાતી હતી. જે આર્દ્રતા તર્કાએ બેઠી હતી તે ઉપર આવી—આ દુઃખી બાલાની વહારે ધાવા તેનું હૃદય તલસી રહ્યું. તેને સ્પષ્ટ લાગ્યું હતું કે મંજરીએ મણિભદ્રને પાણી ચઢાવ્યું તે કંઈ કારણસર હતું. અને તેથી મણિભદ્રના પાછા આવવાની તે વાટ જોવા લાગ્યો. નિત્યકર્મમાંથી વખત ચોરી તે પણ બહાર ફરી આવતો. જપ કરતાં પણ તે કાન માંડતો, ધ્યાન કરતાં પણ તેની નજર હોઠ બીડી ફર્યા કરતી મંજરી તરફ જતી.

કોઈ આવ્યું—રુદ્રદત્તને મણિભદ્રનું પગલું લાગ્યું, અને તે જપ છોડી બહાર દોડ્યો.

મણિભદ્ર ઉતાવળો આવ્યો હતો. તેને અંદર વાડામાં મંજરી હતી ત્યાં તે લઈ ગયો.

મંજરી પાણી કાઢતી હતી. તેના માથા પરથી ઓઢણું ખસી જતાં તેનો અંબોડો અને ડોકની ભભક, ઉંચાનીચા થતા હાથનું સૌંદર્ય, તથી સંતાકુકડી કરતા સ્તનની અપૂર્વતા—આ બધું બંને આવનારની નજરે પડ્યું. બંને મહાત થયા—વિનયશીલ રુદ્રદત્તે ગુરુની દૌહિત્રીના રૂપ આગળ આંખો નમાવી—અડબંગ મણિભદ્ર બહેબાકળો થઇ, ડોળા ફાડી જોઇ રહ્યો.

મંજરી તેમને આવતા સાભળી ફરી, માથે ઓઢયુ ને આગળ આવી આશાએ, અપેક્ષાએ તેનુ મોઢુ જ્વલંત થયુ

"કેમ મણિભદ્ર ?"

"જઇ આવ્યો "

"શુ કહ્યુ ?"

"શુ પાંડા કે કહુ ? હુ અહીંઆથી ગયો, ગાગર લીધી, પાણી ભર્યુ—"

'પછી ?' અધીરાઇથી મંજરીએ કહ્યુ

'પછી હુ ગયો પેલો તો એક રાછ જેવો પડયો હતો, ખુણામા '

'નાર !"

"ન મારો તો સામુ પણ નહીં જુવે "

પછી તેણે શુ કર્યું ?"

હુ કે જાણું કે ? મે કહ્યુ કે રોજ તો પેલા કૈલાસનો જપ કરો છો, આજ કેમ નથી કરતા ?'

"

'મ જ્યા એમ કહ્યુ કે એ તો બેઠો થયો ને મારી સામે ડોળા ફુરકાવા માડયા સાચુ પુછો તો હુ તો બીધો એના કૈં ડોળા ચળકે !"

હાથ પર હાથ ઘસી મણિભદ્રે કહ્યુ "હુ તો એવો ગભરાયો કે ગાગર મુકવા ગયા, એટલે તે ફુટી ગઇ, ને પેલો ખડખડ હસવા લાગ્યો "

'પછી તેણે શુ કહ્યુ ?" જરા કચવાઇ મંજરીએ પુછયુ

"મને એ કહે કે જુઓ, આ કૈલાસ ન સાભળ્યુ તેના પ્રતાપ એમ કહ્યુ ને પાછો તે હસવા લાગ્યો એટલે મને હીમત આવી મે પછી કહ્યુ —

'શુ ?"

"રોજ પંડિતાઇ શાની કરો છો ? તમે અમારી જુનાગઢની છોકરીને હરાવો ત્યારે ખરા "

'તેણે શુ કહ્યુ ?' મંજરીએ ઉચે શ્વાસે પુછયુ

'માનશો ? એણે નીસાસો મુકયો ને કહ્યુ—શુ કહ્યુ મારુ કહો જોઇએ ?"

તે નણુના હાત તો તમને શા માટે પુછત ?' રુદ્રદત્તે ચીડમાં કહ્યું
તો બોલ્યા : 'બાપા ! બધાને હરાવ્યા પણ જુનાગઢની છોકરી નહીં હારી ' ને માથું ધુણાવવા લાગ્યા " કહી મણિભદ્ર હસ્યો.

આ શબ્દોની મંજરી પર જુદી અસર થઈ. હોઠ કરડી તે પાછી હઠી, તેનું શરીર કાંપવા લાગ્યું 'શું કાકજ ! ' તેણે અણજાણતાં છાતી પર હાથ નાખ્યો

રુદ્રદત્ત આ ફેરફારો જોઈ રહ્યો. " પછી ? " તેણે કહ્યું

" પછી મેં પણ જરા ગપ્પું માર્યું. મેં કહ્યું કે અમારે ત્યાંની બ્રાહ્મણ કન્યાઓ તમને હરાવે એમ છે, મેં કહ્યું કે ન તો મોટી કવિકુલશિરોમણીઓ છે "

મંજરી ને રુદ્રદત્ત મુંગા મુંગા સાંભળ્યા કર્યું.

" મેં આ કહ્યું ને પેલો ચમક્યો, ને આંખો ઝીણી કરી મારી સામે તે જોઈ રહ્યો.'

મંજરીનું હૃદય ઉભરાઈ આવ્યું. મુશ્કેલી કઢવાના વિચાર કરતા કાકને આજ ટેવ હતી

મણિભદ્રે આગળ ચલાવ્યું : " ને એકદમ ધીમે અવાજે કહેવા લાગ્યા 'એમ, એમ ! મહારાજ ! એક છોકરી તો બતાવો ' મેં પણ કહ્યું, 'જોઈએ તેટલી ' એટલામાં મને ગુરુમહારાજની આજ્ઞા યાદ આવી. તેમણે કહ્યું હતું કે રાજકારભારની વાતમાં બહુ લવરી કરવી નહીં. એટલે હું તો મૂંગો રહ્યો, પણ પેલો બોલ્યો : 'ભાઈ ! જો એવી હોય તેને કહેજે કે કવિકુલશિરોમણી જુનાગઢમાં હોય તો તેનો નાથ પણ આ બેઠો છે. આવી જાઓ.' કહી તે મુછ મરડવા લાગ્યો "

મંજરીને જરાએ સંશય રહ્યો નહીં, તેનું હૈયું ઉછળી રહ્યું

" મણિભદ્ર ! આ પંડિતનો ગર્વ ઉતારવો જોઈએ. નહીં તો આપણાં બધાનું નામ બોળાવાનું "

" પણ તે નામ રહે કેમ ? " મણિભદ્રે કહ્યું

' એક રીતે રહે ' રુદ્રદત્ત જે કે મંજરીની ઇચ્છા પારખી ગયો હતો તે બોલ્યો, " મંજરીબાને તેને મેળવો "

મણિભદ્ર ગભરાયો “એ તે કૈ બને ?”

“કેમ નહિ ?” મંજરીએ પુછ્યુ “એ પંડિત કેદમા છે એટલુ જ ને ?”

‘બા–બા–પણ ખેંગાર બાપા મને ગરદન મારે ”

“પણ ખેંગાર બાપાને કહેવા કોણ જવાનુ ?” મંજરીએ કહ્યુ “તમે જેવા ગામગ થઇ પાણી આપવા જાઓ છો તેમ હુ જાઇશ પાચ પળમા એ પંડિત ઠેકાણે ”

“નારે બા—” મણિભદ્ર બોલ્યો “પેલા નારસિહ તરત ઓળખે ”

“ઓહો નારસિહ ગઢવી !” રુદ્રદત્તે કહ્યુ “એ તો મને ઓળખે છે તમે એકદમ ભોળા થઇ જાઓ તો મંજરી, બા જઇ શકે ’

“પણ સ્ત્રી—”

“હુ પુરુષ વેશ લઇશ મારા પિતા જીવતા હતા ત્યારે ઘણીએ વખત હુ શિષ્યો સાથે એમ ફરતી ”

“પણ બા ” હાસ્યજનક ગભરાટમા મણિભદ્ર બોલ્યો, “આ હસવાનુ ખસવુ થાય તો ?”

“થાય શુ ? તને ખબર છે ? મારા પતિ તો ખેંગાર બાપાના ઇષ્ટમિત્ર છે તમે તો અમથા ગભરાઓ છો ? તે જાણશે તો ભલે કયા આપણે એમના કેદીને નસાડી જવાના છીએ ”

“પણ—’

“એને કયા કેદ કર્યો છે ?”

“લીમડીઆ કુવા આગળના ભોયરામા પણ આ વાત—”

“તુ શા માટે ગભરાય છે ?” રુદ્રદત્તે કહ્યુ “તુ સાજના અહીંઆ આવજે પછી વિચાર કરીશુ.”

“ઠીક ! ઠીક !” કહી મણિભદ્રે ત્યાથી જવાનો ઇરાદો દર્શાવ્યો

“વારુ મણિભદ્ર ! રુદ્રદત્તે કહ્યુ. “આજ મારી જન્મતિથિ છે સાજના આવજે આજે ગુરુમહારાજે મિષ્ટાન્ન બનાવવાની રજા આપી છે ”

“હે !” મોદકના પ્રખ્યાત સ્વાદીઆનો મુખવાડો અદૃષ્ટ થતા તેણે કહ્યુ “હા, તે વખત આપણે વાત કરીશુ પણ જોજે, મોડુ નહી થાય ”

"હા જરુર" કહી મણિભદ્ર ગયો. થોડીવાર મંજરીને રુદ્રદત્ત એક મેકની સામું જોઈ રહ્યાં.

"રુદ્રદત્ત! આ નહીં આવે તો?"

"ન ગભરાશો નહીં. મિષ્ટાન્ન માટે એ દશ જોજન જાય એમ છે."

'બા'" ધીમેથી રુદ્રદત્તે પુછ્યું, "આ કેદી કાકભટ્ટજી?"

મંજરી આ બ્રાહ્મણની ચતુરતા જોઈ હસી. 'હા! તમે કેમ જાણ્યું?"

રુદ્રદત્ત હસ્યો. "બા' એ વિપ્રના ધન્યભાગ્ય છે."

"એ શું?"

"બીજું શું હોય? આવા લક્ષ્મી પામ્યા તેમાં'

જવાબમાં મંજરી હસી. તે હાસ્યમાં હૈયાના આનંદનો રણકાર હતો.



## પ્રકરણ ૧૧ મું

### મોદકભક્ત

પણ રુદ્રદત્ત અને મણિભદ્ર જતાં મંજરી એકલી રહી એટલે તેના ગભરાટનો પાર રહ્યો નહીં. અત્યાર સુધી જે કે તેણે કર્યું તે નીરાંતે ઘરમાં બેસીને કરવાનું હતું. તેને પોતાને લાગતું હતું કે જાણેઅજાણ્યે કાક આવા વખતે કેમ કર્યું હોત તેનું તે અનુકરણ કરતી હતી. પણ હવે પ્રસંગ જુદો હતો. તેને ભયંકર અનુભવોના સમુદ્રમાં ઝંપલાવવું હતું. તેને એ સમુદ્રનો અનુભવ નહોતો, તેના તરંગો દૂર કરી તરતાં તેને આવડતું નહોતું, સાથે કાક' ઉસ્તાદ તારો તેની મદદમાં નહોતો. તે એકલી હતી, અનુભવ વગરની હતી. તે સ્ત્રી જાતી હતી અને રાતની વખતે અજાણ્યા ગામમાં ગમે તેવાને હાથે ચઢવાની તે ઇચ્છા કરતી હતી. પલવાર તેનું મન ડગ્યું—હીંમત હાથમાંથી સરી ગઇ, પણ તરત પોતાના આદર્શો યાદ આવ્યા, કેવા પતિઓને વરવાની તેની મહેચ્છા હતી તે યાદ આવી. કાકના અપ્રતિમ પરાક્રમો તેની નજર આગળ આવ્યા. તે કાકની તુલના કરવાની વૃષ્ટતા કરતી હતી, હવે તે તેની કેવી તુલના કરશે? અને

તે ન જાય—કાકને કે થાય—શુ થાય તે કેમ કહેવાય?—સદાને માટે વિયોગ પડે તો? શુ તે પહેલા તે જરા હીંમત નહી કરે? જગ રજ નહીં ઉડાવે? પોતાના કાયરપણા તરફ તિરસ્કાર લાવી તેણે કાકના પરાક્રમો યાદ કરવા માડયા અને તેનુ અનુકરણ કરવા તૈયાર થઇ પાછુ મન ઢચુ-પચુ થયુ—વળી વિચાર આવ્યો જો તે નિર્વિઘ્ને કાકને મળે—છોડાવે તો? નસનસમા વિદ્યુત્ ઝબકી તે વિદ્યુતે એ પ્રશ્નનો નિર્ણય આણ્યો—કા તો મળવુ કાકને કે પછી યમરાજને

સાજના તેને અધીરાઇ થઇ આવી પણ રુદ્રદત્તે તેને ખાત્રી આપી તે મણિભદ્રને સારી રીતે ઓળખતો હતો. સાયકાલ થતાજ તે મહાશય મિષ્ટાન્નની આરાધના કરવા તલસી રહેલી જીભને આશ્વાસન આપવા આવી પહોચ્યા અને મજરી અને રુદ્રદત્તે કરેલી તૈયારી જોઇ તેનો અતરાત્મા પ્રસન્નતાની ટોચે જઇ પહોચ્યો

જટાનાથ આચાર્ય અત્યારે જમવાના નહોતા અને હોશીઆરી વાપરી રુદ્રદત્તે બીજા શિષ્યોને દૂર કર્યા હતા એટલે મજરીએ પીરસવા માડયુ અને રુદ્રદત્ત અને મણિભદ્રે આરોગવા માડયુ

માનિનીની મોહિની સામાન્ય રીતે ન્યારીજ હોય છે, તે રીઝવે ત્યારે દુર્જેય થતા પડે છે, પણ તે હાથે પીરસી જમાડે ત્યારે પુછવુ શુ? મણિ-ભદ્ર ઝડપો બેભાન થઇ ગયો મજરીના આગ્રહ આગળ મિષ્ટાન્નની મજા પણ તે વિસરી ગયો, નવયૌવનમા માતી રહેલી મજરીના હાવભાવ આગળ પેટમા જગા છે કે નહીં તેનુ ભાન પણ ભુલી ગયો બ્રાહ્મણવર્ય મણિભદ્રે સાધેલા જીવનયોગમા એક પરમ ધ્યેય હતુ—સ્વાદિષ્ટ મોદક અત્યારે તે યોગેશ્વર યોગભ્રષ્ટ થયો—ભાણામા લાડુ હતા છતા તે મજરી સામુ જોઇ રહવા લાગ્યો

મજરીને પણ આ વખતે તેની ખીલતી જુવાનીમા રહેલા પ્રબલ જાદુનુ ભાન થયુ અને પોતાની અપ્રતિમ શક્તિનુ જ્ઞાન પામેલા મહાર-થીના મદથી તે પોતાના પ્રભાવની અજમાયશ કરી રહી તેણે રુદ્રદત્તની સહાયથી મણિભદ્રને મોહાધ કર્યો મણિભદ્ર બીચારો લટ્ટુ થઇ રહ્યો

"મણિભદ્ર ! હવે અત્યારે હું જઈશ હો."

"ક્યાં ?–ના, બહેન ના." મણિભદ્રે પેટ પર હાથ ફેરવતાં કહ્યું.

"મણિભદ્ર ! તું આવો જીદ્દી ક્યારથી થયો ?" રુદ્રદત્તે કહ્યું, "હવે આ અગીઆર લાડુ પર ચાલીને તું લીમડીએ કુવે જવાનો. એક ગાગર મુકવા પાછળ ને આટલી પંચાત."

"બાપા !" નિરાશાભર્યા અવાજે મણિભદ્રે કહ્યું, "બેગાર બાપો જાણે તો તોટો પીએ."

"એને કોણ કહેવા જવાનું ? હારેલો પંડિત કે કોઈને કહેવાનો ?" મંજરીએ કહ્યું. "મણિભદ્રજી ! આગ્રહ માનો."

મણિભદ્ર હા–ના કરતો જમીને ઉઠ્યો અને પાન ખાવા બેઠો. પાન ખાતાખાતા અગીઆર લાડુનો નશો મગજમાં પહોંચ્યો, દૂર પડેલા બેગારનો ડર ઓછો થયો, અને ચાલીને લીમડીએ કુવે જવાનો ડર વધ્યો. એના પગ ચોંટી ગયા હતા. ચાલવા જેવું મહાન પરાક્રમ અત્યારે કરવા સામે શરીર બંડ કરી બેઠું હતું. ઉંઘ ને દૃષ્ટિપાતે મોહજાલ વિસ્તારતી રતિ સમાન સુંદરી યાચના કરતી હતી. ધીમેધીમે મણિભદ્રને લાગ્યું કે આંખોએ પણ મીંચાવા માંડ્યું–શરીરની સાથે મળી જઈ સત્યાગ્રહ શરૂ કર્યો. તેણે પણ જીદ પકડી મુકી. એક ચાર ઘડીમાં તો રુદ્રદત્ત ને મંજરી ગાગર મુકી પાછા આવશે, અને એટલી વારમાં તો પોતે જરા નીરાંતે આરામ લેશે. આ વિચાર આવતા તેને આખી સૃષ્ટિ જાણે વિમાન પર ચઢી વ્યોમમાં વિહરવા ઉંચે જતી હોય એમ લાગ્યું. મણિભદ્રે નીસાસો નાખ્યો, ભીંત પર માથું નાખી દીધું અને નાક વડે ખીજવાએલા હાથીની માફક સુસવાટા કર્યા.

"ચાલો ! આની નીરાંત થઈ." મંજરીએ કહ્યું.

"અરીણું સવાર તો નથી નાખ્યું ને ?" રુદ્રદત્તે જરા ચિંતાતુર અવાજે પૂછ્યું.

"ના રે, તમે આવો. તેનાથી અડધું ચાલો, હવે હું મારા લુગડાં પહેરી આવું."

થોડી પળમા એક જટા ધારતો સુંદર પણ લચકાતી ચાલે ચાલતો, કામણગારો દીસતો બાલબ્રહ્મચારી ખભા પર ગાગર મૂકી રુદ્રદત્ત જોડે લીમડીએ કુવે જવા નીકળ્યો સારુ હતુ કે અંધારુ થવા આવ્યુ હતુ નહીં તો એ બાલબ્રહ્મચારીની કાંતિ જોઇ જુનાગઢી સુંદરીઓ ઘેલી બની જાત



# પ્રકરણ ૧૨ મુ

## છુટકારો

રુદ્રદત્ત અને મંજરી ઝપાટાબંધ લીમડીએ કુવે આવી લાગ્યા કુવાની પાસેના નાના મહાદેવના મંદિરમા ચાર પાચ સૈનિકો પડયા હતા તેમાના એકે હસીને પુછ્યુ

"કેમ પેલા મણીઆ મહારાજ આજે નથી ?"

"તેની તબીઅત સારી નથી" આગળ આવી રુદ્રદત્તે કહ્યુ

"તમે તો જટાનાથ આચાર્યના શિષ્ય ને ?" એક બીજાએ પુછ્યુ

"હા આ ગતે જવાશે ?"

"હા"

મંજરી ને રુદ્રદત્ત બનાવેલી પગથીએ થઈ કોટ ઉપર ચઢવાને બનાવેલી પથ્થરની સાકડી સીડી પર થઈ કોટ પર ચઢ્યા ઉપર નારસિંહ નીરાતે પડ્યો હતો, તે ચમકીને બેઠો થયો મંજરીનુ ધ્યાનુ આખુ તેજ અંધકારમા લય પામવા લાગ્યુ

"કોણ મણિભદ્ર કે ?" તેણે પુછ્યુ

"ના ગઢવીજી ! એ તો હુ રુદ્રદત્ત !"

"કેમ ?" પોતાની જરા દૂર પડેલી તરવાર પાસે ખેચતા ગઢવીએ કહ્યું

"પેલો મણિભદ્ર માદો પડ્યો છે તેથી પાણી આપવા હુ આવ્યો છુ—હુ રુદ્રદત્ત"

"અરે વાહરે મહારાજ ! આ કામ તે તમને શોભે ?" ગઢવી માન આપી ઉભો થયો અને કહ્યુ

' નારે, આ એક બીજો શિષ્ય ગાગર લાવ્યો છે એ બીચારો તદ્દન નવો છે એટલે રસ્તો બતાવવા હુ આવ્યો છુ "

નારસિહે નવા શિષ્ય તરફ બેદરકારીથી નજર નાખી

' આજે બહુ મોડુ થયુ " કહી થોડા ડગલા જઈ નીચા વળી એક લોખડનુ જડેલુ કડુ પકડી, જોરથી ભોયમા બેસાડેલો પથ્થર તેણે ઉપાડયો પથ્થર ઉપાડતા એક સાકડો દાદર નજરે પડયો તે તરફ આગળી કરી નારસિહે મજરીને કહ્યુ

"મહારાજ ' જલદી કરો ભટજીને પુછી જોજો કે જોઈએ છે ?"

મજરી મુગે મોઢે તે દાદર ઉતરી

ઘણા વર્ષો થયા જુનાગઢ સદાએ લડવા માટે તૈયાર રહેતુ અને ગઢનુ સરક્ષણ કરવા અનેક ટુકડીઓ કોટના જુદાજુદા ભાગમા પડયા ને પાથર્યા રહેતા નારસિહ ગઢની આ જગ્યા આગળજ એક કાચી ઝુપડી હતી તેમા હમણા વાસ કરતો હતો અને તેની નજર નીચે, કોટના ચણતરમા બનાવેલા એક નાના કારાગૃહમા કાકને પુરવામા આવ્યો હતો એ કારાગૃહ સાકડુ અને નાનુ હતુ અને કોટમા પાડેલા બાકામાથી તેમા હવા અને અજવાળુ આવતા

મજરી આ ઓરડામા ગભરાતીગભરાતી ઉતરી તે આટલી હીમત કરી અહીઆ આવી તે કરતા કાકને મળવુ તેને વધારે ભય-જનક લાગ્યુ

જેવી તે દાદર ઉતરી કે એક પરિચિત અવાજે પુછ્યુ "કોણ એ ?"

મજરીના હૈયાએ કુદકો માર્યો, તેના હાથમાથી ગાગર પડતીપડતી રહી ગઈ

ત્યા અધારુ હતુ, પણ સાવધ કાક એકદમ ઉભો થઈ ગયો હોય એમ મજરીને લાગ્યુ પણ તે કંઈ બોલી શકી નહી—તેના તો અગેઅગ ક્ષોભથી, ભયથી, ભાવથી કાપતા હતા

"કોણ છે ?" એમ ફરી પુછી કાક ચકમક ઘસી કાકડો ચેતાવ્યો. તરતના ચેતેલા કાકડાના જેવાતેવા અજવાળામા કાકને માત્ર એટલુજ લાગ્યુ કે આ રોજનો પાણી લાવનાર ન હતો

" કેમ ઉભો રહ્યો છે ? પેલા ખુણામા ગાગર મુક "

મજરીને ગાગર મુકી નાસી જવાનુ મન થયુ, પણ મમયસૂચકતાનો જરા એક અશ તેનામા રહ્યો હતો તે મહામુશ્કેલીએ બોલી "એ તો હુ–"

એ ત્રણ અક્ષરનુ હૃદયભેદક ઉચ્ચારણ કાકને કાને પડતા તે ચોક્યો, કાકડો ઉચો ધર્યો અને છલગ મારી મજરીની આગ઼ે આવ્યો ગભરાટને લીધે મજરીના હાથમાથી ગાગર પડી ગઇ, ફુટી ગઇ અને ત્યા પાણીની રેલમછેલ થઇ રહી

કાકે આવી મજરીનો હાથ તાણ્યો "કોણ ?–"તેનો અવાજ ગળગળો હતો, તેમા અનેરા સુરની પુરણી હતી

" મજરી " મજરીએ કહ્યુ

' મજરી ' તુ તુ !"

" હા "

' પેલો બ્રાહ્મણ ડહાપણ કરી ગયો ત્યારે મને લાગ્યુ ખરુ કે એ તારુ ને સોમભટ્ટનુ કારસ્તાન છે ' મજરી ખિન્ન થઇ, સોમભટ્ટને મળેલા જરાની અદેખાઇ આવી

' સોમભટ્ટ ક્યા છે ?'

" એમને તો તમને શોધવા જુનાગઢની બહાર મોકલ્યા છે "

" તુ કેમ કરીને આવી ?"

' મારી મેળે મારા દાદાના શિષ્યને લઇને '

બન્ને થોડી વાર મુગા રહ્યા મજરી કાકના સ્વસ્થ પ્રશ્નોથી કચવાઇ અને કાકના હાથમાથી પોતાનો હાથ છોડાવ્યો કાક ચેત્યો, મજરીનુ અભિમાન યાદ આવ્યુ અને ઉમળકો દબાવી અતડો થયો મજરીએ એ અતડાપણુ જોઇ હોઠ કરડયા, તેની મગરુરી પાછી આવી અને તેની સાથે સ્વાસ્થ્ય પણ આવ્યુ

" ભટ્ટરાજ ' છુટી જવુ હોય તો આ લાગ છે "

" કેવી રીતે ?"

" મહવીએ મને બરાબર જોઇ નથી તમે આ મારી કામળી ઓઢી લ્યો "

"ને તારે શું થશે?"

'મારે શું થવાનું હતું? હું અહીંઆ રહીશ.' દૃઢતાથી મંજરીએ કહ્યું.

કાકનું હૃદય પ્રેમભીનું થયું, પણ તરતજ મંજરીના ધાકથી તે ભીનાશ સુકાઈ ગઈ.

"તને ખબર નથી. મને આઠ દશ દહાડામાં તો રા' છોડશે અને તું અહીંઆ મારે બદલે રહેશે તો તને રા' ઝબ્બે કરે."

"ત્યારે—"

"તું પાછી જા."

મંજરી ફરી અને જવાનો વિચાર કર્યો. તે નિરાશ થઈ હતી. કાકના શાંત પ્રશ્નોએ તેના આશાજીવી હૃદયને ભુખ્યું રાખ્યું હતું.

"મંજરી!" એકદમ કાકે પુછ્યું.

"કેમ?"

"ઉપર કેટલા છે?"

"એક ગઢવી છે ને બીજો તેનો શિષ્ય છે."

"કોટ પર કોઈ બીજા નથી?"

"ના, તદ્દન નિર્જન છે."

"હરકત નહીં! ચાલ, જય સોમનાથ."

કાક તેની સ્વાભાવિક ત્વરાથી નિશ્ચય ઉપર આવ્યો હતો.

'તારો કામળો આપ—લે આ મારો સાફો જોઈએ તો ઓઢ." કહી અંધારામાં પણ ચપલતાથી, દૃઢતાથી તેણે કપડાંની આપલે કરી અને ઝપઝપ દાદર ચઢ્યો. કાક શું કરવા માગે છે તેની મંજરીને સમજ પડી નહીં, પણ તેનું સ્વામિત્વ તેના હૃદય પર એવું સજ્જડ બેઠી ગયું હતું કે તે મુંગે મોઢે પાછળ ચાલી.

કાક દાદર ચઢ્યો અને ટાઢ કાઢી ચારે તરફ જોયું. અંધારામાં કોટની ધાર પર બે જણ ઉભેલા તેણે જોયા. એક ઉંચા શરીરવાળો હતો ને એક સામાન્ય કાઠીનો હતો. કાકે ઉંચા શરીરવાળો નાગસિંહ છે એમ તરત પારખ્યું. અંતર માપ્યું અને છલંગ મારી કહ્યો.

આંખો મીચાઈ અને ઉઘડી—અને નારસિંહ ગઢની એ ઉંચે માથે ભાગના કીનારા પરથી બહાર, નીચે ખાડી તરફ હવામાં વિનાશક મુસાફરી શરૂ કરી તેની ચીસ બહારનો પવન લઈ ગયો બેબાકળા રુદ્રદત્તની બુમ કાક મજબુત હાથે રોકી રાખી મંજરી પણ દોડતી તેની પાછળ આવી

'મંજરી' આ તારા દાદાના શિષ્ય કે?"

"હા રુદ્રદત્ત' બોલશો નહી, એ તો ભટ્ટરાજ છે'

રુદ્રદત્તને કંઈ સમજ પડી નહીં, નારસિંહને પડતો જોઈ ગભરાઈ ગયો

કાક જરા હાથ ઢીલો કર્યો "મહારાજ' હુ તમારો વાળ વાંકો નથી કરવાનો પણ ખબરદાર એક અક્ષર બોલ્યા તો—બોલશો તો તમે પણ—" કહી તેણે નારસિંહ જે રસ્તે નીચે ગયો હતો તે બતાવ્યો કાકે રુદ્રદત્તના મો પરથી હાથ લઈ લીધો

'મંજરી' હવે શુ કરીએ?"

"ચાલો દાદાને ત્યા"

તિરસ્કારમા કાક હસ્યો

હવે જુનાગઢમા એક પળ પણ મારાથી રહેવાય નહી ખબર પડે તો હુ જીવથી જાઉં'

'ત્યારે?' મંજરી પણ ગુચવાડામા પડી

'રુદ્રદત્તજી'" કાકે પુછ્યુ "કંઈ નાસવાનો રસ્તો છે? નહી તો યાદ રાખજો કે આપણે બધા કાલે સ્વધામ"

"હા તમને કંઈ ખબર હશે'"

રુદ્રદત્ત સ્વસ્થ થયો અને ધીમેથી પુછ્યુ "ભટ્ટરાજ' તમારે મારી પાસે રાજદ્રોહ કરાવવો છે?" તિરસ્કારમા અને દૃઢતાથી રુદ્રદત્તે અદબ વાળી મંજરીએ તે અદબ જોઈ, તેમા છુપાએલો નિશ્ચલતા પારખી અને આગળ આવી રુદ્રદત્તનો હાથ પકડ્યો 'ભાઈ' તમારે તમારી બહેનને હાથે રહી વૈધવ્ય અપાવવુ છે?"

એ સવાલે, બે પ્રતાપી પ્રતિસ્પર્ધીના બાણની માફક એકમેકને છેદી નાખ્યા રુદ્રદત્તે મંજરી સામે જોયું, બે દિવસ થયા પોતાના શુષ્ક જીવનમાં અચાનક આવેલી સુંદરીએ ઉપજાવેલી આર્દ્રતા ઉડી જતી આવી તેણે તબીઅત છોડી દીધી—દાંગ થઇ તે ઉભો થયો

"ગુરુજી શું કહેશે?"

"કહેશે કે તેની દીકરીએ તો માત્ર શરીર સરજાવ્યું, પણ આજે તમે—તેના દીકરાએ—તે શરીર સજીવન કર્યું" મંજરીએ ગર્વથી કહ્યું

રુદ્રદત્ત હાર્યો "હર—હર—હર—" તેણે પણ ગુરુનો મંત્ર ઉચ્ચાર્યો

"બોલો! છે કંઈ રસ્તો?" કાકે પુછ્યું

"હા" રુદ્રદત્તે મહામહેનતે કહ્યું

"કયો?" મંજરીએ આતુરતાથી પુછ્યું

"અમે નાના હતા અને દર્ભ વીણવા જતા ત્યારે અહાઆ એક રસ્તે કોટ પરથી ઉતરતા તે રસ્તો હતો ઘણો કઠણ"

"તેની હરકત નહીં"

"હવે છે કે નહીં તે ખબર નથી"

"ચાલો જોઈએ" મંજરીએ કહ્યું

રુદ્રદત્ત તેમને થોડે દૂર કોટ પર લઈ ગયો અંધારે બુરું પડેલું એક બાકરું ત્યાં ઉભું હતું, તે તેમને જોઈ કુદતું કુદતું નીચે ઉતરી ગયું

"આ રસ્તો જોયો? આ છે" રુદ્રદત્તે કહ્યું

તીક્ષ્ણ નજરે નીચા વળી જોતા કાકે કહ્યું "નીચે ખાઈ નથી?"

"ના એ તો સીધો નીચે જંગલમાં જાય છે પણ છે બહુ ભયંકર"

"ફીકર નહીં હું એક પલમાં જોઈ આવું" કહી કાકે કછોટો માર્યો અને સાવચતીથી હાથે ને પગે થઈ પેલું બાકરું ગયું હતું તે રસ્તે ઉતરવા લાગ્યો

કોટનો આ ભાગ નાની ટેકરી પર બાંધ્યો હશે એટલે તે ભાગ છેક સીધો ન હતો પણ જરા ઢોળાવ પડતો હતો એ ઢોળાવ એવો હતો કે

કોઈ માણસ ત્યાં ઉતરી શકે તેમ નહોતું, છતાં ત્યાં પડેલા પથ્થરો અને ઉગેલાં ઝાડવાંઓની મદદથી જાનવર ચઢી ઉતરી શકતાં ટેકરીના મૂળ આગળ એવી ઝાડી હતી કે આ રસ્તાનો માણસ ઉપયોગ કરી શકે એવું કોઈના ખ્યાલમાં આવે એમ નહોતું મંજરી ને રુદ્રદત્ત ઉંચે જીવે ઉભાં રહ્યાં રુદ્રદત્તને એ પણ ધાક લાગ્યો કે કોઈ સૈનિક આવી લાગે તો તેમના બાર વાગી જાય પણ નવઘણ રા'ના મરણ પછી ચોકીપહેરો જરા ઢીલો થયો હતો અને નાગસિંહ ગઢની ઘણો જ બાહોશ અને રાજાનો માનીતો ગણાતો હોવાથી તેની હદમાં કોઈ સાધારણ રીતે આવતું ન હતું

થોડી વારમાં જેવી ચપળતાથી કાક ઉતર્યો હતો તેવી જ ચપળતાથી પાછો ચઢીને આવ્યો

'ઠીક છે ચાલશે!"

મંજરીના હૃદયમાં ફાળ પડી હવે તેનું શું ?

ભટ્ટજી! પણ જરા ધ્યાન રાખજો અહીંઆં જાનવરનો ભય ભારી છે હો" રુદ્રદત્તે કહ્યું

"એટલું જ ને? ઉભા રહો તેનો રસ્તો કરું" કહી કાક ઝપાટાબંધ પાછો ગયો ને કેદખાનાના મોઢા આગળ નાગસિંહના ઢાલ તરવાર પડ્યા હતા તે લઈ આવ્યો

તેને પણ વિચાર આવ્યો ને તે ખચાયો મંજરીને અહીંઆં મુકી જવાય કેમ? તેને આવે ભયંકર રસ્તે આવવાનું પણ કેમ કહેવાય? અને પોતે આવવાનું કહે અને અભિમાની મંજરી તરત ના પાડે તો પોતાનું ગૌરવ ક્યાં રહે? તે અનિશ્ચિત બની ઉભો

મંજરીનું હૃદય પણ ધડકી ઉઠ્યું પાછા જવાય કેમ? કાક વિના ક્ષણ વાર પણ જીવાય કેમ? અને તેની મરજી નહીં હોય તો નાક મૂકી સાથે જવાનું પણ કેમ સુચવાય? હાથમાં હાથ મરડી, ધ્રાસ્કાથી બેભાન બની તે પણ મુંગી ઉભી

કાક ક્ષોભથી ચારે તરફ જોયું "મહારાજ!" ગળું ખખારી તેણે બોલવા માંડ્યું "તમે હવે—"

'હા હું જાઉં છું ચાલો બા--'

'હું!' એકદમ મંજરી બોલી

'હા મોડું થાય છે" રુદ્રદત્તે કહ્યું

'મંજરી!" કાકે મહામહેનતે ક્ષોભ દબાવી કહ્યું એકલા જતાં તેનો જીવ ચાલતો નહોતો અપમાનના ભયથી મંજરીને આવવાનું કહેવાનું નહોતું "તું–'

મંજરીને પગે પડી પ્રાર્થના કરવાનું મન થયું પણ ગર્વ આડે આવ્યો કાકને ચાલ્યા જવા દેવાય તેમ નહોતું—તે જાય તો સાથે તેનો પ્રાણ પણ જાય એમ હતું 'ભટ્ટજી'— તે બોલી અને તેનો અવાજ તેને પોતાને વિચિત્ર લાગ્યો તેમાં નમ્રતા હતી, પ્રેમ હતો અપેક્ષા હતી હૃદયભેદકતા હતી

તે અવાજે કાક પર જાદુઈ અસર કરી તેના મગજ પર છવાયેલું તિમિર નષ્ટ થયું જૂની મંજરી જે ખોઈ હતી તેને નવે રૂપે ભાળી તેનો ગર્વ હવે રહ્યો ન હતો તે તેને માટે તલસતી હતી જીવને જોખમે તેણે તેને કાઢ્યો, અત્યારે તે તેની સાથે આ ભયંકર માર્ગે આવવા માગતી હતી આ જ્ઞાન થતાં તેની આંખ પરની અંધારી દૂર થઈ તેના અંતરમાં અદ્-ભુત પ્રેમનો ઝંઝાવાયુ વાયો હર્ષના દુંદુભિ તેના કાનમાં ગગડી રહ્યા તેનું હૃદય ઘેલું બની પ્રેમધુનમાં નાચવા લાગ્યું પણ કેવલ ઇચ્છા-શક્તિની મદદથી આ એક વિપળમાં અનુભવેલું સુખ ને ઉત્સાહ તેણે રોક્યાં મંજરીનો ધાક તેને ગયો નહોતો

'આ રસ્તો તને વિકટ નહિ પડે?' ધીમેથી કાકે પૂછ્યું

મંજરીનું હૃદય ડૂબ્યું 'ના–એમાં શું?" તેણે કહ્યું પણ પોતાનું અત્યાનંદ જાણે ગર્વથી શાંત બની

'હું અહીંઆ રહું તો કાલ ખેંગાર મારા મન પૂરી કરે'

'ચાલ ત્યારે" કહી કાકે તેનો હાથ પકડ્યો અને જે હાથ પકડી તે નદીની આસપાસ ફર્યા હતા તે જ હાથ પકડી ગઢની નીચે ઊતરવા લાગ્યો

રુદ્રદત્ત 'દાદાને જોજે'

'ના બહેન!" નીસાસો નાખી રુદ્રદત્તે કહ્યું

# પ્રકરણ ૧૩ મુ

## સ્વર્ગ-સીડી ચઢતા કે ઉતરતા?

કાક મંજરીને પારખી હતી અને અપ્રાપ્ય માનેલુ સુખ હાથમા આવેલુ જોઈ તેના આનદનો પાર રહ્યો નહોતો મંજરીને છાતી સરસી ચાપવા તેના હાથ અધીરા થઈ રહ્યા હતા, પણ તેનુ ડહાપણુ આ વખતે પણ ગયુ નહી મંજરીનો સ્વભાવ તે જાણતો હતો અને અધીરાઈથી હાથમા આવેલુ સ્વર્ગ તે ખોવા માગતો નહોતો તે મુગે મોઢે કૃત્રિમ ટાઢાશથી તેને પેલે વિકટ પથે દોરવા લાગ્યા

કાકની સાથે જવાના હર્ષથી મંજરીએ તેની ટાઢાશ પહેલા તો પારખી નહી તેના હૃદયમા પ્રેમના ઉભરા આવતા હતા અને ઉભરાટ કાઢવા તે તત્પર થઇ હતી પણ કાક તો સ્વસ્થ અને શાત હતો

તેને કાકની સ્વસ્થતા પર, શાતિ પર ચીઢ ચઢી આવા એકાતમા જ્યારે નસનસ તેની છાતીમા લપાવા કૂદી રહી હતી ત્યારે તે આવો! મંજરીએ જીવનભરમા કોઈની સેવા કરી નહોતી, મણિભદ્ર સીવાય કોઈને રીઝવવાનો પ્રયત્ન કર્યો નહોતો એટલે નમ્રતાભરી રીતે તેને રીઝવતા બરાબર આવડતુ નહોતુ કોઈ સમ્રાજ્ઞી સેવકના આળસથી અધીરી બની ગુસ્સે થાય તેમ તે અત્યારે ગુસ્સે થઇ કાકની તે ગુણઘેલી બની હતી તેને પોતાનુ સ્વામિત્વ અર્પી ચુકી હતી. તોપણ તેનો સ્વભાવ તો અત્યારે પોતાનુ સ્વરૂપજ પ્રકાશી રહ્યો હતો

એકદમ પશ્ચિમમાથી ચદ્ર આકાશે ચઢ્યો પળ પહેલા અધકારે ભયકર બનેલુ વિશ્વ આલ્હાદજનક કૌમુદીએ પ્રકાશમાન બનાવ્યુ જે રસ્તે તે જતા હતા તે રસ્તો નહોતો પણ માત્ર સીધી ટેકરીજ હતી, અને આસપાસ ઉભેલા નાના ઝાડો અને ગમે તેમ પડેલા પથ્થરાની મદદથીજ તે રસ્તે લાગત એમ હતુ રસ્તો લાંબો હતો નીચુ જોતા આખે અધારા આવે એમ હતુ છેક તળેટીમા ઝાડના ઝુડ નજરે ચઢતા અને ત્યાથી અનેક જાનવરના ભયાનક શબ્દ સભળાતા હતા દૂર ગીરનાર ગગનભેદી

ગ્યો હતો અને થોડીથોડી વારે તેના પર વાસ કરતા મદોન્મત્ત સિંહની ગર્જનાના પડઘા ચારે તરફ પ્રસરતા.

મંજરી આ જોઈ જરા ગભરાઈ, તેના હોઠ ફીક્કા પડયા. કાકે જોયું કે તે ગભરાતી હતી.

“તું આ પથ્થર પર બેસ, શ્વાસ ખા. હું જરા રસ્તો જોઈ આવું.”

“ક્યાં જાઓ છો?”

“હું દશ ડગલાં ઉતરી જોઈ આવું. પછી તને લઈ જાઉં.”

“ઠીક.”

કાક નીચે ઉતરવા લાગ્યા ને મંજરી ચિત્ત સ્વસ્થ કરવા લાગી. શા માટે તેણે ગભરાવું જોઈએ? તેની પ્રિય સખી ચંદ્રિકા આગળ તરફ હતી. તેના હૃદયનો નાથ સાથે હતો. હવે મોત આવે તોએ શું? આ વિચારે તેને ગાંડી બનાવી. વિકટ માર્ગનો ભય ભૂલી તે પ્રેમઘેલી થઈ. જીંદગી ભય સર્વ અલ્પ લાગ્યા. માત્ર કાકને કોટે વળગવાનુંજ સર્વશ્રેષ્ઠ દેખાયું.

કાક આવ્યો—પણ તે સ્વસ્થ હતો. તે સગી બહેન હોત તો પણ આવો ડાહ્યોડમરો બનીને ચાલત નહીં. હોઠ કરડી તેણે વાણી કાઢ્યું. “આ બે સ આગળ ભાગવત!” તે મનમાં બબડી. તે ગુંગળાતી ઉઠી. તેના નસકોરાં ફાટતાં હતાં, તેની આંખોમાં મદ હતો, તેની છાતી ઉછળતી હતી.

“ચાલ ઉઠ” શાંતિથી કાકે કહ્યું. મંજરીની અશાંતિ ભયથી થાકથીજ હોય તેમ તેણે કહ્યું.

“ચાલો” કહી કચવાતી તે ઉઠી ને કાકે ધરેલો હાથ પકડ્યો. હાથ પકડતાં તેનો જીવ ગયો. તેને કાકને એ હાથ વતી કચરી નાખવાનું મન થયું.

પાંચ દશ પળ સુધી થોડું અંતર તેઓ મુંગામુંગા ઉતર્યા. મંજરી તો વધારે ને વધારે અસ્વસ્થ થઈ, માત્ર કાકની સાવધતાથીજ તેઓ ઉતરી શકતા.

એકદમ મંજરીએ ચીસ પાડી.

“શું છે?” ગભરાઈ કાકે પુછ્યું.

એક તીક્ષ્ણ ધારવાળા પથ્થરથી પગ કપાયો તેની વેદના કરતા અંતર-નો કચવાટ વધારે દુ સહ હતો "પગ કપાયો" તિરસ્કારમા તે બોલી

"હં" બહુ વાગ્યુ? આવ, આ પેલા પથ્થર પર બેસ જોજે' પેલુ ઝાડનુ અરોબન ઝાલજે" કહી કાક એક પથ્થર પાસે તેને લઇ ગયો ને બેસાડી

મંજરી ગુસ્સામા ને ગુસ્સામા બેઠી અને કાક નીચો વળી તેનો પગ તપાસવા લાગ્યો નીકળતા લોહી કરતા કાકના હસ્તસ્પર્શથી તેને વધાર દુ ખ થતુ હતુ અને ઘાની વેદનાથી તેની સહનશક્તિ ને ધીરજ ખુટી જતા હતા

કાકે તેનો પગ હાથમા લીધો ને ધુળ ખખેરી કાઢી, પડેલો ઘા સાફ કર્યો અને ધીમેથી પોતાના ધોતીઆના છેડામાથી એક પાટો ફાડયો મંજરી આ બધુ જોતી નહોતી, પણ જ્વાલાભરી આખે કાકનુ સુખ નીહાળી રહી હતી તેણે દાત પર દાત દાબ્યા–ઘાના દુખે નહીં પણ સ્વાસ્થ્ય સાચવી રાખવા

કાક પાટો બાધ્યો, પાછી ધુળ ખખેરી અને પગ ધીમેથી જમીન પર મુકયો

આથી અવધિ થઇ ગઇ મંજરીએ દુખતો પગ ઉંચકી કાકને લાત મારી તે પળે તે મંજરી નહોતી–જોગમાયા બની હતી

કાક ચમકયો પોતાની બેસણી જાળવવા બે તરફના ઝાડવા પકડ્યા ને સામે જોતો રહ્યો

"તમે તે માણસ છો કે રાક્ષસ?"

કાકને કૈં સમજ પડી નહીં તે સખ્તાઇથી મંજરી સામે જોઇ રહ્યો

મંજરીએ હાથ આખો પર ઢાકી દીધા અને પોતાના ખોળામા માથુ નાખી રડી દીધુ તેના ભાવનો પ્રબલ પ્રવાહ આસુ વાટે વહ્યો

આ શુ કરો છો? તમને આખો નથી? શા માટે રીબાવો છો?

હું ક્યારની તલસું છું. મારો જીવ જાય છે. તમને હૃદય છે કે નહિ? ભટ્ટજી! ભટ્ટજી!" કહી ને ધ્રુસકેધ્રુસકા ખાઈ રડવા લાગી.

કાકે આ શબ્દ સાંભળ્યા ને સમજ્યો. સ્વાસ્થ્યથી રક્ષિત હૃદયમાં પણ ન બુઝાય એવી આગ લાગી. તે ફરીને મંજરીની પાસે આવ્યો. તેને હાથમાં લીધી—બળજોરીથી તેનું મોઢું ઉંચું કર્યું. તે મુખ પર કામદેવની કલમે લખાએલી દિવ્ય લિપિ તેણે વાંચી—તેને હાથમાં લીધું—છાતી સરસું ચાંપ્યું—તેના પર ચુંબનો વરસાવ્યાં.

મંજરી બોલી નહીં—મુગે મોઢે સુખનું સિંચન સહ્યું. થોડી વારે બે હાથે કાકને તમાચા માર્યા.

"મારો જીવ જતો હતો તે નહોતા જાતા?"

"મારો જીવ જતો તે કેટલી વાર જોયો? તેનું કંઈ નહિ?"

"હું તો મુગ્ધ હતી—મુગ્ધ." કાકની છાતીમાં માથું છુપાવતાં મંજરીએ કરેલા પાપનો પશ્ચાત્તાપ કર્યો.

"મુગ્ધ અભિમાની તો છું," હસીને કાકે કહ્યું.

"તો પાપ તમારી ક્યાંથી?"

"તમારે અહીંયાં વાત ચોટી કાઢી.

ભટ્ટજી! એ પાપ થયું."

"એનું પ્રાયશ્ચિત્ત કર."

"શું?"

"આ—" કહી કાકે તેને હાથમાં લીધી.

* * * *

કૌમુદી અમી વરસાવતી રહી. વનપતિએ હર્ષનાદે ગગન ગજાવ્યું. એક રાની બીલાડો ઝાડીમાંથી નીકળી દૂરથી જોઈ રહ્યો અને થોડી વારે કલાપ ગૂંથી ડોક ધુણાવી પોતાની સ્ત્રીને માનવજાતિની મુર્ખાઈની વાતો કહેવા ધીમે પગલે ચાલ્યો ગયો.



ઉષાએ શું જોયું !

[ પૃ૪ ૪૪૭ ]

# પ્રકરણ ૧૪ મુ

## ઉષાએ શુ જોયુ?

સવાર પડી ભગવાન્ દિવાકરની આરાધના કરતી ઉષા વ્યોમમાર્ગે સચાર કરતા આ જગલ પર શોભી અને ઝાડપાનની ઘટામાથી પ્રકાશની રેખાઓ વર્ષવવા લાગી

પ્રકૃતિમાતને નિરકુશ ખેલવાના આ ક્ષેત્ર પર જ્યા રોજ પરવાર વધારે શોભતી ઘટામા લપાએલા પખીજનને જગાડી, કરનાવમત્રના અર્ધ્ય નીકળતી ઘટામાથી તેજની આગળીઓ વડે સુતેલા જગતને લાડથી ઉઠાડતી, હિસક પ્રાણીને ડારી, નમાડી મૂકતી ને નિર્દોષ મૃગલાને રમવા આવવા કૈંક ઇશારા કરતી

આજે ઉષા વિસ્મિત થઇ ચમકી, વિચારમા પડી આ સ્થળ અપરિચિત વસ્તુઓ દેખાઇ

એક નર હતો, એક નારી હતી પુરુષવેષમા પુરુષ માથા નીચે કામળાનુ ઓશીકુ કરી ચત્તોપાટ ઉઘતા હતા તની છાતી પર માથુ ને ખભા ઢાળી સ્ત્રી પણ નિદ્રાવશ થઇ હતી પુરુષના હાથ સ્ત્રીના કેડની આસપાસ વીંટાયો હતો, સ્ત્રીનો હાથ પુરુષના ગળાની આસપાસ વીંટાવા ની વાટ જોતો હતો

ઉષાના અચબાનો પાર રહ્યો નહીં તેણે અનેક યુગલોને પ્રભાતમા ઉઠાડ્યા હતા—મહેલોમા તેમ ખેતરોને ખુણે બાધેલી કાચી ઝુપડીમા પણ આવુ યુગલ તેણે કદી ભાળ્યુ નહોતુ બને થાકલા હતા, તેમના હાથ ને પગ છોલાઇ ગયા હતા, તેમના વસ્ત્રો ફાટી ગયા હતા છતા સ્ત્રીના અપૂર્વ મુખ પર લક્ષ્મીજી લાજે એવુ સૌદર્ય હતુ તેની શરીરરેખાના લાલિત્યમા રભામા પણ ન જડે એવી ચિત્તભેદક મોહિની હતી, તેના નવયૌવને ખીલાવેલા મનોહારી અગોમા વિજયા ન ચઢાવે એવો નીશો ચઢાવાનો પ્રભાવ હતો પુરુષના કપાલ પર બૃહસ્પતિની બુદ્ધિ દીપતી, મીચેલી આખો પરથી પણ ચાણાક્યનુ નૈપુણ્ય યાદ આવતુ, નાકના મરોડમા ધનજયની

મહત્ત્વાકાંક્ષા સમાએલી લાગતી ને ધનુષ્યસમા અડગ પણ રસ ઝરતા હોઠમાં ગોપીવલ્લભ ગોવર્ધનધારીની રસિકતા ભરી હોય એમ લાગતું.

[illegible] આ બેને નીહાળી રહી. સ્ત્રીના રૂડા રૂપેરી સમા વાળનો સ્પર્શ કર્યો, પુરુષના તેજસ્વી કપાળને તેજે મઢ્યું. તેણે ઘણાએ યુગના જોયા હતા—પણ આવું એક નહોતું જોયું. તે પોતાને લાલિત્યનો અવતાર માનતી હતી, છતાં આ સ્ત્રીની અપૂર્વતા જોઈ તેને અદેખાઈ થઈ અને કરડી નજરે તે જોઈ રહી.

આ કરડી નજરના તાપથી, પોયણીનાં પાન ઉઘડે તેમ, સ્ત્રીએ નેત્રો ધીમેથી ઉઘાડ્યાં. તેણે બીચારી મીનળનો ગુસ્સો ગણ્યો નહીં અને એકી ટશે તે પુરુષ સામે જોઈ રહી—અને ફરીથી, રસાલ હોઠને—જાણે ચુંબન કરતી હોય તેમ—હાલ્યા—મીનળનો તાપ વધ્યો. તે સખત થઈ. જવાબમાં સુંદરીએ માત્ર કપાળ પર હાથ ફેરવ્યો—અને તેની નફફટાઈએ માઝા મૂકી—તે નીચી વળી ને પુરુષના ગાલ પર ગાલ મુકી પાછી સુતી. મર્યાદાશીલ અને નિર્દોષતાના અવતાર સરખી મીનળ રાતીમાતી થઈ, ચાલી ગઈ અને રથ પર ચઢેલા રવિરાજને તેણે ફરીઆદ કરી.

અનાદિ કાળના અનુભવી, વૃદ્ધાવસ્થા છતાં દિનદિન નવું બાલપણ ધારતા ભગવાન્ સૂર્યનારાયણ આ વાત સાંભળી હસ્યા. હસતાં તેનું મોં લાલચોળ થયું અને ધીમે ચાલતા રથ થંભાવી ઝાડમાંથી એકી ટશે તે જોઈ રહ્યા. સ્ત્રીનું રૂપ જોઈ તેના અનુભવી હૃદયમાં પણ નવા અંકુર ફુટ્યા. તેને પોતાના અનંત કાર્યચક્ર પર તિરસ્કાર આવ્યો. તેને પણ થયું કે એક દિવસની તેને ફુરસદ હોત તો પૃથ્વી પર અવતાર લઈ ને આ રમણીની સેવા કરત.

રમણીને રવિરાજની હાજરીનું ભાન થયું અને તેના પ્રફુલ્લ મુખ સામે તે એકી ટશે જોઈ રહી. બીચારા સૂર્યે નિશ્વાસ નાખ્યો, યુગોના યુગ પહેલાં કરેલા વિહારો તેને યાદ આવ્યા.

"તમે પણ આખર રહ્યા ખરા" જરા ટોળમાં સુંદરી બબડી ને નાનકડા નાકનું ટેરવું ફુલાવી ઠપકો દેવા લાગી. સૂર્યનારાયણ આ [illegible]

સાખી રહ્યા—આવી મનોહારી સુંદરીનો નિર્દોષ ઠપકો સાંભળતા તેમનો જીવ પણ આનંદ તરંગે હીંચવા લાગ્યો

પણ તે સુંદરીના હૃદયમાં સૂર્યદેવને ઠપકો આપવા જેટલી કઠોરતા અત્યારે નહોતી તેણે ચારે તરફ જોયું ને પાછી બબડી ' શું સરસ તપોવન ' પછી તરત તેણે હસી, હોઠ કરડ્યા, તેની આંખના તોફાન ચમક્યું પણ આ તપોધનની સમાધી છુટતીજ નથી ? ' તે નિશ્ચલ નયને સુતેલા પુરુષના મો સામું જોઈ રહી—પળો વહી ગઈ—પણ તેના નયનોની તૃષા છીપી નહી એ વખત તેણે મોઢું પાસે લીધું—આવે લીધું, એ વખત ન મોઢા પાસ આગળી લઈ ગઈ ને પાછી લાવી આંખે જીવ ન રહ્યો, તે નીચી વળી ને ધીમથી, મદભર્યા, મોડભર્યા અવાજે બોલી ઋષિરાજ ક્યારે સમાધિ છોડશો ?

પુરુષ ધીમેથી આંખો ઉઘાડી ને પલવાર તેમા વિસ્મયતા આવી ને ગઈ—તેણે હાથ સુંદરીની કોટે નાખ્યા

" આ સ્વપ્ન, કે સાચું ?

' ઋષિરાજ ' તમારા જેવાને મન સ્વપ્નું—અમારે તો સાચું જુઓ ભગવાન્ સવિતાના ક્યારનો ઉદય થયો છે ' " ટોળમાં મંજરી બોલી ' શિષ્યો તો ક્યારના દર્ભ વીણવા નીકળી પડ્યા છે આ તપોવનના વૃદ્ધ હરિણો આપના વંદન માટે આવીને ઉભા "

મોડ આ શબ્દોએ ઉભી કરેલી કલ્પના સૃષ્ટિનો અનુભવ કરવા થોડીવાર મૂંગે મોઢે પડી રહ્યો ને પછી કહ્યું ને સુંદરી ' તમે ઇન્દ્રલોક છોડી અહીંઆ શા માટે આવ્યા છો ?'

પહેલા આંખની એક અદ્ભુત ચમકે આ પ્રશ્નનો જવાબ દીધો અને પછી મોઢું પથ્થર પીગળાવે એવું હાસ્ય હસીને તે બોલી ' મહારાજ આપની તપશ્ચર્યાએ ઇન્દ્રાસનો ડોલાવ્યા છે—તેથી ' "

' મારો તપ ભંગ કરવા આટલી તસ્દી ' ઠીક લાગે, " કહી બેઠેલી મંજરીના કોટે વળગી કાક બેઠો થઈ ગયો ' મારી તપશ્ચર્યા રહી ઉંચી તમે છો એટલે બસ છે " તે અને મંજરી બંને ખડખડાટ હસી પડ્યા

' હવે શું કરીએ ? "

"હાશ્તો ' કાકે હસીને કહ્યું ' હમ થાક્યા ગઈ ?'
મંજરી કાકને વળગી પડી "ન થાક લાગે ?'
'જો એક મોટું ગામ આવે તો મને
'શું ?"
ફરી ઘોડો લઈ લઈએ"
'પણ પૈસા વગર—'
પૈસા પાટણ જઈને આપી દઈશું ' કાકે કહ્યું
'મારી પાસે તો આ હડાળની કંઠી છે તેનાથી શું થાય ?"
મંજરીએ કહ્યું ને કાક ખડખડ હસી પડ્યો

તે રાતે પણ તેઓ ચમકતા તારાઓની માથાની ઉપડતી આંખની શરમ રાખ્યા વગર એકમેકથી લપાઈ ઝાડની નીચે પડી રહ્યા

સવારે એક બીજું ગામડું આવ્યું અને તેનું આતિથ્ય પણ તેમણે સ્વીકાર્યું ત્યાં તેમને ખબર મળી કે થોડે દૂર એક વણઝારાની પોઠ પડી હતી એટલે ત્યાં નાઈ ઓળખીતુ મળશે એમ ધારી તેઓ ત્યાં ગયા પોઠ મોટી હતી અને તેની સાથે ઘોડા ને રથો પણ હતા

કાકને માગ્યા મેહ વર્ષ્યા તે પોઠના શેઠ પાસે ગયો અને એક ઘોડીની યાચના કરી શેઠ પહેલા હસ્યો, પછી કાકનું વાક્ચાતુર્ય ને મંજરીનું મુખ જોઈ પલળ્યો, અને કાક ઉદામહેતાનો માનતો છે જાણી ને પાણીપાણી થઈ ગયો પણ અજાણ્યા વટેમાર્ગુને ઘોડી આપતાં તેનો જીવ ચાલ્યો નહીં કાક કંઈ બોલ્યો નહીં, માત્ર હસ્યો જ અને શેઠની પરોણાચાકરી સ્વીકારી, કપડાં બદલ્યાં મંજરીએ રાંધ્યું ને સહુએ ખાધું

તે નીરાંતે ફરતા હતા, પણ તેની નજર ઘોડાઓ પર હતી અને એક પાણીદાર ઘોડીને તેણે પારખી કાઢી થોડીવારે શેઠને સમજાવી ઘોડા પારખવા તે નીકળ્યો

બૈરાંઓ થોડેક દૂર એક ઝાડ નીચે બેઠાં હતાં, અને પુરુષો બધા ભેગા ઊભા રહ્યા હતા, ત્યાં કાક શેઠ પાસે ઘોડાઓના ગુણનું વર્ણન કરતો હતો ગડે દેશાચાર બ્રાહ્મણ પર પ્રસન્ન થઈ, ઘોડાવાળાને બોલાવ્યા,

ને તેની પરીક્ષા માટે ઘોડાઓ મગાવ્યા શેઠ બીચારા કાકે પાથરેલી જાળમા ખેચાતા આવતા હતા

તેણે એક ઘોડો તપાસ્યો, પલાણ્યો તેને વીશે અભિપ્રાય આપ્યો પછી બીજાની પછી ત્રીજાની એમ પરીક્ષા લીધી અને દરેકના ગુણનુ પૃથક્કરણ સાભળી શેઠ ને તેના મિત્રો દિગ થઇ ગયા શેઠ અસાવધ થઇ ગયા એટલે ધીમેધીમે દરેક ઘોડા તપાસતા કાક મોટુ ને મોટુ ચક્કર લેવા માડયુ બૈરાઓ પણ આ પરીક્ષા જોઇ રહ્યા એક વખત તે ચક્કર મારતો, તેમની આગળ ગયો, ઘોડો ઉભો રાખ્યો ને મજરીને પાસે બોલાવી ઘોડાના ગુણ દેખાડ્યા અને કાનમા કહ્યુ "મજરી' ઘોડી તોફાન કરતી આવે તો ખસતી નહી ' પાછો કાક શેઠ પાસે આવ્યો

આખરે કાક પેલી ઘોડી પલાણી, ને તેના હર્ષના પાર રહ્યો નહી જેવી તે દેખે રૂપાળી હતી, તેવીજ ચાલવે પાણીદાર હતી

શેઠ ' આ ઘોડીની કીમત ત્રણ ભુવનમા થાય તમ નથી જયદેવ મહારાજને તબેલે શોભે એવી છ"

"ત્યારે અહીંઆ નહી વેચીએ" શેઠ હરખાતા કહ્યુ

કાક એક નાનુ ચક્કર લીધુ–ઘોડીએ બેસનાર પણ પારખ્યો ને તાબે થઇ

"શેઠ" ઘોડી થાબડતા કાકે કહ્યુ, "જુઓ હવે એનુ પાણી દેખાડુ છુ જુઓ કેમ જાય છે"

બધા એકીટશે જોઇ રહ્યા ને કાકે ઘોડીને ગોળ ચક્કર ફેરવવા માડી ઘોડીને ચક્કર આવ્યા, તેના નસકોરા ફાટી ગયા, ચારે પગે તે સુદર્શન ચક્રની ત્વરાથી ફરવા લાગી

કાક હસતો હતો, શેઠ ને તેના મિત્રો આનદ લેતા હતા પણ એકદમ કાકે લગામ છોડી દીધી, હાથ ઉંચા કર્યા ને "ઓ બાપરે ' કરી ચીસ પાડી ઘોડીની ઝડપ રોકાય એમ નહોતી બધા ચમકી ગયા ને હાહાકાર કરવા લાગ્યા

એકદમ ઘોડી ચક્કર ફરવા છોડી, બધા ઉભા હતા ત્યા આવી–

બધા દોડતા નાસી ગયા ત્યા થોભી, કાકે માત્ર તેની ડાક પકડી હતી ઘોડીએ ફાટેલે ડોળે ચારે તરફ જોયુ—ને એકદમ બેરાઓ તરફ ધસી બેરાઓ નાઠા, મજરી માત્ર ઉભી રહી—શાતિથી, ગૌરવથી, ગર્વથી તે કાકનો પ્રભાવ જાણતી હતી

ઘોડી ઉભી રહી કાક ટટ્ટાર થયો, નીચા વળી હાથ પહોળા કર્યા ને બીજી પળે મજરી તે બાથમા કુદી કાકે તેને ખેચી લીધી, ને ઘોડી ઉંધુ ઘાલી, પવનવેગે ત્યાથી નાઠી વણઝારાઓ સમજ્યા આશ્ચર્યચકિત થયા, શેઠે માથુ કુટ્યુ—પણ દૂર, ક્ષિતિજમા પખી સમાન દેખાતી ઘોડી વધારે ને વધારે અસ્પષ્ટ થતી હતી

ઘડીઓની ઘડી સુધી, ઘોડી આ મનેને પવનવેગે લઇ ગઇ અને તેણે ઘણોએ પથ કાપ્યો સોરઠની સીમા આવી લાગી રાત અજવાળી હતી એટલે રાતે પણ તે આગળ વધ્યા

મધરાત ગયા પછી થોડીવારે રસ્તા પર કોઇ સામે આવતા ઘોડાના પગલા સભળાયા કાક સાવધ થયો, મજરીને ધ્યાન રાખવા સુચવ્યુ તેને બીક લાગી કે રખેને તેની શોધમા નીકળેલો કોઇ સૈનિક તો નહી હોય? તેણે ઘોડી રોકી અને રસ્તાની બાજુની ઝાડીમા તેને લઇ જઇ બાધી આવ્યો, અને મહામુશ્કેલીએ મજરીને એક ઝાડ પર ચઢાવી, પોતે પણ ત્યા ચઢીને બેઠો સામેનો ઘોડો પણ આજ તરફ આવતો હતો એમ તેના પગલા પરથી જણાતુ હતુ એકજ ઘોડેસ્વાર છે એમ ખાત્રી થતા કાકને હીમત આવી, તે ઝાડ પરથી નીચે ઉતર્યો ને એક મજબુત, સુકી ઝાડની ડાળ હાથમા ઝાલી, એક ઝાડની પાછળ લપાઇને બેઠો

પેલો ઘોડેસ્વાર આવ્યો ને કાક પણ વિસ્મય પામ્યો તે ઘોડા પર પણ બે જણુ હતા, ને તેમાની એક સ્ત્રી હતી કાકે ધ્યાન દઇને જોયુ—સ્વારનુ માથુ ઉઘાડુ હતુ ચદ્રના તેજમા કાકે મોઢુ જોયુ—પારખ્યુ તે સ્વાર રા' ખેગાર હતો

કાકે જરા વિચાર કર્યો, રા' અહીંઆ આમ એક સ્ત્રીનુ હરણ કરી જતો! પણ તેના ચચલ મગજને આ પ્રસગ કૈં અસાધારણ લાગ્યો, એટલે તે વીશે માહીતી મેળવવાની તેને ઉત્કઠા થઇ જેવો ખેગારનો

ઘોડો પાસે આવ્યો કે એકદમ તે બહાર નીકળ્યો, અને દોડતા ઘોડાના પગમા જોરથી ડાળીની ડાગનો પ્રહાર કર્યો

ઘોડા થભ્યો, ઝાડ થયો ને એક મહાપ્રયત્ને ઉપર બેઠેલા બન્નેને ભોય પર ફેકી, નાઠો ખેગાર ને તેની સાથી જેવા ભોય પર પડ્યા કે કાક ખેગાર પગ પડ્યો, ને જોતજોતમા મ્યાનમા ગડેલી તેની તરવાર ખેચી પોતાના હાથમા લઇ લીધી, ખેગારે નિરાશાભર્યા અવાજે કહ્યુ "મુઆ"

"મહારાજ! ગભરાશો નહી હુ મિત્ર છુ"



## પ્રકરણ ૧૬ મુ

### જયદેવનુ નાક કેમ કપાયુ?

"કોણ?" ચપળતાથી ઉભા થઇ જતા ખેગારે કહ્યુ ગેપથી તેની આખમાથી તણખા નીકળવા માડ્યા

"એ તો હુ કાક" ખેગારની સાથે પડેલી સુદરી તરફ જતા કહ્યુ

"કોણ ભટરાજ કાક?"

"હા"

ખેગારે જરા, રિહવાનુ કરતી સુદરીને ઉઠાડીને પછી ગુસ્સામા કાક તરફ ફરી કહ્યુ —'હરામખોર' તુ અહીઆ પાપી' તે મને જીવતો માર્યો"

મહારાજ! શાત થાઓ મજરી! આ બહેનને લે"

ખેગારે કાક લઇ લીધેલુ ખડગ જોયુ, અને સામા થવાનો વિચાર માડી વાળ્યા 'કાક' તુ બાર દિવસ પણ સખણો નહીં રહ્યો"

'હુ શુ કરી શકુ? આ મારી વૈરી આવી ને મને છોડાની લઇ આવી"

કોણ કવિકુલશિરોમણિની મજરી'" અજાયબ થઇ રહેલા ખેગારે, ઝડપથી ઉતરી આવેલી મજરીને જોઇ કહ્યુ

'હા પણ તમે ક્યા જતા હતા, આમ એકલા' ભુલ્યો એકલા'"

કાક' કાક! સદાએ તુ મારી આડે આવશે? તેં મારા બાપનુ બગાડ્યુ—ને ડગલેડગલે મારુ પણ ખરાબ કરાવા બેઠો છે પાપી!"

'મહારાજ' શુ કરીએ ? આપણે મિત્ર થવા માગીએ છીએ પણ વિધિને તે ગમતુ નથી આવતુ "

એકદમ ઘણે દૂરથી ઘોડાના પગલા સભળાયા ને ખેગાર ટગર થઈ સાભળી રહ્યા તે ગ્લાનિભર્યે અવાજે બોલ્યો "કાક' કાક' તે મને મારી નાખ્યો "

'કેમ મહારાજ ?'

'આ ઘોડા સાભળ્યા ?

"હા કેમ ?'

"એ તમારા-જયદેવના માણસો મને પકડવા આવે છે '

'હે ! તમારા વચનો પાળ્યા ?"

'કાક' તુ આડ ન આવ્યો હોત તો મારા બધા વચન પળાઈ જાત "

કેમ કરીને ?"

'મે મહીડા માર્યા, ને ભોયન પણ ભાગ્યુ " ઉતાવળથી ખેગાર બોલ્યો તારા પાટણનો દરવાજો પણ તોડયો ને જયદેવનુ નાક પણ કાપ્યુ '

'હે ' શી રીતે ?" ચમકીને કાકે પુછ્યુ

"કાક' આ કેટલા બાર દિવસમા નહિ એ સાભળ્યા નહી હોય, એવા મે પરાક્રમ કર્યા છે જયદેવ દેવડાને પરણવાનો હતો—" કહી ખેગારે પેની સુદરી તરફ હાથ કર્યો તેનુ નામ બોલાએલુ સાભળી તેણે આ તરફ જોયુ

'ને તમે તેનુ હરણ કરી જાઓ છો સાબાશ મહારાજ ! ધન્ય છે તમારી હીમતને "

"પણ મૂર્ખા, તે બધુ ધુળ મેળવ્યુ આ જયદેવના સૈનિકો પાછળ આવ્યા હવે મારુ શુ થવાનુ ? કાક' કાક' તને શુ કહુ ? તુ ક્યાથી અહીઆ આવ્યો ?"

કાક ક્ષુચવાયો રા'ને રોકયો તેથી તેને પસ્તાવો થયો, ને આખો ઝીણી કરી વિચાર કરવા લાગ્યો પેલા ઘોડાના પગલા પાસ આવવા લાગ્યા

"મહારાજ ! એક રસ્તો છે. મારી ઘોડી લઈ તમે ચાલ્યા જાઓ. દેવડી અહીંઆ રહેશે."

ગર્વમાં ખેંગાર ટટાર થયો. "ને દેવડી જયદેવ માટે રાખી જાઉં ? કાક ! તેના કરતાં મરવું સારું."

"ત્યારે મહારાજ ! મારા અન્નદાતાનું નાક કેમ કપાવા દઉં ? તમે મારા મિત્ર છો, તેથી તમારો જીવ બચાવું છું. દેવડી મારા સ્વામીની છે, તેથી તેને મૂકતા જાઓ."

'કાક ! મારી મીત્તોતેર પહેડી લાજે. મારું જુનાગઢ જાય તે કેમ બને ?" કચવાઈ ખેંગારે કહ્યું. 'કાક ! દોસ્ત ! તને જરા દયા નથી ? તને મારે માટે જરા મૈત્રી નથી ? તું આમ મારી આખી જીંદગી બરબાદ કરવા બેઠો છે ? માન, માન. જો આ ઘોડા આવી લાગ્યા. પછી બીજો રસ્તો નથી."

"હું શું કરું ? મહારાજ ! મારે હાથે મારા મહારાજને કલંક લાગવા દઉં ?"

"ને મને—તારા મિત્રને કલંક લાગવા દેશે ? જયદેવે શું તારે માટે કર્યું છે ?"

'આમ જુઓ તો. નહીં. પણ મના તે મના.

'કાક ! તું શું કરે છે ? જો આ પેલા આવ્યા. આ એમની મશાલોનો ઉજાસ પણ દેખાય !"

'શું કરું મહારાજ ! આપ પધારો."

'ત્યારે કાક ! મિત્ર ! એક કામ કર." કહી ખેંગાર આગળ આવ્યો. "મને મારી નાખ. કાક ! આ પેલા આવ્યા ! હું પકડાયા તો પેલો નીચ જયદેવ મને પાંજરામાં પુરશે—મારી હાંસી કરશે. કાક ! ભાઈ ! આટલું કામ કર. મને મારી નાખ." શબ્દો પર શબ્દો ઉચ્ચારતાં ખેંગારે કહ્યું. તેના સરકારી અવાજમાં પથ્થર પીગળાવવાની શક્તિ હતી. કાકની આંખમાંથી આંસુની ધારા વહી. આ બેની વાતચીત સાંભળી પેલી બે સુંદરીઓ પાસે આવી, ને ગભરાઈ ડુસકાં ખાવા લાગી. વચ્ચે મંજરી બોલવા જતી હતી પણ આડો હાથ ધરી કાકે રોકી.

કાકે આસુ લુછ્યા "મહારાજ આ શુ કરો છો ?"

ચલાવ ! ચલાવ ! ધડથી મારુ ડોકુ જુદુ કર" કહી ખેગારે ડોકુ નમાવ્યુ

"મહારાજ !" ધીમેથી કાકે કહ્યુ, ' દેવડી કોની થવા માગે છે ?"

કાકના મુખે પણ ભયકર ગાભીર્ય વ્યાપ્યુ

"પુછી જો ' ખેગારે કહ્યુ

"બહેન !" કાકે સખ્તાઇથી પુછ્યુ, ' સાચુ બોલજો ' પાટણ પરણવુ છે કે જુનાગઢ ?"

પેલી સુદરીએ નાજુક પણ છટાભરી શરીરવેલ અભિમાનમા ટટ્ટાર કરી, ને ધીમેથી ગૌરવશીલ શબ્દો ઉચ્ચાર્યા "શુ પુછો છો ?"–પુછી તે જરા થોભી "હુ તો સોરઠના ધણીની–તેના જીવતા, કે તેને મર્યે"

ખેગારે નીરાતનો નીસાસો મુકયો કાકે પણ નીસાસો મુકયો ને દોડતો જઇ ઘોડી લઇ આવ્યો

' મહારાજ ! પધારો બેન ! જાઓ ભોળાનાથ તમારુ ભલુ કરે "

ખેગાર કાકને ભેટી પડયો, અને પછી ઘોડી પર ચઢયો કાકની મદદથી રાણકદેવડી પણ ઘોડી પર ચઢી

"મહારાજ ! મને આ તરવારની જરુર નથી તમે લઇ જાઓ જલદી કરો આ પેલા આવી લાગ્યા "

' જયસોમનાથ !" કહી ખેગારે ઘોડી દોડાવી મુકી

મુગે મોઢે, વિચારના વમળમા કાક ઉભો રહ્યો, મજરીએ આવી તેને ખભે હાથ મુકયો "નાથ ! શુ વિચારો છો ?"

' મજરી ! પાટણ ને જુનાગઢ વચ્ચે વેર વધવાનુ આ બીચારાનુ શુ થશે ?"

"એણે પણ અવધી કરી !"

' મજરી ! ખરો નર તો મે એક એ જોયો છે પ્રભુએ પુરો બત્રીશ લક્ષણો ઘડયો છે "

મજરીએ કાકની કોટ પર હાથ નાખી દીધા "મે અત્યારે બીજુ પણ જોયુ"

'શું ?"

અત્યારે એનામાં સ્ત્રીનાં લક્ષણ હોય તો એના મિત્રમાં સાધન લક્ષણ છે '

કાક હસ્યો ને નીચા વળી ચુંબન કર્યું

હવે આપણે શું થવાનું '

' નહીં હવે નીરાંત થઈ પેલા આપણને પાટણ લઈ જવાના હવે તું રાણકદેવી ને હું ખેંગાર–હો ભલે આપણને પકડીને લઈ જાય "

હા એટલે પેલા આચાર્યને પણ નાખી છૂટવાનો વખત મળે "

કાક અને મંજરી પણ ઝપાટામાં જતાં હોય તેમ ઢોંગ કરી ચાલવા લાગ્યાં પણ જોતજોતામાં પેલા સૈનિકો આવી લાગ્યા અને આ બંનેને જોઈ તેઓ એકદમ તેમને વીંટાઈ વળ્યા

ખમ્મા ખેંગાર ' જરા ખમ્મા ના ઝમ્મે કરીશ ' કહી નાયક આવી કાકને જકડી બાંધ્યો ને એક ઘોડા પર બેસાડ્યો, મંજરીને બાંધી બીજે ઘોડે બેસાડી, અને ચાર સ્વાર આગળ ગયા ને ચાર પાછળ રહ્યા અને આ બધા ઝપાટાબંધ ચાલ્યા

સૈનિકોએ ખેંગારને ખૂબ ગાળો ભાંડી અને કાકે તે હસતાં હસતાં ખમી લીધી એમ કરતાં તેઓ ભાદર પહોંચ્યા

જયદેવ મહારાજ ભાદરના સામંતને ત્યાં રાણકદેવડીની સગાઈ કરવા આવ્યા હતા પણ અત્યારે તેમની મહત્તા એવી નષ્ટ થઈ હતી કે અકળામણના માર્યા તેની આંખમાંથી આંસુ નીકળી પડતાં હતાં એવામાં ખબર આવી કે ખેંગાર ને રાણક બંને પકડાયાં અને તેમને સૈનિકો લઈને આવે છે આ સમાચાર સાંભળતાં ગુજરાતના નાથની છાતી એક વહેંત ઊંચી આવી, અને પોતાનું વેર આજ સાથે કેમ વાળવું તેનો વિચાર કરવામાં તે ઉંચાનીચા થઈ રહ્યા

આખરે પગથીયું થતાં સૈનિકો આવ્યા, ને મહારાજ એકદમ ઓટલા પર આવ્યા તેનું હૈયું હરખમાં કૂદી રહ્યું

સૈનિકોએ એક કેદીને સામો ધર્યો, બીજા સૈનિકો થોડે દૂર એક સ્ત્રીને ઘોડા પરથી ઉતારતા હતા જયદેવ મહારાજ બે ડગલાં આગળ ધસીને આવ્યા

"પાપી! ચોર!"

જવાબમાં કાકનો અવાજ ટોળામાં ગાજી રહ્યો : 'પણ અન્નદાતા! મારો શું ગુનોહ!'

જયદેવ પાછા હસ્યા, અને ડોળા કાઢી જોઈ રહ્યા : 'કોણ?'

"મહારાજ! એ તો હું કાક. આ તમારા સૈનિકોએ તો જુલમ કર્યો. મને તે મારી મારીને મારી પકડી લઈ આવ્યા. આ શું?"

જયદેવના ગુસ્સાનો પાર રહ્યો નહીં. તે એકદમ કાક પાસે ઊભેલા નાયક પર ધસ્યા ને તેને બે ચાર તમાચા માર્યા. "કૂતરા! આ બેંગાર! કાકભટ્ટને ઓળખતો નથી?" સૈનિકો બધા ફિક્કા થઈ ગયા. 'છોડ! આને છોડ!' ને જાઓ, પાછા જાઓ, નહીં તો તમને એનો ઉત્તર જવા દેવાનો નથી."

"મહારાજ! પણ છે શું?"

"પેલો પિશાચ બેંગાર રાણકદેવડીનું હરણ કરી ગયો."

"હેં!"

'અન્નદાતા' ભટ્ટરાજ હતા તે જ રસ્તે તે પણ ગયા.

"ચુપ! ચંડાલ!" જયદેવે કહ્યું.

"મહારાજ! અમને પકડ્યા તેની બે ચાર પ્રહર પહેલાં અમે એક સ્વારને જતો જોયો હતો ખરો."

"હા, તે જ."

"ત્યારે તે તો સોરઠ પહોંચી ગયો હશે."

"શું કહો છો? ચાલો તેની પુંઠ પકડીએ."

"જેવી આજ્ઞા. પણ મારી સ્ત્રી—"

'ભાદરના સામંતને ત્યાં સોંપીએ."

"જી, હા." કહી કાકે તેમ કર્યું ને થોડીવારે જયદેવ મહારાજ સાથે બેંગારને પકડવા તે નીકળ્યો. સોરઠના સીમાડા સુધી તેઓ જઈ આવ્યા. સાંજના નીચે મોઢે પાછા ભાદર આવ્યા ને રાતોરાત પાટણ જવા નીકળ્યા.

"કાક! આજે મારું નાક કપાયું."

"મહારાજ ! શું કરીએ ?" ટાઢે પેટે કાકે કહ્યું.

"એ પાપીનું જુનાગઢ હવે જમીનદોસ્ત કરીશ."

"હં."

જયદેવે જરા અધોગાઢથી કાક તરફ જોયું. તેને કાકની વ્યગ્રતા ગમી નહીં.

"કાક ! તેં કોઈથી ન બને એવાં કામ કર્યાં છે. આટલું કર—રાણક-ને પાછી લઈ આવ."

"મહારાજ ! એ મારાથી પણ ન બને. લશ્કર આપો તો હું જુનાગઢ સર કરી આવું."

"ખાનગી રીતે કે નહીં થાય ?" કચવાટને જયદેવે પુછ્યું. "હું પાટણમાં મોઢું શું બતાવીશ ?" કાકે જવાબમાં ડોકું ધુણાવ્યું.

"તું નહીં કરે ?"

"હું નહીં કરી શકું." કાકે મુંઝાયું.

મહારાજ મુંગા રહ્યા. ખેંગાર સામેનો ગુસ્સો કાક તરફ વળવા લાગ્યો.



## પ્રકરણ ૧૭ મું
## સુખનો અધિકાર

"મુંજાલ !" મીનળદેવીએ દાખલ થતાં કહ્યું.

"કેમ ?"

"આ જયદેવનું શું કરવું છે ? પેલી દેવડીએ તો એને ગાંડો બનાવ્યો છે."

"ત્યારે એને પરણવા દો."

"એ દેવડી સાથે પરણવા દેતાં મારો જીવ ચાલતો નથી. શું કરું કે હું વચન આપી ચુકી છું."

"દેવી ! તમારો સ્વભાવ પણ આડો થતો જાય છે." જરા હસીને મુંજાલે કહ્યું,—"એકને કમરજીએ તમારે પરણાવવો છે, ને બીજાને મરજી છે ત્યારે તમે પરણવા નથી દેતાં."

મીનળદેવી જરા હસ્યા "મહેતાજી, મને ઘડપણના લક્ષણ શરુ થયા છે"

"ઘડપણ! મારાથી કેટલા નાના છો?"

"તુ તો હજુ નાનો છે સોળ વર્ષની સોમને તો પરણવાનો છે પછી શુ?"

"દેવી! શુ કરે તમને રાજી રાખવા'

'પરણ્યા પછી હુ રાજી રહુ એમ કરશે?" મશ્કરી કરતા મીનળ-દેવીએ કહ્યુ

"કેમ છે હવે એને? હુ આ બે દિવસ થયા એની ખબર લેવા નથી ગયો"

"ના હવે તો તેને તાવ નરમ છે, ને સનેપાતે નરમ છે જરાક કાઇક વખત તેનુ મગજ ખસી જાય છે'

'એમ કે? એ ક્યારે સાજી થશે?"

"કેમ પરણવાની ઉતાવળ આવી છે?'

"એ બીચારી મારે માટે પ્રાણ આપવા તૈયાર થઇ, ને હુ એની ખબર ન પુછુ?"

તમો બનેનુ સજોડુ તો સરસ થશે

મુજાલને કપાલે કરચલી વળી

"આખો દિવસ એની એ મજાક"

'મુજાલ'" ધીમેથી, ગાભીર્યથી મીનળદેવીએ કહ્યુ તુ કોઇને પરણેના જે એમ મારા મનને મનાવવા મથુ છુ"

મુજાલ થોડીવાર મુગો રહ્યો

"પાછુ લાટમા તોફાન જાગ્યુ છે ત્રિભુવનને મોકલવો પડશે"

"એમ!"

"હા મે એને તૈયાર થવાનુ કહ્યુ છે એ માત્ર પેલા એના મિત્ર કાકની આવવાનીજ રાહ જુવે છે'

"તે ક્યારે આવશે?"

"એ બીચારાને જુનાગઢ તો નક્ત મોકલ્યો મે હમણાજ સાભળ્યુ કે ખેગાર કોઇની મદદથી આપણો દરવાજો તોડી ગયો"

'નાની ? ' ભોળા ચમકાની રાણીએ પુછ્યું
'તમારા નેવાળ ને નીશાળની મદદથી"
'હે ' ચકિત થએલા મીનળદેવીએ કહ્યું 'આપણે ત્યારે દૂધ પા ને સાપ ઉછેર્યા"
'આજના ? તેમણેજ દરવાન ફોડયો ને ગઢની ન જઈ ચઢયો હોત તો કદાચ વધારે પણ નુકસાન થાત હવે મહારાજ આવે - એમની વચ્ચે ડર છે"
'હા, મહુ દિવસ આંખ આડા કાન ધર્યા શું દેશનીકાલ કરીશું ?
'હા, તો ગુજરાતમાં હવે એમને માટે સ્થાન નથી ' હાદ બીજા મુંજાને કહ્યું
'વારુ પણ પેલા કાકનું શું ?"
મને લાગે કે કદાચ એણે કંઈ કર્યું હશે"
'એટલે હાથે એ શું કરવાનો હતો ?"
દેવી ' એના જેવો માણસ એકલો હોય તોએ આખા સૈન્યને ભારે છે"
'ત્યારે એને તો પાટણમાજ રાખવો જોઈએ એ લાગમાં સત્તા કરે તે શા કામનું ?"
'મને પણ એમ લાગે છે આ મારા કીર્તિદેવ ને એ કાક જો મને પાટણમાં રહે તો ગુજરાતનો જયવારો તરત થાય" દવી મુંજાલે નીઆંના મુક્યો
'મુંજાલ !" નયનથી, અને અવાજથી આશ્વાસન આપતા મીનળદેવીએ કહ્યું ' તારા કહ્યા પછી મે એને બહુ સમજાવ્યો પણ જેવો નાનપણમાં એ આડો હતો, તેનાથી પણ એ વધારે આડો છે !"
એમ ?'
"એમ કહે છે કે અવંતીનાથનું ગુણગ્રામ થાય કેમ ? -
નસીબ મારા બીજું શું ?"
'મહુએ લાલચો આપી—પણ એ તો એકનો બે થતાજ નથી"
"દેવી ! હું તો દુઃખી થવાનેજ સર્જાયો છું"

"મુંજાલ ! આવા નિર્માલ્ય વચનો તું બોલશે ?"

"ખરી વાત છે. સત્તા ભોગવવી હોય તેને સુખનો અધિકાર ના !"

"સુખ પણ જોશે"—

મુંજાલે ડોકું ધુણાવ્યું, પણ એક અક્ષર તે વધારે બોલે એ પહેલાં એક દાસી દોડતી આવી. મીનળદેવી તેના તરફ ફર્યાં.

"મા ! બા !"—

"કેમ ?"

"ચાલો ચાલો સોમબ્હેન—"

"તેનું શું ?" મીનળદેવી ને મુંજાલ બન્નેએ પૂછ્યું.

"ગભરાઈ ગયાં છે."

"હેં !" કહી બન્ને જણાં દોડતાં અંતઃપુરમાં ગયાં. જે ખંડમાં સોમસુંદરી સુતી હતી ત્યાં તેની મા ને બે દાસીઓ ઉભાં હતાં, અને બાજુના-પર નાડ ઝાલી વૈદ બેઠો હતો, અને બેભાન પડેલી સોમ ફાટા ડોળા કરી ચીસો પાડતી હતી, અને બેઠા થવાની મહેનત કરતી હતી.

"વૈદરાજ !" મીનળદેવીએ પુછ્યું.

"મા. મોટો શ્વાસ છે."

"શું કહો છો ? જા, દાસી ! સજ્જન મહેતાને બોલાવ."

હાફળાફાફળાં બની મીનળદેવી, પોતાની હમેશની સ્વસ્થતા છોડી સોમને વળગી પડ્યાં.

"સોમ ! બહેન ! સોમ !"

"ઓ–ઓ–ઓ–" સોમે ચીસ પાડી. તેનું સુંદર મોઢું ખેંચાઈ જતું હતું.

"વૈદ ! માત્રા છે કે નહીં ?"

"આ રહી" કહી વૈદે ઝપાટાબંધ તે વાટી સોમને ચટાડી.

મુંજાલ, મ્લાન વદને પણ સ્થિર નયને, તબીયત વાળી સોમની સામે જોઈ રહ્યો.

માત્રાની તરત અસર થઈ. સોમના ડોળા ઠેકાણે આવ્યા, અને તેની ચીસો શમી. તેની આંખ ઠેકાણે આવતાં તેની નજર મુંજાલ પર પડી ને તે ખેંચાએલી જીભે બોલી "ફુઆ !"

"ઓ બહેન ! હુ છુ" મુંજાલે નીચા વળી કહ્યું "કેમ છે ?"

"દોડો દોડો" પાછા સોમના ડોળા ફાટવા લાગ્યા 'પુઆને પેલો એગાર મારી નાખશે '

"ગભરા નહી !" મીનળદેવીએ કહ્યુ "બેટા ! પુઆને કૈ થવાનુ નથી"

"અને બેસી શુ રહ્યા છો ! ઓ–ઓ–ખસો–મને ઉઠવા દો–ઓ પેલી તરવાર કાઢી–ખસો," કહી સોમની ચીસો વધી ને તેણે બેઠ થવા મહેનત કરવા માડી "તમને ડાઇને શુ ? પુઆ ! જો પેનો આવ્યો ઓ–ઓ–પુઆ જશે તો પાટણનુ થશે શુ ? પકડો–પકડો–ઓ–ઓ–" કહી તે બેઠી થઈ ને વૈદ બીજી વાર માત્રા ચટાડે તે પહેલા તેના હાથ હેઠે પડ્યા અને ભુસ દઈને તે પથારીમા પડી

' મા, ખમી જાઓ," વૈદે કહ્યુ 'એને નવરાવવા ના"

ઓ મારી સામકે '—કહી સામની માએ તેને પથારીમાથી નીચે ઉતારી

* *

મુંજાલની આખમાથી એકજ આસુનુ ટીપુ નીચે પડયુ મીનળ દેવી મરતી સામને છોડી મુંજાલ પાસે આવ્યા

મુંજાલ ! તુ બહાર જા '

ડાકાવતીજ મુંજાલે હા કહી, અને ધીમેધીમે બહાર આવ્યો

મુંજાલ " પાછળથી મીનળદેવીએ કહ્યુ રાજ્યમાતા 'ડુસ્કડુસ્કે' રડત હતા "બહુ ખોટુ થયુ "

ગટારાથી મુંજાલે જવાબ વાળ્યો 'મે શુ કહ્યુ હતુ ? મને સુખનો અધિકાર નથી '



## પ્રકરણ ૧૮ મું

### જયદેવને લાગતો ભય

આમ ગુજરી ગઈ તેને ત્રીજે દિવસ સવારે જયદેવ મહારાજ આવી પહોચ્યા, અને રાણકદેવડીના ખેગારે કરેલા હરણની વાત સાભળી

પાટણમા ખળભળાટ થઈ રહ્યો પાટણનુ નાક કપાઈ ગયુ એમ જાણી બધા પટ્ટણીઓ ખેગાર પર ભારે બળી ઉઠ્યા અને જયદેવ મહારાજ તો ઝનુનના માર્યા ગાંડા ગાંડા થઈ ગયા

મીનળદેવીને એકલાને નિરાત થઈ જયદેવ દેવડીને પરણવાનો નહીં, એટલે તેને તો ગઢે પાણીએ ખસ ગઈ અને જયદેવ ખેગાર પર ગાંજ્યા હતો એટલે જુનાગઢ લેવાને પાણી ચડાવાનુ પણ એક કારણ મળ્યુ

મુંજાલ મહેતાને આ વાત રુચી તેને પણ સોરઠ સર કરવુ હતુ પણ પહેલી વાત તો લાટની હતી

'મહારાજ !" જયદેવ મહારાજ જરા સ્વસ્થ થયા એટલે પુછ્યુ "હવે મંડલેશ્વરે લાટ જવુ જોઈએ'

'એને જો-એ ત્યા જાય

'તે તો આપણાથી જવા કેમ દેવાય ?' સખ્તાઈથી મુંજાલે કહ્યુ

"મહેતાજી ! હમણા મને કૈ ગમતુ નથી"

'ત્યારે રાજ્ય કેમ ચાલશે ?"

જયદેવે મુંજાલ સામે જોયુ સોમ મરી ગઈ તેથી તેનો એક રીતે ભસારો ભાગ્યા હતો કીર્તિદેવ પાટણમા રહેવાની ચોખ્ખી ના પાડતો હતો આવી વખતે પણ અમાત્યને આટલો રાજ્યકારભાર વહેતા જોઈ, તેને પોતાની નિર્બલતા પર તિરસ્કાર આવ્યો, અને વાતમા રસ લેવા માડ્યો

ખરી વાત છે, મહેતાજી ! પણ હુ શુ કરુ ?"

"શુ 'શુ કરુ' પુછો છો ? સોરઠ સર કરો ને તમારુ વેર લો'

"ન હુ કૈ છોડવાનો છુ !"

'પણ પહેલા સર કરેલુ લાટ હાથમાથી ચાલ્યુ ન જાય માટે ત્રિભુવનને ત્યા મોકલવો જોઈએ

"તે જવાને તૈયાર છે મને આજે કહેતા હતો સાથે પેલા બામણાને પણ મોકલવાનો છુ" ગુસ્સાના આવેશમા આવી જતા રાજાએ કહ્યુ

"કાને કાકને ?"

"હા"

'કેમ?'

'એ હરામખોર મારે અહીંઆ નથી જોઈતો.'

'પણ કારણ શું? એ તો ઘણો ઉપયોગી માણસ છે. આ એને રાખવાનું કહે છે.'

'નહીં માને તો એને કાઢી મુકવો છે. નહિ તો હું એને દેશ-નીકાલ કરીશ.'

"એટલું બધું?" મંત્રીએ પુછ્યું.

હા."

"એ અહીંઆ રહેશે તો રાજ્યનો સ્તંભ થઇ રહેશે. તમને એના પરાક્રમની કયાં માહીતી નથી."

"મહેતાજી!" ધીમેથી રાજાએ કહ્યું. 'એના પરાક્રમની મને ખબર છે, તેથીજ હું એને કાઢવા માગું છું."

"એ મને સમજ નહીં પડી."

'ખેંગાર દેવડીને ઉપાડી ગયો તેમાં એનો કૈં હાથ છે."

મુંજાલ હસ્યો. "મહારાજ! તમને કમળો થયો છે. તમે બધું પીળુંજ દેખો છો.'

"ના, મહેતાજી! મને વહેમ જાય છે."

'ત્યારે એ વહેમ ખોટો છે. એ જેટલો તમારો છે તેટલો બીજા કોઇનો નથી."

'હું નથી માનતો." ને ને ઉપરાંત બીજું એક કારણ છે.

'શું?"

'મારે ખરેખર રાજા થવું છે."

"તે કોણે ના કહી?"

'મહેતાજી! જ્યાંસુધી એ છે ત્યાંસુધી એ મને રાજા નહીં થવા દે."

'એટલે?"

"જ્યાં કોઇની નજર નહીં પહોંચે ત્યાં એની પહોંચે છે, ને કોઇ નહીં કરી શકે તે એ કરે છે. એક તમે છો—પણ તમે તો મારે મન

પિતાતુલ્ય છો તમને નમતુ આપવુ તેમા હુ ગર્વ માનુ છુ પણ મારે એ મ જાલ મહેતા નથી જોઇતા ”

“ મહારાજ ! મારા શીવાય કોઇ બીજો આ સાભળશે તો કહેશે તમને એનો ભય લાગે છે ”

“ ત્યારે મહેતાજી તમારી વાત સાચી છે એ જો અહીંઆ રહેશે તો હુ એનુ રમકડુ થઇ રહીશ— એક દિવસ તરવાર લઇ એનુ હું ગળુ કાપી નાખીશ એ મારાથી સહ્યો જાય એમ નથી ’

“ જયદેવ ! એમ તો પછી તમારા પાટણમા કોઇ માહોરા માણુસજ નહી રહે ? ”

‘ ભલે પણ મારે માથે મારે બીજો રાજા નથી જોઇતો, તમને પણ કહી મુકુ છુ, જો આને કહીને રખાવશો તો બીજે દિવસે એને કારાગ્રહમા નખાવીશ ”

“ તેની ફીકર નહી એ ત્રીજે દિવસ છુટીને પાછા આવશે ”

“ તો એને મારે હાથે પુરો કરીશ ”

‘ પણ જીવતો રાખશો તો તમને દિગ્વિજય અપાવશે ”

“ ના તેના કરતા મારે હાથે થોડા ઘણો વિજય મળશે તો સતોષ માનીશ ’

“ ઠીક ! બીજા રાજાઓ આવા રત્નો એકઠા કરે તમારે દૂર કાઢવા છે જેવી મરજી હજી વિચાર કરી જોજો ”

“ એ વાત પર હુ એકનો બે થવાનો નથી જુઓની એ જુનાગઢથી કેમ નાસી આવ્યા ? આવા પરાક્રમો કથામા સાભળ્યા હતા—નજરે તો કદી નહોતા જોયા ”

“ જયદેવ ! જે તમને અવગુણ લાગે છે તે મને તો મોટો ગુણ લાગે છે ઠીક એમ કરો હુ કાકને કહાવી દઇશ ”

“ હા જેમ બને તેમ જલદીથી ”

# પ્રકરણ ૧૯ મું

## પ્રસ્થાન

કીર્તિદેવની આંખમાં આંસુ આવ્યાં. મુંજાલ મેરુના ગંભીર ચહેરે ઊભા હતા. તેના હોઠ ને નયનો નિશ્ચલ હતાં, માત્ર તેના ધીમા અવાજમાં કંઈ લાગણીનો પડઘો હતો.

"પિતાજી!" કીર્તિદેવે આંખમાંથી આંસુ લૂછી કહ્યું, "મારું હૃદય ચીરાઈ જાય છે. પણ હું શું કરું?"

"બેટા!" અસ્થિર અવાજને સ્થિર કરતાં મુંજાલે કહ્યું, "તું શું કરવાનો હતો? બધું ભાવિ કરે છે. તું અવંતી જઈ રહે તે જ યોગ્ય છે. મારો વંશ તો સદાયે પુત્ર વિનાનો છે એમ હું માનતો આવ્યો છું. પણ બિચારા ઉમક પરમારનો તો આધાર તારા પર છે."

"પિતાજી! પિતાજી! તમે એમ નહીં બોલો."

"હું સાચું કહું છું. હું એ એવો આંધળો નથી થયો કે બીજાનું સુખ પણ ન જોઈ શકું. તું અવંતી જાય તેમાં જ સારું છે. પાટણમાં તને કદી ફાવવાનું નથી. અમારી રીત જુદી છે, અમારા સંસ્કારો જુદા છે. તને—મુંજ ને ભોજના સંસ્કારે ન્યારી બની રહેલી ભૂમિના સંસ્કારો છે. તું અહીંઆં નહીં સુખી થાય."

"પિતાજી! કાળમાં બોલો છો?"

"ના દીકરા! દુઃખ પડી પડી, તટસ્થતાથી જોવાની મને ટેવ પડી ગઈ છે."

"ને હું તે દુઃખમાં વધારો કરું છું."

"ના! તારે સુખે હું સુખી. પરમારના પાટનગરમાં તારું સ્થાન છે. મારી તો એકજ વિનતી—"

"વિનતી!"

"હા. તું કોક વખત સમાચાર કહાવતો રહેજે, ને હવે બ્રહ્મચર્ય છોડજે."

"પિતાજી! તમારી આજ્ઞા માથે ચઢાવીશ."

'મને તો એમનુજ કે મારુ નામ રહે- પુત્રને તો ન રમાડ્યો—કોઈ દિવસ પૌત્રને તો રમાડુ"

"પિતાજી !" વાત ફેરવતા કીર્તિદેવે કહ્યુ "હવે કોણ જાણે ક્યારે મળીશુ ?'

મુંજાલની આખમા તીક્ષ્ણતા આવી "જયદેવ મહારાજ અવતી લેશે ત્યાર"

કીર્તિદેવ ચમક્યો 'હ શુ કહો છો ?'

"ત્યારે બીજુ શુ ? મારો ધર્મ અહીઆ રહેવાનો છે તારો અવતીમા રહેવાનો છે એ શીવાય બીજે ક્યારે આપણે ન મળીયે ?" મુંજાલના હોઠ જરા ગર્વમા મરડાયા

'પિતાજી !" બારી બહાર જોઈ કીર્તિદેવે કહ્યુ 'આ મડલેશ્વર મહારાજ આવી લાગ્યા'

મુંજાલ પ્રયત્ન કરી વધારે સ્વસ્થ થયો, અને ત્રિભુવનપાલ અને કાકને આવકાર દેવા આગળ આવ્યો

'ત્રિભુવન ! કાક ! આવી પહોચ્યા ?' મુંજાલે જરા હસીને પુછ્યુ

"હા મામા !" ત્રિભુવનપાલે કહ્યુ' તે વીરની આખો ઉત્સાહમા ચમકતી હતી 'હુ જરા બાને ને મહારાજને મળી આવુ જવાનો વખત થઈ ગયો"

'હા સુખેથી" મુંજાલે કહ્યુ ને ત્રિભુવનપાલ અદર ગયા

"કાક !" તેણે કહ્યુ "આજે તો મારા ત્રણ દીકરા જાય છે"

'મહારાજ ' મને દીકરો ગણો છો એમા આપનીજ વડાઈ છે"

'ના કાક ' કીર્તિદેવ ને ત્રિભુવનપાલ ગયા હોત ને તુ રહ્યો હોત તો પણ મને જરાક ઠીક પડત'

"'"મહારાજની આજ્ઞા થઈ એટલે કે છુટકો થાય ?' કાકે કહ્યુ

"ખરી વાત છે તુ અહીઆ રહ્યો હોત તો મારે માથેથી ભાર જરા ઓછો થાત પણ હવે લાટનો બધો ભાર તારે શિર"

"મડલેશ્વર મહારાજ છે ને ?"

તે ખરું પણ એટલું યાદ રાખજે કે તમે માત્ર લાટ જીતવા નથી જતા તેને ગુજરાત બનાવવા જાઓ છો."

"જી!"

"માત્ર તેના સૈન્યો હરાવવા નથી, તેના વાસીઓના હૃદય ને ટેક એ વશ કરવા છે ત્યાર વગરનો વિજય નકામો."

"મહારાજ! આપના વચન સોના સમાણા છે હું તો લાગતો છુ—મને ત્યા કેટલાક પાટણનો દાસ ગણે છે પણ આપ કહો છો એવી જો પાટણની રાજ્યનીતિ રહે તો મારા દાસત્વમા મને નાનમ નથી."

"મંજરી કેમ છે?"

"ખુશીમા છે."

"મોટા બાને મળી ગઈ?"

"જી હા હમણાજ કાશ્મીરથી આવે એ મળી ને નીકળ્યા."

એટલામા મીનળદેવી, જયદેવ મહારાજ ને ત્રિભુવનપાલ આવી લાગ્યા "મહેતાજી!" મીનળદેવીએ કહ્યુ "તુ આ બધાને ભીમનાથને આગ વળાવા જાય છે કે?"

"હા" મુંજાલે કહ્યુ

"કાક!" મીનળદેવીએ કહ્યુ "જો ને હો હવે લાટ પુરેપુરુ જીતવાનુ છે."

"બા આપની આજ્ઞા થઈ એટલે પછી એમા બાકી શુ રહે?"

"ને પેલી મૃણાલકુવરીને ત્રિભુવનને વરાવવી છે."

"ત્રિભુવન તને ન પરણે તેથી તો કાશ્મીરા એની સાથ જાય છે" મુંજાલ હસ્યા

"કાક!" જયદેવે જરા તિરસ્કારપૂર્વક કહ્યુ

"જી!"

મીનળદેવી જરા ગભીર થયા જયદેવ જે તિરસ્કારથી કાક સાથે વર્તતો હતો ત તેને પસંદ નહોતી

ત્યારે હવે જુનાગઢ જીતવા ક્યારે જશે?" જયદેવે જરાક ટાળમા કહ્યુ

'જ્યારે આપ મને આજ્ઞા કરો ત્યારે"

"મને" પર ભાર મુકી ગર્વથી માથું ઉંચું કરી, કાકે કહ્યું તેણે પણ જયદેવના હૃદયમા વસેલો દ્વેષ પારખ્યો હતો, અને પોતાનું ગૌરવ સાચવવા તેણે નિશ્ચય કર્યો હતો, તેણે પણ અસ્પષ્ટ તિરસ્કારથી ઉમેર્યું

"આપને મારી જરૂર જણાય એટલે કહાવજો હુ તરત આવી પહોચીશ"

"ખેગાર તારો મિત્ર થાય છે એટલે જરૂર તો જણાશેજ" મુંજાલે હસીને વાત ઉડાવવા માડી

"આપણે તો ખેગારના મિત્રો નથી જોઇતા આપણે તો દુશ્મનો જોઇએ છે" જયદેવે કહ્યું

'એમ કહો મહારાજ'' માથુ ઉંચુ કરી, ભયકર અવાજે કાકે ઉત્તર વાળ્યો 'કે ખેગાર જેવા વીર શ્રેષ્ઠ જોડે લડવા વીરો જોઇએ છે જેવા તેવાથી જુનાગઢ ભાગે એમ નથી"

મીનળદેવીને પણ લાગ્યુ કે તે વચ્ચે પડશે નહી તો વાત વધી પડશે "લે આ સજ્જન મહેતા આવ્યા!" "ત્રિભુવન ' વખત થયો બહાર હાથીઓ ખોટી થાય છે"

"હા બા ' આજ્ઞા રજા લઇશ

' દીકરા ' સો વર્ષનો થજે"

' મહારાજ ' આજ્ઞા"

"હા ભાઇ ખબર અંતર કહાવજે" કહી જયદેવ ને ત્રિભુવનપાલ ભેટયા કીર્તિદેવ ને કાકે પણ રજા લીધી ને મુંજાલ સહિત તે બધા હાથીએ ચડી ભીમનાથને આરે આવ્યા

ઓવારાપર લોકોની મેદની ભેગી થઇ હતી, અને આ ચારે જણને ઉતરતા જોઇ લોકોએ હર્ષનાદ કર્યો મહાજનોએ શ્રીફલ આપ્યા, શ્રોત્રીઓએ આશીર્વચન ઉચ્ચાર્યા મુંજાલ મહેતા ને બીજા મંત્રીઓ ત્રણે જણને ભેટ્યા ને શુભાશિષો દીધી

* * * * *

સૂર્ય તેજમા નાચતા સરસ્વતીના તરંગોપર એક નાની નાવડી જતી

હતી તેમા પાચ સાત યુવતીઓ બેઠી હતી તેમાની બે તેજસ્વી, નવયૌવના મદભરી હતી એક કાશ્મીરા હતી, બીજી મજરી હતી કાશ્મીરાની આખો તોફાનમા નાચતી હતી, તેણે એકદમ મજરીને પગે ચોટી દીધી

"ઓ! ઓ! બા શુ જોયા કરે છો?"

"તો પાછી વળી ત્યા શુ જોયા કરે છે?"

"હુ તો જોઉં છુ કે પાટણ અહીઆથી કેવુ દેખાય છે"

કાશ્મીરાએ મજરીને એક તમાચો માર્યો "જુઠ્ઠી!" નજર તો પેલા આરાપર હતી

મજરીનુ મો લાલચોળ થઇ ગયુ

"ત્યા શુ જુવે છે? ત્યા તો બધા વહેતીયા વીર છે જ્યા અમારા ભીષ્મ, ને દ્રોણ ને પરશુરામ"

મજરીના ઉચ્ચારણના ચાળા પાડતા કાશ્મીરાબ્હેનીએ ટાણો માર્યો 'આ જમાનામા એવા છે ક્યા?' ત્યા બેઠેલી સ્ત્રીઓ બધી હસી પડી

"હા બધા વહેતીયાજ છે" ગર્વથી મજરીએ કહ્યુ 'એક સિવાય"–તેણે ઉમેર્યું

"એક કોણ?" કહી કાશ્મીરાબ્હેનીએ મજરીનો હાથ પકડી હસતા હસતા દાબવા માડ્યો 'બોલ કોણ મજરી, નહિ? બોલ"

"ઓ બા! મારો હાથ ભાગશે" ચીસ પાડતા મજરીએ કહ્યુ

"તો પીડા ઓછી બોલ હરામખોર! એક કોણ?"—કહી તેણે વધારે હાથ મરડ્યો

મજરીની આખમા હસતા હસતા પાણી આવ્યા "ના હાથ જોઇએ તો ભાગી નાખો હુ જુઠ્ઠ નહિ બોલુ—

"એક કોણ? બોલ"'

'ઉદા, નવઘણ, ખેગાર ને કાળ-ભૈરવ—એ ચારનો વિજેતા હોય તે"

"હજી તો જન્મી ગયુ છે?" કાશ્મીરાએ હસતા પુછ્યુ

"હા ન પેલી કાવકુલારિણામણી એ પાચનો વિજેતા."

"લુચ્ચી ! હરામખોર ! શરમ નથી આવતી ? તારી બધી પંડિતાઈ ગઈ ક્યાં ?"

"સમાઈ ગઈ, બધી ત્યાં" કહી મંજરીએ જે હોડીમાં મંડલેશ્વર, કીર્તિદેવ ને કાક બેઠા હતા તે તરફ આગળી કરી

"નફટ !"–કાશ્મીરાએ કહ્યું

"તમે બનાવી પરણાવી શું કામ ?"

* * *

મંડલેશ્વર, કીર્તિદેવ અને કાક એ હોડીમાં બેઠા, અને ત્રણે જણ અગામગા ઓવારા તરફ જોઈ રહ્યા ઓવારા પર બધાથી નીગળો, ટટાર બની, પાટણની સત્તાનો પ્રતિનિધિ, દુઃખ ભીની આંખે જોઈ રહ્યો હતો તે સ્વસ્થ લાગતો,–અરણ્યમાં એકલું એક મહાવૃક્ષ ઊભું હોય તેમ, પણ તે સ્વસ્થતા, તે એકલતા દયાજનક લાગતી હતી

"બીચારા મામા છે ત્યાં સુધી એકલા જ રહેવાના" મંડલેશ્વર કહ્યું

"પણ એ છે ત્યાં સુધી જ પાટણનો પ્રતાપ રહેવાનો" કાકે કહ્યું

"ને એ છે ત્યાં સુધી આર્યાવર્તમાં એકતા પણ નહીં આવવાની" કીર્તિદેવે ઉમેર્યું

"કેમ કીર્તિદેવજી ! તમે નિરાશ થવા લાગ્યા કે ?" કાક પુછ્યું

"ભટ્ટરાજ !" કીર્તિદેવે કહ્યું "હું પાટણ ન આવ્યો હોત તો સાચ્ચાત મારું કુલ નહોતો જાણતો ત્યાં સુધી હું મારી જાતને દૈવી માનતો– મારા બાહુમાં ઇંદ્રસમાન બળ હતું—આર્યાવર્તમાં ઐક્ય કરવું એ રમત વાત લાગતી તે વખતે મારી શક્તિઓને મર્યાદા નહોતી પણ જ્યારથી મેં મારું કુલ જાણ્યું ત્યારથી કોણ જાણે કેમ મારા હાથ ભાગી ગયા છે હું આવ્યો ત્યારે દેવ હતો—આખરે માણસ થઈ પાછો ચાલ્યો"

"ભાઈ ?" ત્રિભુવનપાલે પુછ્યું "મુંજાલ મહેતાથી તે તમે કેવા એક પિતાની આશા રાખી હતી ?"

"એમ નહીં મહારાજ ! વસ્તુ મપાય નહીં ત્યાં સુધી જ મોહ રહે–મપાય કે પછી માત્ર, ગણત્રી"

' એમ નિરાશ શું થાઓ છો ?' કાકે કહ્યું

' નિરાશ નથી થતો પણ ભટ્ટરાજ ! તમારી બુદ્ધિ ને ત્યારીજ શ્રદ્ધાની ઝનુન વગર તમે પરાક્રમ કરો છો તેમ મારાથી નથી થતું "

*

અને, મુંજાલે દેખીતી સ્વસ્થતાથી દૂર ને દૂર જતી નાવડીઓ તરફ જોયા કર્યું

